ગ્રન્થ માટે લખો:-

શ્રી હર્ષદરાય દેસાઈ

મંત્રી, સ્વ. કવિશ્રી અ. ફ. ખબરદાર સ્મારક સમિતિ,

કે-૧૨૧, રીઝર્વ બેન્ક સ્ટાફ ક્વૉર્ટર્સ,

મુંબઈ-૮




મુદ્રક: નટવરલાલ ઇચ્છારામ દેસાઈ

મુદ્રણસ્થાન: "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, રીઝર્વ બેન્કની પાછળ, કોટ, મુંબઈ ૧

# સ્વ. કવિશ્રી
# અ. ફ. ખબરદાર સ્મારકસમિતિ, મુંબઈ

## અધિકારી મંડળ

પ્રમુખો :

દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

ઉપપ્રમુખ :

શ્રીમતી મનીજેહ રૂસ્તમ મસાની

મંત્રીઓ :

શ્રી શંકરપ્રસાદ છગનલાલ રાવળ
,, જેહાંબક્ષ બહમનશાહ વાચ્છા
,, સામ નરીમાન બજાં
,, હર્ષદરાય ઝવેરીલાલ દેસાઈ

# આભારદર્શન

કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર સને ૧૯૫૩ ના જુલાઇ માસની ૩૦ મી તારીખે અવસાન પામ્યા.

ગુજરાતી કવિતા લખનાર પારસી કવિઓમાં એમનાં કાવ્યોથી એક નવું પ્રસ્થાન થયું એ જેમ હકીકત છે તેમ ભાષા, નવી છંદરચના અને સંશોધનની દૃષ્ટિએ પણ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવામાં એમનો ફાળો નોંધપાત્ર છે. એમની સ્મૃતિ ચિરંજીવ રાખવા માટે મુંબઇમાં જે સ્મારકસમિતિ નીમાયલી તેનું કાર્ય આ ગ્રંથ પ્રગટ થતાં સંપૂર્ણ થાય છે.

આવાં કાર્યો હાથ પર લેવામાં આર્થિક મદદની અપેક્ષા રહે એ સ્વાભાવિક છે. એવી અપેક્ષાને પરિપૂર્ણ કરી સમિતિની યોજનાને સફળતા અપાવવામાં જે અનેક નાની મોટી વ્યક્તિઓએ અને સંસ્થાઓએ સહાય કરી છે તે સૌની અને વિશેષતઃ **ગુજરાત ગવર્નમેન્ટની અને સર કાવસજી જહાંગીરની, સર દોરાબજી તાતા ટ્રસ્ટની, સર રતન તાતા ટ્રસ્ટની, શેઠ નાનજીભાઈ કાલિદાસની અને ચૅરીટી કમીશ્નર (મુંબઇ)ની** ઉદાર મદદ ઉલ્લેખનીય છે. એ સૌ મહાનુભાવોનો અને સંસ્થાઓનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. તે સાથે આ ગ્રંથમાં પ્રકાશન માટે જે જે વિદ્વાનોએ પોતાના અભ્યાસપૂર્ણ લેખો મોકલવાનો પરિશ્રમ લીધો છે તે સૌનો પણ ઉપકાર માનવામાં આવે છે.

સ્મારકસમિતિના આદ્ય પ્રમુખ દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી અને આદ્ય મંત્રીઓ પૈકીના એક ભાઇ શંકરપ્રસાદ રાવળ જો સદ્‌ભાગ્યે આજે જીવંત હોત તો અમારી સમિતિ અખંડ રહી હોત. પરંતુ મૃત્યુ એ અપરિહાર્ય હોઇ એ વિષે શોક કરવો વ્યર્થ છે.

કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ,
સ્વ. કવિશ્રી અ. ફ. ખબરદાર સ્મારકસમિતિ, મુંબઇ

મુંબઇ, તા. ૧-૧૨-૧૯૬૧.

# સંપાદકીય

સલિલાવાળા સંકલ્પો કદાચ કારણવશાત્ વિલંબાય પણ અંતે સફળ નીવડે છે એ પ્રસ્તુત ગ્રંથના પ્રકાશનથી સિદ્ધ થાય છે. એ માટે અમે ઈશ્વરનો અનુગ્રહ માનીએ છીએ.

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત" એ સમૃદ્ધ માનસની સંસ્કારિતા અને ભાવસંપત્તિથી ભરી ભરી પંક્તિઓદ્વારા સ્વ. કવિશ્રી ખબરદારે પોતાની બૃહદ્ ગુજરાતની ભાવનાને એવું સ્પષ્ટ અને ચિરંજીવ સ્વરૂપ આપ્યું છે કે તે કદાપિ વિસરી શકાય એમ નથી. એમાં જેમ એમનું ગુજરાત પ્રત્યેનું મમત્વ અને અભિમાન વ્યક્ત થાય છે તેમ એમની ઈતર સાહિત્યકૃતિઓમાં પણ ગુજરાત અને ગુજરાતી સાહિત્ય કેન્દ્રસ્થ રહ્યાં છે અને એને સમૃદ્ધ કરવાના અભિલાષને એ યાવજ્જીવ જીવી ગયા છે. એટલું જ નહીં પરંતુ "જન્મીને જીવવું તે નહીં જીવવું, જીવન સુંદર જીવે તે નવાઈ" એ "દર્શનિકા"માં દર્શાવેલી સુંદર જીવનની નવાઈ પણ એમણે ચરિતાર્થ કીધી છે એવુ ગુણજ્ઞ વાચકને સહજ લાગશે. એ દાર્શનિક વ્યક્તિનું અવસાન ૩૦મી જુલાઈ ૧૯૫૩ને રોજ મદ્રાસ ખાતે થતાં પંડિતયુગનો અંત આવ્યો.

ગુજરાતી કવિતા લખનાર પારસી કવિઓમાં કવિશ્રી ખબરદારનાં કાવ્યોથી એક નવું પ્રસ્થાન થયું એ એક ઐતિહાસિક ઘટના છે. એમણે એમની અનન્ય ભાષાભક્તિથી, જુના ગુજરાતી સાહિત્યના અનુશીલનથી અને આત્મબળે મેળવેલા ગુજરાતી ભાષાના સંસ્કારોથી હિંદુ અને પારસી લેખક વચ્ચેનો ભેદ ભૂંસી નાખ્યો અને અનેક ઊર્મિકાવ્યો, ખંડકાવ્યો, રાસ, ભજનો, કીર્તનો, મુક્તકો વગેરે આપ્યાં. વળી પ્રકૃતિ, રાષ્ટ્રભક્તિ, પ્રણય, તત્ત્વજ્ઞાન વગેરેને કાવ્યવિષય બનાવીને અનેક 'એકાન્તિક કાવ્યગ્રંથો પણ આપ્યા. એ સિવાય છંદસંયોજનના વિવિધ પ્રયોગો, પ્રતિપિન પ્રતિકાવ્યો, નંદનીય ધ્વનિતો, પ્રભુભક્તિ અને રાષ્ટ્રભક્તિનાં સુંદર કાવ્યો આપીને એમણે ગુર્જર સાહિત્યની ત્રેપન વર્ષો સુધી વિવિધ અને અવિરત સેવા કીધી. તદુપરાંત, અનેક વર્ષોના અવ્યાહત પરિશ્રમના પરિણામરૂપ કીધેલું એમનું 'ગાથા'નુ સંશોધન અને પ્રકાશન એ ધર્મની દૃષ્ટિએ જેમ સમસ્ત પારસી કોમને ઉપયોગી છે તેમ વેદ, વૈદિક ભાષા, એના ઉચ્ચાર અને એની આનુષંગિક રચનાવિધિપરત્વે હિંદુ ભાઈઓને પણ માર્ગદર્શન કરાવે એવું છે.

આવી એમની વિપુલ અને વૈવિધ્યભરી સાહિત્યસેવાઓને લક્ષમાં રાખીને એમના અવસાન પછી તરતજ મુંબઇની સાહિત્યરસિક જનતાએ એમની સ્મૃતિના પ્રતીકરૂપ યોગ્ય સ્મારક રચવાનો વિચાર વ્યક્ત કર્યો. પરંતુ કેટલાંક અગમ્ય કારણોને લીધે એ વાત વિલંબાઇ અને છેવટે તા. ૯-૧-૧૯૫૫ ને રોજ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે નિર્ણાયક વિચાર અને યોજના તૈયાર કરવા મળેલી જાહેર સભાએ ઠરાવ્યું કે :

(૧) સ્વર્ગસ્થના જીવન અને સાહિત્યકૃતિઓ પર પ્રકાશ પાડતા વિવેચનાત્મક લેખો લખાવી એક સ્મારક ગ્રંથ પ્રકટ કરવો જેમાં બની શકે તો એમના (અપ્રકટ) સાહિત્યમાંથી પણ કંઇક શામિલ કરવું અને એ માટે યોગ્ય ભંડોળ ઊભું કરી પછી એ કામ હાથમાં લેવું.

(૨) જો બની શકે તો રૂપીઆ દશ હજારનું ભંડોળ એકત્ર કરી મુંબઇ યુનિવર્સીટીને આપવું કે જેના વ્યાજમાંથી બી. એ. માં ગુજરાતી લઇને પ્રથમ વર્ગમાં આવનાર વિદ્યાર્થીને એમ. એ. નો અભ્યાસ ચાલુ રાખવાની શરતે એમના નામની પ્રતિવર્ષ શિષ્યવૃત્તિ આપવામાં આવે, અને

(૩) કલમ (૨) માં જણાવેલી રકમ કરતાં જો ઓછી રકમ ભેગી થાય તો તેનો ઉપયોગ કેમ કરવો એ અધિકારીમંડળ ઠરાવે.

આ ઠરાવને અમલમાં મૂકવા તેમજ યોગ્ય કાર્યદિશા નક્કી કરવા એક અધિકારી-મંડળની પણ નિમણુંક કરવામાં આવી.

દરમિઆન, 'કયસરે હિંદ'ના તા. ૨૦-૯-૧૯૫૩ ના અંકમાં કોઇ હોરમસજી આશેકજી માજુ નામના પારસી ગૃહસ્થે પોતે 'ખબરદાર મેમોરીયલ કમીટી'ના ઑ. સેક્રેટરી અને ટ્રેઝરર છે એમ જણાવી 'કવિ ખબરદારની યાદગીરી જાળવવા તેમ જ તેઓનાં પુસ્તકો છપાવી બહાર પાડવા' એક કમીટી નીમાઇ છે એવું જાહેર કર્યું. કામ બેવડાઇ ન જાય અને આર્થિક સંકડામણ પણ ઓછી વેઠવી પડે એ ઉદ્દેશથી એ 'મેમોરીયલ કમીટી'ના અધિકારીઓ કોણ છે, કયારે ચુંટાયા, કયારે અને કયાં એ માટે સભા મળી અને કેવા પ્રકારનું સ્મારક કરવાની યોજના છે એ વિષે ગંભીરતાપૂર્વક તપાસ કરતાં એમાં કાંઇ તથ્ય જણાયું નહીં અને ભાઇ માજુની મુરાદ અધૂરે જતાં, બીજા કોઇ પણ પ્રકારનો સ્ફોટ કર્યા સિવાય એમણે બીનું સંકેલી લીધું એ એજ પત્રના તા. ૧૧-૧૦-૧૯૫૩ના અંકમાં પ્રકટ થયેલા ભાઇ માજુના પત્રથી જણાય છે. કદાચ જો ગૃહસ્થે રૂપિયા દસેક હજાર આપવાની ખુશી દેખાડયાનું એમાં જણાવ્યું છે

તે વાત સાચી હોત અને એમણે અમારી સમિતિનો સહકાર મેળવ્યો હોત તો આ સ્મારકગ્રંથ ઉપરાંત અમારી શિષ્યવૃત્તિની યોજના જે પૈસાને અભાવે પડતી મૂકવી પડી છે તે અમલમાં આવી શકી હોત. પરંતુ મૂલં નાસ્તિ કુતઃ શાખા જેવી એ વાત હતી.

ઉપર જણાવ્યા પ્રમાણે કાર્યદિશાનો નિર્ણય થયા છતાં સ્મારક ગ્રંથ વિષેનું કામ યોગ્ય ભંડોળ ઉભું થયા પછી જ હાથમાં લેવાનું હોવાથી ગુજરાતના લગભગ બધા જ સુપ્રસિદ્ધ લેખકોને અને સાહિત્યના અભ્યાસીઓને તા. ૧૫-૧૧-૧૯૬૦ના એક પરિપત્રદ્વારા અમે અમારી યોજના જણાવી અને લેખ માટે વિનંતિ કરી પરંતુ લેખ સ્વીકારની નિયત કરેલી મોડામાં મોડી મુદત (તા. ૩૧-૧-૧૯૬૧) સુધીમાં સારા પ્રમાણમાં લેખો ન મળી શકવાથી અમારે છેક જુલાઇ ૧૯૬૧ સુધી વિલંબ સહેવો પડ્યો. આમ થવાથી જો કે દૃષ્ટિવૈવિધ્યવાળા અને અભ્યાસપૂર્ણ લેખો અમને મળી શક્યા છે પરંતુ એટલું તો નોંધવુ આવશ્યક બને છે કે ગુજરાતના કેટલાક લબ્ધપ્રતિષ્ઠ લેખકો અને સાહિત્યકારોની ઉપેક્ષાવૃત્તિ, પ્રમાદ અને પ્રચ્છન્ન વાણિજ્યવૃત્તિ આવાં કાર્યો માટે લેશ માત્ર શોભાસ્પદ નથી. સર્જન વિવેચન કે સ્મૃતિસંચયનો યોગ્ય સ્થાને વિનિયોગ કરી જાણનાર વ્યક્તિઓ પોતાની સાપેક્ષ સાહિત્યસેવાની સંકુચિત મનોદશાને આવા શ્રાદ્ધકાર્ય પ્રસંગે પણ નિરપવાદ ગણી પુરસ્કારની ઇચ્છા રાખે અને વારંવાર યાદ કરાવવા છતાં પોતે લખવા માટે અશક્ત છે એવો પ્રત્યુત્તર પણ ન આપે ત્યારે એમની એ ઈશ્વરદત્ત શક્તિઓના વિક્રયમા અમને મતિભ્રંશ કે વિવેકશૂન્યતાની માત્ર પરાકાષ્ઠા જ ભાસે છે. છતાં પુરસ્કારની વૈશ્યવૃત્તિ ન રાખનાર અનેક સેવાભાવી સહૃદય લેખકોના સાત્ત્વિક સહકારથી આ ગ્રંથ આ સ્વરૂપમા આજ ગુણજ્ઞ ગુજરાતને ચરણે મૂકી શકાય છે એ અમારે મન મોટું આશ્વાસન છે.

આ ગ્રંથના પહેલા વિભાગમા સ્વ. કવિશ્રીની પ્રકટ-અપ્રકટ તેમ જ ગ્રંથસ્થ નહીં થયેલી અને અન્યત્ર વેરાયલી કૃતિઓ લેવામાં આવી છે. બીજા વિભાગમા આ પ્રસંગ નિમિત્તે લખાયલા અને એકાદ બે અપવાદ સિવાય અન્યત્ર પ્રકટ નહીં થયેલા એવા લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે. નિરપેક્ષ સાહિત્યસેવાની વૃત્તિથી જે જે લેખકોએ કવિશ્રી પ્રત્યેના પૂજ્યભાવથી પ્રેરાઇ અમારી વિનંતિનો ઉલટથી સ્વીકાર કરી, પોતાની કૃતિઓ મોકલાવી છે તે સૌનો અમે ઉપકાર માનીએ છીએ.

અમારી સ્મારક ગ્રંથની યોજનાને મૂર્ત સ્વરૂપ આપવામા કવિશ્રીના પ્રત્યક્ષ વા પરોક્ષ સંબંધમાં આવેલી અનેક નાનીમોટી વ્યક્તિઓએ અને સસ્થાઓએ જે આર્થિક સહાય આપી છે તે માટે અમે તેમના આભારી છીએ.

અંતમાં "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસના માલિક શ્રી નટવરલાલ દેસાઇની સમયાનુસાર સૂચનાઓ અને સગવડો માટે અને એના મુખ્ય કૉમ્પોઝીટર શ્રી ડાહ્યાભાઈ રતનજીએ

અતિશય શ્રમપૂર્વક પણ ત્વરાથી કામ આપ્યા માટે અમે એમનો ઉપકાર માનીએ છીએ. એ સિવાય, પૃષ્ઠ ૧૫૮, ૧૬૨ ને ૧૬૬ ની સામે છપાયેલા ત્રણ બ્લોક પણ "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસના ખગોળવિષયક પ્રકાશન "જ્યોતિર્વિલાસ"માંથી, "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસના સંચાલકોના સૌજન્યથી છાપવા માટે મળ્યા છે, એ માટે અમે એમનો ઉપકાર માનીએ છીએ.

મુંબઈના વ્યવસાયી જીવનમાં અમારાથી જે શક્ય અને સહજસુલભ નીવડ્યું તે યથાશક્તિમતિ આ ગ્રંથરૂપે આકાર પામે છે. એમાં જે કાંઈ ક્ષતિઓ રહી ગઈ હોય તે ઉદાર ભાવે નિભાવી લેવાની પ્રાર્થના છે.

માત્ર એક જ વસ્તુનો રંજ રહી જાય છે: અમારી સમિતિના આદ્ય પ્રમુખ દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી અને અમારા સહમંત્રી શ્રી શંકરપ્રસાદ રાવળ એમની ઘડેલી યોજનાનું મૂર્ત સ્વરૂપ જોવા આજે હયાત હોત તો એમના વ્યવહાર અને અનુભવસંપન્ન માર્ગસૂચનનો અમને વિશેષ લાભ મળ્યો હોત. ઈશ્વરેચ્છા બલીયસી.

જેહાંબક્ષ બહમનશાહ વાચ્છા
સામ નરીમાન બળાં
હર્ષદરાય ઝવેરીલાલ દેસાઈ
મંત્રીઓ.

મુંબઈ તા. ૧-૧૨-૧૯૬૧

# અનુક્રમણિકા


| ક્રમાંક | વિષય | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|
| | આભારદર્શન | | | |
| | સંપાદકીય | | | |
| ૧ | કવિશ્રી અ. ફ. ખબરદારના જીવનની આનુપૂર્વી | | | ૧ |
| ૨ | વિરહિણી | (કાવ્ય) | શ્રી. અ. ફ. ખબરદાર | ૩ |
| ૩ | નાથ હો! જય જય સ્નેહનિધાન | (કાવ્ય) | ,, | ૪ |
| ૪ | આવો, નટરાજન! અમ આંગણે રે! | ,, | ,, | ૬ |
| ૫ | જીવનનું સોણું | ,, | ,, | ૭ |
| ૬ | સાતમી ગુજરાતી સાહિત્યપરિષદના સાહિત્યવિભાગના પ્રમુખનું ભાષણ | | ,, | ૮ |
| ૭ | વિદાય | (કાવ્ય) | ,, | ૫૩ |
| ૮ | ગુજરાતી સાહિત્ય પરિષદના ચૌદમા સંમેલનના અધ્યક્ષનું ભાષણ | | ,, | ૫૪ |
| ૯ | વિદાય | (કાવ્ય) | ,, | ૧૦૨ |
| ૧૦ | સ્વર્ગસ્થ પત્ની સૌ. પીરોજાબાઇને | ,, | ,, | ૧૦૩ |
| ૧૧ | મનુરાજ | (નાટક) | ,, | ૧૦૪ |
| ૧૨ | મેઘાનું ગાન | (કાવ્ય) | ,, | ૧૧૪ |
| ૧૩ | The Song of Poesy | ,, | ,, | ૧૧૬ |
| | પ્રતિકાવ્યો: | | | |
| ૧૪ | અવરોહણ | ,, | ,, | ૧૨૧ |
| ૧૫ | શ્લોક | ,, | ,, | ૧૩૦ |
| ૧૬ | સાબેલું | ,, | ,, | ૧૩૧ |
| ૧૭ | નામ અને ક્રિયાપદની સંધિનું ભયસ્થાન | ,, | ,, | ૧૩૨ |

| | | | |
|---|---|---|---|
| ૧૮ ઉમેદવાર કવિની સખીને | (કાવ્ય) | શ્રી અ. ફ. ખબરદાર | ૧૩૩ |
| ૧૯ એક અકવિની ટેકના કળાહીન હિસ્સાના દુહા | ,, | ,, | ૧૩૫ |
| ૨૦ પાઠકની ચેપી છીંક! | ,, | ,, | ૧૩૬ |
| ૨૧ ગોકળગાયની ડરખી | ,, | ,, | ૧૩૭ |
| ૨૨ ન્યાતનું નોતરું | ,, | ,, | ૧૩૮ |
| ૨૩ લખા ભગતના છપ્પા | ,, | ,, | ૧૪૯ |
| ૨૪ તીર યસ્તનો અભ્યાસ | | ,, | ૧૫૩ |
| ૨૫ Synopsis of Research work done in the Zoroastrian and Vedic Scriptures | | ,, | ૧૭૧ |
| ૨૬ પત્રસંચય | | | ૧૮૭ |

વિભાગ ૨

| | | | |
|---|---|---|---|
| ૨૭ જય વિજય | (કાવ્ય) | શ્રી સુન્દરમ્ | ૨૧૪ |
| ૨૮ કવિશ્રી ખબરદારને અંજલિ | ,, | શ્રી જહાંગીર માણેકજી દેસાઇ | ૨૧૫ |
| ૨૯ કવિવર ખબરદારને | ,, | ,, મીનુ દેસાઇ | ૨૧૬ |
| ૩૦ કલિકા | | ,, કનૈયાલાલ મુનશી | ૨૧૭ |
| ૩૧ કવિ ખબરદારનો ભક્તિરસ | | પ્રો. ફીરોઝ કા. દાવર | ૨૧૯ |
| ૩૨ 'દર્શનિકા'નું તત્ત્વદર્શન. | | શ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી | ૨૨૮ |
| ૩૩ 'ખબરદાર' કોણ? | | ,, ફિરોજશાહ રુસ્તમજી મહેતા | ૨૩૮ |
| ૩૪ શ્રી અ. ફ. ખબરદાર-ગુજરાતના એક ચિરંજીવ કવિ | | ,, હિંમતલાલ ગણેશજી અંજારિયા | ૨૪૧ |
| ૩૫ સ્વ. કવિશ્રી ખબરદાર-એક પુણ્યસ્મરણ | | ,, બેજન ન. દેસાઇ | ૨૪૩ |
| ૩૬ ગુજરાતનો રાષ્ટ્રીય શૌર્યકવિ | | પ્રા. હસિત હ. બૂચ | ૨૪૮ |
| ૩૭ કવિશ્રી ખબરદારકૃત અપ્રસિદ્ધ નાટક-મતુગાજ | | ,, અનંતરાય મ. રાવળ | ૨૫૫ |
| ૩૮ ખબરદારનું તત્ત્વદર્શન | | ડૉ જનાર્દન પંડ્યા | ૨૫૭ |
| ૩૯ ત્રણ સુખદ સ્મરણો | | શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | ૨૬૭ |
| ૪૦ કવિશ્રી ખબરદાર સાથે પ્રશ્નોત્તરી | | ,, ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી | ૨૬૯ |
| ૪૧ ગુજરાતી સાહિત્યચમનના બાગબાન સાથે બે મુલાકાત | | ડૉ. રતન રુસ્તમજી માર્શલ | ૨૭૫ |

| | | |
|---|---|---|
| ૪૨ સદ્‌ગત કવિ અ. ફ. ખબરદારનો અપો જરથુષ્ટ્રની ગાથાઓ પરનો નવો પ્રકાશ. | શ્રી સોહરાબ હીરજીભાઇ બાટલીવાળા | ૨૭૯ |
| ૪૩ 'કલ્યાણિકા'નો શ્રદ્ધાદીપ | પ્રો. મહેન્દ્રકુમાર મો. દેસાઇ | ૨૮૫ |
| ૪૪ રાષ્ટ્રીય કવિ ખબરદાર | શ્રી લવકુમાર મ. દેસાઇ | ૨૯૪ |
| ૪૫ કવિશ્રી ખબરદાર | ,, મોહનલાલ પા. દવે | ૩૦૧ |
| ૪૬ એક સ્મરણ પ્રસંગ | ,, રવિશંકર મ. રાવળ | ૩૦૬ |
| ૪૭ ભારતના એક પરમ સારસ્વત કવિશ્રી ખબરદારનું ઋષિજીવન | ,, યજ્ઞેશ હ. શુક્લ | ૩૦૮ |
| ૪૮ કવિ ખબરદાર—એક શબ્દચિત્ર | ,, હર્ષદરાય દેસાઇ | ૩૧૭ |
| ૪૯ કવિશ્રી ખબરદારને સંભારતાં— | કુમારી શીરીનબ્હેન કોટવાળ | ૩૨૬ |
| ૫૦ ભજનિકાનો કવિ | ડૉ. મધુસૂદન હિ. પારેખ | ૩૩૨ |
| ૫૧ કવિશ્રી ખબરદાર સાથેના મારા યાદગાર પ્રસંગો | શ્રી જદુરાય ડી. ખંધડીઆ | ૩૩૭ |
| ૫૨ કવિચિંતક ખબરદારનાં સુભાષિતો | પ્રા. મધુરમ્ | ૩૪૦ |
| ૫૩ ઇતિહાસપ્રસિદ્ધ શ્રીજી ઇરાનશાહનો ગરબો | શ્રી દીનશાહ કાવસજી સીધવા | ૩૫૮ |
| ૫૪ કવિશ્રી અરદેશર ખબરદારની મહત્તા | ,, દસ્તુર ખુરશેદ શા. દાબુ | ૩૬૬ |
| ૫૫ સ્વ. કવિશ્રી ખબરદારઃ સંસ્મરણો | ,, ફરામરોજ ધનબુરા | ૩૬૯ |
| ૫૬ કવિવર ખબરદારની રાસચંદ્રિકા | ,, મૂળજીભાઇ પી. શાહ | ૩૭૩ |
| ૫૭ એક બચાવ | ,, સામ નરીમાન બજાં | ૩૯૩ |
| ૫૮ કવિની સુવાસ | સૌ. માલતીબ્હેન દવે | ૩૯૮ |
| ૫૯ કવિશ્રી ખબરદાર સાથેના બે પ્રસંગો | શ્રી મૂળશંકર ન. દ્વિવેદી | ૪૦૧ |
| ૬૦ Mr. Khabardar's Valuable Contirbution to Gathic Researches | Shri P. P. Balsara | ૪૦૪ |

# શુદ્ધિપત્ર

પૃષ્ઠ ૫૭, લીટી ૩૦ : “અખા ભગતના” અને “વેદાંતી કાવ્યોનો” એ શબ્દોની વચ્ચે “કાવ્યો પર ટીકા અને વાર્તિક લખીને એમણે આપેલો છે. એઓ વેદાંતના ઊંડા અભ્યાસી હતા એટલે જ અખા ભગતનાં” ઉમેરો.

પૃષ્ઠ ૧૦૪, ... ... જ્યાં જ્યાં 'મહેન્દ્ર' છે ત્યાં ત્યાં 'મહેન્દ્ર' વાંચવું.

પૃષ્ઠ ૧૩૨, લીટી ૫ : “બધામણી” ને બદલે “લધામણી” વાંચવું

# કવિશ્રી ખબરદારનાં પ્રગટ પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ કાવ્યરસિકા | (સિલકમાં નથી) | કિંમત | રૂ. ૧ ૫૦ |
| ૨ વિલાસિકા | ,, | ,, | ૧–૫૦ |
| ૩ પ્રકાશિકા | ,, | ,, | ૧–૨૫ |
| ૪ મલબારીનાં કાવ્યરત્નો | ,, | ,, | ૩–૦૦ |
| ૫ સંદેશિકા | ,, | ,, | ૧–૦૦ |
| ૬ ભારતનો ટંકાર | (ચોથી આવૃત્તિ) | ,, | ૧–૫૦ |
| ૭ કલિકા | (બીજી આવૃત્તિ) | ,, | ૪–૦૦ |
| ૮ ભજનિકા | ,, | ,, | ૨–૫૦ |
| ૯ રાસચંદ્રિકા ભાગ–૧ | ,, | ,, | ૦–૮૭ |
| ,, | પાકું ગીલ્ટ પૂઠું | ,, | ૧–૨૫ |
| ૧૦ દર્શનિકા | (બીજી આવૃત્તિ) | ,, | ૩–૫૦ |
| ૧૧ પ્રભાતનો તપસ્વી અને કુક્કુટદીક્ષા | (બીજી આવૃત્તિ) | ,, | ૦–૫૦ |
| ૧૨ કલ્યાણિકા | | ,, | ૨–૦૦ |
| ૧૩ રાષ્ટ્રિકા, દેશભક્તિનાં કાવ્યો | | ,, | ૨ ૫૦ |
| ૧૪ રાસચંદ્રિકા મોટી, ભાગ ૧–૨ સાથે | | ,, | ૩ ૫૦ |
| ૧૫ ગુજરાતી કવિતાની રચનાકળા | | ,, | ૧–૫૦ |
| ૧૬ શ્રીજી ઈરાનશાહનો પવાડો | (૪ થી આવૃત્તિ) | ,, | ૦–૩૭ |
| ૧૭ નંદનિકા | (બીજી આવૃત્તિ) | ,, | ૪–૦૦ |
| √ ૧૮ ગાંધી બાપુનો પવાડો–ત્રણ ભાગમાં | | ,, | ૧–૨૫ |
| √ ૧૯ ગાંધી બાપુ: પ્રશસ્તિનાં ૩૮ કાવ્યો | | ,, | ૩–૦૦ |
| ૨૦ અષો જરથુશ્ત્રની ગાથાઓ પર નવો પ્રકાશ ગુજરાતીમા કવિતામાં અનુવાદ સાથે | | ,, | ૨૦–૦૦ |
| ૨૧ કીર્તનિકા, ૭૫ નવાં ભજનો | | ,, | ૩–૦૦ |

## અંગ્રેજીમાં : English works

૨૨ The Silken Tassel, English Lyrics (5th Edition) કિંમત રૂ. ૪-૦૦

૨૩ Zarathushtra, The First Prophet of the World, 101 Sonnets " ૪-૦૦

૨૪ New Light on the Gathas of the Holy Zarathushtra, Full English Translation with additions and Revisions, Gilted De Luxe Edition ૨૫-૦૦

## હવે પછી પ્રગટ થશે

૨૫ તારિકા: નવાં કાવ્યોનો સંગ્રહ.
૨૬ કેટલાંક પ્રતિકાવ્યો ને કટાક્ષકાવ્યો
૨૭ પ્રભાતગમન – વર્ણનકાવ્ય
૨૮ સપ્તેગીતા – ૪૦૦૦ લીટી
૨૯ ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય
૩૦ મનુરાજ મહાનાટક – અખંડ પદ્યમાં
૩૧ અમરદેવી નાટક
૩૨ ગદ્યસંગ્રહ ભા. ૧
૩૩ " ભા. ૨
૩૪ વંદીદાદ પર નવો પ્રકાશ – ૧૫ ચિત્રો સાથે
૩૫ અવસ્તાની યશ્તો પર નવો પ્રકાશ – ૩૫ ચિત્રો સાથે
૩૬ Leaf and Flower, English Lyrics
૩૭ The Rest – House of the Spirit (Long Odes)
૩૮ The Migrating Bird, New English Lyrics

ઇકાન્તિક કાવ્યગ્રંથોના રચયિતા

# કવિ શ્રી અરદેશર ફરામજી ખબરદારના

## જીવનની આનુપૂર્વી.

| ઈ. સ. | |
|---|---|
| ૬ નવેમ્બર ૧૮૮૧ | દમણમાં શુભ જન્મ. |
| ૧૮૮૬ | પિતાનું અવસાન. |
| જાન્યુઆરિ ૧૮૯૧ | ન્યૂ હાઈસ્કૂલ (આજની ભરડા ન્યૂ હાઈસ્કૂલ)માં અંગ્રેજી શિક્ષણ માટે મુંબઈ પ્રયાણ. |
| ૧૮૯૫ | પિતામહ કાવસજી સોરાબજી ખબરદારનું અવસાન. |
| ૧૮૯૭ | 'માસિક મજાહ'માટે (૧) ૧૦૦ દ્રષ્ટાંતિક દોહરા લખી મોકલ્યા. |
| ૧૮૯૮ | પીરોજાબાઈ સાથે લગ્ન. |
| ૧૯૦૧ | (૨) કાવ્યરસિકા, તેમીનાનો જન્મ. |
| ૧૯૦૫ | (૩) વિલાસિકા. |
| ૧૯૦૮ | (૪) પ્રકાશિકા. |
| ૧૯૦૯ | મદ્રાસ પ્રતિ પ્રયાણ. |
| ૧૯૧૭ | મલબારીનાં કાવ્યોનું સંપાદન. |
| ૧૯૧૮ | (૫) The Silken Tassel. |
| ૧૯૧૯ | (૬) ભારતનો ટંકાર. |
| ૧૯૨૦ | (૭) પ્રભાતનો તપસ્વી અને કુક્કુટદીક્ષા. |
| ૧૯૨૪ | ભાવનગર સાહિત્ય પરિષદમાં સાહિત્ય વિભાગના પ્રમુખ. |
| ૧૯૨૫ | (૮) સંદેશિકા. |
| ૧૯૨૬ | (૯) કલિકા. |
| ૧૯૨૭ | મુંબઇનો વસન્તોત્સવ. |
| ૧૯૨૮ | (૧૦) ભજનિકા. |
| ૧૯૨૯ | (૧૧) રાસચંદ્રિકા ભા. ૧, તેમીનાનું અવસાન. |
| ૧૯૩૧ | (૧૨) દર્શનિકા, જન્મસુવર્ણ મહોત્સવ. |
| ૧૯૩૭ | મદ્રાસમાં ભરાયલા હિંદી સાહિત્ય સંમેલનને અંગે યોજાયલા કવિસંમેલનના અધ્યક્ષ. |
| ૧૯૩૮ | મુંબઈ નિવાસ. |
| ૧૯૩૯ | મુંબઈ યુનિવર્સીટીની ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા. ભારતનો ટંકાર (૨ જી આવૃત્તિ). |

૧૯૪૦ (૧૩) રાષ્ટ્રિકા, (૧૪) કલ્યાણિકા, દર્શનિકા (૨જી આવૃત્તિ)

૧૯૪૧ ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૪મા સંમેલનના અધ્યક્ષ.
(૧૫) રાસચન્દ્રિકા ભા. ૧–૨ સાથે. ભજનિકા (૨જી આવૃત્તિ).

૧૯૪૨ (૧૬) શ્રીજી ઈરાનશાહનો ગરબો.

૧૯૪૪ (૧૭) નંદનિકા.

૧૯૪૭ ભરતનો ટંકાર (૪થી આવૃત્તિ).

૧૯૪૮ (૧૮) ગાંધી બાપુ. (૧૯) ગાંધી બાપુનો પવાડો

૧૯૪૯ (૨૦) અષો જરથુશ્ત્રની ગાથાઓ પર નવો પ્રકાશ (ગુજરાતી)

૧૯૫૦ (૨૧) Zarathushtra The First Prophet of the World.

૧૯૫૧ અષો જરથુશ્ત્રની ગાથાઓ પર નવો પ્રકાશ (અંગ્રેજી અનુવાદ).
મુંબઈ છોડી મદ્રાસ ગયા.

જુલાઈ ૧૯૫૨ ચમત્કાર દર્શન–એક વર્ષની આયુષ્ય મર્યાદા વધી.

૧૯૫૨ પીરોજબાઈનું અવસાન (૧૩. ૧૦. ૧૯૫૨).

૧૯૫૩ (૨૧) કીર્તનિકા.
અવસાન તા. ૩૦. ૭. ૧૯૫૩ (આયુષ્ય મર્યાદા ૭૨ વર્ષ).




(રાગ ગારો)

નમેરીઆ! આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય.



નયણાં પલક ના સૂકાય,
હો, લયમાં ખલક ડૂબી જાય;
આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય. ૧

ભરતી ભરાય આ,
હૈયું તણાય આ,
દિલનો દિલાવર ન પાય:
આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય. ૨

માયા તે નાથની,
છાયા તે હાથની;
વેલી અકેલી કરમાય:
આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય. ૩

નમેરીઆ! આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય.

— · —

અરદેશર ફરામજી ખબરદાર

રે. મ. રા. ના સૌજન્યથી

૧૯૪૦ (૧૩) રાશ્દ્રિકા, (૧૪) કલ્યાણિકા, દર્શનિકા (૨ જી આવૃત્તિ)
૧૯૪૧ ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૪ મા સંમેલનના અધ્યક્ષ.
(૧૫) રાસચન્દ્રિકા ભા. ૧–૨ સાથે. ભજનિકા (૨જી આવૃત્તિ).
૧૯૪૨ (૧૬) શ્રીજી ઈરાનશાહનો ગરબો.
૧૯૪૪ (૧૭) નંદનિકા.
૧૯૪૬ ભારતનો ટંકાર (૪ થી આવૃત્તિ).
૧૯૪૮ (૧૮) ગંધી બાપુ. (૧૯) ગાંધી બાપુનો પવાડો
૧૯૪૯ (૨૦) અષો જરથુસ્ત્રની ગાથાઓ પર નવો પ્રકાશ (ગુજરાતી)
૧૯૫૦ (૨૧) Zarathushtra The First Prophet of the World.
૧૯૫૧ અષો જરથુસ્ત્રની ગાથાઓ પર નવો પ્રકાશ (અંગ્રેજી અનુવાદ).
મુબઈ છોડી મદ્રાસ ગયા.
જુલાઇ ૧૯૫૨ ચમત્કાર દર્શન–એક વર્ષની આયુષ્ય મર્યાદા વધી.
૧૯૫૨ પીરોજબાઈનું અવસાન (૧૩. ૧૦. ૧૯૫૨).
૧૯૫૩ (૨૧) કીર્તનિકા.
અવસાન તા. ૩૦. ૭. ૧૯૫૩ (આયુષ્ય મર્યાદા ૭૨ વર્ષ).




(રાગ ગારો)

નમેરીઆ! આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય.



નયણાં પલક ના સૂકાય,
હો, લયમાં ખલક ડૂબી જાય:
આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય. ૧

ભરતી ભરાય આ,
હૈયું તણાય આ,
દિલનો દિલાવર ન પાય:
આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય. ૨

માયા તે નાથની,
છાયા તે હાથની;
બેલી અકેલી કરમાય:
આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય. ૩

નમેરીઆ! આવો રે, મોરે નયણાં પલક ના સૂકાય.

અરદેશર ફરામજી ખબરદાર

ર. મ. શ. ના સૌજન્યથી

# નાથ હો! જય જય સ્નેહનિધાન

નાથ હો! જય જય સ્નેહનિધાન!
અમે શાં કરિયે તુજ ગુણગાન! (ધ્રુવ) (૧)

શબ્દ તારો ઊઠ્યો રસપૂર,
અને જાગ્યાં વિશ્વો નવનૂર;
ભવ્ય શાં ચેતનનાં આશ્ચર્ય!
સૌમ્ય શાં બુદ્ધિતણાં સૌન્દર્ય!
શબ્દથી ઊઠ્યા વિવિધ તરંગ,
તરંગે બુદ્બુદના ઉછરંગ;
ભલાઈ ને બૂરાઈ બિચ છે માનવ જગદ્વાર,
તેજ તિમિરનું તોફાન કરતો ઊભો ત્યાં મનધાર;
ડોલતો ત્યાં માનવનો પ્રાણ,
કોણ તું વિના કરે કલ્યાણ! નાથ હો! ૨

અનંતે પથરાયો અવકાશ,
ઊભા તુજ તણખા ત્યાં ચોપાસ;
ઊકળતા ધગધગતા સહુ જાય,
ઘૂમતા કો નવ અટકે ક્યાંય:
જળે સૌ જડની જડના જેમ,
ઝળહળે ત્યમ ચેતનનું હેમ;
જ્વાળામુખી નગ શો જળે આ તારો જગયજ્ઞ,
માનવ નિજ મહીં હોમી ત્યાં શુદ્ધ બને સ્થિતપ્રજ્ઞ;
ઝળે તુજ પવિત્રતાની ઝાળ,
કોણ તું વિના કરે સંભાળ?— નાથ હો! ૩

ઘૂમવા માંડ્યા ચેતનગોળ,
પ્રકૃતિના અણુ અણુ લે હિંડોળ;
તત્ત્વમાં તત્ત્વ ગૂંથાયાં સાર,
ધાતુના થયા બધે સંચાર;
શક્તિના ઊડે ફુવારા પૂર,
દીપે ખૂબ ચેતન કેરૂં થર;
પ્રકૃતિ તણા ઉત્પાતની ચક્રી ફરે ફરે જગશિર,
કાયરતા ને ભય તજી માનવ બને ધીટ બડવીર.
દિવ્ય એ શક્તિ ઉગે સહુ ઠામ,
કોણ તું વિના ભરે જય હામ?— નાથ હો! ૪

ભાનુથી છૂટ્યાં ચેતનબિંદુ,
જામિયા ગ્રહ, પૃથ્વી ને ઈંદુ.
ચેતના ઉઘડી કોરોકાર,
થયો ભૂમિમાં લીલાવિસ્તાર;
ઉગ્યા માનવ સાથે નવ ભાવ,
પ્રણય ને ભક્તિ તણા પ્રસ્તાવ;
ઉગે ખીલે કરમાય સૌ આ તારે જગતાપ,
માનવ ત્યાં ડહાપણ ને સ્નેહે લે અંતરબળ આપ;
નિભાવે નિર્બળનો પણ ટેક,
કોણ તું વિના ટકે પળ એક? – નાથ હો! ૫

સમુદ્રે ઉભર્યાં પૃથ્વીઅંગ,
વાદળે ચિતરાયા રવિરંગ;
દીધાં વર્ષાનાં અમૃતદાન,
ગવાયાં નદી ઝરણાંનાં ગાન,
બધે આબાદી છાઈ અશેષ,
ફળ્યા ઋતુ ઋતુના ફાલ હમેશ;
શોક મોદ, સુખ દુઃખ તણા હિંચકા ઝોલાં ખાય,
ધર્મપથે સમદૃષ્ટિથી માનવ જીવન જીતી જાય;
ફળે જગજન્મ તણા સહુ અર્થ,
કોણ તું વિના બને જ સમર્થ? – નાથ હો! ૬

ઝગ્યા વ્યોમે જયમ જ્યોતિર્વૃક્ષ,
લચ્યાં વસુધાવન કુસુમે લક્ષ,
અન્નના ભર્યા અખૂટ ભંડાર,
કીધાં પશુ પંખી સુખ આધાર;
ભરી સૌ માનવ કાજ સમૃદ્ધિ,
ભલી રીતે પામે સૌ સિદ્ધિ;
સત્પથે ને સ્નેહમાં છૂટે જગ જડ બંધ,
માનવ અંતે તુજ ઉર પામે અખંડ અમરાનંદ!
પરમપદ પામે આત્મ અનન્ય;
કોણ તું વિના કરે તે ધન્ય?
નાથ હો! જય જય સ્નેહનિધાન!
અમે શા કરિયે તુજ ગુણગાન? ૭

[ અપ્રકટ 'મનુરાજ'માંથી ]

# આવો, નવરાજન! અમ આંગણે રે!

હે દિશદિશમાં ઊડી રહી નવપ્રભા રે,
હે ગુલગુલ વેરાતાં આકાશ;
હે આવો, નવરાજન! અમ આંગણે રે!
હે ટકટક જોતી આતુર આંખડી રે,
હે ઉરઉર ઊછળતી કંઈ આશ:
હે આવો, નવરાજન! અમ આંગણે રે!

૨

હે ધગધગતા અંગાર ઝરી રહ્યા રે,
હે ક્રોધે તૂઠ્યા બારે મેઘ:
હે આવો, નવરાજન! અમ આંગણે રે!
હે જ્યાં ત્યાં જીવન સોંઘાં થઈ ગયાં રે,
હે ચોગમ ફરતી યમની તેગ:
હે આવો, નવરાજન! અમ આંગણે રે!

૩

હે ધોઈ નાખી સ્નેહળ આંખડી રે,
હે જગતે આંજ્યાં કાળાં ઝેર:
હે આવો, નવરાજન! અમ આંગણે રે!
હે હૈયાપાર કર્યો પ્રભુસ્નેહને રે,
હે રાજન! તે પરઠાવો ફેર!
હે આવો, નવરાજન! અમ આંગણે રે!

૪

હે રાજન! છાંટો સ્નેહસુધા ફરી રે,
હે ઠારો જગની રોતી આંખ:
હે આવો, નવરાજન! અમ આંગણે રે!
હે હૈયે સ્થાપો થાનક દેવનું રે,
હે ઊપડે ફરી બંધુત્વની પાંખ!
હે આવો, નવરાજન! અમ આંગણે રે!

૫

હે લ્યો, રાજન! અમને તમ બાથમાં રે,
હે જગનાં ઝેર કરી દ્યો દૂર!
હે આવો, નવરાજન! અમ આંગણે રે!
હે સ્નેહ ખિલાવો વિખરી વાડીમાં રે,
હે લહેરે લીલા ફરી ભરપૂર!
હે આવો, નવરાજન! અમ આંગણે રે!

૬

કે અંધારાનું રાજ્ય ન રહે સદા રે,
કે અંતર ઊગશે તેજસ ભાણુ:
કે આવો, નવરાજન! અમ આંગણે રે!
કે એવા ચેતનભર સદેશ દ્યો રે,
કે જગનું થાય અદલ કલ્યાણ!
કે આવો, નવરાજન! અમ આંગણે રે!

["ગુજરાતી" દિવાળી અંક સને ૧૯૪૧ વિ સં. ૧૯૯૭]



## જીવનનું સોણું

[રાગ ભૈરવી-તાલ લાવણી]

મોંઘું જીવનનું મુજ સોણુ રે, મા ભૂંસશો કોઈ!
મારૂં અમરતાનું જોણું રે, મા ભૂંસશો કોઈ!

ચંદા દૂર નભે રહી વેરે
રજતસુધાની ધાર:
મુજ આંખે હૈયે એ ઝીલું
પરમાનંદ અપાર!
મારી એક અનામત મૂડી રે, મા લૂંટશો કોઈ!
મારી જ્યોતિ છુપી એ ઊડી રે, મા લૂંટશો કોઈ!–મોંઘું ૧

છો વિજ્ઞાની યંત્રવિમાને
જઈ ઉતરે શશિભોમ;
રજતસુધા એ નવ પામે ત્યાં,
પામે ધખતો ધોમ.
મારા ઇંદ્રધનુના રંગો રે, મા ચૂંથશો કોઈ!
રૂડાં એ સોણાનાં અંગો રે, મા ચૂંથશો કોઈ!–મોંઘું ૨

જડ વાસ્તવનું ઢેફું અડતાં
ધૂળે હાથ ભરાય:
મુજને જીવવા દ્યો મુજ સોણે,
નહીં સૌંદર્ય જનાય.
મારૂં સ્વર્ગભર્યું એ સોણુ રે, મા ભૂંસશો કોઈ!
મોંઘુ અમરાનંદનું જોણું રે, મા ભૂંસશો કોઈ!–મોંઘું

સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના અધ્યક્ષ

# શ્રીયુત અરદેશર ફરામજી ખબરદારનું ભાષણ

(ભાવનગર, તા. ૧૮-૪-૧૯૨૪)

સાહિત્યવિલાસી બહેનો અને બંધુઓ,

તમારી આજ્ઞાને અહિં મારે મત્યે ચડાવવામાં અને મારી પુણ્ય ભૂમિ ગુજરાતે મારી પાસે માગેલી સેવા બજાવવામાં જ હું મારી ફરજ અને મારૂં અહોભાગ્ય સમજું છું. આપણા વીર કવિ નર્મદે સાચા સ્વદેશાભિમાનથી એક મહાપ્રશ્ન પોતાના ગુજરાતી ભાઇઓને પૂછ્યો હતો કે "કોની કોની છે ગુજરાત?" અને એ પ્રશ્નનો તેણે જ સ્પષ્ટ સત્યતાથી અને ખરી ઉદારતાથી યોગ્ય જ ઉત્તર આપ્યો હતો કે

"પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વધ્યા,
કોઇ રીતની તો પણ ... ... ...
વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટા કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું તે ભાઈ ઠર્યા:
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત.

સુજ્ઞ જનો! કેવો અંતરનો ઉમળકો ઉભરાઇ જાય અને મુખ આનંદે ભરાઇ જાય તેવો સ્નેહપૂર્ણ શબ્દ એ 'ભાઇ' છે! એ શબ્દને તમે આજે સાર્થક કર્યો છે અને અહિં આજે તમારા એ ભાઇ જેવો તમારી પાસે રહી તમારા સ્નેહનો મધુર અનુભવ હું લઉં છું ત્યારે મારૂં જીવન હું ધન્યજ ગણું છું. એથી જ તમને સર્વને પ્રથમ "બહેનો અને બંધુઓ" જેવા શબ્દોથી મેં સંબોધન કર્યું તે માત્ર શિષ્ટાચાર લેખે નહીં પણ એ શબ્દોમાં રહેલી અને આજે પ્રત્યક્ષ કીધેલી એવી ખરી સ્નેહભાવનાને લીધે જ છે. તમારા એ 'ભાઇ' ને તમે જે સ્નેહ અને માનનું સ્થાન આપ્યું છે તે માટે હું તમારો આભાર માનું છું અને આશા રાખું છું કે જે ઉદાર વૃત્તિથી અને પ્રેમભાવથી તમે મને તમારી સેવા કરવાનો આ ધન્ય પ્રસંગ આપ્યો છે તેમાં તેજ વૃત્તિથી સર્વ બહેનો અને બંધુઓ મને નિભાવી લેશો.

## સાહિત્યનો પ્રશ્ન

જે ગુર્જર સાહિત્યની ઉન્નતિના વિચાર અર્થે આપણે અહિં ભેગાં મળ્યાં છીએ એ સાહિત્ય એટલે શું? અને ખરૂં સાહિત્ય કોને કહેવું? એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે. આપણા જીવનનો મનોવ્યાપાર પોતેજ પ્રશ્નોની હારમાળા રૂપ છે, તે તો આપણા જન્મથી ઐહિક જીવનના અંત સુધી આપણી નજર આગળ જે જીવનના અનુભવ અને નવનવી સૃષ્ટિ દેખા દે છે તેજ બતાવી આપે છે. સાહિત્યમાં રસ રાખનારને કે

સાહિત્યમય જીવન ગાળનારને એ સાહિત્યની સાચી પિછાન કરવાની જરૂર પડે છે અને તેથી "સાહિત્ય એટલે શું?" એ પ્રશ્નનો ઉહાપોહ આજ સુધી હજારો વિદ્વાનોએ કીધેલો હોવાથી તેની નવીનતામાં કે યોગ્યતામાં લેશ પણ ઘટાડો થતો નથી.

દુનિયામાં કેટલાક મહા પ્રશ્નોના ઉત્તર એ દુનિયાને ફરી ન પૂછવા પડે તેવા મળતા જ નથી. જનતા પૃથ્વીના પારણામાં હિંચકા ખાતી હતી ત્યારથી એ પ્રશ્નો પૂછતી આવી છે, હજીએ પૂછે છે અને અનંત કાળ સુધી પૂછ્યા જ કરશે. પ્રભુ શું છે, કોણ છે, કયાં છે, કેવો છે, કદિ તેની સંપૂર્ણ બુદ્ધિ પૂર્વક પ્રતીતિ થઇ શકશે કે કેમ, વગેરે અનેક પ્રશ્નો જેમ હજી પૂછાયા જ કરે છે, તેમ માનવજાતિએ પોતાની બુદ્ધિનું મંદિર રચ્યા પછી એ મંદિરના અધિષ્ઠાતા દેવનું સ્વરૂપ કલ્પવા અને નિર્ધારવા આજ સુધી પ્રશ્નો પૂછ્યા જ કીધા છે. હજારો લેખ લખાયા છે, લાખો ચર્ચા થઇ છે, વિચારકો અને રસવેત્તાઓએ કરોડો ચિંતન કીધાં છે પણ સાહિત્ય એટલે શું તેની સંપૂર્ણ અને સર્વમાન્ય વ્યાખ્યા હજી કોઇ આપી શક્યું નથી.

આવી સ્થિતિમાં સાહિત્યની વ્યાખ્યા આપવાનો મારે અલ્પમતિએ પ્રયત્ન કરવો એમાં બાલિશતા છે, એમ જો કોઇ મને કહે તો તે હું માન્ય રાખું છું. પણ જે સાહિત્યની સેવા જીવનભર કરવાનું મને માન છે, તે સાહિત્યને હું કેવા સ્વરૂપમાં જોઉં છું તે દર્શાવવાની મારી પ્રથમ ફરજ છે. ભૂતકાળમાં નાખી શકાય તેટલી દૃષ્ટિ આપણે નાખીએ છીએ, વર્તમાનનું નાટક તો આપણે પ્રત્યેક પળે જોતા જોતા જ જીવનમાં ધપીએ છીએ, અને એ ભૂત તથા વર્તમાનને સાંકળીને આપણે ભવિષ્યના ઊંડા આકાશમાં તારાઓની પાર પણ આપણી કલ્પનાના પતંગોને ઉડાવીએ છીએ. જમાના જમાનાના સાહિત્યરસિકો કાળનાં સદોદિત આગળ પડતાં પગલાંમાં નવા રંગો જોતા જ રહે છે અને તેનાં નવા રહસ્યો ખોળતા ફોળતા દુનિયાના સમગ્ર સાહિત્યાનુભવના રત્નપુંજમાં કદિ કદિ એકાદ નવું રત્ન પણ ઉમેરતા રહે છે. બધા સાહિત્યસેવકો કુદરતની અને માનવહૃદય તથા માનવબુદ્ધિની ખાણમાં કામ કરનારા છે. અને એ ખાણમાંથી પથરો તથા માટીના ઢગલા ફેંકતાં કે તે કરતાં અથાગ શ્રમે પણ એકાદ રત્ન મેળવવાની તેઓ અભિલાષા રાખે છે. એ રત્ન કદિ એકનિષ્ઠાથી એ ખાણ ખોદનારને મળે છે કે કદિ એના પથરો કે માટીના ઢગના વહેનારને પણ તેમાંથી જડી આવે છે. એ રત્નપ્રાપ્તિ સકામવૃત્તિથી હો કે નિષ્કામવૃત્તિથી હો; આપણે તો માત્ર ખાણમાં જ કામ કરવાનું છે.

### સાહિત્યનો આરંભ

માનવજીવન શરૂ થયું ત્યાંથી જ માનવસાહિત્યનો આછામાં આછો પણ આરંભ થયો હોવો જોઇએ, એવી કલ્પના જો આપણે કરીએ તો તેમાં આપણે માનવહૃદયનો એક સામાન્ય ભાવ જ દર્શાવીએ છીએ. વાણીનું સ્વરૂપ બંધાયા પછી તેમાં બુદ્ધિ અને કલ્પનાના તારો વણાતાં જેને આજ આપણે વાઙ્મય કહીએ છીએ તેનું આછામાં આછું આદ્ય સ્વરૂપ પ્રથમ હસ્તીમાં આવ્યું હશે જીવનના ઉત્ક્રમમાં માનવી જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ તેના ભાવમાં, વિચારમાં, બુદ્ધિમાં, કલ્પનામાં, એમ તેના તમામ મનોવ્યાપારમાં વિકાસ થતો જ ગયો, એટલે રોજના વહેવારની સાદી બોલી ઉપરાંત એ વિકાસને લગતાં

હૃદય અને કલ્પનાનાં તત્ત્વોને કોઇ ખાસ અને યથોચિત વાણી સ્વરૂપમાં મૂકવાની તેને અગત્ય જણાઇ. એ અગત્યતામાં જ તેના નિર્વાહની કુંચી હતી, એટલે એનાં મનોહર બોલો અને એ બોલતામાંજ વાઙ્મય ઉત્પન્ન થયું. વિચારો અને ભાવોના ઉદ્‌ગારોને મૂર્ત્ત સ્વરૂપ આપવા લેખનકળાનો જન્મ ઘણો મોડેથી થયલો માનવઇતિહાસમાં નોંધાયલો છે, પણ તે પહેલાં પણ વાઙ્મય તો હસ્તીમાં હતું, અને તે જેને આપણે આજે પણ કંઠસ્થ સાહિત્યને નામે ઓળખીએ છીએ તેને મળતા કોઇક સ્વરૂપમાં માનવજાતિએ વંશપરંપરા જાળવી રાખ્યું હતું. એ કંઠસ્થ સાહિત્ય ન હોત તો માનવજાતિ અન્ય પ્રાણીઓથી કદી વિશેષતા પામત નહીં, કારણ કે તેનાં ભાવ અને કલ્પનાનાં અમૃત ઝીલી રાખવાનું સાધન ન મળતાં તેની જીવ ભૂમિ રેતીના રણ જેવી સુકી જ રહેત અને માનવજીવનની જે લીલા આજે આપણે અનુભવીએ છીએ તે લીલાનો ઉદ્‌ભવ જ ન થતાં માનવજીવન પશુજીવનથી કોઇ પણ રીતે ખરી વિશિષ્ટતા મેળવત જ નહીં.

પશુજાતિની જેમ માનવજાતિને પણ પોતાના સામાન્ય જીવનનિર્વાહને માટે, એટલે શરીરની રક્ષા કરી આયુષ્યની દોરી પૂરી કરવાને માટે, વાઙ્મય કે સાહિત્યની જરૂર નથી એ તો આપણે આજની પણ જંગલોમાં જંગલી માનવજાતિનાં ટોળાંઓના મોટે ભાગેના વહેવાર પરથી જોઈ શકીએ છીએ. હું 'મોટે ભાગે' ખાસ કહું છું કારણ કે એ જંગલીઓની જાતિમાં પણ બહુ ઓછામાં ઓછા સ્વરૂપમાં વાઙ્મયનાં દર્શન તો થાય છે જ, તે તેમના નાચ તેમ જ, એકાદ લયની પૂર્તિનો આભાસ આપતાં આનંદગીતો, તેમની પ્રાણીપૂજા કે પદાર્થપૂજા, તેમના વહેમો, તેમની માન્યતાઓ, એવી એવી વસ્તુઓ બતાવી આપે છે. એ જાતિઓમાં પણ બહુધા કંઠસ્થ સાહિત્ય તેના સાદામાં સાદા સ્વરૂપમાં હસ્તી ધરાવે છે. પશુ અને માણસની વચ્ચેનો ફેર એ પશુબુદ્ધિ અને કલ્પનાશક્તિના ફેરનો ઇતિહાસ છે અને એ કલ્પનાશક્તિથી જ તુલના કરતો માનવી આજે પ્રભુનાં અમૃત ઝીલવાનો અધિકારી બન્યો છે.

માનવજીવનનો એ વાઙ્મય એટલે સાહિત્ય સાથેનો સંબંધ માનવજાતિના બીજમાં જ રહેલો છે, એવું ઇષ્ટ અનુમાન કરીએ તો તેમાં કાંઈ ખોટું નથી. એ સંબધ કાંઈ બહારથી આવીને થયલો નથી કે નથી એ સંબંધ દેહ અને તેના વસ્ત્રઢાંકણ જેવો. એ તો એની કીકીનું તેજ છે, એના હૈયાનું રૂધિર છે, એનાં ફેફસાંનાં શ્વાસોચ્છ્‌વાસ છે, એના મનની પ્રતિકૃતિ છે, એના આત્માનો અકથ આનંદ છે.

### વાણી અને સાહિત્યની સાન્ધ્યભૂમિ

માનવજીવન સાથે સંકળાયલું એવું એ વાઙ્મય કે સાહિત્ય તે શું હશે! એ એવો તે કેવોક પારસમણિ હશે કે જે પોતાના સ્પર્શથી વાણીના લોહને સાહિત્યના કંચનમાં ફેરવી નાખે છે! એ પારસમણિ લોહચુંબક જેવો માત્ર એક જ ગુણ કે તત્ત્વ પ્રદર્શિત કરે છે, કે કિરણોની સાતરંગી કળા જેવો વાણીનાં અનેક તત્ત્વોને એની સાથે સ્પર્શ કરી તેમાં અવનવા ચમત્કારનાં દર્શન કરાવે છે! આવી પ્રશ્નમાળાના અનેક દાણા આપણે ફેરવતા જઇએ, તો પણ એ સાહિત્યના આત્માનું

સ્પષ્ટ દર્શન આપણે કરી શકીએ તેમ નથી. માત્ર પરિણામેજ આપણે એટલું કહી શકીએ કે સાન્ધ્યભૂમિની મર્યાદા આગળ આ આપણી ગમ આવતો દેખતો સીધો વિસ્તાર તે આપણી પૃથ્વીનો પાટ છે અને ઉપર ગોળાકારે સુંદર રંગોથી રંગાયલું આપણી પૃથ્વીથી પર રહેલું ભવ્ય દૃશ્ય તે ઉંડું અગાધ આકાશ છે. વાણીપ્રદેશ અને સાહિત્યપ્રદેશની એવી સ્પષ્ટ સીમાદોરી આપણે જોઈ શકીએ છતાં એ દોરીની પાસે તેને ઝાલવા જઇએ તો તે ત્યાંથી અદશ્ય થઈ પાછી દૂરને દૂર જ જઈ ઉભી રહે એવો એનો માયારૂપ ચમત્કાર છે. લોટ એટલે દળાયલા દાણાનો બારીક ભૂકો, એની સ્થૂળ વસ્તુની વ્યાખ્યા આપણે આપી શકીએ, ઘંટી ચાલતી જાય. ઘંટીમાં દાણા નંખાતા જાય, એ દાણા દળાતા જ જાય, બીજી બાજુએથી ચોતરફ એનો લોટ થઈ પડતો જાય, એ બધી ક્રિયા આપણે જોઈ શકીએ અને વર્ણવી પણ શકીએ. પણ એ દાણા ભૂમિમાં બીજ રૂપે વવાય, તેમાં ખાતર પાણી અપાય, અને એ દાણામાંથી છોડ થઈ તેમાં પાછા દાણા ઉગે, એ ક્રિયા સ્થૂલ નથી પણ સૂક્ષ્મ છે અને બીજાત્માનું ફળદર્શન છે. એ ફળદર્શનનો અમુક હદ સુધી આપણે વિચાર કરી શકીએ, પણ એ પેલા દાણાના લોટની ક્રિયાથી જૂદી જ જાતની સૂક્ષ્મ ક્રિયા હોવાથી તેની કેવળ સ્પષ્ટ વ્યાખ્યા દોરી શકાવી મુશ્કેલ છે, એનો એ દેહ છતાં આત્માનાં તેજ સંકેલાઈ જતાં તેની બધી ક્રિયા બંધ પડે છે તેથીજ દેહથી પર એવા આત્માનું આપણને અનુમાન અને ભાન થાય છે, તેજ પ્રમાણે એની એ જ વાણી હોવા છતાં સાહિત્ય તરીકે લેખવવા માટે એવાં કોઈ સૂક્ષ્મ તત્ત્વની આવશ્યકતા રહે છે. સાહિત્યની રંગ ભૂમિનું આકાશ વાણીની પૃથ્વી સાથે સંકળાયલું લાગતા છતાં વાણીથી તે પર છે, અને તેથીજ એ રંગભૂમિની પાસે હોવા છતાં અને તેના રંગોને પોતાની પીંછીમાં ઉતારવાની શક્યતા છતાં માત્ર પૃથ્વીનીજ ધૂળમાં નજર રાખનાર મ ણસથી એ સાન્ધ્યભૂમિની સીમાદોરી ઓળંગીને ઉપરની આકાશની ભવ્ય રંગભૂમિમાં પ્રવેશ કરી શકાતો નથી. એનાં એજ સાધનો છતાં કલ્પનાની આંખ જ્યાં સુધી ઉંચે જોઇ શકતી નથી ત્યાં સુધી વાણીનું સ્વરૂપ સાહિત્યના સ્વરૂપમાં બદલાતું નથી. "એ તો તત્ત્વે તત્ત્વ ઘસાય ત્યારે લોહનું પારસ થાય" એ પ્રમાણે વાણીના તત્ત્વને કલ્પનાનું તત્ત્વ સ્પર્શ કરે ત્યારેજ વાણીમાંથી સાહિત્ય ઉત્પન્ન થાય છે.

આ ઉપરથી આપણે જોઈ શકીએ કે જે કાંઇ બોલાય કે લખાય તે સાહિત્યની કોટિમાં આવી શકે નહીં. માનવજાતિને કુદરતમાંથી જે જે સત્યનાં કે સૌન્દર્યનાં દર્શન થતાં ગયાં તે તે સર્વને તે પોતાની કલ્પનાના રસમાં બોળીને ઘાટ આપતી ગઈ અને એ ખાસ ઘાટને વાણીમાં ઉતારતી ગઈ. એ વાણીમાં તેથી જે ચેતન આવ્યું તેમાંથીજ તેનો ચમત્કાર ઉભો થયો, એટલે એની જીવંત વાણીનો પ્રાદુર્ભાવ થયો. એનુંજ નામ તે સાહિત્ય કે વાઙ્મય.

### સાહિત્યનું મુખ્ય તત્ત્વ–કલ્પના

સાહિત્યનું બીજ માનવજાતિની કલ્પનામાંજ એવી રીતે જોયા પછી આપણે એ બીજનો વિકાસ કેમ થાય છે તે જોઇએ. તો સાહિત્ય શાને કહેવું તેની કસોટી આપણે

કિંઈક અંશે પામી શકીએ. અને એ સાહિત્યની વ્યાખ્યા સાહિત્યના નજીકના નજીક સ્વરૂપને ઓળખાવી શકે તેવી બાંધી શકીએ. માનવ જાતિના આજ સુધીના વિકાસક્રમમાં 'અનુભવ' અને 'કલ્પનાશક્તિ' એ બે સાધનોએ જ મુખ્ય ભાગ ભજવ્યો છે. માનવજીવનમાં જેમ જેમ ખરા ખોટાનો અનુભવ થતો ગયો તેમ તેમ માનવ જાતિ સત્ અને અસત્ ને કલ્પનાના ત્રાજવામાં તોલતી ગઈ. અને એ અનુભવના પ્રમાણમાં સત્ અને અસત્‌ના તત્ત્વોની કંઈક પૂરી તો કંઈક અધૂરી પિછાન કરતી ગઈ. એણે અનુભવથી જેમ સતના તત્ત્વની પિછાન કીધી તેમ કલ્પનાથી એ સત્યનું સૌંદર્ય પણ જોયું, અને કુદરતમાં ઠેર ઠેર ડોકીઆં કરતાં સૌંદર્યનું સત્વ પણ નિહાળ્યું. માનવજાતિએ આજ સુધીમાં વાણીનાં ચમત્કાર યુક્ત જીવંત સ્વરૂપમાં જે સાહિત્ય સંઘરી રાખ્યું છે તે કાંતો સત્યના કે કાંતો સૌંદર્યના કોઈ પણ તત્વને જ લગતું છે. દુનિયામાં આજ સુધી લખાયેલા સંઘરાયેલાં તમામ શાસ્ત્રો એ બે વર્ગમાં જ સમાવી શકાશે. પણ સત્યના કે સૌંદર્યના તત્ત્વનું ગમે તેવું લેખન કે કથન એ સાહિત્યમાં ગણી શકાય નહીં. એમ કરવા જઈએ તો "આઠે દાઢે બાર" એ પણ સત્યનું તત્ત્વ છે છતાં એ તત્વ માત્ર કહી કે લખી નાખ્યાથી તેનું સાહિત્ય ઉત્પન્ન થતું નથી ગણિતશાસ્ત્રના આંકડાઓની અમુક સ્થિતિ તે સાહિત્યદર્શનમાં નથી પણ એ આંકડાઓમાં રહેલા ચમત્કારનું કોઇ કલ્પનાપૂર્વક દર્શન કરાવે તેવો લેખ લખાય કે તેનું કથન કરાય તો તે સાહિત્ય તરીકે ગણી શકાય. એ જ પ્રમાણે સૌંદર્યનું કોઈ તત્ત્વ સાહિત્યમય બનાવવા માટે તેનાં દર્શન કરાવવા કલ્પનાની જ સહાય પાછી લેવી પડે છે. ગિરનાર પર્વતનું સૌંદર્ય તેની લંબાઇ પહોળાઈના માપ કાઢી બતાવવામાં કે તે કેટલા મણ માટી પથરાનો બનેલો છે તે દર્શાવવામાં નથી, પણ કોઇ પ્રચંડ જોદ્ધો આકાશે પોતાનું શિર અડાડીને ઉભો હોય અને તેના જોનારનાં મનમાં વીરતા, વિશાળતા, ભવ્યતા, અડગતા, પ્રતાપ, આદિ અનેક ગુણોનો આવિર્ભાવ, ઉત્પન્ન કરે એવી મૂર્તિ કલ્પનાના ચમત્કારથી વાણીમાં ઉભી કરાય, ત્યારે જ તે વાણી પાછી સાહિત્ય નામને યોગ્ય થાય. આ પરથી આપણે જોઈએ છીએ કે, એ સત્ય અગર એ સૌંદર્યના તત્ત્વને 'કલ્પનાનો સ્પર્શ' થાય, ત્યારે જ તેને લગતો લેખ ને તેને લગતું કથન સાહિત્ય તરીકે ગણવાની યોગ્યતા ધારણ કરી શકે.

## સાહિત્યમાં ઔચિત્યનું પ્રાધાન્ય

પણ હજી એવા લેખ કે કથનને સાહિત્યનું સંપૂર્ણ નામ આપતાં કાંઇક ઘટ પડતી હોય તેવું લાગે છે. સાહિત્યનું સંપૂર્ણ નામ કોઈ પણ લેખ કે કથનને તેમાં ઉપલાં ત્રણ તત્ત્વો સમાયા છતાં પણ આપતા અગાઉ ફરી વિચાર કરવો પડશે શું એવો લેખ કે એવું કથન ગમે તેવી વાણીમાં ઉતાર્યાથી તે સાહિત્યનું સંપૂર્ણ અને ઉચ્ચ નામ પ્રાપ્ત કરી શકશે? આ પ્રશ્ન આપણને સાહિત્યના જીવન માટે વિભાગોની યાદ આપે છે અને કોઈ પણ જીવંત વસ્તુ માટે આત્મા અને શરીર એમ બનેની વ્યવસ્થા કરવી પડે છે. આત્મા વગર શરીરમાં ચેતન શક્તિ નથી અને શરીરની સમરૂપતા અને શરીરના આરોગ્ય વગર આત્માની સંપૂર્ણ જ્યોતિ એ શરીર મારફતે ઉતરી શકતી નથી. સાહિત્યનું શરીર તે એની વાણીનો શબ્દ સમૂહ છે અને એ શબ્દ સમૂહની શુદ્ધિ, તેનો યોગ્ય વપરાશ, તેની રચનાનો સંવાદ અને એ સર્વને એકાકાર કરી તેમાંથી

બહાર પડતી અર્થની સ્પષ્ટતા, એ સર્વ શરીરાન્તરાની સંસાર યોજના અને ક્રિયા એ બધુ મળીને સાહિત્યનું સુંદર શરીર બંધાય છે. એ બધી ક્રિયા માટે એક જ મહાગુણની આવશ્યકતા છે, અને એ મહાગુણ તે ઔચિત્યનો અથવા વિવેકયુક્ત યથાર્થતાનો છે, માટે જ સાહિત્યને યોગ્ય ગણાતા લેખ કે કથનમાં ભાષાશુદ્ધિ, શબ્દશુદ્ધિ અને અર્થશુદ્ધિ મુખ્યપણે આવશ્યક છે. હવે જ આપણે સમજી શકશું કે સાહિત્યના વિષયમાં આપણે પ્રવેશ કરીએ છીએ ત્યારે કેવી ગંભીર જવાબદારી આપણે શિરે આપણે વહોરી લઈએ છીએ. એ જવાબદારી જો આપણે નહીં સમજીએ, તો સાહિત્યના ક્ષેત્રમાં આપણે માત્ર કાંટા જ વાવીએ. અને એ ક્ષેત્રમાં નકામાં ઝાંખરાં ઉગાડી એ ભૂમિને અપવિત્ર જ કરીએ.

સાહિત્ય ખરૂં કોને કહેવુ તે માટેની કસોટી તૈયાર કરવા ઉપર વિસ્તારથી આપણે વિચાર કરી ગયા પછી હવે તેની વ્યાખ્યા બાંધવાનો પ્રયત્ન કરીએ.

### સાહિત્યની વ્યાખ્યા

સત્યના ને સૌંદર્યના તત્ત્વનું કલ્પનાયુક્ત ઉચિત લેખન કે કથન તે સાહિત્ય. આવી વ્યાખ્યા કરીએ તો આપણે સાહિત્યના ખરા સ્વરૂપની નજીકમાં નજીક આવ્યા છીએ એવું કાંઈક મને લાગે છે. એ વ્યાખ્યા હું તમો સર્વ સાહિત્યવિલાસી સજ્જનોને ભેટ ધરૂં છુ અને એને તમારી પોતાની કસોટીએ ચઢાવી જોવાની વિનતિ કરું છું.

### સાહિત્યનો માનવજીવન સાથે સબંધ

માનવવાણીનું એવુ જે ઉત્કૃષ્ટ સ્વરૂપ એ સાહિત્ય, તેનો માનવજીવન સાથેનો સબંધ એ વાણી જેટલો જ જૂનો છે એ સાહિત્યમાં જ માનવજાતિની મોંઘી પ્રસાદી વંશપરંપરા અને જાતિપરંપરા આજ સુધી ઉતરતી આવી છે, 'સાહિત્ય એ આત્મસંસ્કૃતિનું ફળદર્શન છે.' માટે જ તેના મોંઘા આત્માને સ્થાયી અને સંસ્કારી શરીરમાં માનવજાતિએ પોતાના જીવથીયે વહાલો ગણી સાચવી રાખ્યો છે. સાહિત્ય-એટલે માનવહૃદયના મોંઘા સંસ્કાર, સાહિત્ય એટલે સત્ય અને સૌંદર્યની શોધ, સાહિત્ય એટલે આત્માના ઉંડા સ્વપ્ના, સાહિત્ય એટલે કલ્પનાની વીજળીના ચમકારા, સાહિત્ય એટલે માનવજાતિના સુખદુઃખનો ઈતિહાસ, સાહિત્ય એટલે વાણીના સરોવર પર પડતો મનોનયનનો ઝળહળતો ચન્દ્રિકાપાટ, સાહિત્ય એટલે જગતની સંસ્કૃતિનું સંગ્રહસ્થાન, સાહિત્ય એટલે મનુષ્ય માત્રને બંધુભાવથી સાંકળતું સ્નેહભવન—અરે સાહિત્ય એ તો મનુષ્યની પ્રભુતાનું મંદિર છે. એના શબ્દે શબ્દે એ પ્રભુતાનાં પગલાં પાડે છે, અને એ પ્રભુતાનાં પગલાં જોતા જોતાં, અને તેમા આપણા પગલા પાછાં પાડતાં પાડતાં, આપણે ખુદ પ્રભુ પાસે જવાના માર્ગ પર પડીએ છીએ. એ પુણ્ય પગલાંમાં રહેલી પ્રભુતા જ્યારે આપણે સ્પષ્ટ રીતે જોઈ શકશુ, ત્યારે તેમાં આપણા આત્માની પ્રભુતા પણ ભેળાતી જશે, અને આપણી પાછળ આવતી જનતાને માટે, અમેરિકન કવિ લોંગફેલો કહી ગયો છે તેમ, આપણે પણ આ જીવનને છોડી જતી વેળા કાળના રણ પર એવાં પગલાં આપણી પૂંઠે મૂકતા જઈશુ અસ્તુ

## સાહિત્યથી માનવ જીવનની યથાર્થતા અને ઉપયોગિતા

માનવજીવન સાથે સાહિત્ય આવું ગાઢું જોડાયેલું છે, છતાં એ સાહિત્ય તરફ આપણાં ઘણાં બહેનો અને ભાઈઓ હજી કેટલાં બેદરકાર છે! એવાં કેટલાંઓએ આપણને કેટલીએ વાર પ્રશ્ન પૂછ્યા છે કે ભાઈ આ શી માથાકુટ? આ સાહિત્યથી તમારો શો 'શુક્કરવાર' થવાનો છે? એની સેવા કરતાં તમારાં બાળકોને રોટલીના કેટલા ટુકડા મળી શકશે? એ 'ધરમના ધક્કા' થી અને ઘર વેચીને તીરથ કરવાથી શો લાભ મળશે? એવાં એવાં વચનો કાઢનાર મનુષ્ય માનવજાતિના જે વંશવેલા પર બેઠા છે તેની પર જ અજ્ઞાનમાં કુહાડી મારે છે. સાહિત્ય ન હોત તો માનવજીવન અને પશુજીવનમાં શો ફેર હોય તેનો બોલનારે વિચાર સરખોયે કદી કીધો હશે! સાહિત્યે ગુંજતાં ગુંજતાં અનાજ ઉગાડ્યું છે, સાહિત્યે વસ્ત્ર બનાવ્યાં છે, સાહિત્યે સોમરસ પાયો છે. સાહિત્યે સ્નેહનાં રંગભવનોમાં ચિત્ર આલેખ્યાં છે, સાહિત્યે ઉદરનિર્વાહનાં સાધનો આપ્યાં છે, સાહિત્યે ઉદ્યોગ, વેપાર કળા વગેરે તનમનની ઉન્નતિના માર્ગ બાંધ્યા છે, સાહિત્યે સમાજ સ્થાપ્યા છે, સાહિત્યે રાજ્યો અને મહારાજ્યોની વ્યવસ્થા કરી છે, સાહિત્યે પીરામિડો બંધાવ્યા છે, સાહિત્યે તાજમહેલની મૂર્ત સુંદરતા સચેત રાખી છે, સાહિત્યે મંદિરોમાં સ્વર્ગ ઉતાર્યાં છે, સાહિત્યે આંખમાં સુધા ઉભરાવી છે, સાહિત્યે પ્રાણનાં ઓજસ ઢળાવ્યાં છે, સાહિત્યે દિવ્યતામાં માનવતાને ચઢાવી છે, સાહિત્યે માનવતામાં દિવ્યતાને ઉતારી છે, સાહિત્યનાં અમૃત દેવોને અમૃતથી યે મીઠાં છે. સાહિત્ય ના હોત તો કહાનાની બંસરીના સુર ક્યાં ઝીલી રખાત? સાહિત્ય ના હોત તો ઋષિમુનિઓના આદેશ આપણા કર્ણમાં કેવી રીતે ફૂંકાત? સાહિત્ય ના હોત તો પેગંબરોના પેગામ કોણ પૂગાડત! દેવો ઉડી જાત, નંદનવનમાં રેતીનાં રણ ઉડત, દિવસ ધખધખતો જ રહેત, રાત્રિના અંધારામાં તારાની ભાત નહીં જ પડત, ઉપર આકાશ, નીચે ધરતી, તેમાં માનવી પશુ જેવો માત્ર નીચે મુખ રાખી પોતાનું ઉદર ભર્યાં જ કરત અને એક રોજ કાળવાયુના વંટોળીયામાં ઝલાઈને તૂટી પડી ખાકમાં ખાક મેળવી દેત।

## સાહિત્ય સાથે પ્રજા જીવનનો ગાઢો સંબંધ

સાહિત્યની આવી મહત્તા છે. તેનો આવો પ્રભાવ છે, તેનું આવું અમરત્વ છે. ક્ષણે ક્ષણે બદલાતી પ્રકૃતિનું અને પળે પળે મૃત્યુના મુખમાં હોમાતી માનવસૃષ્ટિનું એ નવજનક અમૃત છે. સાહિત્યની આવી મહત્તા જે જાણી શકે તે જ માનવજીવનની મહત્તા પિછાની શકે અને માનવજીવનમાં મહત્તા પણ લાવી શકે જૂદી જૂદી પ્રજાઓની ઉન્નતિ કે અધોગતિ તે તે પ્રજાઓના સાહિત્યની ઉન્નતિ કે અધોગતિ સાથે પરસ્પર સંકળાયેલી રહે છે, સાહિત્યની ઉન્નતિમાં પ્રજાજીવનનો ઉત્કર્ષ છે, અને પ્રજાજીવનના ઉત્કર્ષમાં સાહિત્યની ઉન્નતિ છે. પ્રજાપ્રજાઓના સમર્થ સાહિત્ય ગ્રંથો લો તો તે તે ગ્રંથો અર્પિત થયા તે કાળમાં તે તે પ્રજાઓ સંસ્કૃતિની પરમ સ્થિતિમાં હતી એવું તુરત પ્રત્યક્ષ થશે. સાહિત્યની ઉન્નતિ એટલે પ્રજાના મનોબળનાં પ્રખર દર્શન, પ્રજાની સુંદર ભાવનાઓનું દેવ મંદિર, પ્રજાની આત્મશક્તિના વિપુલ ધબકારા. કોઈપણ પ્રજા સૂતેલી છે કે જાગતી છે, તે તેનાં સમકાલીન સાહિત્યની દશા વડે થોડે વત્તે અંશે જરૂર સ્પષ્ટ

થશે. પૃથ્વીના રાજ્ય કરતાં આત્માનાં મનોરાજ્ય વધારે વિશાળ અને વધારે બળવન્તાં છે. પ્રજાની અધોગતિ એટલે એ મનોરાજ્યની અધોગતિ. "નંદનવનના પ્રસાદોની ટોચ" પરથી સરી પડતો એ મનોરાજ્યનો વિજયધ્વજ જ્યારે પૃથ્વીની ધૂળમાં રગદોળાતો થાય છે, ત્યારે તેની સાથે એ વિજયધ્વજને ધારતી પ્રજા પણ ધૂળમાં હવાતિયાં મારે છે. જ્યાં સુધી એ વિજયધ્વજને પોતાનાં હૃદય નિચોવીને તેના રંગોથી એ પાછો ન રંગે, અને તેને પાછો સમર્થ હાથે ઝાલી વીરતાથી તે જ નંદનવનના અમરદ્રુમની ટોચે સુહાલી ફરફરતો ન કરે, ત્યાં સુધી એ પ્રજાનું પ્રજા તરીકેનું જીવન અસ્તવ્યસ્ત જ રહેવાનું. એને પરાઈ હાંડલી ધોવી પડશે, પારકા ચૂલા ફૂંકવા પડશે, ફેંકી દીધેલાં વસ્ત્રો દિલે ચઢાવવાં પડશે, અરધા કરડીને નાંખેલા ટૂકડા ખાવા પડશે, પરાયાં બાળકોનાં હાલરડાં ગાવાં પડશે, એના તનમનને ગુલામીનું સ્નાન લેવું પડશે, અને પવિત્ર ગંગોદકની અમૃતધારા નજર સામે વહેતી જતી છતાં એના આત્માને જ્વાલામુખી પર્વતના જેવો ધગધગતો રહી આજુબાજુ અધોગતિની જ અગ્નિધારા ઉડાવવી પડશે. પ્રજાનું જીવન એ પ્રજાના સાહિત્ય ભવનનું નિવાસી છે. એ ભવનની મરામત ચાલુ ન રાખે, એને વળગેલાં અને વળગતાં જાળાં હંમેશાં સાફ ના કરે, એની બારીઓ અને અટારીઓમાંથી રોજ રોજ નવપ્રકાશિત સૂર્યનાં પ્રાણપ્રેરક અને પ્રાણપુરક કિરણો એના તમામ ઓરડાઓમાં પ્રફુલ્લપણે પ્રવેશવા ના દે, એની ભીંતો અને છતો પરનાં સોનાજડ્યાં અને રત્નમઢ્યાં કળાલેખનના ઝબકારા નવાનવા દૃષ્ટિકોણથી ના જોયા, એના જૂના રાચરચીલાંની 'પ્રાણસમાં સ્વજનના', જેવી વહાલથી સંભાળી રાખી યુગયુગનાં અને જમાના જમાનાનાં નવા નવા સાજનો તેમાં ખૂબીદાર ઉમેરો ના કરે એ મહાનુભાવમાં પ્રજાની ઉન્નતિ ઇચ્છનારા એ પ્રજાના રક્ષક પહેરેગીરો અને નેતાઓ પિતૃતર્પણની જેમ સાહિત્ય તર્પણમાં પોતાના આત્મા ના સમર્પે અને એ પુણ્ય ભવનને ઘર જેવું મીઠું ગણી પ્રજા એને માટે ઘરઘેલી ના બને, તો એ પ્રજાજીવનને વિશાળ આકાશની હેઠે કાળના સખત તડકામાં તપીને વિલાવું પડશે, અને વાયુના ધમસાણોમાં કે વરસાદની રેલરેલામાં તણાઈ જઈ કદી પૃથ્વીથી પણ તેને જડમૂળથી ઉખડી જવું પડશે. એ સાહિત્યભવનો જેનાં જેનાં ભાગી ગયાં કે તેનાં ખંડિયેર થયાં કે અવશેષમાં માત્ર તેની ઝાંખી સ્મૃતિ જ રહી, તે તે પ્રજાનું પણ પૃથ્વીમાં માત્ર નામ જ અવશેષમાં રહ્યું છે. માટે પ્રજાજીવનની પ્રતિકૃતિ તેના સાહિત્યમાં છે, તેમ સાહિત્યની પ્રતિકૃતિ તેને પોષનાર પ્રજાના હૃદયમંડળમાં છે. પ્રજાજીવનમાં જેમ જેમ ચેતન આવતું જાય, તેમ તેમ તેનું સાહિત્ય પણ નવચેતનવન્તુ થતું જાય છે. પ્રજા માત્ર ઉદરનિર્વાહના પશુ કાર્યમાં જ ગુંથાઈ રહે, પ્રજા માત્ર એશઆરામમાં જ મશગુલ રહે, પ્રજા માત્ર સરસ્વતીનું સેવન લક્ષ્મીનાં રંગભુવનનાં દ્વારમાં પેસવા પુરતું જ કરે, અને પ્રજા માત્ર પૂર્વજોએ સંચિત કીધેલા સાહિત્ય ભંડારની કીર્તિની વાતો કરવામાં જ ગર્વ અને ગૌરવ માને, કે એ સાહિત્ય ભંડાર પર તાળાં મારી તેમાં પોતાના પરાક્રમની મૂઠીભર પ્રસાદી પણ ના ઉમેરી શકે એવી સ્થિતિએ તે પૂગી, ત્યારે એ પ્રજાની અધોગતિ શરૂ થઈ કે થઈ ગઈ છે એમ નક્કી જાણવું એ પ્રજાને માટે પૂર્ણિમાની આકાશ ભરતી પ્રભાસુધા નથી, કે નથી તેને માટે શુક્લચંદ્રની દિન દિન વધુ વધુ ભરાતી ચાંદરણાંની ભરતીઓની માત્ર પૂરતી છોળો. એને માટે તો અમાસનાં જ અંધારાં છે. એક ઠેકાણે મેં કહ્યું છે કે, :—

"રસ ન ઝરે, પ્રભુતા ન સ્ફુરે, શું
આ તુજ એવી અમાસ?
ઘુંઘટ ઉઘાડ, ખીલાવ કળા, સખી!
વેરી દે તુજ હાસ!"

જે પ્રજાના જીવનમાં એ સાહિત્યનો રસ નહીં ઝરે કે એના હૃદયની અને બુદ્ધિની પ્રભુતા નહીં સ્ફુરે, તે પ્રજાને માટે તો આખરે અમાસની જ દિશા નિર્માણ થયેલી છે. જે પ્રજાએ એ દશા ના લાવવી હોય, જે એ દશા ભણી જે ગબડતી જતી હોય, તે પ્રજાએ તો પોતાના જીવનની કળાને હજાર પ્રયત્ને પણ ચઢતી કરી ખિલવવી પડશે અને પોતાના હૃદયની રસિકતા તથા મનની પ્રભુતા વિકસાવવા માટે રાતદિન મથવુ પડશે. એ મથન થશે ત્યારે જ પછી પેલા દિનદિન ચઢતી કળાનાં ચાંદરણા આકાશ ભરમાં તેનો પ્રભાવ પાડશે, અને પછી જ પૃથ્વિમાંની સોનેરી ગુલાબી પાંદડીઓ જેવાં તે હાસ્ય જગતભરમાં અનેરાં અમૃત પૂરશે.

## સાહિત્યનો ઈતિહાસ તે જ પ્રજાનો ઇતિહાસ

પ્રજાનું સાહિત્ય એટલે એ પ્રજાનો પુરૂષાર્થ, એ પ્રજાની વીરતાનો પુરાણો છતાં દિનદિન નવા વિજય ઉડાવતો ધ્વજસ્થંભ, એ પ્રજાના સતત સ્ફુર્તિભર્યા વિજય ગીતોમાં નવી નવી ચેતના પૂરતો અને ફુંકાતો શંખનાદ. કોઈપણ પ્રજાનો પુરુષાર્થ નષ્ટ કરવો હોય, તો તેના સાહિત્યનો નાશ આવશ્યક છે. એ ક્રૂર મર્મ માનવજાતિને જૂના કાળથી જાણીતો છે. પૂર્વકાળમાં યુનાની સિંકદરે જ્યારે તે વેળાનું મહાભાગી ઇરાન જીત્યું ત્યારે તેની મુખ્ય પુસ્તકશાળાને બાળી નાખી હતી. આ પુરાણા સાહિત્યનો નાશ તે પછીની ઇરાનની વેદાંગજૂની પ્રજાની ઉત્તરોત્તર અધોગતિ પામેતી દશાનું મુખ્ય કારણ થઈ પડેલો હતો. ઉત્તરકાળમાં ઇંગ્લેંડે આયર્લેન્ડ જીત્યું, અને ત્યાં પણ આયર્લેન્ડના સાહિત્ય પર પડદો ઢાળવા તેના પ્રબળ સાહિત્યને ખોળંબે નાખીને નિશાળોથી માંડીને તમામ લોકવહેવાર અને રાજ્યવહેવારમાં અંગ્રેજી ભાષાની જ સ્થાપના કીધી, અને તેનો જ પ્રચાર સારા દેશમાં કરાવ્યો. બહુ લાંબા કાળ સુધી આયર્લેન્ડની પ્રજાનો આત્મા એમ કચરાયો કીધો, અને આખરે આજથી ત્રીશેક વર્ષ ઉપર ત્યાંના વિચારકો, કવિઓ અને રસવેત્તાઓએ પાછો પોતાની પુરાણી ભાષાનો અને તેના ખૂણે ખાંચરે છુપાવી રાખેલા સાહિત્યનો ઉદ્ધાર કરવાનો ખંતથી પ્રયાસ કર્યો, તથા એ પ્રયાસ કરતા પ્રજાની નાડીઓમાં પાછું કેવું નવચેતન અને નવજીવન આવ્યું, અને પોતાની વહાલી સ્વતંત્રતા કેટલાં મહાભોગ આપીને પણ પાછી મેળવી, એ તો આપણી નજર આગળ બનેલો આજનો ઈતિહાસ છે. આપણા આ પુરાણા ભારત દેશનો આ છેલ્લાં સેંકડો વર્ષનો પણ એવો જ કંઈ ઇતિહાસ આપણે જોઈએ છીએ. આપણી કથાઓ અને આખ્યાનોના ગામે ગામે અને શેરીએ શેરીએ થતા મેળાવડાઓ આછા આછા અને નહીં જેવા થતા ગયા, આપણા ધર્મગ્રંથોને પણ પાશ્ચાત્ય ક્રિશ્ચયનીની કસોટીએ ચઢવું પડયું, આપણા ઇતિહાસને પૂર્વ-પરબુદ્ધિએ જાણીજોઇને આપેલી વિરૂપતા આપણે ખરી માની તેવો જ વિરૂપ માનતા થયા, આપણા અખાડાઓ, આપણાં તાલિમખાનાંઓ, આપણી યુદ્ધવિદ્યા, આપણા સ્વયંવરો, આદિ આપણી મર્દાનગીનાં સાહિત્ય ગુમ થયાં, આપણા ગરબાઓની

હૈયા હલાવતી હીંચ તથા આપણા રાગડાઓની તાલભર ઉમંગો ભૂલાતી અને નિર્માલ્ય થઇ ગઇ, આપણું કંઠસ્થ સાહિત્ય, આપણી અનુભવરસિક લોકકથા, આપણાં ગૃહભાવ ફૂળાં લોકગીતો, આપણી લલિત કળાઓ, વગેરે સર્વ ધીરે ધીરે અદૃશ્ય થતું ચાલ્યું. આપણે સ્વજનમય મટી પરજનમય બન્યાં એ સર્વ આપણી ભાષાને અને આપણા સાહિત્યને ખૂણે બેસાડી પર ભાષા અને પર સાહિત્યને ઝોલે ચઢાવવાનાં પરિણામો છે. આપણા લોહીમાં આપણી પોતાની સંસ્કૃતિના રાતા કણો કમી થઇ ગયા છે, અને તે સાટે આપણી રગોમાં પરભાષાના સાહિત્યની મોહનીભર પિચકારી મારી આપણે આપણા પોતાના આત્મા અને હૃદયની શક્તિ તથા પ્રભુતા ભૂલી બેઠા છીએ. આપણી પ્રજા તરીકેની અધોગતિ આપણા સાહિત્યની અધોગતિનુંજ પરિણામ છે. આ સત્ય ભલે અપ્રિય હોય, ભલે કડવું હોય પણ સત્ય આપણે તેના સ્પષ્ટ રૂપમાં જોવું જ પડશે. સત્યનું શુદ્ધ સ્વરૂપ જોવા જ આપણે અશક્ત હોઇએ, તો સત્યને શુદ્ધ રીતે આપણે કેમ દર્શાવી કે દેખાડી શકશું? સત્ય જેવી ભવ્યતા કોઇ નથી, સત્ય જેવી પ્રબળતા કોઈ નથી, સત્ય જેવી નવીનતાએ કોઈ નથી. એ સત્યને પ્રત્યક્ષ કરશું ત્યાંથી જ આપણી આ અમાસ પાછી ગઈ કાલની ગણાશે, અને આપણી પ્રજા તરીકેની ચઢતી કળા તેજ પળથી વધવા માંડશે. આપણી ગંગા અને યમુના, આપણી સિન્ધુ અને સાબરમતી, આપણી તાપી અને નર્મદા, એ સર્વ પવિત્ર નદીઓની રેલ હાલ ખારા સમુદ્રમાં ઢોળાઈ અકારત જાય છે, તેના સભર પ્રવાહોને પાછા આપણા સરોવરમાં વાળો, તેના પુણ્યોદકમાં આપણા આત્મા અને હૃદયને અંઘોળ કરાવો, અને તેની વહી જતી શક્તિઓને આપણા જીવનમા જ એકવાર પાછી સમાવો! આપણા વિદ્વાનો અને પંડિતો જ્ઞાનનાં પોટલાં નહીં પણ પ્રજ્ઞાના પ્રભાકર થાય, આપણા કવિઓ ઘરના બારવટીઆ પર માળો બાંધી ચી ચીં કરતી ચકલીઓ નહીં પણ આકાશ વિંધતા ગરૂડ બને, આપણા ગવૈયાઓ અને સંગીતશાસ્ત્રીઓ ગ્રામોફોનની ચૂડીઓ નહીં પણ નંદનવનની પ્રાણભર મોરલી બને, આપણા ધર્મશાસ્ત્રીઓ મંદિરની પૂજા પાતરી નહીં પણ મંદિરોના દેવોની આકાશવાણી થાય, આપણા કળાધરો ભીંતના રંગો કે પથ્થરની હથોડી નહીં પણ સૌંદર્યના સરોવરમાં નીરક્ષીરને જુદા પાડતા રાજહંસ બને કે તાજમહેલના જેવા ભાવનાપૂર્ણ મિનારા થાય, આપણા વહેપારીઓ દલાલ અને દુભાષિયા નહીં પણ નરસિંહ મહેતાની કુંવરબાઈનુ મામેરું કરતા દામોદર દોશી બને, આપણા વિદ્યાર્થીઓ વિદ્યાપીઠના બાકડા નહીં પણ સરસ્વતીના રસ ભુવનના ડોલતા મોરલાઓ થાય, આપણી મહિલાઓ વાસણો કે રમવાની પૂતળી નહીં પણ રસની રાણીઓ અને ગૃહમંદિરની ચેતનવંતી દેવીઓ બને,—અરે આપણે પોતે જીવનના આડાં નહીં પણ પુરૂષાર્થના ગાંડિવ ટંકાર કરતું આપણા સાહિત્યનું પ્રબળ રણશિંગડું બનીએ, તોજ આ સાહિત્યમાં પાછું નવજીવન ફેંકી શકાશે અને એના નવજીવન સાથે આપણી શુકલ કળાનો ચંદ્રકુંભ દિનપરદિન અમૃતથી વધુ વધુ ભરાતો જતાં આપણું પ્રજા તરીકેનું જીવન પણ પાછું પ્રફુલ્લ બનશે. અને ત્યારે જ—અરે ત્યારે જ આપણે આંગણે પાછા મોતીના ચોક પૂરાશે, આપણે કપાળે લક્ષ્મીજી રોજ પોતાને હાથે ચાંદલો કરશે, અને વીણાધારી સરસ્વતીનાં ગાન આપણા જીવનમાં સતત પ્રભુતા અને ઉલ્લાસ ભરશે. એ પ્રભુતા અને ઉલ્લાસ આપણા આ દેશમાં જલદી લાવવા મહા કૃપાળુ કિરતાર શક્તિ અને પ્રેરણા આપો! આમીન!

### પ્રજાના સાહિત્ય-શરીરનું આરોગ્ય

પ્રજાજીવનમાં આરોગ્ય, શુદ્ધિ અને વૃદ્ધિ માટે એ પ્રજાના સાહિત્યના આરોગ્ય, શુદ્ધિ અને વૃદ્ધિની એવી રીતે આવશ્યકતા રહે છે, અને એ સાહિત્યશરીરને નિરોગી, વીર્યવાન તથા તેજસ્વી રાખવા માટે ચાંપુ પ્રયત્નો કરવા પડે છે. પ્રજાના નેતાઓએ એ શરીરની શક્તિને ટકાવવા તથા વધારવા માટે એની નાડી ઉપર વખતોવખત હાથ મુકી તેની ગતિની ચિકિત્સા કરવી જોઈએ, અને કાળધર્મને અનુસરીને તેની જીવનશક્તિમાં અવનવું તેજ પુરવા નવાં નવાં રસાયણો ખોળવાં જોઈએ. એના હૈયાના ધબકારામાં એના પૂર્વજોએ એના જન્મની સાથે જ આપેલી એની ધર્મ ભાવનાની જેટલી જરૂર છે તેટલી જ એના શ્વાસોચ્છ્વાસને માટે સારી દુનિયામાં વ્યાપી રહેલી પ્રભુના શ્વાસરૂપ ચોખ્ખી હવાની પણ અગત્ય છે. એને પુષ્ટ કરવા અનેકવિધ જ્ઞાનના વિવેકશીલ ખોરાકની જરૂર છે તેટલી જ એના પ્રભાવમાં નવચેતન લાવવા રસ અને કલ્પનાના સંભાર ભરતા પહેલવાન પાકની પણ અગત્ય છે. એની આંખમાં અખંડ સૌંદર્ય ભાવના જગાડવી પડશે, એના મુખમાંથી રાત્રિના આકાશમાં લટકતી લાખો રૂપેરી ઘંટડીઓના સ્વરો જેવું દિલજીત હસતું રેલાવું પડશે, એના શબ્દોમાં હિમાલયને પીગળાવે એવા ઉંડા કરુણ ભાવ ભરવા પડશે, એનાં સ્વપ્નામાં ઇન્દ્રધનુષ્યની અલૌકિક અદ્‌ભુતતા ઉધાડવી પડશે, એના અંતઃકરણમાં બધા બોધને સમેટી લેતી બુદ્ધની શાંતિ વસાવવી પડશે, કે એના હૈયામાં બ્રહ્માંડ ભરને ભેદી જતી આવવાના ઉત્સાહ અને વીરતા ઉછળાવવાં પડશે. પ્રજાના સાહિત્યશરીરને આવું શુદ્ધ, સુંદર અને બળવાન કરી પ્રજાની બધી ધર્મ્ય પ્રવૃત્તિઓ માટે તેને સદા તૈયાર રાખવું એ કાંઇ નાનું કામ નથી. એવું કામ કાંઇ જોગીબાવાના હાથ ફરતાની સાથે દુઃખ ભસ્મ થઇ જાય તેવું અને તેટલું સુકર અને સહેલું નથી. આ પરિસ્થિતિને સમજનારા જ આ કાર્યની ગંભીરતા પુરેપુરી પિછાની શકે છે. એ ગંભીરતાને પિછાનનારા જ પ્રજાના આ મહાશરીરની યોગ્ય સંભાળ રાખી શકે છે. એ સંભાળ રાખનાર ધન્વંતરી જેવા જ એને કુપથ્ય પદાર્થોના સેવનથી મુક્ત રાખી શકે છે. એની સેવાના તો સૌને જ હક્ક છે. પ્રજાના બ્રાહ્મણો અને ક્ષત્રિયો, પ્રજાના વૈશ્યો અને શુદ્રો, સર્વ એ સેવામાં સરખી રીતે ભાગ લઇ શકે છે. સાહિત્યનું તો ખરેખરું પ્રજારાજ્ય જ છે. એમાં કોઇ પણ વ્યક્તિની જુલ્મી સત્તા ઝાઝો વાર ટકી જ શકતી નથી. હૃદયની ભાવના, બુદ્ધિના ચમત્કાર અને અખંડ લગની એ જ એ સાહિત્યની સેવા કરવા માટેના પરવાના છે.

### દુનિયાના મહાત્માઓએ લીધેલાં સાહિત્યનાં તપોવ્રત

પ્રજાજીવનના આ મહાશરીરની સેવા, ઇતિહાસની નજર ભૂતકાળમાં જ્યાં સુધી પૂગી શકે છે ત્યાં સુધી પૂજાતા દરેક પ્રજાના મહાત્માઓએ અખંડ તપે કીધી છે. વેદ અને વેદાંગના ઋષિમુનિઓ, હજારો શ્લોકોના પરવાળાં રામાયણ અને મહાભારતના વાલ્મિકી અને વ્યાસ, સંસ્કૃત વાણીના ભવ્ય ભવનને અલંકૃત કરનાર ભગવાન પાણિનિ, વિવિધ શાસ્ત્રોના અધિષ્ઠાતાઓ, શંકરાચાર્ય અને ભાસ્કરાચાર્ય, ચાણક્ય અને વિદુર, ભરત અને નારદ, કાલિદાસ અને ભવભૂતિ, અને એવા અનેક આ પુણ્ય

ખંડ ભારતદેશના સાહિત્યતપસ્વીઓના તપની વિભૂતિ આપણી આગળ હજારો વર્ષ થયા છતાં આજે પણ મોજુદ છે. પશ્ચિમ ખંડ તરફ દૃષ્ટિ કરતાં ત્યાં પણ હૉમર અને વાર્જિલ, ઓશ્વિન અને દાન્તે, રુસો અને વૉલ્તેર, વિક્ટર હયુગો, અને ગોથ્થે, શેક્સપીયર અને મિલ્ટન, શેલી અને કીટ્સ, જોન્સન અને કોલ્રીય, રસ્કિન અને બ્લેક, ડાર્વિન અને હેગલ, મિલ અને કોમ્તે; એમરસન અને થેરો, ન્યૂટન અને લેન્ડોર, કાર્લાઇલ અને ટૉલસ્ટૉય, આદિ અનેક પ્રખર ભક્તોએ, સાહિત્યસેવામાં જ જીવન ગાળ્યાં છે. વર્તમાન કાળમાં જોતાં ખુદ આ આપણા ગુજરાત દેશમાં પણ નરસિંહ મહેતો, ભાલણ, પ્રેમાનંદ, શામળ, અખો, દયારામ, અને આપણા ગઇ કાલના જ પ્રચંડ સાહિત્ય ભક્તો દલપતરામ, નર્મદાશંકર, નવલરામ, ગોવર્ધનરામ, જેવાં પુણ્ય નામો તો હજી આપણી જીભ ઉપર તાજાં જ છે. ભારતના જગદ્વિખ્યાત આધુનિક કવિવર શ્રી રવીન્દ્રનાથ ટાગોરની અસ્ખલિત સાહિત્યભક્તિ તો હજીયે ધોધના જેવો ભર્યો ભર્યો ભવ્ય સ્વર કાઢતી જ રહે છે. વર્તમાન ભારતના સનાતન સત્યની મૂર્તિ જેવા મહાત્મા ગાંધીએ પણ એ જ સાહિત્યની જેવી તેવી સેવા બજાવી નથી. એમના અપૂર્વ ચેતન બળથી ગુજરાતી સાહિત્યની બહુ વર્ષથી આકાશમાં જ વહેતી અમૃત મંગાને એમણે પાછી નીચે ઉતારી ઘેર ઘેર વહેતી કીધી છે. આપણા કેટલાક હૈયાત સાક્ષરો પણ વિધવિધ રીતે પોતાની ઉંડી સાહિત્ય ભક્તિનાં પુણ્યદર્શન આપણને કરાવી રહ્યા છે. આ સર્વ તપસ્વીઓએ પ્રજાની ઉન્નતિ માટે સાહિત્યની જ સમાધિ ચઢાવેલી છે. એ તપસ્વીઓએ પ્રજાના હૃદયઘાટ પર કાળના મોજાં અથડાતાં અને એ ઘાટના ઘણા પથ્થરોને ઢીલા પડતા જોતાં પોતાની ભક્તિ અને પોતાનાં તપ બેવડી પ્રાણશક્તિથી અપૂર્વ રીતે દીપાવ્યાં છે. એમના તપમાં સ્વર્ગના રાજ્યની આકાંક્ષા ન હતી, એમની ભક્તિમાં ધર્મપીઠ પામવાની આશા ન હતી કે એમના અખંડ સ્નેહ માટે કશા અદલાબદલાની માંગણી ન હતી. પ્રભુની પ્રજા માત્ર ને પ્રભુના પ્રસાદ અખંડ મળતા રહે એ જ તેમનું ધ્યેય હતું, એ જૂના જૂના જોગીડાઓ જૂના છતાં આજે પણ નવીન જ છે; અને તેમનું તપ કાળ જૂનું છતાં હજીએ અખંડ જ ચાલી રહ્યું છેઃ—

> જૂનાં છે કાળના મોજડાં,
> ને છે જૂનો અમારો ઘાટ રે।
> જોગીડા જૂના જૂના રે,
> સીધાં તપોવત સ્નેહનાં,
> તહીં ઉભા અખંડ જોઈ વાટ રેઃ
> જોગીડા જૂના જૂના રેઃ"

આવાં અખંડ સ્નેહનાં તપોવ્રત જ્યારે આપણે લઈએ, ત્યારે જ એ તપસ્વીઓનાં તપ કેવાં ઉમ હતાં તેનો કાંઈક ખ્યાલ આપણને આવી શકે. પ્રભુ એવા તપસ્વીઓને આપણા ગુજરાતી સાહિત્યમાં જમાનાએ જમાનાએ અને યુગે યુગે નવું ચેતન રહેવા જન્મ આપો। અસ્તુ।

રૂઢ ગુજરાતી ભાષાની સચોટતા એમના લેખોમાં અનેરું બળ દર્શાવે છે. એ માટેનો એમનો આગ્રહ આપણા માનને પાત્ર થવો જોઈએ. ઘણી વેળા સારાનો પણ અવળો અર્થ આ દુનિયામાં લેવાય છે, તેમ એમના એવી રૂઢ ગુજરાતીના આગ્રહ માટે કેટલેક ઠેકાણે અર્થહીન ટીકા થાય છે. વિષય પ્રમાણે ભાષા અને શૈલી જોઈએ, તેનો અર્થ એ નહીં કે કોઈ પણ ખાસ શાસ્ત્રને લગતા વિષયમાં તેની પરિભાષા ના વાપરવી. પણ જો તે વિષયને બધી રીતે રૂઢભાષા પોતાના શુદ્ધ, તળપદા અને જનસમાજના પળોટાઈ ગયેલા શિષ્ટ શબ્દો પૂરા પાડી શકતી હોય તો દૂરના અજાણ્યા સંસ્કૃત, ફારસી કે બીજા કોઈ ભાષાના શબ્દો તેવા વિષયવાળા લેખમાં વાપરવાની કશી જરૂર નથી. વળી આપણી ભાષામાં અનેક ધંધાને લગતા અતિ રૂઢ અને સહેલા શબ્દોની ખોટ છે, પણ લેખકનો પોતાનો જ રૂઢ ભાષાનો અભ્યાસ જ ના હોય તો તે તો બસ એમ જ ધારી લે કે એ શબ્દો ગુજરાતીમાં નથી, અને તેથી સંસ્કૃતનો કે બીજી ભાષાનો તે આશરો શોધે છે. એક બીજી વાત—રૂઢ ગુજરાતીમાં તત્સમ શબ્દોનું પ્રમાણ પણ કાંઈ ઓછું નથી. પણ જે શબ્દો સદીઓથી ગુજરાતીમાં તદ્ભવ થઈ ગયા હોય, અગર મૂળ ગુજરાતીના દેશ્ય હોય અને જે જનસમાજમાં ચલણી રૂપિયાની માફક શુદ્ધ રૂપે જ ચાલતા હોય, તે છોડી દઈ માત્ર પંડિતાઈ બતાવવા જ જો પળેપળ સંસ્કૃત શબ્દો—અને તે પણ અપરિચિત-વાપરવામાં આવે તો તેવી ભાષાને ગુજરાતી કહેવી કે "જબાને ઉર્દૂ હરફે ગુજરાતી" એવું જે ઉર્દૂ નાટકોના ગીતોની ચોપડીઓ પર મુંબઈની નાટકશાળાઓમાં છાપવામાં આવે છે તેમ "શબ્દોએ સંસ્કૃત વ્યાકરણે ગુજરાતી" સમજવી! સાહિત્યના તંત્રીનો આગ્રહ કાંઈ દુરાગ્રહ નથી. તેને ખરા પ્રકાશમાં જોઈ શકીએ તો તે જ ખરો ભાષા-અભિમાનીને છાજે તેવો સદાગ્રહ છે.

### "સસ્તું સાહિત્ય"

સાહિત્યનો પ્રચાર આમવર્ગમાં વિસ્તારથી કરવાની પહેલ "સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય" તરફથી કરવામાં આવી ત્યારથી એ સંસ્થાએ ગુજરાતની ઘણી સેવા બજાવી છે. સામાન્ય વર્ગમાં જ્ઞાનનો પ્રચાર જ્યાં સુધી પૂરતો થાય નહીં ત્યાં સુધી પ્રજાની ઉન્નતિ ચોતરફથી થઈ શકે નહીં. એ સંસ્થા તરફથી ધર્મ, સમાજ અને સાહિત્યને લગતાં પ્રિય વિષયોનાં નાનાં મોટાં પુસ્તકો બહુ જ જૂજ કિંમતવાળાં બહાર પડ્યાં છે, અને તેથી બહુ ગરીબ માણસ પણ પોતાની ટૂંકી કમાણી છતાં એ પુસ્તકોનો લાભ પૂરતો મેળવી શકે છે. અંગ્રેજીમાં people's books ના જેવી પુસ્તકમાળા પ્રાચીન અર્વાચીન કવિતાઓના જુદા જુદા નાના નાના સંગ્રહ કરી બહાર પાડે તો તેથી પણ સાહિત્યનો ઘણો પ્રચાર થાય. ભિક્ષુ અખંડાનંદનો આ મહાસ્તુત્ય પ્રયાસ સાહિત્યમાં નોંધવા જેવો છે, અને ગુજરાતના ધનાઢ્યોએ તથા વિદ્વાનોએ એ પ્રયાસોને ઘટતી સહાય આપવી જોઈએ.

### સાહિત્યમંડળોની જરૂર

સાહિત્યની ચર્ચા વિદ્વાનો અને લેખકો એક ઠેકાણે સાથે મળીને કરી શકે એવાં ઘણાં મંડળોની પણ આપણે ત્યાં જરૂર છે. ગામેગામ અને શહેરેશહેર એવાં મંડળો પોતપોતાના પ્રમાણમાં બંધાવાં જોઈએ, અને સાહિત્યની શુદ્ધ ચર્ચા તથા જનસમાજને પ્રિય થઈ પડે

એવાં આખ્યાનો અને વ્યાખ્યાનો ત્યાં વખતોવખત થાય તેની યોજના કરવી જોઈએ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ગુજરાત સાહિત્ય સભા, સાહિત્ય સંસદ, પારસી લેખક મંડળ, ફાર્બસ સભા, શ્રેયસ્સાધક અધિકારી મંડળ, વગેરે થોડાંક મંડળો આવી જાતનું કામ કરે છે, પણ તેમાં હજી ઘણા ઉત્સાહની અને ઘણી કાર્યદક્ષતાની જરૂર છે. આવાં મંડળોમાં ઉત્સાહી યુવકોને માથે કાર્યભાર નાંખી મોટેરા વિદ્વાનો તેમાં વખતોવખત પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપતા રહે અને સાહિત્યને લગતા સામાન્ય વિષયોની સરળ ભાષામાં ત્યાં ચર્ચા કરાવાય તો સાહિત્યને જનસમાજમાં આકર્ષક કરી શકાય. ઔચિત્યની અહીં પણ ખરી જરૂર છે, અને દેશકાળને અનુસરીને કામ મંડાય અને કરાય તો સિદ્ધિ ને સફળતા પણ મળે.

### શિક્ષણશાસ્ત્રના સાહિત્યની અગત્ય

શિક્ષણસાહિત્યને લગતાં પુસ્તકો પણ આપણી ભાષામાં ઘણાં થોડાં છે. જે દેશમાં સ્વભાષામાં શિક્ષણ અપાય નહીં, તે દેશની ભાષાને ઘણું ખમવું પડે છે. "માલ ત્યાં ખપ" નું નવું સૂત્ર સાહિત્યમાં પણ અચૂક રીતે લાગુ પડે છે. હવે રાષ્ટ્રવિદ્યાપીઠ સ્થપાઈ છે, સરકારી વિદ્યાપીઠમાં પણ ઊંચી પરીક્ષાઓમાં ગુજરાતીને સ્થાન મળ્યું છે, એટલે હવે એને લગતા સાહિત્યની આપોઆપ માગણી જાગી છે, અને તેને લગતાં નવીન પુસ્તકો પણ રચાવા લાગ્યાં છે. આ જાતનું મુખ્ય સાહિત્ય ખાસ કરીને વિદ્યાપીઠમાં અને કેળવણી મંડળોમાં કામ કરતા અધ્યાપકોનું છે, કારણ કે તેઓ પોતાના પૃથક્ પૃથક્ ખાસ વિષયોના જ્ઞાન અને અનુભવનો લાભ વિદ્યાર્થીઓને સીધી રીતે અને અભ્યાસકોને આડકતરી રીતે આપી શકે છે. આવા શિક્ષણશાસ્ત્રને અંગે રા. અંબાલાલ બુલાખીરામ જાની નું "સુભદ્રાહરણ" અને રા. મંજુલાલ મજમુંદારનું "સુદામાચરિત્ર" બહુ સારી વિદ્વત્તાથી અને શોધક બુદ્ધિથી લખાયેલાં લાગે છે. આ દિશામાં કવિતા અને ઇતિહાસને લગતા શિક્ષણશાસ્ત્રમાં આપણા માનનીય સાક્ષર શ્રી બલવંતરાય ઠાકોર બહુ ઉત્તમ માર્ગદર્શક કામ કરી શકે તેમ છે. અને એ માટે એઓ સાહેબને હું ગુજરાત તરફથી આમંત્રણ કરું છું. આ સાહિત્યપરિષદના પ્રમુખ સાહેબ રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ પણ એ દિશામાં જીંદગીભર કામ કરેલું છે, અને એમના ઉંડા અભ્યાસ અને અનુભવના લાભ હજી પણ ગુજરાતને બહુ મળે તેવી આશા આપણે જરૂર રાખી શકીએ. આ જમાનામાં એમને હાથે "ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ" જેવું શિષ્ટ શાસ્ત્રીય અને સત્તાધારી પુસ્તક આપણા સાહિત્યમાં ઉમેરાયું છે, એ કાંઈ ઓછા સંતોષની વાત નથી.

### વિવેચનનું સાહિત્ય

ગુજરાતી સાહિત્યનાં મુખ્ય અંગોની પ્રવૃત્તિ જોઈ ગયા પછી હવે એ બધાં અંગોની તપાસ કરનારું જે વિવેચનનું સાહિત્ય છે તે જોઈએ. રા. બ. રમણભાઈના "કવિતા અને સાહિત્ય" વાળા મોટા ગ્રંથ સિવાય બીજો કોઈ એવો ગ્રંથ બહાર પડ્યો નથી. રા. અંજારિયાનું "સાહિત્યપ્રવેશિકા" જૂના-નવા સાહિત્યની અને તેના લેખકોની સામાન્ય પિછાનજ કરાવે છે. અને તેમાં પણ ચોક્કસ વર્ગની લીલાજ મુક્ત કંઠે ગાવામાં

આવેલી દેખાય છે, તે છતાં સાહિત્યમાં પ્રવેશ કરનાર ઘડનારને માટે સાહિત્યમાં સામાન્ય પિછાન આપવાનો તે સારો પ્રયાસ છે. એ સિવાય વિવેચનના સાહિત્યમાં બીજું કોઈ ખાસ ધ્યાન ખેંચે એવું નવું પુસ્તક બહાર પડેલું જણાતું નથી. છૂટક છૂટક લેખો માસિકોમાં, વર્તમાનપત્રોમાં અને તેઓના વાર્ષિક અંકોમાં કે કોઈ પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં આવે છે તેજ હાલ તો એ સાહિત્યની પૂર્તિ કરે છે. પણ "નવલગ્રંથાવલી"માં વિવેચનની જે ખરી પદ્ધતિ કેળવાતી હતી તેવી તો હજી બીજો કોઈ પણ વિદ્વાન દેખાડી શક્યો નથી. વિવેચનકળા એટલે ઉદારતાની કળા, સહનશીલતાની કળા, ન્યાયતોલનની કળા, એ મુખ્ય વાત ભુલાઈ ગઈ છે. વિવેચન એટલે સાહિત્યના સદ્ અસદ્ અંશોની પ્રહણશક્તિ અને તુલનાશક્તિનું દર્શન. વાંચવું, સમજવું, પિછાનવું, સમભાવ કરવો, ગુણ પર વધુ પ્રકાશ નાંખવો, દોષથી પ્રકાશને હાનિ છે, તે સપ્રેમ બતાવવું, સમાન કાર્યોની તુલના કરવી, પ્રભુનો દિવ્ય અંશ માટીમાં પણ છુપાયેલો છે, તે ખોળી કાઢી જતવવો, અને કલાપીએ એક મહાસત્ય કહ્યું છે તેમ "કળા છે ભોજ્ય મીઠી ને ભોક્તા વિણ કલા નહીં" એવી કળાની કંઈ ભુખ જે કદર તેનો ઉદારતાથી વપરાશ કરવો, એ સર્વ ખરા વિવેચકના અને ખરી વિવેચનાળાના મુખ્ય ગુણો છે. જંગલો કાપીને તેમાંથી દાંતખોતરણી બનાવી આપવી, કે ઘાસની ગંજીમાં પડેલી સોયને ખોળી કાઢવા આખી ચહેનશહનના લશ્કરને રોકવું એમાં વિવેચનકળાની પરાકાષ્ઠા નથી. આપણા ભાઈનો છોકરો કોઈના ઘોડા પર ઘાસનું પૂછડું બાંધી તેની ઉપર કેવી સુંદર સ્વારી કરી રહ્યો છે તેની ખુબી દર્શાવવા સાહિત્યપ્રદેશના અરબી ઘોડાઓ અને આરબસવારોની સાથેની તુલના કરી તેનાં અદ્ભુત દર્શન કરાવવાં અને આપણા પડોશીનો ભાઇ તેજીલી કાઠિયાવાડી ઘોડી લાવ્યો છે તેના કાનનું માપ કાઢવા જવું અને તેના ઠણુઠણુતા પગ જોઈ ગામનાં ખચ્ચરો વધુ લાત ઝાડવા મંડી જાય તેના ભયથી ગામને બચાવવા માટે ચળવળ કરી મૂકવી, એ કાંઈ વિવેચનકળાની મહત્તા નથી. ખરા વિવેચકે વિવેકશીલ અપક્ષતાનું ત્રાજવું પકડવાનું છે. એ ત્રાજવાને જેટલા જોરથી ઉંચે ચઢાવવું કે નીચે ઉતારવું તેટલા જ જોરથી તે પાછું એથી ઉલ્ટી દિશાએ જરૂર જાય છે. ત્રાજવામાંની વસ્તુ પણ એના ધક્કાથી કદાપિ બહાર પડી જાય છે, અને વેરાઈ જાય છે. મર્યાદિત પ્રશંસા અને મર્યાદિત ટીકા ન હોય ત્યાં વિવેચક વિવેચક મટી વકીલ બની જાય છે, અને કાં તો ભાટાઈનું કે કાં તો નિંદાનું જ સેવન કરે છે. આપણે ત્યાં ચોર્યાસી હજાર ન્યાતમાં વિવેચકોની બીજી ચોર્યાશી ન્યાતો ઉમેરાય તો સાહિત્ય આનંદ અને શિક્ષણનું સાધન મટી પક્ષાપક્ષી અને તકરારોનું તાલીમખાતું બને. વિવેચનાળા એ વકીલનું વકાલતનામું નહીં પણ ન્યાયાધીશનો અપક્ષપાત છતાં માયાળુ ચુકાદો માગી લે છે.

### સાહિત્યમાં અધિકારશાસન કે પ્રજાશાસન

એક બીજી વાત. સાહિત્યમાં રસ લેતા અને તેના આકર્ષક પ્રદેશમાં દાખલ થવાના હોંશીલા નવયુવકોની આજકલ ઠેર ઠેર એવી ફરિયાદ છે કે, ગુજરાતી સાહિત્યમાં પણ "બ્યુરોક્રસી" એટલે અધિકારશાસન બંધાયું છે. અને તેના અધિકારીઓ પોપના જેવી સત્તા ચલાવે છે. આ ફરિયાદમાં કેટલું સત્ય છે તે બારીકીથી તપાસવાનું આ.

સ્થાન નથી, પણ કેટલીક સૂચના સાહિત્યના લાભ માટે તો આપણે કરી શકીએ. સાહિત્યપ્રદેશની કિલ્લેદારી એના રક્ષક વિદ્વાનોએ કરવાની ફરજ છે, અને એ ફરજ પુરતો પોતાનો અધિકાર કોઈ પણ રીતની ગભરખાવટ વગર અને શુદ્ધ મને એ અધિકારીઓ ચલાવે તો તે સાહિત્યને ઉપકારક છે. સાહિત્યનું તો પ્રજાશાસન છે, એટલે અધિકારીઓ પ્રજાહકના રક્ષકો હોવા જોઈએ એટલા પુરતું એઓ સમજે તો બસ છે. બાકી બાઇબલમાં જણાવ્યા પ્રમાણે પરમેશ્વરે પોતાની ઉત્તમમાં ઉત્તમ કૃતિને સર્પની દયા પર ફેંકી દીધી હતી, એવો ઝાંખો ભાસ પણ એ હોંસીલા નવયુવકોને આવે તો તેમાં સાહિત્યપ્રદેશના નેતાઓ પોતાની સામે બંડખોર વૃત્તિનેજ ઉત્તેજન આપે છે. બીજી બાજુએ આ ઉત્સાહી નવયુવકોએ એટલું સમજવાનું છે કે સાહિત્યપ્રદેશમાં કંઈ ગમે તેવા છરી કુહાડા પકડવાથી સિપાઈ કે નાયક થઈ જવાતું નથી. એને માટે પ્રજાશાસનમાં પણ વ્યવસ્થાપૂર્વક કવાયત તો લેવીજ જોઈએ.. જે હુકમ પાળી શકે તેજ ખરો હુકમ આપી પણ શકે એ પણ યાદ રાખવાનું છે. જો સીપાઈમાં ખરું તત્ત્વ હશે તો તે પણ એક દિન નેપોલિયન જેવો શહેનશાહ થઈ શકશે. સાહિત્યમાં પણ ત્રણ જાતનાં ફળ પાકે છે. એક જાતનાં ફળ શિયાળાનાં ફળ જેવાં હોય છે, અને તે બહુ દિન સુધી ઘાસમાં કે બંધ કોઠીમાં રાખ્યાથીજ પાકે છે. બીજી જાતનાં ફળ ઉનાળાનાં ફળ જેવાં જલ્દી પાકી જાય છે અને ત્રીજી જાતનાં ફળ પકવીને ખાવાનાં નહીં પણ સારી પેઠે સુકવીને ખાવાનાં હોય છે. આ ઝીણો ભેદ સમજી આપણે તેનો વિવેક રાખીએ, અને મોસમ પ્રમાણે તથા ફળની જાત પ્રમાણે ધૈર્ય રાખીએ તો પ્રભુની દુનિયામાં તેમજ સાહિત્યની સૃષ્ટિમાં પણ આપણી કૃતિ પોતાનો નાનામાં નાનો ફાળો પણ જરૂર આપશેજ. કીર્તિની પાછળ તમે જશો તો તે દૃષ્ટિમર્યાદાની માફક દૂરને દૂરજ જશે. કીર્તિને પાછળ નાખી તમે તમારા કર્તવ્યનેજ સૂર્ય જેવું સામે જોતા જોતા આગળ ધપશો તો કીર્તિ તમારી છાયાના જેવી તમારી પુઠે પુઠે આવશે, અને કીર્તિ પણ લક્ષ્મીના જેવી ચંચળ છે, ત્યાં કીર્તિ કરતાં કર્તવ્યજ મોટું છે.

### બિન–હિંદુ કોમનું ગુજરાતી સાહિત્ય

ગુજરાતી ભાષાના સાહિત્યનું અને તેના મુખ્ય મુખ્ય અંગોનું દિગ્દર્શન ઉપર કરી ગયા પછી એમાં સમાયલી વિશિષ્ટ પ્રવૃત્તિઓ જોવાનું પ્રાપ્ત થાય છે. ગુજરાત દેશ એક છતાં તેમાં અનેક કોમો વસે છે, અને અનેક ધર્મવાળાઓની એ માતૃભૂમિ છે.' જેમ સામાન્ય રીતે એ દેશના મૂળવતનીઓ હિન્દુઓ છે, તેમ બીજી કોમવાળાઓ પણ સહેલાઈથી એના જુના વતનીઓજ ગણાવી શકાય છે. ગુજરાતી ભાષાનું ભાષા તરીકેનું વિશિષ્ટ સ્વરૂપ સાતસેં વર્ષથી વધુ જુનું નથી. ત્યારે આ બિન–હિન્દુકોમોનો ગુજરાતમાંનો વસવાટ હજાર વર્ષથી ઉપરનો છે. જૈન, પારસી, મુસલમાન, ખ્રીસ્તી વગેરે જુદી જુદી કોમો તદ્દન જુદા જુદા ધર્મો પાળે ત્યાં એ ધર્મોની મૂળભાષામાંના તેઓના પરિચિત શબ્દો એની સામાન્ય ભાષામાં જરૂર દાખલ થાય વળી દરેક કોમનું ધર્મનું સાહિત્ય પણ જુદુંજ હોય અને એવા ધર્મના સાહિત્યનો તેને આગ્રહ પણ હોય. આ સત્ય વસ્તુસ્થિતિને આપણે પ્રથમ લક્ષમાં લાવીએ તોજ આ બિન–હિન્દુકોમોના વિશિષ્ટ સાહિત્યોનો ખુલ્લો ક્યાસ કાઢી શકીએ. જૈનોના મૂળ ધર્મ ગ્રંથો માગધી ભાષામાં

હોવાથી એના કેટલાક શબ્દો જૈન લેખકોની ભાષામાં સ્વાભાવિકપણે આવી જાય. એ જ પ્રમાણે પારસીઓ અને મુસલમાનોના મૂળ ધર્મગ્રંથોની ભાષાઓમાંના તેમ જ તેમના પૂર્વજો ઈરાન કે અરબસ્તાન કે તુર્કસ્થાનથી આવેલા તે તે દેશોની ભાષાઓમાંના શબ્દો પણ ગુજરાતી ભાષામાં તેમનાથી અનાયાસે વપરાઈ જાય. આવી રીતે ગુજરાતી ભાષા એક છતાં તેમાં બે જુદી જુદી કોમોના પૂર્વજોની મૂળ ભાષાના શબ્દો દાખલ થયા. ગુજરાતના ગૌરવને એથી કશી હરકત પહોંચી નહીં. ઉલટું જ્યારે ગુજરાતી ભાષા ઘડાતી હતી ત્યારે એવા અનેક શબ્દોના જીવન્ત ઉમેરાથી તેમાં નવું બળ આવતું ગયું. જૈન લોકોની રહેણીકરણી તો બહુધા હિન્દુઓના જેવી જ હોવાથી તેમનો માર્ગ જુદો પડયો નહીં. અને તેમના સમર્થ ધાર્મિક વિદ્વાનો તે વેળાના ગુજરાતનાં રાજ્યોના અધિકારીઓ કે સલાહકારો પણ હતા, એટલે તેઓએ પોતાનું સાહિત્ય સમૃદ્ધિવાન બનાવ્યું. જૈનોનું હિન્દુઓ સાથેનું સહજીવન ઘણું ગાઢું હતું, એટલે તેઓના ભાષાજીવનોમાં પણ તેવી રીતનો ગાઢો સંબંધ રહેવા પામ્યો. મુસલમાનોથી પણ તેઓમાંની ખોજા કોમે ગુજરાતીમાં જે સાહિત્ય ઉપજાવ્યું તે હિન્દુઓના જેવું જ છે, તેનું એક કારણ છે કે મુસલમાની ધર્મના ફાંટામાં હિન્દુઓના વૈષ્ણવધર્મના સાહિત્યનો ઘણો અતલગનો સંબંધ લાગે છે. આમ હોવાથી જે સાહિત્ય ખોજા કોમે ઉપજાવ્યું છે અને જેની કવિતાઓની પીછાન રા.બ. હરગોવિન્દદાસ કાંટાવાળાએ છઠ્ઠી સાહિત્યપરિષદના સંમેલન વેળા આપી હતી તે સાહિત્યની ભાષા શુદ્ધ હિન્દુ ગુજરાતી છે.

### પારસી ગુજરાતીનું સાહિત્ય અને તેનું જુદાપણું

પણ પારસી કોમના સંબંધમાં લગાર જુદું જ પરિણામ આવેલુ દેખાય છે અને તેનું કારણ ઉપર જણાવ્યા પ્રમાણે તેમને હિંદુ ધર્મના કે હિંદુ સમાજજીવનના ગાઢા સંબંધની ન્યૂનતા જ છે. પારસીધર્મને લગતા કે પારસીસાહિત્યને લગતા ત્રણસેં ચારસેં વર્ષ પર લખાયેલા જૂના લેખોમાં પારસીઓની ગુજરાતી ભાષા તે વેળાના હિન્દુઓની ગુજરાતી ભાષાના જેવી જ લાગે છે. જો કે તેમાં પણ પારસીઓના ધર્મને લગતા ઝંદ, પાઝંદ, કે ફારસી શબ્દ વપરાયેલા દેખાય છે. પોતાના જીવથી વહાલો ધર્મ સાચવવા પોતાના દેશનો પણ ત્યાગ કરીને પારસીઓ જ્યારે પ્રથમ ગુજરાતમાં આવી વસ્યા, ત્યારે તે વેળાના હિંદુ રાજાએ તેમને હથિયાર વાપરવાની મનાઈ કીધી હતી, અને એ સર્વે લડાયક શૂરવીરોને ખેતી અને વેપારના ચાત ધ ધામાં પડી જીવન ગુજારવું પડયું. એમ કરતાં એ લોકતી ભાષા હિંદુઓના જે વર્ગની સાથે એ રહેતા હતા તેઓના જેવી જ બંધાઈ. પારસીઓ આજે જે ગુજરાતી ભાષા ગુજરાતના ગામડાઓમાં બોલે છે તે મુખ્ય કરીને સુરત જીલ્લાની છે અને તેમાં પણ ખાસ કરી એ જીલ્લાના અનાવલાઓની અને વાણીઆ વઘીઆતોની છે. એ કોમોમાં કેળવણીનો પ્રચાર વિશેષ ન હતો અને બહુધા તે ખેતી અને વેપારમાં પડેલી હતી એટલે તેમની ભાષા કાંઈક અંશે અણઘડાયેલી અને ગ્રામ્ય જ રહેતી. અંગ્રેજી કેળવણીના આગમન સાથે પારસીઓએ કેળવણીને માર્ગે પ્રથમ ઝુકાવ્યું અને પશ્ચિમ દેશોના સાહિત્યોના સંબધમાં આવતાં ત્યાંના આચારવિચારોની પણ ઝડપથી નકલ કરવા માંડી. ખુદ ગુજરાતી ભાષાના અક્ષરોનાં બીબાં પણ પ્રથમ એક પારસી મહુંમ ફરદુનજી મર્ઝબાને

ઈ. સ. ૧૮૧૪માં પાડ્યાં, અને તે જ વર્ષમાં તેમણે છાપખાનું પણ કાઢ્યું. ઈ. સ. ૧૮૨૧માં તેમણે જ મુંબઈના પ્રથમ વર્તમાનપત્ર "મુંબઈ સમાચાર" ને પ્રગટ કર્યું. ગુજરાતી ભાષાનો શિષ્ટ અભ્યાસ એ આરંભના પારસી ચાલકો અને સાહસિકોને ન હતો, એટલે જેમ તેઓ ઘરમાં બોલતા તેમ તેઓ લખતા અને છાપતા પણ હતા. ભાષા જ્યાં સુધી બોલાતી કે માત્ર લહિયાઓથી મર્યાદામાં લખાતી રહે ત્યાં સુધી તે ઘણી પ્રવાહી રહી શકે, અને તેમાં કેવળ જુદા ફાંટાઓ ન પડે, કે પડે તો તેનું સ્વરૂપ કેવળ જુદી રીતે જ બંધાય, પણ અહીં તો વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો વગેરે કંઈક કંઈક પારસીઓ પોતાના સ્વાભાવિક સાહસિકપણાથી બહાર પાડતા જ ગયા, અને તેમાં તેઓના ચોક્કસ વર્ગોના સંબંધમાંથી જ ઉદ્ભવેલી ઘરમથ્થુ ગુજરાતી બોલીનો જ પ્રચાર કરતા ગયા. હિન્દુઓ બહુ વર્ષ સુધી સાહિત્યની આ પ્રચુર પ્રવૃત્તિથી દૂર રહ્યા, અને તેઓનું સાહિત્ય મોટે ભાગે ધર્મવિષયોમાં તે વેળા સમાયેલું હોવાથી પારસીઓના સામાન્ય વાંચકો અને લેખકોને પ્રિય કે માર્ગદર્શક થયું નહીં. જ્યાં પારસીઓ વર્તમાનપત્રો પર વર્તમાનપત્રો નવાં નવાં કાઢતા જ ગયા, ત્યાં એ પત્રોના વાંચનારાઓ પર ચોક્કસ રીતની જ છાપ પડતી ગઈ, અને જોતજોતાં આ "પારસી ગુજરાતી"નું વ્યક્તિત્વ બંધાઈ ગયું. આ અકસ્માતનાં મુખ્ય કારણો જો સંભાળથી આજથી પચાસ વર્ષ પરના હિન્દુ વિદ્વાનો શોધી શક્યા હોત, તો આ ઉગતી અનિષ્ટતાથી ગુજરાતી ભાષાને બચાવી લેત. દાયકાઓ થયા આપણા હિન્દુ વિદ્વાનો પણ ગુજરાતીને પાછી સંસ્કૃત તરફ વાળવાના ખોટા પ્રયત્નો કરવા લાગ્યા. એટલે બંને કોમોનો ભાષાવેગ એકમેકથી ઉલટી દિશાએ જ વહેવા માંડ્યો. હિન્દુ લેખકો ગમે તેવી પ્રાંતિક ભાષા બોલે કે લખે, જોડણી અને તત્સમ શબ્દો પણ ગમે તેમ ચીતરે તો હરકત નહીં, પણ પારસીએ લેખ લખ્યો છે એવું જોતાં જ તેમાં શબ્દે શબ્દે ખૂંચ કાઢવાની જ વૃત્તિ કેટલાક હિન્દુઓએ ધારણ કીધી. આનાં પરિણામો ભાષાના લાભમાં નહીં પણ ગેરલાભમાં આવ્યાં. એકમેકનાં મન ઉંચાં થયાં, પણ તેમાં ગુજરાતી ભાષાને કેટલુંક ખરું નુકશાન પૂગ્યું છે. પારસીઓએ પોતાનો વાચકવર્ગ માત્ર પારસીઓમાંથી જ નહીં પણ મુસલિમ અને હિન્દુ વર્ગમાંના થોડી કેળવણી પામેલાઓમાંથી બનાવી લીધો. આજે જુઓ તો પારસી જેવી નાની કોમે હજાર ઉપર ગ્રંથો પારસી ગુજરાતીમાં લખેલા મળી આવશે. એમાં કાચી ઘરગથ્થુ અશુદ્ધ ગુજરાતીથી માંડી ચઢ ઉતર ભાષા વપરાતાં કેટલાક ગ્રંથો તો કેવળ શુદ્ધ અને રૂઢ ગુજરાતીમાં લખાયલા માલમ પડશે. આવી સાહસિક અને ઉપયોગી કોમનો સહકાર હિન્દુઓ શુદ્ધ ગુજરાતી ભાષા માટે મેળવવા પામે, તો ગુજરાતી ભાષાને તથા સાહિત્યને ઘણો લાભ થાય.

### પારસીઓની સાહિત્યસેવા

પારસીઓએ ગુજરાતી સાહિત્યની, પોતાની ગમે તેવી શક્તિએ પણ ઠીક ઠીક સેવા બજાવી છે. પહેલું વર્તમાનપત્ર, પહેલું ચોપાનીઉં, પહેલો અંગ્રેજી-ગુજરાતી કોષ, પહેલું ગ્રાનચક્ર, એ બધું પારસીઓને જ હાથે થયલું છે. પારસીઓએ જેમ રાજદ્વારી અને સાંસારિક ક્ષેત્રોમાં પોતાની આગેવાનીનો લાભ આખા દેશને આપ્યો છે, તેમ લોકમત કેળવવામાં પણ પારસી પત્રોની ચળવળે કંઈ કમી હિસ્સો આપ્યો નથી. વળી થાકેલા મનને બે ઘડી ગમ્મત આપે એવું રમતિયાળ અને હસમુખું સાહિત્ય કે જેને

અંગ્રેજીમાં light literature એટલે 'સુગમ સાહિત્ય' કહેવામાં આવે છે, તે પણ એમને હાથે ઠીક પ્રમાણમાં બહાર પડ્યું છે. પારસીઓમાં હવે એક એવો લેખકવર્ગ પણ કમભાગ્યે ઉભો થયો છે કે, જે એમનું અશુદ્ધ ગુજરાતી બોલીનું વ્યક્તિત્વ જાળવી રાખવાની હોંસ અને વડાઈ ગણે છે. પણ મર્હુમ બહેરામજી મલબારીએ વિલક્ષણ હિંમતથી અને જબરા પ્રયત્નથી શુદ્ધ ગુજરાતી ભાષામાં જ કવિતા કીધી, અને પારસીઓના મોટા ભાગને આ 'અંડખોર' લેખકની ભાષા નહીં જ ગમી. છતાં વખત જતાં એમને પગલે ચાલનાર ઘણા પારસીઓ નીકળ્યા પારસી વર્તમાનપત્રોમાં પણ આજની ભાષા ત્રીસ વર્ષ પરની ભાષા કરતાં ઘણી આગળ વધેલી અને શુદ્ધિ તરફ ઢોળી વપરાય છે.

## પારસીઓની ગુજરાતી ભાષાને શુદ્ધિ તરફ વાળવાની અગત્ય

એ બધું તો ખરું. જે બનવાનું હતું તે બન્યું પણ હવે કાંઈ એ સ્થિતિનો ઉપાય થાય તેવું હોય તો તે મહાપ્રયત્ને પણ કરવાની જરૂર છે. શુદ્ધ ગુજરાતીના હિંદુ લેખકો જ્યાં સુધી અતિ સંસ્કૃતના ભેળવાળી ગુજરાતી ભાષા વાપરે ત્યાં સુધી પારસી લેખકોનો સહકાર તેમને પૂરેપૂરો મળી શકે નહીં. "સાહિત્ય" માસિકના વિદ્વાન તંત્રીનો રૂઢ ભાષા માટેનો આગ્રહ એને લીધે જ છે. હિંદુ વિદ્વાનોનું આકાશે ઉછાળેલું ત્રાજવું પાછું કાંઈક નીચે ઉતરે, અને પારસી લેખકોના ત્રાજવાને મળવાનો ખરા દિલથી પ્રયત્ન કરે, તો હું ધારું છું કે, પારસીઓને અશુદ્ધ બોલીના પાશમાંથી છોડાવી શુદ્ધ રૂઢ ગુજરાતી ભાષા જ સાહિત્યલેખનમાં વાપરતા કરવાના સહાયકારી ઉપાયો યોજી શકાય તેમ છે.

## પારસી ગુજરાતીની ઉત્પત્તિનાં કારણો

આજના જમાનામાં આપણો રોજનો વેપાર ધંધો રોજગાર થોડે અંશે પણ દુનિયાના તમામ દેશો સાથે સંબંધ ધરાવે છે, અને તેને લગતી વાતો જાણવા આપણે હંમેશાં આતુર રહીએ છીએ. થોડું ઘણું પણ શીખેલાઓ આજકાલ વર્તમાનપત્રો વાંચવા સાંભળવાનો સ્વાભાવિક શોખ ધરાવે છે, અને ખાસ કરીને મોટા શહેરોમાં તો સવાર સાંજની ખબરો રોજ જાણવા માટે લોકો ઉત્સુક હોય છે. વર્તમાનપત્રોની જરૂરિયાત એ કારણથી વધતી જાય છે, અને તેથી લોકના વ્યવહારની ભાષા ઉપર એ વર્તમાનપત્રોના ચાલુ વાંચનની અણદીઠી અસર થયા જ કરે છે. તે વર્તમાનપત્રોના તંત્રીઓ અને લેખકોને હાથે ભાષાને લગતા ખરાખોટા પ્રયોગો ચાલુ જ રહે તો તેવા પ્રયોગો વખતના વહેવા સાથે પાછા ચલણી થઈ જાય. પારસીઓને હાથે જ ચાલતાં વર્તમાનપત્રોમાં વપરાતી ભાષા આવા ખોટા પ્રયોગો કરે છે એમ નથી, પણ હિન્દુઓનાં વર્તમાનપત્રોની ભાષાના ઘણા ખોટા પ્રયોગો જે હવે ચાલુ થઈ ગયા છે, તે માટે પણ આપણા ભાષાશાસ્ત્રીઓએ ફરિયાદો કીધી છે. આ વિષયને માટે તપાસ કરતા મને એમ જણાયું છે કે, એ વર્તમાનપત્રોની અશુદ્ધ અને ઘણીવાર નકલી ભાષાને વધારે બગાડનાર મુંબઈ શહેરની વિચિત્ર સ્થિતિ છે. મુંબઈ ગુજરાતીઓનું એટલે અસલ ગુજરાતી હિન્દુ પારસી મુસલમાનો વગેરેનું છે તેમજ આપણા દક્ષણી મરાઠા ભાઈઓનું પણ છે, ઘણે ભાગે છાપખાનાંઓમાં બીજાં

ગોઠવનાર કૉમ્પોઝીટરો અને બીજા કામદારો દક્ષણી ભાઈઓ જ છે ગુજરાતીઓ જેવી રીતે કામચલાઉ મરાઠી બોલીમાં મરાઠી ભાઈઓ સાથે બોલે, તેવી રીતે મરાઠી ભાઈઓ કામચલાઉ ગુજરાતી બોલીમાં ગુજરાતીઓ સાથે બોલે. આ સંસર્ગનાં પરિણામ કેવાં આવે તે આપણે હવે સમજી શકશું. બીજું એ કે, વર્તમાનપત્રોનાં છાપખાનાંઓમાં પૂરતાં જોડાક્ષરોનાં બીબાં પણ રાખવામાં આવતાં નથી; અને એવા એક છાપખાનામાં મારી પોતાની કવિતાઓ છપાવતા મને એના માલિકો પાસે એવા જોડાક્ષરોની ખાસ ખરીદી કરાવવી પડી હતી. ત્રીજું એ કે, દૈનિક વર્તમાનપત્રોનું કામ વીજળીની ઝડપે રોજ ચલાવવું પડે, ત્યાં પૂરતા "પ્રૂફરીડરો" એટલે છાપા ખરડા વાંચનારા ના રખાય તો લેખો શુદ્ધ રીતે ક્વચિત્ જ છપાય. એ છાપા ખરડા વાંચનારનું ગુજરાતી ભાષાનું પોતાનું જ્ઞાન બહુ ન હોય તો તે પણ લેખો અશુદ્ધ રીતે બહાર પડવાનું મુખ્ય કારણ છે. મારાં પોતાનાં પુસ્તકો મેં હિન્દુ તેમ જ પારસી માલીકીનાં છાપખાનાઓમાં છપાવ્યાં છે, અને બન્નેમાં એક સરખો જ અનુભવ મળ્યો છે. જ્યાં સારા છાપા ખરડા વાંચનારા જ ના મળે ત્યાં ચાર ચાર પાંચ પાંચ વખત એવા ખરડા આપણે સુધારીને મોકલીએ છતાં કાંઈ ભૂલો તો રહેવા જ પામે. ચોથું એ કે દરેક વર્તમાનપત્રમાં બીજી ભાષાઓમાં છપાયેલી ખબરો કે લખાયેલા લેખનાં ભાષાન્તરો કરવામાં આવે છે, અને તે માટે ખાસ મદદનીશો રોકવામાં આવે છે. આ મદદનીશોને ગુજરાતી ભાષાનું અધકચરું જ્ઞાન હોય તો તે શુદ્ધ રૂઢ ગુજરાતીમાં એવા પરભાષાના લેખો ક્યાંથી ઉતારી શકે? એટલે જે ભાષામાંથી એવાં ભાષાન્તર કરવામાં આવે છે તેના રૂઢ પ્રયોગોનુ જ બોલેબોલ ભાષાન્તર આપણી ભાષામાં થાય છે. આ અનેઆવાં બીજાં કારણો ભાષાનો ચાલુ બગાડ કર્યા જ કરે છે. એક તો મૂળમાં તંત્રીઓ અને તેમના લેખકમંડળનું ભાષાજ્ઞાન ઘણુ સામાન્ય પ્રકારનું હોય, તેમાં આવા દુષ્ટ કારણોનો ઉમેરો થવાથી ભાષાને ચાલુ નુકશાન થયા જ કરે. આવી અતિ અશુદ્ધ ભાષા લોકોના અને ખાસ કરી ઉગતા યુવકોના કાન પર રોજ પડયા જ કરે તો એ દુષ્ટચક્ર ગોળ ગોળ ફર્યા જ કરે, અને ભાષાને સુધારવાના બીજા બહારના પ્રયત્નો મિથ્યા જ થાય.

### આ સ્થિતિની સુધારણા માટે વસ્તુવિચાર

આ ઉપર જણાવેલા મુખ્ય કારણો જો વ્યાજબી હોય, તો એ કારણોનો જ ઉચ્છેદ કીધા વગર કાર્યનો ઉચ્છેદ કદી નહીં થવાનો. ગુજરાતના શિષ્ટ લેખકો અને વિદ્વાનો ભલે બોલ્યા જ કરે, અને મુંબઈનાં વર્તમાનપત્રો પોતાની અસલ રાહે ચાલ્યા જ કરે. માત્ર પરિષદમાં કે હિન્દુઓના શિષ્ટ વર્ગમાં ઉલ્લેખ કર્યા કીધાથી આ સ્થિતિમાંથી કશો ઉગારો થવાનો નથી. ગુજરાતી ભાષા માટે પરિષદના ચાલકોને ખરી દાઝ હોય તો એ સ્થિતિ હવે વધુ વાર ચલાવવા દેવી ના જોઈએ ગુજરાતી ભાષા વાપરતી બે સાહસિક અને બળવાન કોમો એક જ શિષ્ટ ભાષાનું સમાન અભિમાન રાખે, તો જ ત્યાં ભાષાની વૃદ્ધિ અને કોમ કોમ વચ્ચેની પ્રીતિ વધે.

પરિષદના ચાલકો અને ગુજરાતના હિન્દુ વિદ્વાનો આ વિષયમાં ખરા ઉમંગથી કામ લેવા તત્પર થાય, અને વ્યવહારૂ રીતે ગુજરાતી ભાષાની એકતા સાધવા પ્રયત્ન

કરે, તથા બધી બાજુથી ભરતીનાં મોજાં માફક એકસામટા તરવરી રહે, તો જ કાળ-ક્રમે પારસી ગુજરાતીના વિપથ જતા પ્રવાહને પાછો મૂળમાં સમાવી શકાશે. એ માટે મારા પારસી બંધુઓને મારી નમ્ર અરજ છે કે એક કરોડ હિન્દુઓની જે ભાષા છે તે જ આપણી હવે માદરજબાં પણ છે. જેવી રીતે ગુજરાતના પ્રાન્ત પ્રાન્તમાં ઘરગથ્થુ ભાષા તે તે પ્રાન્તની આબોહવા અને વિશિષ્ટતાને લીધે કોઈ કોઈ પ્રયોગોમાં જુદી પડે છે, તેવી રીતે આપણા પારસીઓની ઘરગથ્થુ ભાષા પણ ભલે પોતાનું તેનું જ જૂદાપણું રાખી રહે. પણ તેથી એમ કરતું નથી કે જેવું આપણે ઘરમાં બોલીએ તેવું જ ભાષાના શિષ્ટ વ્યવહારમાં પણ લખી નાખીએ. અંગ્રેજી ભાષા ઈંગ્લેન્ડના જુદા જુદા પરગણાંમાં જેવી રીતે બોલાય છે, તેમ જ ખુદ સ્કોટલેન્ડમાં પણ અંગ્રેજી ભાષાના જે વિપરીત પ્રયોગો થાય છે, તેવી રીતે કોઈ પણ શિષ્ટ લેખમાં કે ઇંગ્લેન્ડના કોઈ પણ વર્તમાનપત્રમાં અંગ્રેજી ભાષા લખાતી કે છપાતી નથી. લોકો ભણેલા કે અણઘડ ગમે તેમ બોલે, પણ લેખકો કે વક્તાઓથી જાહેરમાં તેવી ભાષા કદી લખાય કે બોલાય નહીં. તેમ જો કોઈ કહે તો માત્ર કૌતુકદર્શન સિવાય તેનો લેખ કોઈ છાપે નહીં, અને કદી છપાય તો પણ હસી જ કઢાય. અંગ્રેજી ભાષા પ્રાન્ત પ્રાન્તમાં કે ઘરવહેવારમાં બોલાયગમે તે રીતે, પણ લખાય તો "King's English" એમાં જ એટલે રાજરૂઢ શિષ્ટ અંગ્રેજીમાં જ. વર્તમાનપત્રોના અને માસિકોના પારસી તંત્રીઓ અને લેખકો ગુજરાતીમાં લખે તો એવી રૂઢ ગુજરાતીમાં જ લખે એવો ટેક રાખે, તો ભાષાજ્ઞાન મેળવવું પારસીઓને કાંઈ અઘરું નથી. પારસીઓ જો ચાહે તો છેલ્લા સો વર્ષની ભૂલને દસ વર્ષમાં ધોઈ નાંખે. વળી પારસી લેખકોને પણ એક મોટો લાભ એ થશે કે, તેમનાં પત્રો, માસિકો અને પુસ્તકો વાંચનાર વર્ગ હિન્દુઓની મોટી વસ્તી જોતાં બહુ બહોળો થવા પામશે, અને શુદ્ધ ગુજરાતી ભાષાની તથા તેના સુંદર સાહિત્યની ઉન્નતિ ઝપાટાભેર થશે.

ઉપર જે કારણો ભાષા બગાડનાં જણાવવામાં આવ્યાં છે તે કારણો દૂર કરવા માટે અહીં થોડાક મુખ્ય ઉપાયોનું સૂચન કરેલું વ્યર્થ જશે નહીં:–

### શુદ્ધિ માટેના ઉપાયોની સૂચના

૧. મુબઇનાં પારસી કે હિંદુ માલિકી હેઠળ ચાલતાં છાપખાનાંઓમાં બનતાં સુધી ગુજરાતી, એટલે ગુજરાતી જ ભાષા જન્મથી બોલનાર, કોમ્પોઝીટરો રાખવા.

૨. છાપખાનાંઓમાં શુદ્ધ ગુજરાતી ભાષામાં વપરાતા તમામ જોડાક્ષરોનાં બીબાં માલિકો પૂરતા જથ્થામાં રાખે એવી વ્યવસ્થા આગ્રહપૂર્વક રખાવવી.

૩. પ્રૂફરીડરો એટલે છાપાખરડા વાંચનારા જરા વધુ સારો પગાર ભલે લે, પણ તે શુદ્ધ અને રૂઢ ગુજરાતી ભાષાના ઠીક જાણકાર જોઈએ. આ માટે પરિષદના ચાહકો અને પારસી લેખકમંડળના અધિકારીઓ મુંબઈમાં એવા સારું ગુજરાતી ભણેલા અને જાણનારા માણસો જાહેર ખબરથી કે અન્ય રીતે મેળવીને મુખ્ય વર્તમાનપત્રો અને માસિકો જે છાપખાનામાં છપાતાં હોય તેમાં બંદોબસ્ત કરીને તેઓને રખાવી શકે. તંત્રીઓ કે લેખકો ગમે તેવી ભાષામાં લેખો ચીતરી કાઢે પણ આ ખાસ છાપાખરડા

વાંચનારાએ તો તે લોકોની ભાષા બનતા સુધી સુધારીને પછી જ તેવા લેખોને છાપવા દેવા. આમ કરતાં તંત્રીઓને તેમ જ લેખકોને પણ ચાલુ સહવાસથી શુદ્ધ પ્રયોગોનું જ્ઞાન થશે, અને પછી શુદ્ધ ચક્ર ચાલુ થતાં ક્રમે ક્રમે પોતાની મેળે તેઓ પોતે પણ રૂઢ ગુજરાતી લખતાં શીખશે.

૪. બીજી ભાષાઓમાંથી ભાષાન્તર કરનારા મદદનીશો પણ સારું ગુજરાતી ભણેલા જ દરેક વર્તમાનપત્રની ઓફિસમાં રખાવી આપવા.

## એ માટે રચનાત્મક કાર્યની આવશ્યકતા

આ મુખ્ય રચનાત્મક કાર્ય પ્રથમ થવું જ જોઈએ. એ જો નહીં થાય તો ખાલી ધુમરાણ મચાવ્યાથી અશુદ્ધ પારસી ગુજરાતીની હસ્તી કદી નાબૂદ નહીં થાય. હિન્દુ અને પારસી વિદ્વાનોએ તથા લેખકોએ, અને ખાસ કરી વર્તમાનપત્રોના તથા માસિકોના તંત્રીઓએ તથા માલિકોએ આ વિષયમાં શુદ્ધ મને સહકાર કરવો જ જોઈએ. મારી સંપૂર્ણ શ્રદ્ધા છે કે આટલું મુખ્ય રચનાત્મક કાર્ય જો એવા સહકારથી થાય તો જોતજોતાં ગુજરાતી ભાષા, એટલે એક જ શિષ્ટ અને રૂઢ ગુજરાતી ભાષા, ઠેર ઠેર લખાતી થશે, અને આજ કાલ ભાષામાં જે મહા મોટી અરાજકતા ચાલે છે તે બંધ થતાં, તેમ જ હિન્દુ તથા પારસીઓનો વાંચકવર્ગ વધુ બહોળો થતાં, આપણી સર્વ ગુજરાતીઓની મીઠી માદરજબાનની ખીલવણી અને ચઢતી બહુ જલદીથી થશે.

## વિદ્વાન હિંદુભાઈઓને વિનતિ

બીજી બાજુથી મારા વિદ્વાન હિન્દુભાઈઓને પણ મારી ખાસ વિનંતિ છે. પારસી ગુજરાતી ભાષા જેની રીતે લખાય છે તે દોષભરી છે તેની ના નથી પણ એ દોષનાં ખરાં કારણો પ્રેમપૂર્વક શોધીને તે નિવારવાના શુદ્ધ મને પ્રયત્ન કરવાને બદલે માત્ર જ્યાં ત્યાં પારસી લેખકોના અને સારા શુદ્ધ લેખકોના પણ—દોષ પર ઊંડાં બેસતાં આંગળી જ મુકયા કરો તો એ દોષ સુધરવાના નથી. ઊલટું તમે એક સાહસિક, આપબળથી આગળ વધનારી અને આખા હિન્દની પ્રગતિમા ખરા ઉત્સાહથી મૂળથી ભાગ લેતી આવતી કોમને તમારાથી દૂર કરો છો. પારસીઓમાં કેળવણી મોટા પ્રમાણમાં પ્રસરેલી છે, અને વાચકવર્ગ પણ બહોળો છે. એ લોકના આ વિશિષ્ટ અને વિચિત્ર ભાષાપ્રવાહને જો તમે હજી પણ અણરોક્યો આગળ વધવા દેશો, તો એ લોકની ગુજરાતી ભાષા શિષ્ટ ભાષાથી તદ્દન જૂદી જ બનવા પામે. આશાનું એક શુભ કિરણ હજી પણ એ છે કે એ વર્ગમાં પણ કેટલાક શુદ્ધ ભાષા લખનારાના સફળ પ્રયોગો જોયાથી તેવી ભાષા વાપરવા હમણા હમણા ઘણી બાજુએથી પ્રયત્નો થાય છે. "નવરંગ" માસિકના અધિપતિ મી. અરદેશર ખરશેદજી દેશાઈ પોતાના માસિકમાં પારસીઓ સાથે હિન્દુ લેખકોને પણ સારી પેઠે આવકાર આપે છે, અને શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાયેલા લેખો તેવા જ શુદ્ધ છપાઈ બહાર પડે તેની પણ કાળજી રાખે છે. "જામે જમશેદ" જેવા વગદાર પારસી દૈનિકના અધિપતિ મી. પીરોઝશાહ જહાંગીર મર્ઝબાન (પીજામ) પોતે રૂડું ગુજરાતી લખે છે અને પોતાના મુખ્ય લેખોની ભાષા દિન પર દિન વધુ રૂઢ અને શુદ્ધ

આવતી જાય તેવા શુભ પ્રયત્નો કરે છે. બીજાં દૈનિકો અને માસિકો પણ ભાષાની બાબતમાં ઘણો આશાજનક સુધારો બતાવે છે. આ પ્રયત્નોને પ્રેમથી વધાવી લો, તેને બની શકતું ઉત્તેજન આપો. તમે મહાવિદ્વાનો છો તો વિદ્યાનું ફળ હાંસી કરવામાં નહીં, પણ તમારા ઓછા જ્ઞાનસંપન્ન ભાઈઓને સમભાવથી મધુર મુખે તમારી તરફ આકર્ષી તેમને તેમના જ્ઞાનમાં આગળ વધારવામાં રહેલું છે. બીજી એક વાત તો હું ઉપર દર્શાવી જ ગયો છું, અને તે અતિ સંસ્કૃત ભાષાનો ત્યાગ કરી શુદ્ધ અને રૂઢ ગુજરાતી ભાષા જ વાપરવાને લગતી છે. અંગ્રેજી ભાષાનું આજનું રૂપ જોવા જો મહુંમ ડૉ. જોનસન પાછો આવે તો તે જરૂર અજબ થાય કે એ ભાષાની ખીલવણી માત્ર મોટા મોટા ગ્રીક કે લેટીન મૂળના શબ્દોથી નહીં પણ શુદ્ધ એંગ્લો સેક્સન મૂળના શબ્દોથી જ વધુ થઈ છે. સરલતામાં જ પ્રવાહીપણું છે, અને સરલતામાં જ સમગ્ર જનસમાજને સાથે લઈને આગળ વધાય છે. પ્રજાની કોઈપણ દિશા તરફની પ્રવૃત્તિ તેના નેતાઓ અને જનસમાજ વચ્ચેનો અંતર વધારવામાં સફળ થતી નથી, પણ એ અંતર ઘટાડીને નેતાઓ પોતાની આંગળીએ જનસમાજની આંગળી ગૂંથીને જ આગળ વધવાની સફળતા પામે છે. જ્ઞાનને પણ વ્યવસ્થાની જરૂર છે, નહીં તો સર્વજ્ઞાની પ્રભુના તેજબિંદુરૂપ તારાઓ આકાશમાં ગમે તેમ ભમી અથડાયા કુટાયા કરત.

### સાહિત્યપરિષદની ખાસ પ્રવૃત્તિની આવશ્યકતા

આ શુભ કામને અંગે બીજી પણ ગૌણ પ્રવૃત્તિઓ સાહિત્ય પરિષદની કમિટી અનેક રીતે કરી શકે. ઉપર જણાવેલું મુખ્ય રચનાત્મક કાર્ય બરાબર ચાલતું રહે તે માટે શરુઆતમાં એ કામ માટે નીમેલા ખાસ ચાલકોએ સતત જાગ્રત રહેવું પડશે. આ કામ માટે દેશાભિમાની અને ભાષાભિમાની ઘણા યુવકો મળી શકશે. પરિષદ કમિટીના સભાસદો પણ વખતોવખત મુંબઈનાં વર્તમાનપત્રો અને માસિકોના તંત્રીઓને, તેમ જ આ વિષયમાં સમભાવ બતાવી કાંઈ પણ સહાય આપી શકે એવા હિંદુ પારસી વિદ્વાનો અને ધનવાનોને મળી કાર્યપ્રવૃત્તિને અંગે જે જે નવા પ્રશ્નો ઉઠે તેનો પ્રસંગાનુસાર નિકાલ કરતા રહે, પારસી લેખક મંડળની સભાઓ ભરી એ કામમાં તેના સભાસદોની સાથે મસલત કરી તેઓનો વ્યવહારૂ સહકાર મેળવે, અને એવી જ પ્રવૃત્તિ ગુજરાતનાં બીજાં મોટાં શહેરોમાં જ્યાં જ્યાં પારસી વર્તમાનપત્રો, માસિકો કે પુસ્તકો બહાર પડતાં હોય ત્યાં ત્યાં પણ તેઓએ બની શકતી કરવી. હિંદુ અને પારસી માસિકોમાં એકમેકના સારા અને રૂઢ ગુજરાતીમાં લખાયેલા લેખો પ્રગટ થાય તેની વ્યવસ્થા કરાવી આપવાને પણ તેઓએ બનતું કરવું. આ માત્ર કાર્યની રૂપરેખા જ છે. એક વેળા હિંદુ પારસી વિદ્વાનો અને મુખ્ય વર્તમાનપત્રો અને માસિકોના તંત્રીઓ સાથે મળી એકમેકના શુદ્ધ વિચારોની આપલે કરશે ત્યારે આ કાર્યને સંપૂર્ણ રીતે સરળ કરવા માટે બીજી અનેક સૂચનાઓ પોતાની મેળે મળી રહેશે. વાર માત્ર આ વિકટ લાગતા પ્રયત્નોનો સમારંભ કરવાની જ છે, એ કરો, અને તે પર ખંતથી મંડી રહો, તો વિજયફળનો મહાસંતોષ આપણા સર્વ ગુજરાતી ભાઈઓને મળશે, અને પ્રભુના આશીર્વાદ પણ ઉતરશે. અસ્તુ.

સાહિત્યવિલાસી બહેનો અને બંધુઓ! આપણા ગરીબ પણ સુંદર સાહિત્યની સેવા જો આપણે અંતરથી ચાહીએ તો બ્રહ્મપુત્રાનું હિમાલયમાંથી આણેલું પાણી જેમ

હજાર મુખે સાગરમાં હોમાતું રહે છે તેમ આપણે પણ કરી શકીએ. પણ આ "જો" અને "તો" આપણી આંતરશક્તિના માર્ગમાપક હદીઆ જ છે. આપણે આગળ ચાલીએ તો એ પાછળ હટતા જ જાય છે અને આપણી શક્તિનું માપ આપણે જ્યાં કાટગ જઈએ ત્યાં એ દર્શાવવા તત્પર જ ઉભેલા દેખાય છે આપણે ચાલીએ જ નહીં તો એની હારની હાર આપણી નજર પૂગે ત્યાં સુધી લંબાએલી જ લાગે છે. અને આપણી આંતરશક્તિને માત્ર જોવાની જ ક્રિયામાં ખપાવી દે છે. આટઆટલી વેળા પરિષદનાં સંમેલનો મળ્યાં પણ માત્ર વાતો કરી વિદ્વાનો અને રસિકો છૂટા પડ્યા અને હજુ કશું સંગીન કાર્ય કરી શક્યા નથી, એવો આરોપ બહુ ઠેકાણેથી આ પરિષદને માથે ઠોકાયો છે. હું ધારૂં છું કે આ શિષ્ટ ગુજરાતી અને પારસી ગુજરાતીનો મુખ્ય ભેદ ટાળી નાંખવા પરિષદના ચાલકો અંતઃકરણપૂર્વક પ્રયત્નો કરે, તો તેઓ ગુજરાતી ભાષાને લગતા આ કૂટપ્રશ્નનો નિકાલ કરી શકે, અને આ એક જ કાર્ય પરિષદની હસ્તી સાબિતી કરવા પૂરતું જ છે. ગુજરાતી ભાષા વાપરનારી તમામ બિન હિન્દુ કોમો એક જ શિષ્ટ ભાષા વાપરતી થાય અને તેને માટે ખરૂં અભિમાન રાખતી થાય તો ગુજરાતી સાહિત્યના તે ધન્ય દિન માટે પરિષદ વ્યાજબી ગર્વ ધારી શકશે.

## ગુજરાતી સાહિત્યની ખાતાવહીનું વાંચન અને સરવાયું

ગુજરાતી સાહિત્યનાં જમે ઉધાર પાસાં તપાસી ગયા પછી હવે આપણે તેનું સરવાયું કાઢીએ. ઉધાર પાસું જોતાં હજી આપણે બહુ કરજ ભરવાનાં છે. આપણી ભાષાને લગતો સત્તાધારી સંપૂર્ણ કોષ હજી બહાર પડયો નથી. આપણી મૂડી કેટલી વેરાઈ પડી છે તે તો પ્રથમ જાણવું જ જોઈએ. જોડણીનો નિર્ણય આ વીસ વર્ષે પણ થયો નથી, અને કરોળીઆનાં જાળાં જેવી બારીક ગુંથણીઓની ઓથે રહી હજી પણ ઉડતી માખોને તેમાં પકડવાનું જારી રહ્યું છે. એથી તીજોરીનું કોથળીઓમાં ચલણી નાણું કેટલું છે અને કેટલું ખરૂં ખોટું ઘુસી ગયું છે, તેનો પત્તો મળતો નથી, અને હિસાબ તપાસનારને ગોટાળો જ લાગે છે. ભાષાનો ઈતિહાસ અને સાહિત્યનો ઈતિહાસ એ બે મોટાં ખાતાંઓ હજી નામ માંડી રાખેલાં કોરાં જ પડ્યાં છે. પણ "સાહિત્ય સંસદ" તરફથી મોટી રકમની આશા અપાઈ છે. જુના હિન્દુ અને જૈન કવિઓ તથા લેખકોના સંગ્રહ હજી પુષ્કળ બહાર પડવાના રહ્યા છે, એટલે આપણી બહુ મુડી વગર વ્યાજે કે વેપારે બંધાઈ પડી છે. પારષદનું માસિક તાત્કાલિક જમે ઉધાર કરવા માટે હજી ચોપડે ચઢ્યું નથી. અને સૌથી અગત્યનું ખાતું, એ બધાં ખાતાંઓને નિભાવી શકે એવું જે પરિષદના ફંડનું તે હજી આપણને નિરાશા જ ઉપજાવે છે. જમા પાસામાં રા. બ. કમળાશંકર ત્રિવેદીનું "બૃહદ્ વ્યાકરણ' ગુજરાતી ભાષામાં મહત્ત્વનો ઉમેરો કરે છે. રાષ્ટ્ર સેવાની ચળવળે સુંદર લોકભોગ્ય સાહિત્ય પુરૂં પાડ્યું છે. મહાત્મા ગાંધીજીના લેખોએ ભાષાને નવું જોમ આપ્યું છે, અને સરલતા સાથે સચોટતા પણ તેમા આણી છે. આજ કાલ તો એ જ ખાતામાં વધુમાં વધુ બારનિસીઓ નોંધાયલી દેખાય છે. ગુજરાત, નવચેતન, યુગધર્મ, પુરાતત્ત્વ, રંગભૂમિ, કુમાર, બાલજીવન, વગેરે નવાં નવાં ઉત્સાહી માસિકો ભાષાની અને જ્ઞાનગમ્મતની ખાધાખોરાકીની મિલક સારી બતાવે છે. કેળવણીના વિષયમાં રાષ્ટ્ર વિદ્યાપીઠ, દક્ષિણામૂર્તિ વિદ્યાભવન, મધ્ય કેળવણીમંડળ, વગેરે તરફથી

રૂપભાષામાં શિક્ષણને લગતી પોથીઓના અવેજો આવતા જાય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, "ગુજરાતી" છાપખાનું, સાહિત્ય સંસદ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, ગુજરાત સાહિત્ય સભા, વગેરે મંડળીએ અને સંસ્થાઓએ જૂની નવી પ્રસાદીઓ માટે નવી નવી રકમ આપવાનું જારી રાખ્યું છે. પારસી લેખક મંડળે "ગુજરાતી શૈલી અને લેખન પદ્ધતિ" ઉપર સારું પુસ્તક તૈયાર કરાવ્યું. ગુજરાતી ભાષાના ખાતામાં સારી જેવી નવી રકમ જમા કરાવી છે. રા. બોટાદકરની "રાસતરંગિણી," કાન્તનો "પૂર્વાલાપ" તથા "રાષ્ટ્રગીત" એ સુંદર કાવ્યસંગ્રહોથી ગુજરાતના સંગમ કાળની જુની નવી ભાવનાઓ અને અવનવા ઉમળકાઓથી ભરેલી કાયમની નવી મૂડી જમે થઈ છે. પરદેશોમાંથી પણ મળતી ચીજો લાવી માલખાતામાં ઉમેરાવી છે. પરિષદના આડતીઆએ ચોમેરથી દેશપરદેશનો માલ ભંડોળખાતામાં ભરવા માંડ્યો છે. આપણા સાહિત્યના આ બેચાર વર્ષનું સરવાયું સારી આશા આપનારું જ કહેવાય. આપણા મોટેરા વિદ્વાનો અને કવિઓ હજીપણ બનતું કરી પોતાનાં ખાતાં નિભાવી રાખવાની સદિચ્છા બતાવી રહ્યા છે. હવે નવે ચોપડે નવા કુમકુમ લેખો માંડવા સર્વ લેખક બંધુઓ આગળ પડો અને ધન્ય બનો એ જ પ્રાર્થના.

સુજ્ઞ બહેનો અને બંધુઓ! એક ગમથી આકાશ પશ્ચિમે ઉતરતું જાય છે તો બીજી ગમથી પૂર્વનું આકાશ ચઢતું જાય છે, અને દૃષ્ટિમર્યાદામાં નવા નવા તારાઓનાં દર્શન થતાં જાય છે. ચોમેર ચાલતી નવી પ્રવૃત્તિઓ બહુ આશાજનક છે. આપણી પેઢીની આંટ વધતી જાય છે, એટલું નહીં પણ સમસ્ત ભારતની અને આખી દુનિયાની નજર ગુજરાતની કર્મભૂમિ તરફ કુતુહલથી, માનથી, અને આશાથી પણ ઠરી રહી છે. આપણા નવયુવકોમાં નવું બળ અને નવો ઉત્સાહ આવતાં નવી શક્યતાઓ ઉત્પન્ન થાય છે. આશાના મહેલો આકાશને અડીને ઉભા રહેલા છે. જે કીધું છે એ ઠીક છે. જે કરવાનું છે તે માટે અનંતકાળ અને અનંત આકાશ સામે ઉભાં છે. આપણી આજની શક્યતાઓ આપણા દૂરના ધ્યેય પર જવાનાં પગથિયાં છે. આપણી નિસરણી સાતમે કે સીત્તેરમે માળે નહીં પણ છેક ચંદ્રના માળ પર અડાડી ઉભી રાખવી જોઈએ. પણ એનો અર્થ એમ નહીં કે, આપણાં મીઠાં સ્વપ્નાઓને જ આભ લગી પુગાડીને, અને આપણું શરીર, આપણું ચારિત્ર્ય તો નીચે ધૂળમાં જ ઘસડાતું રહે. વિચારસૃષ્ટિની સાથે જીવનસૃષ્ટિની નદીના બે નોખા નોખા કાંઠા જેવી નહીં પણ બે પ્રવાહ એક જ ચીલામાં સાથે પડી એક જ નદીરૂપે વહે તેવી ઓતપ્રોત રાખવી. વળી આપણા આત્માનું વ્યક્તિત્વ જૂદું રાખવાનું અને તેને સ્વતંત્ર રીતે પોષી બળવાન કરવાનું યોગ્ય ધાર્યું છે, તો આપણો ધર્મ છે કે, આપણી એ સ્વાધીનતાને દરેક પ્રયત્ને દેખાવવી; અને કોઈના તેજમાં ના અંજાતાં આપણા નાના તેજને જ વધુ વિસ્તારવા બનતું કરવું. આપણે સર્વ એકમેકના ઋણી છીએ, જે ભૂમિ ઉપર નદીનો પાટ પડેલો છે તે ભૂમિની માટીનો રંગ જરા પણ લીધા વગર કોઈ પણ નદી વહી શકતી નથી. માત્ર તમારા પોતાના આત્માની રેલ એમાં નરનવી જીવનશક્તિ પૂરી શકે અને તમારી આજુબાજુની ભૂમિને તેનાં પાણીમાં રસબોળ કરી શકે તો તમારું જીવન ધન્ય છે.

વરતારો અને શુભ ભવિષ્યના ભણકારા

રસિક બહેનો અને બંધુઓ! ગુજરાતી સાહિત્યના જન્માક્ષર જોઈ હું જે આ વરતારો કાઢી રહ્યો છું, તે તમે ધૈર્યથી, ઉત્સાહથી અને આશાથી સાંભળ્યો છે, તે માટે

હું તમારો આભાર માનું છું ભવિષ્યવેત્તાની પણ મર્યાદા હોય છે, અને તેથી એમાં કાંઈ ઘટતું કે વધી પડતું માલુમ પડે, તો તે માનવતાનું જ અવધચિહ્ન છે એમ જાણી ઉદાર દૃષ્ટિથી તેની ઉપેક્ષા કરશો. કવિઓનાં હૈયાંના પડદા પાતળા અને પારદર્શક હોય છે, અને એમની આંખની કીકીઓમાંથી ભવિષ્યના ઝબકારા એ પડદા પર પડતા રહી નવાં સ્વપ્નચિત્રો સિનેમાની ફીલ્મ જેવાં એકધારે સરતાં જ રહે છે. ગુજરાતી સાહિત્યનું ભવિષ્ય મને દરેક રીતે ઉજળું જ દેખાય છે. આપણામાંના ઘણાઓએ જોયું અને ગાયું છે, આપણે કંઇક જોઈએ અને ગાઇએ છીએ, અને ઓ! આ પૃથ્વીની પાદરેથી આકાશનો ચંદરવો ઉઘાડતો નવા ગાનારાઓના મંગળ સૂરો આવતા સંભળાય છે. સાહિત્યના અવતારી માનવદેવો વખતો વખત આવી દુનિયાને નવા નવા સંદેશા આપ્યે જ જાય છે. એવા નવા અવતારીઓનાં પગલાંના ધબકારા પાસે પાસે આવતા હું સાંભળી રહ્યો છું. ડંકા વાગી ચૂક્યા છે; નિશાનો ફરફરી રહ્યાં છે. પક્ષીઓનાં ઉડતાં વાદળાં એને માથે દૂર દૂરથી પાંખો ફફડાવતાં આવતાં દૃષ્ટિએ પડે છે. એવી આ સાહિત્યના નવા અવતારની સ્વારી પુણ્યપગલે તેજનાં ફુલો ઉડાડતી અને વેરતી આગળ અને આગળ આવતી જ જાય છે. એનાં પગલાંમાં નવરંગ પ્રભાત ભરેલાં છે, એના ગુમ્ફમાં નવરસ વસંતનાં હાસ્ય મલકી રહ્યાં છે. આવો બહેનો અને બંધુઓ! એ સ્વારીમાં આપણે પણ ગાતાં ગાતાં સ્નેહભર સામેલ થઈએ.

"મેં દીઠા એના ડેરા ઠોકાતા ઠામેઠામ,
મેં શંખ સુણ્યા ફુંકાતા એના શહેર ગામેગામ;
ઓ વીર! ધસો ધ્વનિ કરતા એ ધ્વજ પૂઠે અભિરામ!
હો! પ્રભુની સ્વારી જાય."

---

## વિદાય*

નમન તણો અમ માન,
સ્વીકારો, દુલ્લાં અમ જજમાન!
જુગજુગ જૂના જગજાણીતા ભાવનગરના ભાવ:
ખટરસ ભોજન, નવરસ ગુંજન: લીધા લાખેણા લ્હાવ;
સ્વીકારો, દુલ્લાં અમ જજમાન!

કૃષ્ણ ને શ્યામલ હોઠે પ્રભાભર વંશી વહાવે સ્વર;
આજ તમારે મ્હોલે અમે પ્રિય રંગ ઉડાવ્યા પૂર:
સ્વીકારો, દુલ્લાં અમ જજમાન!
ખીલી કમળની પાંદડી ને ખીલ્યાં ઊંડાં આકાશ:
મીઠી મ્હેમાનીનાં મોંઘાં છે સોણાં ને મોઘેરા ભાવવિલાસ:
સ્વીકારો, દુલ્લાં અમ જજમાન!

*આ ગીત તા. ૨૦-૪-૨૪ ને રોજ સાંજરે બેઠકની સમાપ્તિએ મ્હેમાનો વતી, મે. અ. ફ. ખબરદારે ગાયું હતું.

ગુજરાતી સાહિત્ય પરિષદના ચૌદમા સંમેલનના અધ્યક્ષ

# શ્રીયુત અરદેશર ફરામજી ખબરદારનું ભાષણ

(અંધેરી, તા. ૪-૧૦-૧૯૪૧)

સાહિત્યરસિક સન્નારીઓ અને સદ્ગૃહસ્થો,

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના આ ચૌદમા અધિવેશનના પ્રમુખપદનું જે માન આપ સૌએ આજે મને આપ્યું છે, તે માટે હું આપનો આભાર માનું છું. મારી પૂર્વે એ જ સ્થાનને ગુજરાતના જે ધુરંધર સાક્ષરો ને કવિઓ પોતાની વિદ્વત્તાથી અને કાર્યસાધકતાથી શોભાવી ગયા છે તેમના મુકાબલામાં મારા જેવી અલ્પ વ્યક્તિનો હું ખ્યાલ કરું છું ત્યારે ક્ષોભ પામું છું, પણ સાચા સેવકને તો પદ કે મહત્તાના વિચાર કરતાં સેવાધર્મ જ વહાલો લાગે છે; તો જેણે પોતાની શક્તિભક્તિ અનુસાર ગુર્જરીની સેવા કરી જાણી છે, તેની પાસે જ્યારે ગુર્જરીના પ્રતિનિધિરૂપ આપ સૌએ સેવા માગી છે, ત્યારે તે શુદ્ધ ભાવે ને પ્રમાણિકપણે આપીને કૃતાર્થ થવું એ જ ધર્મ છે, એમ માનીને મારી અશક્ત સ્થિતિમાં પણ હું આપની આજ્ઞા મારે માથે ચઢાવું છું.

## સાહિત્યમાં કોમનો કે જાતિનો અભેદ

શુદ્ધ સાહિત્ય તો નાતજાતના કોઇ પણ ભેદથી અલિપ્ત છે અને અલિપ્ત જ હોવું જોઇએ. ધર્મવાદ, રાજકારણ વગેરેમાં ભેદ હોઇ શકે પણ સાહિત્યમાં એટલે એક જ ભાષાના સાહિત્યમાં તો શું પણ દુનિયામાં તમામ ભાષાઓના સાહિત્યોમાં તો નાતજાતનો કે કોઇપણ જાતનો ભેદ પૂર્વકાળમાં ગણવામાં આવ્યો નથી, કે હાલમાં પણ તે ગણાતો નથી, કારણ કે સાહિત્ય એ માનવમાત્રની સંસ્કૃતિનું તેની પ્રવૃત્તિનું ને પ્રગતિનું, તેની આશાઓનું અને તેનાં ધ્યેયોનું દર્શન છે. એટલે જ આ સાહિત્યસંમેલનનું પ્રમુખપદ ગુજરાતમાં, પહેલી જ વેળા એક પારસીબંધુને વરાયું છે. એ તો અકસ્માત છે. હું જાણું છું કે આપે આજે મારામાં જે વિશ્વાસ મૂકયો છે, મને જે માન આપ્યું છે તે હું પારસી છું તેથી નહિ પણ ગુજરાતી સાહિત્યનો હું એક નમ્ર સેવક છું તેથી જ આપના સ્નેહનું પાત્ર હું થયો છું. ગુજરાતી સાહિત્યની સેવા કરવાનું મને ભાન થયું ત્યારથી જ હું શ્રી શંકરાચાર્યના હસ્તામલકસ્તોત્રમાં કહ્યું છે તેમ,

> नाहं मनुष्यो न च देवयक्षो न ब्राह्मणक्षत्रियवैश्यशूद्राः ।
> न ब्रह्मचारी न गृही वनस्थो भिक्षुर्न चाहं निजबोधरूपः ॥

દેવરૂપે જગત મને ભલે તે રૂપમાં જુએ, પણ આત્માએ તો હું "નિજબોધરૂપ" જ મને માનું છું. સાહિત્યના વિષયમાં સાહિત્યની સેવા એ જ સાહિત્યકારનો પરવાનો હોવો જોઇએ. એમાં પુરુષ કે સ્ત્રી, હિંદુ મુસ્લિમ, ખ્રિસ્તી કે પારસી, કાળા કે પીળા પૌરસ્ત્ય કે પાશ્ચાત્ય, એવા કશા ભેદ ગણનાપાત્ર હોય જ નહિ.

અને આજે આપ મને આપની સામે બેસાડો છો તે સંબંધમાં આપણી જૂની કથાનું મને સ્મરણ થાય છે આપણા ભારતખંડની મધ્યમાં કટિમેખલા-જેવી વિંધ્યાચળ પર્વતની માળા લંબાઇને પડેલી છે. એના સંબંધમાં એક પુરાણી કથા છે કે વિંધ્યાચળ પર્વત ઉંચો અને ઉંચો વધતો જ ગયો, એટલો ઉંચો કે તેથી સ્વર્ગમાં દેવોને ભય પેદા થયો. દેવોએ અગસ્ત્ય ઋષિને પ્રેરણા આપી કે તેણે આર્યસંસ્કૃતિનો વિશેષ ફેલાવો કરવા દક્ષિણમાં દ્રાવિડ દેશમાં જવું. અગસ્ત્ય ઋષિ દક્ષિણમાં જવા નીકળ્યા પણ વચ્ચે મહા ઉન્નત વિંધ્યાચળ પર્વત ઉભેલો તેમને મળ્યો કે તેમને દક્ષિણ તરફ જવા કશો માર્ગ દેખાયો નહીં, કે એવા ઉંચા પર્વતને ઓળંગી જવાનું પણ શક્ય લાગ્યું નહીં એટલે ઋષિજીએ વિંધ્યાચળ પર્વતને એક રીતે રીઝવીને તેની પાસે માગણી કરી કે તેમને ધર્મકાર્યમાં પર્વતે સહાય કરવી, અને તે એ કે વિંધ્યાચળ પર્વતે પૃથ્વી પર સૂઇ જવું અને ઋષિજીને દક્ષિણ જવા માર્ગ આપવો. એટલું જ નહીં પણ ઋષિજી દક્ષિણમાં ધર્મકાર્ય કરીને પાછા સ્વદેશ ઉત્તર તરફ જવાને આવે ત્યાં સુધી સૂઇ જ રહેવું. ઋષિજીનો મનોરથ સફળ થયો ને વિંધ્યાચળ પર્વત જે ખૂબ ઉંચો બનીને ઉભો હતો તે ધીરે ધીરે વળીને આડો પડી પૃથ્વી ઉપર લંબાઇને પડયો! બસ, પડયો તે પડયો! અગસ્ત્ય ઋષિ તો દક્ષિણ ગયા તે ગયા, તે ફરી સ્વદેશ જવા આવી શકયા જ નહીં. એટલે વિંધ્યાચળ પોતાના વચનને સાચો રહીને આજ સુધી સૂઇ જ રહેલો છે. આપણી કહેવતમાં 'અગસ્ત્ય મુનિના વાયદા' કહેવાય છે, એટલે એ વાયદા પળાતા જ નથી!

એજ પ્રમાણે મને પણ કોઇ સ્વસ્થમુનિ વર્ષોથી વાયદો આપીને પથારી વશ કરીને ચાલ્યા ગયા છે, ને તેમના આવવાની હું રાહ જોઇ રહ્યો હતો કે તે આવે તો હું ઊઠું. પણ આપ સૌ મારા ગુજરાતી બંધુઓએ ને બહેનોએ તો ચમત્કાર કરી બતાવ્યો છે, અને આ પથારીવશ માંદા માણસને આજે અડધો ઉઠાડીને આપની સામે બેસાડયો છે એજ મારા સ્વસ્થમુનિના મંત્રનો ભંગ કીધો છે! આપના સ્નેહને માટે હું જેમ આભારી છું તેમ આ આપની સામે ઉભા રહેવાને બદલે બેસીને આ ભાષણ મને આપવું પડે છે તે માટે હું માફી પણ ચાહું છું. આપે અગસ્ત્યનો વાયદો થોડો તોડયો છે તો ખરો, એની સજા મારો મુનિ મને ભોગવાવશે તે હું મારી સાહિત્યસેવાના આનંદમાં સહી લઇશ.

### કેટલીક પ્રખ્યાત વ્યકિતઓની અવસાન નોંધ

આજના આપણા કાર્યમાં આપણે આગળ વધીને તે પહેલાં ગયા કરાંચીના સંમેલન પછીના આ ચારેક વર્ષમાં આપણા સાહિત્યકારોમાંની અને દેશનેતાઓની કેટલીક જાણીતી વ્યક્તિઓનાં અવસાન થયાં છે તેથી આપણા સાહિત્યને તેમજ દેશને જે ખોટ ગઇ છે, તે બદલ આ સંમેલન તરફથી શોક દર્શાવવાની મારી પ્રથમ ફરજ છે

(૧) આપણને સૌથી મોટી ખોટ ગઇ છે તે આપણા ગુર્જર દેશના વિદ્વાન ને પુણ્યશાળી રાજવી વડોદરાનરેશ સ્વર્ગસ્થ સર સયાજીરાવ ગાયકવાડ મહારાજની છે. શ્રી ને સરસ્વતીનો વિરલ યોગ એ રાજવીમાં થયો હતો. એઓશ્રીના લાંબા અમલ દરમિયાન ગુજરાતી ભાષાના સાહિત્યને એમણે જબરી પુષ્ટિ આપી હતી. મહારાષ્ટ્રી છતાં ગુર્જર પ્રજાના નરેશ હતા. એટલે એમણે પોતાના રાજ્યની રાજભાષા પણ ગુજરાતી જ ઠેરવી

હતી. એમની લાખો રૂપિયાની ઉદાર સહાયથી આપણું પ્રાચીન કાવ્યસાહિત્ય પ્રકાશમાં આવ્યું અને પોતાના રાજ્યમાં પ્રજાની વિદ્યા અને બુદ્ધિ વધે તે આશયથી એમણે કેટલીક ઉપયોગી સંસ્થાઓ સ્થપીને ગુજરાતી ભાષામાં અનેકવિધ જ્ઞાનની રેલ પોતાની પ્રજાને ઘેર ઘેર રેલાવી. એમણે આપણા વિદ્વાનોની કદર કરવા ને કરાવવા કેટલીક વ્યાખ્યાનમાળાઓ પણ થોડાંક વર્ષોથી યોજી છે. ને પોતાના રાજ્યમાં તેમને આમંત્રીને તેમની પાસે વિવિધ વિષયો પર વ્યાખ્યાનો અપાવ્યાં છે. એવા સાહિત્યના વિલાસી ને કદરદાન રાજવીનું પુખ્ત વયે પણ અવસાન થવાથી આપણા સાહિત્યને ભારે ખોટ ગઇ છે. અને તેની નોંધ આપણા આજના સંમેલનમાં લીધા વિના રહી શકાતું નથી. આપણે ઇચ્છીએ છીએ કે સદ્‌ગત રાજવીના નેક સુપૌત્ર ને હાલના વડોદરાનરેશ શ્રીમંત પ્રતાપસિંહરાવજી પોતાના એ મહાન પ્રપિતાને પગલે ચાલીને તેમનું તે પુણ્યવંતું સાહિત્ય કાર્ય ચાલુ રાખે ને તેમાં વૃદ્ધિ કરે..

(૨) બીજું શોકભર અવસાન રાજપ્રભાવશાળી મહાન ગુજરાતી મુત્સદ્દી સર પ્રભાશંકર પટ્ટણીનું થયું છે. તેમનો પ્રભાવંતો છતાં સૌમ્ય ચહેરો કે કદી ભુલાય તેવો નથી. એઓ વિદ્વાન તેમજ બહુશ્રુત હતા. ભાવનગરવાળી ગત સાતમી સાહિત્ય પરિષદની બેઠકમાં એમણે ઉલટે વિદ્વત્તાભર્યું ને છટાદાર ભાષણ કર્યું હતું. તે ત્યાં જે જે હાજર હતાં તેમનાથી કદી વિસરાશે નહીં. એમણે રાજ્યાધિકારમાં ને મુત્સદ્દીપણામાં ગુજરાતીની કીર્તિ દેશપરદેશમાં ફેલાવી હતી. પોતાના ભારે રોકાણો છતાં એમને સાહિત્ય વાંચવાનો ને રચવાનો શોખ હતો. પોતે કવિ પણ હતા અને એમણે કેટલાંક ભાવપ્રધાન કાવ્યો ને ભજનો રચીને ગુજરાતી સાહિત્ય પરની પોતાની પ્રીતિનાં દર્શન કરાવ્યાં હતાં. ગુજરાતને સર પ્રભાશંકર પટ્ટણીની ખોટ જલદી ન પુરાય તેવી ગઇ છે. કેમકે ગુજરાતના કવિઓને તથા લેખકોને એમણે ભાવનગર રાજ્ય તરફથી વખતો વખત સહાય આપી તેમની કદર કીધી છે.

(૩–૪) એ પછી આપણા બે વયોવૃદ્ધ ને રસિક સાક્ષરો ને કવિઓ દિવાનબહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ અને તેમના આજીવન મિત્ર શ્રી ડાહ્યાભાઇ દેરાસરીનાં અવસાનની નોંધ લેતાં ગુજરાતી સાહિત્યનો છેલ્લાં પચાસ વર્ષનો ઇતિહાસ નજર સામે તરી રહે છે. જીવનમાં સાથે રહેલા આ બંને મિત્રોનાં અવસાન પણ સાથે જ એકાદ દિવસને અંતરે થયાં એ પણ ચમત્કાર જ હતો. શ્રી કેશવલાલ ધ્રુવ સાહેબને હું જોતો ત્યારે મને આપણા મહાન કવિ પ્રેમાનંદનું જ સ્મરણ થતું હતું. ખરી સાક્ષરતાની મૂર્ત્તિ કોને કહેવાય તે કેશવલાલભાઇએ પોતાના આજીવન અભ્યાસથી, સૌજન્યથી, વિનયથી, ઊંડી વૈજ્ઞાનિક વિદ્વત્તાથી અને રસિકતાથી દર્શાવ્યું છે. સંસ્કૃત નાટકોના અને કાવ્યના સચોટ અનુવાદ કરી, તે તે કર્તાઓના ને તેમની કૃતિઓના સંબંધમાં શ્રમપૂર્વક સંશોધન કરી એમણે આપણને આદર્શ અનુવાદકારની પ્રતિમા પૂરી પાડી છે. કાવ્યશાસ્ત્રના તેમ જ પદ્યશાસ્ત્રના એઓ ધુરંધર અભ્યાસી ને વિદ્વાન હતા. એમની કૃતિઓ અમર છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ લેખે પણ એમણે આપણા સાહિત્યની ઘણી સેવા બજાવી છે.

સદ્ગત ડાહ્યાભાઇ દેરાસરી પણ કવિ અને સાક્ષર હતા અને એમણે પણ સાહિત્યનાં વિષયમાં કેટલુંક સંશોધન ને સંપાદન કાર્ય કરેલું છે. એ બંને સાક્ષરોએ સાહિત્ય પરિષદની લગભગ પ્રત્યેક બેઠક વેળા પોતાની હાજરી ને સહકારથી તેને શોભા આપી છે. પ્રભુ તેમના આત્માઓને અમર શાંતિ બક્ષે!

(૫) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉત્સાહી અને ટરેલ સહાયક મંત્રી લેખે તેમ જ સાહિત્યપરિષદના સહમંત્રી લેખે વર્ષો સુધી પોતાની સેવા આપી કૃતાર્થ થયેલા શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખના અવસાનથી આપણુ સર્વને ઘણી ખોટ ગઇ છે. કોઇ પણ જાતના પક્ષપાત વિના એમણે પોતાની ફરજ આ બંને સંસ્થાઓમાં પ્રમાણિકપણે બજાવી હતી. એમના વિવેકી અને સૌમ્ય સ્વભાવથી એ બધા વર્ગમાં પ્રિય થઇ પડયા હતા. એમના અવસાનથી એક ખરા કાર્યકરની ગુજરાતને ખોટ ગઇ છે.

(૬–૭) પણ આપણી કેળવણીની સંસ્થાઓને જે મહાખોટ ગઇ છે તે આપણા બે મહાન શાંત કાર્યકરો શ્રી. મોતીભાઇ અમીનના અને શ્રી ગિજુભાઇ બધેકાના અવસાનની છે. આખા ગુજરાતમાં અને તેના સંબંધની સર્વ સંસ્થાઓમાં કેળવણી અને વિદ્યાનો પ્રચાર કરાવવા મોતીભાઇ અમીને પોતાની જીંદગી ઘસી નાખી હતી. ઘેરઘેર જ્ઞાનની ગંગા વહે તેને માટે ફરતાં પુસ્તકાલયોની વ્યવસ્થા કરીને તેમ જ વિદ્યાવૃદ્ધિ માટે અનેક ઉપાયો યોજીને એમણે સેવાભાવી પુરૂષ નિઃસ્વાર્થ ભાવે શું કરી શકે તે બતાવી આપ્યું છે. સદ્ગત મોતીભાઇના ઉચ્ચ આત્માની પિછાન તો જે એમના સંસર્ગમાં આવ્યા હશે તે સૌને થઇ હશે. એમનું કીધેલું કાર્ય ઉગી નીકળ્યું છે. અને તેમાં જ એમના નામની સુગંધ બધે પ્રસરી રહી છે.

સદ્ગત ગિજુભાઇ બધેકા તો ગુજરાતનાં બાળકોની માતાની જ જગ્યા રાખતાં હતા. એમણે મોન્તેસોરી શિક્ષણપદ્ધતિ આપણા દેશને અનુકૂળ બનાવી હતી. એમની કદર જેવી જોઇએ તેવી થઈ શકી જ નથી. પશ્ચિમનો મોહ હજી આપણી આંખોને આંજી દે છે. ગિજુભાઇનો આત્મા મહાન હતો, એમનું હૃદય ખરા સ્નેહથી ભરેલું હતું અને માનવજાતના ઉગતા છોડોને કોમલતાથી, સ્વાભાવિકતાથી, હૂંફથી, ઉંડી સમજથી પરિપોષણ આપી તેમની સર્વ દિશાએ પૂર્ણ વૃદ્ધિ થાય તેની તેમને દાઝ હતી. એમ એ બંને સ્વર્ગસ્થ મહાન આત્માઓ પોતાની મહાસેવા ગુજરાતને આપીને અવસાન પામ્યા છે. એ બંનેની પિછાન મેળવવાનું મને માન હતું. એમની ખોટ ન પુરાય એવી છે.

(૮–૯) આપણા સમર્થ વેદાંતી તત્ત્વજ્ઞાની અને વક્તા સદ્ગત નર્મદાશંકર દેવશંકર મહેતા બહુ પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. તેમની વિદ્વત્તા ઉંડી હતી અને સાહિત્યમાં એમનો ફાળો અખા ભગતના વેદાંતી કાવ્યોનો મર્મ એમણે ઉંડા ઉતરીને સમજાવેલો છે. એમણે ભોગવેલા ઉંચા હોદ્દાઓના વ્યવસાયમાંથી પણ વખત કાઢીને એમણે ગુજરાતી સાહિત્યની સેવા બજાવેલી છે, તે ગુજરાત નહિ ભૂલે. એ ઉપરાંત ભારતની જૂની પરંપરાની શાસ્ત્રીયતા શોભાવનાર સદ્ગત શાસ્ત્રી હાથીભાઈ હરિશંકરના અવસાનની

નોંધ પણ લેવી ઘટે છે. ગુજરાતે ઉત્પન્ન કરેલા કેટલાક પ્રખ્યાત શાસ્ત્રીઓમાં શાસ્ત્રી હાથીભાઈની ગણના હતી.

(૧૦-૧૧-૧૨-૧૩-૧૪) અને આપણા કવિવર્ગમાંથી પાંચ જુદી જુદી શૈલીના વિદ્વાનોના અવસાન નોંધવાની પણ આપણી ફરજ છે. પ્રથમ જૂના જમાનાના સમર્થ વિદ્વાન અને કવિ સદ્‌ગત છોટાલાલ નરભેરામ ભટ્ટ ગુજરાતના ભૂષણરૂપ પંડિત અને કવિ હતા. 'પ્રાચીન કાવ્યમાળા'માંના ઘણાં કાવ્યો પર અને કવિઓ પર એમણે સુંદર ને સમર્થ ટીકા લખેલી છે. એઓ સંસ્કૃતના પણ પ્રખર વિદ્વાન હતા અને સંસ્કૃત પુસ્તકોના અનુવાદ એમણે કીધેલા છે. રસાલંકારના ગ્રંથો પણ એમણે લખેલા છે. 'શાંતિસુધા' જેવું મહાકાવ્યની ઘાટી પર એમણે મોટું કાવ્ય જૂની શૈલીમાં લખેલું છે. વિવાદાસ્પદ થઈ પડેલા પ્રેમાનંદનાં નાટકોમાં તેમજ પ્રેમાનંદસુત વલ્લભના આખ્યાનોમાં એ સમર્થ કવિનો હાથ હશે એવી શંકા મને ઘણીવાર એમનાં પોતાનાં કાવ્યો વાંચતાં પડેલી છે. એમના ઘણા ગ્રંથો હજી અપ્રગટ છે, તે પ્રગટ કરવાનો કોઈ વિધિ થાય તો એ કવિ અને વિદ્વાનની ગુજરાતને વિશેષ પિછાન થાય. ગુજરાતના મહાન સાહિત્યકારોમાં બેસવાનો એમને હક્ક હતો. પણ નવીન ગુજરાતે એમની કદર કીધી નથી.

એ ઉપરાંત શ્રેયસ્સાધક મંડળવાળા શ્રી ઉપેન્દ્રાચાર્યજી, શ્રી ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, શ્રી મોરારજી કામદાર, શ્રી હરિહર સેવક 'દિવાના' એ આપણા ચારે જુદી જુદી શૈલીના કવિઓના અવસાનની નોંધ પણ આપણે લઈએ. સૌએ પોતપોતાના ક્ષેત્રમાં ઠીક ઠીક ફાળો આપ્યો છે અને ગુજરાતી સાહિત્યની સેવા કરીને સૌ કૃતકૃત્ય થયા છે.

(૧૫-૧૬) 'સરસ્વતીચંદ્ર'ના મહાન ગ્રંથ પર પહેલવહેલી ટીકા લખીને જાણીતા થયેલા સાક્ષર શ્રી વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય જેવા પ્રાચ્ય વિદ્યાના અભ્યાસી અને ઉમંગી વિદ્વાનની પણ આપણને આ જ અરસામાં ખોટ ગઈ છે. વળી પૂનાના સેવાભાવી ગુજરાતી પ્રોફેસર જયશંકર ત્રિવેદીના અવસાનથી આપણને જે આઘાત થયો છે, તેની નોંધ પણ લઈએ.

(૧૭) સૌથી છેલ્લે આપણા આધુનિક ભરતખંડના મહાન ઋષિ અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું અવસાન તો આ દેશની જ નહીં પણ આખી દુનિયાની ખોટ છે. ભરતખંડની જૂની બ્રહ્મજ્યોતિને પાછી સંકોરીને તેને જગતભરમાં પ્રકાશિત કરીને એ મહાત્માએ ભરતખંડની કીર્તિ ચોમેર ઝળહળાવી છે અને આ દેશના ખરા જ્ઞાનનું અમૃત પૂર્વપશ્ચિમની સર્વ પ્રજાઓને પાઈને તેમની દૃષ્ટિ પોતાના મોક્ષ માટે પાછી ભરતખંડ પર આશાભર કરતી કીધી છે. કવિવરને આપણા ગુજરાત માટે પણ પક્ષપાત હતો, અને આ સાહિત્યપરિષદના અમદાવાદમાં થયેલા છઠ્ઠા સંમેલન વખતે એમણે પોતાની હાજરી આપીને એક સુંદર વ્યાખ્યાન પણ આપ્યું હતું. એમની કવિતાએ આપણા પ્રાંતના લેખકોને તથા કવિઓને પણ પ્રેરણા ને ઉત્સાહ આપ્યાં છે. એ પુણ્યાત્માનું નામ તો જગતમાં અમર છે. એને આપણાં ભાવપૂર્ણ ને માનભર્યાં વંદન હો!

એ ઉપરાંત આપણા પારસી ભાઇઓમાં પણ કેટલાક જાણીતા લેખકો અને સાહિત્યરસિકોનાં અવસાન થયાં છે તેની નોંધ લેવી પણ અગત્યની છે. પારસીઓનો ગુજરાતી સાહિત્યની વૃદ્ધિમાં જેવો તેવો હિસ્સો નથી. એ કોઇ પણ અપક્ષપાતી અને ઉદારહૃદય હિંદુ સાક્ષર માન્ય રાખશે.

(૧) પારસી કોમની જ નહીં પણ મુંબઇ ગુજરાતની અન્ય કોમોની સંસારિક, સામાજિક, રાજકીય, સાહિત્યકીય કે અન્ય પ્રવૃત્તિઓમાં ભાગ લઇ કે તેને આર્થિક સહાય કરી પોતાના દૈવી હૃદયની સુવાસ ચોમેર ફેલાવી ગયેલા મર્હૂમ સર હોરમસજી એદલજી એડનવાળાના અવસાનથી સૌને મોટી ખોટ ગઇ છે. પારસી કોમે તો પોતાનો જાણે પાલક પિતા જ ખોયો છે. કોઇ પણ કોમનો રંક સાહિત્યકાર એમની પાસે જઇને ખાલી હાથે પાછો ફર્યો નથી. મહા ઉદાર દિલના, અમીરી સ્વભાવના સૌના સુખદુઃખના સાથી જેવા એ પ્રભુના ઓલિયા શેઠિયાનું ઠામ અહીં ખાલી જ છે. એમનો સ્વભાવ સૌના હૃદયમાં ઉષ્મા પૂરતો હતો. એમની-લાખોની સખાવતોનો મોટો ભાગ કદી પણ જાહેર ચોપડે ચઢયો નથી. પરમાત્મા એમના પવિત્ર આત્માને ઉત્તમ શાંતિ બક્ષે.

(૨) એ પછી જે પારસી સાક્ષરે અડધી સદી સુધી ગુજરાતી સાહિત્યની સેવા કરી પોતાનું નામ અમર રાખ્યું છે તે નવસારીવાળા સદ્દગત સોરાબજી મંચેરજી દેશાઇના અવસાનથી ગુજરાતે એક અડંગ સાહિત્યસેવક ગુમાવ્યો છે. એઓ શુદ્ધ ગુજરાતી લખતા હતા. તેમજ સંસ્કૃતાદિ બીજી ભાષાઓનો એમનો અભ્યાસ સારો હતો. કવિતાના પણ એ રસિયા હતા, અને અલંકારશાસ્ત્રનું એમનું મોટું પુસ્તક 'ગંજે શાયરાન' હજી પણ આપણા કવિઓના અભ્યાસમાં સહાય કરે એવું છે. એ પુસ્તકમાં શબ્દ અને અર્થ બંનેના અલંકારોનાં સેંકડો દૃષ્ટાંતો અનેક ભાષાની કવિતામાંથી આપેલાં છે. એમણે એ ઉપરાંત તવારીખનાં, જીવનચરિત્રનાં, નાટકનાં, તત્ત્વજ્ઞાનનાં, નીતિબોધનાં એમ મોટી સંખ્યામાં પુસ્તકો લખેલાં છે. એમનું નવસારીનું કિતાબખાનું તથા એમનો કિંમતી તવારીખી વસ્તુઓનો સંગ્રહ જાણીતાં છે અને જાણીતાં નરનારો ઉપરાંત સદ્દગત સર સયાજીરાવ ગાયકવાડ મહારાજે પણ તેની મુલાકાત લીધી હતી. મર્હૂમ સાક્ષરનું જાહેર સ્મારક પણ નવસારીમાં કરવામાં આવ્યું છે. આવા એકનિષ્ઠ અને ઉદ્યોગી સાહિત્ય-સેવકની સેવાનું અનુકરણ આપણા ઊગતા લેખકોએ કરવા જેવું છે.

(૩) મર્હૂમ શેઠ દીનશાહ જીજીભાઇ ઇરાની સોલિસીટર ફારસી તથા અંગ્રેજી ભાષાઓમાં પારંગત હતા. અને એમણે અનેક અંગ્રેજી ને ફારસી પુસ્તકો રચ્યાં હતાં. તેમજ ગુજરાતીમાં પણ પુસ્તકો ને લેખો લખ્યાં હતાં. હિંદુસ્તાનના કવિવર રવીન્દ્રનાથ ઠાકુર જેવા તરફથી તેમજ ઇરાનના તથા ઇંગ્લાંડના વિદ્વાનો તરફથી એમને માન મળ્યું હતું. પારસી કોમની એમણે ઘણી સેવા કીધી હતી.

(૪-૫-૬) એ ઉપરાંત મર્હૂમ ડોસાભાઇ ફરામજી લંગડાનાએ 'રફીક' તખલ્લુસ હેઠળ ફારસી ઢબની બેતોમાં ને દેશી રાગોમાં ઘણી કવિતાઓ રચી હતી, તેમજ

કેટલીક વાર્તાઓ લખી હતી જે પારસીઓમાં તેમ જ હિંદુ વાચકોમાં જાણીતી થઇ હતી. વળી ગઇ સાલ મુંબઇના લોકપ્રિય દૈનિક પત્ર 'સાંજ વર્તમાન'ના માલિક અને તંત્રી શેઠ જહાંગીર રૂસ્તમજી વાચ્છાગાંધી અને સાપ્તાહિક પત્ર 'કૈસરે હિંદ'ના તંત્રી શેઠ એરચશા રૂસ્તમજી હીરજીબેહદીનનાં થયેલાં અવસાનોની નોંધ પણ લેવી ઘટે છે. વર્તમાનપત્રોના ઇતિહાસમાં એ બંને તંત્રીઓ આગળ પડતા અને સાહસિક હતા, અને તેમણે જનસમાજની પોતપોતાની રીતે સેવા કીધી હતી. પરમાત્મા એ સૌના આત્માને શાંતિ બક્ષે !

## મહત્વના-સાહિત્યકીય બનાવો

હવે આ ત્રણ વર્ષના ગાળામાં આપણા સાહિત્ય, સાહિત્યકારો ને સાહિત્ય સંસ્થાઓને લાગતા જે મહત્વના બનાવો બન્યા છે તેની નોંધ પણ અહીં લેવાનું હું ઇષ્ટ ધારું છું.

(૧) આપણા સદ્ગત કવિ લેખક અને પ્રથમ શિષ્ટ નાટકકાર સાક્ષરશ્રી રણછોડભાઇ ઉદયરામની શતાબ્દી બહુ યોગ્ય રીતે ઉજવાઇ હતી, અને તે નિમિત્તે આપણા ઉત્તમ લેખકોએ એમનાં જીવન અને લેખન સંબંધી વિદ્વત્તાભર્યા લેખો લખીને તેને સુંદર રીતે ગ્રંથસ્થ કર્યા છે. આ સાહિત્યપરિષદે વડોદરાની બેઠકમાં એમને પ્રમુખપદે બેસાડીને એમને અનુપમ માન આપ્યું હતું. એ સૌમ્ય રાજપુરુષે જીવનભર સાહિત્યની અથાગ સેવા કીધી હતી અને કેટલાક શાસ્ત્રીય વિદ્વત્તાપૂર્ણ ને સંશોધનશીલ ગ્રંથો એમણે આપણા સાહિત્યમાં ઉમેરીને તેને સમૃદ્ધ કીધું હતું. પદ્યશાસ્ત્રના દોહનરૂપ 'રણપિંગળ' નામે ત્રણ ગ્રંથો લખીને એમણે કવિઓ આગળ ભારે ખજાનો ખોલી દીધો છે. એવા સમર્થ સાહિત્યસેવકની શતાબ્દી ગંભીર રીતે ઉજવીને ગુજરાતે પોતાનું આભાર દર્શન કરાવ્યું છે અને નવીન ગુજરાતના હૃદયમાં પુણ્યસ્મરણ સંસ્થાપ્યું છે.

(૨) બીજો અત્યંત આવકારલાયક બનાવ તે ભારતીય વિદ્યાભવનની મુંબઇમાં વિ. સં. ૧૯૯૫ કાર્તિક સુદ પૂર્ણિમા (તા. ૭મી નવેમ્બર ૧૯૩૮) ને રોજ સ્થાપના થઇ તેનો છે. ભારતીય સંસ્કૃતિના અન્વેષણક્ષેત્રમાં, અને વિશેષતઃ ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં બહુવિધ પ્રગતિનાં બીજ વવાયાં છે. ભારતીય વિદ્યાભવનમાં ગુજરાતીની શિક્ષાપીઠ પણ રાખવામાં આવી છે, અને વીર નર્મદનું નામ પણ એ શિક્ષાપીઠ સાથે જ જોડાયું છે. ભવન તરફથી હિંદી, ગુજરાતી તથા અંગ્રેજીમાં બહાર પડતાં સંશોધનાત્મક 'જર્નલ' ભારતીય વિદ્યાગ્રંથાવલિ, તથા સાહિત્ય પરિષદનાં પણ ભવનદ્વારા થતાં પ્રકાશનો ઇત્યાદિ પ્રવૃત્તિઓ જોતાં આ સંસ્થાના વિકાસ અને ભાવિ માટે ઉજ્જ્વલ આશા બંધાય છે. વળી આપણી સાહિત્યપરિષદનો ભવન સાથેનો સંબંધ દિનપ્રતિદિન ગાઢતર થતો જાય છે અને શ્રી હેમચંદ્રાચાર્ય સ્મારકનું ઉદ્ઘાટન ભવનનાં નવાં મકાનોનાં ઉદ્ઘાટનની સાથે જ તાજેતરમાં થવાનું છે, એ આપ સૌને વિદિત જ છે.

(૩) ત્રીજો મુખ્ય બનાવ આ સાહિત્યપરિષદના આશ્રયે પાટણમાં 'હૈમસારસ્વત સત્ર' ઉજવાયું તેનો છે. અપભ્રંશમાંથી આપણી ગુજરાતી ભાષા ફૂટતી હતી તે વેળા

પોતાના જન્મને ધન્ય કરનાર ત્રિકાલજ્ઞાની મહામુનિ હેમચંદ્રજી વિદ્વત્તામાં આખા ભરતખંડનાં શણુમાર૨૫ હતા, અનેક શાસ્ત્રોમાં પારંગત હતા. ગુજરાતી ગુજરાતની અસ્મિતાના એ પ્રથમ મહાજ્યોતિ હતા. એ મહાપુરુષનું સારસ્વતસત્ર ઉજવીને ગુજરાત ધન્ય બન્યું છે. એ સત્ર ઉજવવાની પ્રેરણા આપનાર અને તેને પોતાની કાર્યશક્તિથી સાંગોપાંગ પાર ઉતારનાર આપણા આધુનિક જ્યોતિર્ધર શ્રી કનૈયાલાલ મુનશીના આપણે આભારી છીએ.

(૪) ચોથો બનાવ મુંબઈની શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો પંચોતેર વર્ષનો મહોત્સવ ઉજવાયો તેનો છે. ગુજરાતપ્રેમી અંગ્રેજ બચ્ચા શ્રી ફાર્બસની પ્રેરણા અને મહેનતથી સ્થપાયેલી એ સમૃદ્ધ સભાએ થોડાંક વર્ષોથી ઘણી સારી પ્રગતિ કીધી છે અને કેટલાક મહત્વના સાહિત્યગ્રંથો છપાવી પ્રગટ કરીને આપણા સાહિત્યને વેગ આપ્યો છે. આપણા કેટલાક અનુભવી વિદ્વાન, અને શક્તિશાળી કાર્યકરો એ સભાના સુકાન પર છે અને એની પ્રવૃત્તિ ધીરેથી પણ દૃઢતાથી આગળ વધી રહી છે. જેમ જૂના સહિત્યનું સંશોધન કરીને તેને એ સભા પ્રકાશમાં લાવે છે તેમ કેટલુંક ઉપયોગી નવું સાહિત્ય પણ તે પ્રકટ કરે છે ને અનુભવી વિદ્વાન વ્યાખ્યાતાઓ પાસે તેમના ખાસ વિષયો પર વખતો વખત પ્રકાશપૂર્ણ વ્યાખ્યાનો અપાવી આપણા સાહિત્યને આગળ ધપાવે છે. એ સભાના મહોત્સવ વેળાએ પણ આપણા વિદ્વાન લેખકોના સહકારથી એક સુંદર ગ્રંથ બહાર પડ્યો છે, તે અનેક માહિતીથી ભરપૂર છે. એ સભાની પ્રવૃત્તિ પ્રત્યે આ પરિષદની સંપૂર્ણ સહાનુભૂતિ છે.

આપણી પ્રખ્યાત સાહિત્યસંસ્થાઓની પ્રવૃત્તિ પણ જાણવા જેવી છે. અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સાહિત્યવિષયક પ્રવૃત્તિ મુખ્યપણે આગળ વધતી જ જાય છે. નવા નવા વિષયોનાં પુસ્તકપ્રકાશન એ સંસ્થા હંમેશ મુજબ કરતી જ જાય છે. એનાં કાર્યોમાં જે ખાસ ઉમેરો ગયા વર્ષથી થયો છે તે આપણી ભાષાને ઘણો ઉત્કર્ષક થઇ પડશે. સોસાઇટીએ, પોસ્ટગ્રેજ્યુએટો માટેનો શિક્ષણ વિભાગ કઢ્યો છે. તેમાં સારી સંખ્યામાં શિષ્યો જોડાયા છે. આપણી ભાષાના અનેક ક્ષેત્રોમાં સંશોધનકાર્ય કરવાને માટે ખાસ ખાતું શરૂ થયું છે, તે વખત જતાં ઘણો સારો વિકાસ સાધી શકશે.

અમદાવાદની ગુજરાત સાહિત્યસભાની પ્રવૃત્તિ પણ ઉપકારક છે. એ સંસ્થા દર વર્ષે સારા વિદ્વાનો પાસે સાહિત્ય-વિષયો પર વ્યાખ્યાનો અપાવે છે. પણ એનું સૌથી મહત્ત્વનું કાર્ય તો દર વર્ષે પ્રકટ થતાં આપણાં અનેકવિધ પુસ્તકોનું સારગ્રાહી અવલોકન પ્રતિષ્ઠિત વિદ્વાનો ને વિવેચકો પાસે કરાવવાનું છે. સાહિત્યની પ્રવૃત્તિ ને પ્રગતિ કેટલી ને કેવી દર વર્ષે થાય છે, તેનો એકંદર ખ્યાલ એક જ ઠેકાણે સારી રીતે મળી શકે છે. એ પ્રવૃત્તિને આગળ વધારી એ સંસ્થા આપણા સદ્‌ગત પ્રાચીન અર્વાચીન મોટા લેખકો ને કવિઓની સમગ્ર કૃતિઓનું અનેક દિશાએથી તટસ્થ વિવેચન-એક કર્તા ખાતે એક મોટું-પુસ્તક રચાવીને-કરાવે તો ઘણો લાભ થાય.

ઠક્કર વસનજી માધવજીના દાનપ્રબંધથી મુંબઇની યુનિવર્સિટીએ પણ આપણી ભાષાના ઉત્કર્ષ માટે દર વર્ષ માટે પાંચ પાંચ વ્યાખ્યાનો પ્રતિષ્ઠિત અને અભ્યાસી વિદ્વાનો પાસે અપાવ્યાં છે તે આપણા સાહિત્યમાં મોટો ઉમેરો કરે છે. એને લીધે દર વર્ષ આપણને સાહિત્યની કોઈ શાખા ઉપર કે ગુજરાતના ઇતિહાસ ઉપર અભ્યાસપૂર્ણ મોટા લેખો મળે છે, વળી મુંબઇ યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાસાહિત્યને અભ્યાસ ક્રમમાં મૂળથી સ્થાન મળવા લાગ્યું છે, અને કોલેજના પ્રથમ વર્ષથી તે એમ. એ. સુધીના અભ્યાસમાં ગુજરાતીને હવે સ્થાયી પદ મળ્યું છે, એ વિશેષ સંતોષની વાત છે. આપણો તમામ અભ્યાસ આપણી માતૃભાષા ગુજરાતીમાંજ થાય અને બધાં પાઠય પુસ્તકો ગુજરાતીમાંજ રચાય ને વંચાય તે સ્થિતિને હજી વાર હોય તેમાં આટલું પગલું પણ આપણી માતૃભાષાના સાહિત્યની વૃદ્ધિ માટે સંતોષકારકજ છે.

એ ઉપરાંત મુંબઇની, સુરતની, વડોદરાની ને બીજાં શહેરોની ગુજરાતી સાહિત્ય સભાઓ પણ પોતાની શક્તિ મુજબ સેવા કરી રહી છે, તેની નોંધ પણ લેવી ઘટે છે,

આપણને દિલગીરી ઉત્પન્ન કરે એવા ત્રણ મુખ્ય બનાવોની નોંધ પણ અહીં લીધા વિના ચાલતું નથી. ભાવનગરની 'દક્ષિણામૂર્તિ વિદ્યાભવન' જેવી સુંદર સંસ્થા કાળની અકળ ગતિથી સમેટી લેવાઇ છે. તે આપણા પ્રાંતની વિદ્યાપ્રવૃત્તિની મોટામાં મોટી ખોટ છે. ગુજરાતીઓએ કોઈ પણ રીતે એ સંસ્થાને પાછી સજીવન કરવાના પ્રયાસ કરવા જોઈએ.

આપણી બીજી દીલગીરી એકવાર ઉચ્ચ સાહિત્યસંસ્થા જેવું કામ બજાવી આપણા ઉત્તમ સાક્ષર શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવના તંત્રીપદ હેઠળ ચાલતા પ્રખ્યાત 'વસંત' માસિકની લીલા સંકેલાઈ જવાથી ઉત્પન્ન થઈ છે. વીસમી સદીના પહેલા ચાર દાયકા સુધી એ માસિકે ઉચ્ચ સાહિત્યની જ્યોત જાળવી રાખી હતી, અને એના વિદ્વાન ને ઠરેલ તંત્રીનાં બહુવિધ જ્ઞાન અને અનુભવનો લાભ આપણને એજ માસિકદ્વારા અપાતો હતો. શ્રી આનંદશંકર ધ્રુવ સાહેબની શારીરિક અશક્તિ અને કેટલાક આર્થિક કારણોને લીધે એ માસિક બંધ પડતાં ગુજરાતને ખરી ખોટ ગઈ છે. આજે સાહિત્યના વાડાઓમાં પક્ષાપક્ષીનું બળ જ્યારે વધી પડયું છે, ત્યારે એવા ઠરેલ ને નિષ્પક્ષ તંત્રીના અમૂલ્ય અભિપ્રાયની ને દોરવણીની ભારે અગત્ય છે. પણ હવે તો 'નાથ બિન બિગડી કૌન સુધારે' જેવી સ્થિતિ થઈ છે. શ્રી આનંદશંકરભાઇના મહામૂલ્ય અમલેખોની તેમજ એમનાં થોડાં પણ અપક્ષપાતી અને ઊંડી વિદ્વત્તાથી ને રસિકતાથી ભરેલાં વિવેચનોની તો જાણે હવે સદાની ખોટ ગઈ છે.

ત્રીજો આઘાતકારક બનાવ તે સિંધ પ્રાંતમાં ગુજરાતી ભાષાને ત્યાંની એક પ્રાંતિક ભાષાના પદ પરથી કાઢી નાખવાનો સિંધના પ્રાંતિક રાજકારભારનો અનુચિત ઠરાવ છે. આ તો ભાગ્યની વિપરીતતાજ કહેવાય, કે ગુજરાતીઓએ હિંદુ પારસી ને મુસ્લિમ ભાઈઓએ પોતાનાં સાહસ, શ્રમ અને અઢળક ધનથી સિંધ પ્રાંતની ઉન્નતિ કરીને તેને

આખરે મુબઈ ઇલાકાના મુરબ્બીપદમાંથી છોડાવીને પ્રાંતિક સ્વતંત્રતા અપાવી, તે સૌ ગુજરાતીઓની માતૃભાષાને જ જાણે ત્યાંથી કાઢી મૂકવાનો સિંધી નેતાઓએ તાગડો રચ્યો છે. ઇતિહાસ તપાસતાં જણાય છે કે ખુદ સિંધી ભાષા માત્ર બોલી જેવી હતી, અને તેની પોતાની લિપિ પણ ન હતી, તે છેક ઇ. સ. ૧૮૫૦ પછી જ સિંધી લિપિ ખરે ખરી હસ્તીમાં આવી. સિંધમાં લાખો ગુજરાતીઓ વસે છે અને સિંધની ઉન્નતિમાં પ્રત્યેક દિશામાં પોતાનો ફાળો આપે છે, સિંધના નગરસમાજમાં અને રાજસભામાં જમાનાઓથી ગુજરાતીઓએ નેતા પદ ભોગવ્યુ છે, ખુદ સિંધના પાટનગર કરાંચીને એક સામાન્ય બંદર પરથી આજે હિંદમાં મોટાં ને વેપારી શહેરોમાંનું એક સુંદર ને ધીકતું બંદર બનાવ્યુ છે, તે મોટે ભાગે ગુજરાતીઓના જ શ્રમ અને સાહસને લીધે છે. સિંધી ભાઇઓ–હિંદુઓ તેમ જ મુસ્લિમો—આજે પોતાની સંકુચિત કોમી નીતિથી સિંધમાં અંધાધુધી ઊભી કરી રહ્યા છે અને હવે ઉપકાર પર અપકારની નીતિ ધારણ કરી ગુજરાતી ભાષાનો જ બહિષ્કાર કરીને પોતાના પ્રાંતની અવદશા નોતરી રહ્યા છે, તે જોઈ આપણને દિલગીરી થાય છે. આ સાહિત્યપરિષદ એ માટે પોતાનો મહા વિરોધ દર્શાવશે અને સિંધના કારભારીઓને પોતાનો અન્યાયી ઠરાવ પાછો ફેરવવાની આગ્રહભરી વિનંતિ કરશે, એવી હું આશા રાખુ છું. સિંધમાં વસતા આપણા તમામ ગુજરાતી ભાઇઓ પણ માતૃભાષાપ્રેમ માટે એકતા અને અડગતા ધારીને પોતાનો ચાલુ જબરો વિરોધ દર્શાવતા રહેશે, એવી પણ આપણે આશા રાખીશુ.

## સાહિત્ય માટે વિવરણ

આપણા સાહિત્યના સંબંધની વ્યવહારૂ વાતો કર્યા પછી હવે આપણે નર્યા સાહિત્યના વિષય પર જ આવીએ. આપણે આ સાહિત્યનાં સંમેલનો ભરીએ છીએ, તેમાં બસેં પાચસેં કે હજાર જણા મુદતે મુદતે ભેગા મળીએ છીએ. તે જોઇને હજી પણ આપણા ધંધાદારી ભાઇઓ પૂછે છે કે ભાઈ, આ શી અમથી ખટપટ કરો છો? આ તમારી સાહિત્યની વાતોથી દેશનો કે આપણો શો ઉદ્ધાર થયો છે કે થશે? કાંઈ ધંધાની, રોજગારની, સત્તાની વગેરે વાતો કરો, તો તેમાંથી કાંઇ વિશેષ ઉપાય જડતાં 'બે પૈસા'નું મોઢું જોવાય! આપણા 'જઈ જંઈ' કરતા વેપારીભાઇઓને મન તો આપણે ખાલી માથાકૂટ જ કરીએ છીએ. જેમાંથી સીધી રીતે પૈસા નહીં મળે તે બધી વાત મિથ્યા છે, એવું એ ભાઇઓ મોટે ભાગે માને છે. મને પોતાને પણ એવા પ્રશ્નો અનેક ભાઇઓએ પૂછ્યા છે. પૂછનારા ગરીબ વર્ગના ધંધાદારી ભાઇઓ છે તેમ જ શ્રીમંત વર્ગના શેઠીઆઓ પણ છે. એમાંના કેટલાક માત્ર કાગળ અને નામુ લખવા જેટલુ શીખેલા તો કેટલાક ગુજરાતી અને અંગ્રેજીની સારી કેળવણી લીધેલા સજ્જનો પણ છે. એમ થવાનું કારણ શું? કારણ એ જ કે એ સૌ ભાઇઓના કર્મસંજોગે તેમનો અંતરાત્મા હજી ઊઘડયો જ નથી. પશુપ્રાણી અને માનવજાત વચ્ચે ખાસ ફેર શાનો છે અને શાથી છે, તે મૂળ વાતથી જ એ ભાઇઓ બેખબર છે. પશુજીવનના બધા વ્યવહાર માણસ પણ કરે છે અને પશુની જ માફક માણસ પણ પોતાના જીવનનું રક્ષણ કરવાના પ્રયાસ કરે છે. પશુથી જ નહીં પણ પોતાના વિરોધી માનવપશુથી પણ એ સમાજ પોતાના રક્ષણના ઉપાય યોજે છે. પોતે બીજા બધાથી વધારે એશઆરામમાં

સુખચેનથી રહી શકે એમ માનવજાતનો મોટો ભાગ ચાહે છે, અને એ ઇચ્છામાંથી જ સ્પર્ધા–હરિફાઇ ઉત્પન્ન થાય છે ને તેમાંથી વ્યવહારની વ્યાપારની બધી યોજનાઓ ઘડાય છે અને એમાંથી જ આખરે માનવ–સમાજો વચ્ચે માંહોમાંહ્ય મહાયુધ્ધો પણ થાય છે. પણ આ બધી વાતમાં આપણે એક વાત પૂછીશું કે ભાઇ, જીવન જીવવાની ને જીવનને રક્ષવાની વાતમાં પશુસમાજથી માનવસમાજ કંઇ જુદો પડે છે? યોજનામાં ફેર હશે, ભાવનામાં તો કશો ફેર નથી જ.

અને આ વાણિયા વેપારીની બધી વાતમાં ત્રાજવાતોલ નીતિ શાસ્ત્રીય શબ્દોમાં 'ઉપયોગિતાવાદ' ની કહી શકાય. એની નજરમાં સાહિત્યનો ઉપયોગ એના અર્થશાસ્ત્રમાં કશો કામનો નથી, પણ માનવદુનિયામાં શું ઉપયોગની જ વસ્તુઓની ગણના છે! માણસને શું ઉંઘ, ભૂખ, તરસ, જાતીયભાવ જેવી પશુજીવનની જ ઝંખના છે, ને બીજું કશું નથી? એને ઉલ્લાસ, મોજશોખ, અહંદર્શન આદિ બીજા ભાવો શું ઉત્પન્ન નથી થતા? અને એની બુદ્ધિનું અને કલ્પનાનું શું? પશુજીવનથી એનું જીવન ઉંચું છે તેનો ફેર બતાવનાર આ માનવગુણોનું શું? શું માત્ર રોટી મળ્યાથી જ એમે તેવા નીચલા થરના માનવીને સંપૂર્ણ સંતોષ થશે? તે બહારની દુનિયાની વાતો, તેના પૂર્વજોનાં સાહસોની વાતો, તેના પોતાના પરાક્રમોની વાતો શું જાણવા કરવા માગતો નથી? એ બધું શું બતાવે છે? લેખનકળા પણ "શોધાઇ નહીં હશે એવા દૂરના જમાનામાં પણ એનું આ કંઠસ્થ, બુદ્ધિધન, કલ્પનાધન અને જિજ્ઞાસાધન તો જરૂર જ હોવું જોઇએ અને હતું જ, તે તેના અવશેષોથી સંશોધનથી આજે પણ આપણે જોઈ ને જાણી શકીએ છીએ. એ ખાસ ધન વિના એ હાલતા ચાલતા વન્ય માણસ (ape) જેવો જ રહ્યો હોત. પણ એ છેક દૂરના ભૂતકાળના માણસે પણ એની પશુથી જુદી પડતી માનવસંસ્કૃતિના આરંભકાળથી પોતાના ઉત્તમ ભાવોની, વિચારોની, અનુભવોની ને ભાવનાઓની નોંધ રાખી છે, ને એની વાણીમાં તે પ્રથમ તો વંશપરંપરા તેને કંઠસ્થ રાખતો ને તેમાં ઉમેરો કરતો આવ્યો છે. એ વિના તેની પ્રગતિ કદાપિ થઇ હોત જ નહી. કલ્પનામય આ વી પોતાની ભાવનાઓને સિદ્ધ કરવા ને તેને મૂર્ત કરવા મથ્યો રહ્યો ત્યારે જે એમાંની કેટલીક ભાવનાઓ કાર્યરૂપે પરિણમી અને એવી રીતે આંકડા ઉમેરાતા જતાં માનવસંસ્કૃતિ ધીમે ધીમે આગળ વધતી ગઈ, અને તેનો આજે જોઇએ છીએ તેવો અદ્ભુત વિકાસ થયો. આજનો વાણિયો વેપારી પોતાના ધંધામાં એના ઉપયોગની જે જે વસ્તુઓ રાખી રહ્યો છે તે શું આ સંસ્કૃતિનું જ પરિણામ નથી? એને બેસવાના ગાદી તકિયા જોઇએ તે માટે રૂ અને કાપડ જોઇએ તે શું એમ જ ધરતીમાંથી તૈયાર એને મળે છે? એના વેપારની અનેક વસ્તુઓ શું પૃથ્વીમાં જ ઉગે છે? એના પત્રવ્યવહારનું શું? એને વીજળીની કે ઘાસલેટની પણ બત્તી જોઇએ છે તેનું શું? એને અદલા બદલા માટે હુંડીપત્ર કે નાણાંના સિક્કા જોઇએ છે તેનું શું? આ બધું જ શું એનું સાહિત્ય નથી? "સાહિત્ય" શબ્દની સારી વ્યુત્પત્તિમય વ્યાખ્યા કરીએ તો "હિતકારક વસ્તુઓનો સંગ્રહ તે સાહિત્ય"–આ "વસ્તુઓ" શબ્દને બદલે આપણે "વચનો" કે "ઉક્તિઓ" મૂકીએ તો તે આપણા સાહિત્ય એટલે વાઙ્મયની એક વ્યાખ્યા થઈ. એ વેપારના સાધનોની નોંધ

યા કથા જો વંશપરંપરા ઊતરી ન આવી હોત અને જો વેપારી પણ પોતાના અનુભવે અને આદર્શોનો તેમાં ઉમેરો કરતો ન હોત તો જે લાભ કે નફો એના ઉપયોગિતાવાદથી એ કરે છે, તે એ શું કરી શક્યો હોત? કદી નહિ. એવું એ સાહિત્ય શું છે, અને તે માનવજીવનને ટકાવવા અને આગળ વધારવા શું શું કરી શક્યું છે, તે મેં વિસ્તારથી ગુજરાતી સાહિત્યપરિષદની ભાવનગરવાળી સાતમી બેઠક વેળાના મારા ભાષણમાં કહેલું છે. એટલે તેનું પુનરાવર્તન કરવાની અહીં જરૂર નથી.

એક વાર ફરીથી આપણે "સાહિત્ય" શબ્દની વિશાળમાં વિશાળ વ્યાખ્યા કરી જોઈએ. માનવજીવનના ભાવોની, વિચારોની, અનુભવોની અને ભાવનાઓની શિષ્ટ નોંધ તે સાહિત્ય. હું અહીં "શિષ્ટ" શબ્દ ઉમેરવાની ખાસ અગત્ય જોઉં છું, કેમ કે જે અનિષ્ટ છે, તે અવગુણકારક છે, હિતકારક નથી, અને તેથી તે વર્જ્ય છે. આજે આપણે માનવજાતના જૂનામાં જૂના સાહિત્ય લેખે આર્યોના વેદ અને અવેસ્તા ગાથાને જાણીએ છીએ, અને એમાંથી શિષ્ટ નોંધ માનવજાતને હિતકારક છે, એની કોણ ના પાડશે? હજારો વર્ષ ઉપરના આપણા પૂર્વજોની સંસ્કૃતિ કેવી હશે તેનું કંઈક અંશે પણ સ્પષ્ટ દર્શન એ સાહિત્યથી શું આપણને નથી મળતું? જમાને જમાને કે યુગેયુગે સામાન્ય નીતિના વિચારોમાં દેશકાળાનુસાર ફેર રહેતો આવ્યો છે, પણ એ બાદ જતાં કેવળ માનવધર્મના વિચારો, ભાવો ને ભાવનાઓની એ સાહિત્યની નોંધમાં શું શિષ્ટતા નથી? માનવ કંઈ દેવ નથી, એટલે એની પશુતાના ગુણો પણ તે જમાનામાં તો મોજૂદ હતા. પણ એની એ પશુતામાં દિવ્યમાર્ગ તરફ ઉન્નત વહેતી એની જે માનવતા હતી, તેનાં જ પુણ્યદર્શન માનવે એ શિષ્ટ સાહિત્યમાં સંગ્રહીને અમર રાખેલાં છે. જે પુણ્યમય છે તે જ જીવવા યોગ્ય છે. જે પાપમય છે તે વર્જ્ય ને ત્યાજ્યપાત્ર છે, અને આ સાહિત્યના કણકણથી જે પુણ્યભંડાર માનવીએ સંગ્રહી રાખ્યો છે, તે જ એને પ્રગતિનું, એના શ્રેયનું સાધન છે. આપણો વેપારી ભાઈ વેપાર કરે ને દુનિયાની ઉપયોગિતામાં વધારો કરે, પણ એને પણ સાહિત્ય વગર તો ચાલવાનું નથી જ. અને એ સાહિત્ય એના બીજા ભાઈઓ જે એનાથી જ્ઞાનમાં અને દેવપ્રકાશમાં આગળ વધેલા છે તે એને પૂરું પાડે, એના હૃદયને તથા એની બુદ્ધિને વધારે પ્રકાશમય કરીને એનાં ઉલ્લાસની વૃદ્ધિ કરે, એના આહકજનના વર્તનમાં એને અણસમજાતા ગુણોનું પૃથક્કરણ કરીને તે એને સમજાવે, તો શું એ સાહિત્ય એના ઉપયોગિતાવાદનું પોષણ પણ નથી કરતું? માનવજીવનમાં સાહિત્યની અગત્ય હતી તો જ તે પરાપૂર્વથી ઉતરતું અને સંઘરાતું આવ્યું છે. આ મનુસૃષ્ટિના આરંભથી અનેક માનવસંસ્કૃતિઓ કાળાંતરે એક પછી એક પ્રકૃતિના કોઈક મહા ઉત્પાતથી કે મહાયુદ્ધથી નાશ પામતી આવી છે, પરંતુ એના બહુ થોડા અવશેષો આ પૃથ્વી પર રહ્યા છે. પણ એણે એના વિકાસમાં જે કાંઈ વિશેષ જ્ઞાન પોતાના પૂર્વજોથી મેળવ્યું હતું તેની કથાઓ તો એક કંઠથી બીજે કંઠે ઉતરતી જ આવી હતી, અને આજે પણ એવા જૂના જલપ્રલયોના ને બીજા વિનાશોના ઉલ્લેખ આર્યોના વેદોમાં ને અવેસ્તામાં પણ મળી આવે છે. એ કંઠસ્થ સાહિત્ય હતું તો જ આપણે હજારો વર્ષ પછી તે વાતો જાણી શક્યા છીએ, તેમ જ તેમના જીવનની પ્રગતિની વાતોથી પણ આપણે માહિતગાર થઈ શકીએ છીએ,

### સાહિત્ય કેવું જોઈએ ને કેવું ટકી શકે ?

આપણે ઉપર જોઈ ગયા તેમ સાહિત્ય જ માનવજીવનની સમગ્ર દિશાની પ્રવૃત્તિઓનો શિષ્ટ ઇતિહાસ છે. માનવસંસ્કૃતિઓમાંની શિષ્ટ તારવણીઓનો જીવંત ભંડાર છે. આકાશમાં પ્રકૃતિનાં અનેક તત્ત્વો રહેલાં છે; આપણે હજી નહીં પીછાન્યાં હોય તેવાં પણ બહુ હશે. પણ એ આકાશને ઝળહળાવી મૂકતું એનું ખરું ધન—આપણા વાણિયા વેપારીના રૂપિયા—તો ચેતનવંતા ને સદા ઝગમગતા તારા, સૂર્ય, ચંદ્ર ને ગ્રહો છે. આખાયે વિશ્વનું સમગ્ર અવલોકન, આપણી સ્થૂળ દૃષ્ટિમાં અને દૂરબીનમાંથી પણ જોઈ શકાય તેવી શક્ય દૃષ્ટિમાં, આ શિષ્ટ ચેતનમય તારાઓથી જ આપણે કરી શકીએ છીએ. અને તેની અગાધતાનું ને અનંતતાનું ચિંતન પણ કરી શકીએ છીએ. ઉપર કહ્યું તેમ જે શિષ્ટ સાહિત્ય છે તે જ અમરતાને પાત્ર છે.

વિજ્ઞાને પણ આપણને શીખવ્યું છે કે પ્રકૃતિમાં જે અશિષ્ટ છે તેનો કાળક્રમે નાશ થાય છે. અને શિષ્ટ (Fittest) જીવનનો જ વિકાસ થાય છે ને તે પ્રકૃતિના ભ્રમુલ યુદ્ધમાં જીવી શકે છે. વિશ્વનું ચૈતન્ય પ્રકૃતિને શુદ્ધ કરતું કરતું તમામ જીવનને પુણ્યસ્થિતિ ભણી જ વાળે છે. જે પાપમય છે તે પ્રકૃતિના અશુદ્ધ અને અપૂરા રૂપનું અંતિમ ફળ છે, જે પાપમય છે તે જીવનને અધોગતિ અને દુઃખ તરફ ખેંચે છે, જે પુણ્યમય છે તે જીવનને પ્રગતિ પર ચઢાવી આનંદ બક્ષે છે. જે પાપમય છે તેનો પ્રકૃતિની વિક્રિયામાં ભગ થાય છે, જે પુણ્યમય છે તેની જ્યોતિ અચળ રહીને ઝગમગે છે. જે પાપમય છે તેનો ક્ષણિકતામાં વાસો છે, જે પુણ્યમય છે તે અનંતતામાં અમર વિહરે છે. એવું અમર સાહિત્ય જ ઉત્પન્ન કરવાનું પ્રત્યેક લેખકનું ધ્યેય હોવું જોઈએ. પ્રત્યેક લેખકે જાણવું જોઈએ કે તેનામાં જે ચેતન છે તે પ્રભુનું જ છે, ને તે પુણ્યમય છે, તેણે જાણવું જોઈએ કે તેના કોઈક પુણ્યના ફળરૂપ તેના પર વાગ્દેવીની મહેર ઉતરેલી છે, અને તેના હજારો લાખો મૂક માનવબંધુઓ જે પોતાના ભાવો, અભિલાષાઓ અને ભાવનાઓ વાણીના શિષ્ટ રૂપમાં ઉતારી કે ઉદ્ગારી શકતા નથી, તેના અવેજી તરીકે તે લેખકને જે શક્તિની બક્ષિશ થયેલી છે તેનો ઉપયોગ પુણ્ય માર્ગે જ કરવાનો તેનો અધિકાર છે. એ અધિકારનો જે લેખક દુરુપયોગ કરે છે તે માનવજાતના શત્રુનું કાર્ય કરે છે. તે સાહિત્યને કલુષિત કરે છે, એટલે તે માનવાત્માની પવિત્રતાને કલુષિત કરે છે અને તેની પ્રગતિમાં વિરોધ ઉત્પન્ન કરે છે. કાળના વહેવા સાથે એવું સાહિત્ય, પછી તે ગમે તેવી પ્રતિભાથી ને કળાથી અંકિત હોય, તો પણ આખરે નાશ પામે છે. કારણ કે નિસર્ગ નિયમ પ્રમાણે તો જે શિષ્ટ છે તે જ ટકી શકે છે ને અમરત્વ પામે છે.

### ધર્મ જ સાહિત્યનો ને કળાનો પાયો

કાળના અંધારા ઊંડાણમાં અતિ દૂરથી પણ આપણી કલ્પનાદૃષ્ટિને ફેંકતાં આપણે એવું અનુમાન કરી શકીએ કે તે વેળાની જંગલીમાં જંગલી માનવજાતિને હિંસક પશુ પ્રાણી પંખીથી પોતાનું રક્ષણ કરવાની પ્રથમ જરૂર હતી, અને એ વિજાતીય શત્રુઓનો તેને સતત ભય રહેતો હતો. એ ભયમાં પ્રકૃતિના વિઘાતક તત્ત્વો—ધરતીકંપ, વાયુ, વંટોળિયા, જલપ્રલય, વગેરેનો પણ ભાગ હતો. એટલે આ બધી જાતના ભયમાં એને

કોઈ દિવ્ય તત્ત્વનો પ્રથમ આછો ભાસ ઉત્પન્ન થયો હશે. એ ભયમાંથી પોતાનું રક્ષણ કરવા એ દિવ્ય તત્ત્વને કોઈક રીતે રાજી કરીને તેની કૃપા મેળવવાની અભિલાષા એના મનમાં જન્મી હશે. એટલે એણે પ્રથમ પ્રકૃતિમાં તત્ત્વોની સૂર્ય ચંદ્ર, તારા, આકાશ, સરિતા, પર્વત આદિની પૂજા અને વિનવણી કરવા માંડી. પોતાના બંધુઓની એ પ્રાણીઓથી ને પ્રકૃતિના ઉત્પાતોથી પોતાની નજર સામે થતા ઘાતથી એના મનમાં પ્રથમ ભય અને પછી અનુકંપા ઉત્પન્ન થવા લાગ્યાં, અને એ ભયમાંથી કોઈક રીતે મુક્ત થવા એણે એની કલ્પના પ્રમાણે પોતાના દેવ સ્થાપવા માંડ્યા. દુનિયાના નવે ખંડમાં માનવજાતના નીચલા થરમાં આ જાતની દેવપૂજા હજી પણ ચાલુ છે, અને આપણાં ગામડાંઓમાં – ના, નગરોમાં પણ એ જાતની પૂજા આપણે હજી જોઈએ છીએ. આ ભય અને અનુકંપામાંથી એને કોઈ દિવ્ય, અદૃશ્ય, ચેતન તત્ત્વની ઝાંખી થઈ, અને એ ચેતન તત્ત્વના બીજમાંથી અને મૃત્યુના ભયમાંથી માનવને ધર્મનો વિચાર ઉત્પન્ન થયો. એટલે બધા ધર્મના મૂળમાં આ ભય અને અનુકંપા જ રહેલાં છે. જ્યારે તેને ચેતનતત્ત્વનો ખ્યાલ આવ્યો ત્યારે તેનો સારાનરસાનો ખ્યાલ વધારે તીવ્ર બન્યો અને એમાંથી જ ધર્મના પ્રથમ તણખારૂપ નીતિરીતિના વિચારો અને ધીરેધીરે તેના સિદ્ધાંતો પણ બંધાયા. પૂજાના દેવના સ્થૂલ રૂપે સૂર્યચંદ્ર હો, સાગરસરિતા હો, પહાડ પથ્થર હો, કે બીજું ગમે તે હો, માનવને તો એના ભયમાંથી મુક્ત કરવા તે દેવની દયા ને મહેર જ જોઈતી હતી અને હજી જોઈએ છે.

હવે, એ પછી, માનવને એ દેવને હંમેશ પોતાની સામે અને પાસે રાખવા માટે કોઈ સ્થાનની અગત્ય પડી, અને એ અગત્યને લીધે દેવને માટે ઘર બંધાયાં. એ માનવ પોતે ગમે તેવી લાકડાંપતરાંની ઝૂંપડીમાં રહેતો હોય, પણ પોતાના દેવને માટે કોઈ ઉચ્ચતર મઢી જ કરવાની તેને સ્વાભાવિક ઇચ્છા થાય, કેમકે દેવ કાંઈ એના જેવો સામાન્ય જન નહીં હોઈ શકે. એ દેવસ્થાનને સુંદર રૂપ આપવા માટે એના મનમાં નવો વિચાર ઉત્પન્ન થયો ને તેમાંથી કલાબુદ્ધિનો જન્મ થયો. એના દેવમંદિરને વિવિધ રીતે શણગારવા અને તેની દિવ્યતા, ભવ્યતા ને સુંદરતા બતાવવા એના ભાવે ને એની કલ્પનાએ પ્રયાસ આદર્યો. એ મંદિરમાં દેવને રીઝવવા અને પોતાની ઊંડી ભક્તિને વેગ આપવા એણે ગાનતાન, નૃત્ય અને ભજન યોજવા માંડ્યાં. બધી કળાનો વિનિયોગ આ દેવમંદિરમાં થવા માંડ્યો, અને ધીરે ધીરે તે બહાર પ્રસર્યો. માનવજાતે પોતે અનેક યુગમાં મેળવેલા અને સંઘરી રાખેલા જ્ઞાનનો યોગ પણ એ દેવમંદિરને માટે થવા લાગ્યો, જ્ઞાન દિશા સતત ઉઘડતી જતાં અને આ પૂજાનો ભાવ શુદ્ધ થતો જતાં આખરે લાંબે કાળે માનવને પરાજ્ઞાન ઉત્પન્ન થયું, અને ધીરે ધીરે આ અનેક દેવોના અને અનેક દેવમંદિરોના વિવિધ વાદમાંથી શુદ્ધ એકેશ્વરવાદ, બ્રહ્મવાદ, સ્યાદ્વાદ, દ્વૈતવાદ, અદ્વૈતવાદ જેવી ઉચ્ચ કોટિની ધર્મકલ્પના માનવજાતિના અનેક જૂથોમાં પરિણામ પામી.

આ પરથી આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે બધાં સાહિત્યનો ને બધી કળાનો પાયો ધર્મમાં જ રહેલો છે. આજે આપણી પાસે સાહિત્ય ને કળામાં જે રૂપ મોજૂદ છે તે હજારો વર્ષોમાં ધીરે ધીરે વિકાસ પામતાં જ પરિણમ્યાં છે.–જે દેવને યા પ્રભુને આપણી

સદ્ભક્તિથી રીઝવવા અને તેની મહેરના અધિકારી થવા આપણાં સાહિત્ય ને કળા આપણે નિયોજ્યાં છે, તે સાહિત્યને અને કળાને આપણે ધર્મથી વિમુખ કરવા જઈશું તો એનો મૂળ પાયો જ ખસી પડશે અને આપણી હજારો વર્ષોની આ શિષ્ટ ને કષ્ટ મૂડી જ આપણે ખોઈ બેસીશું. સાહિત્ય ને કળાના મધ્યબિંદુરૂપ રહેલો ધર્મ જ જો ઉડી જાય કે સડો પામે તો સાહિત્ય અને કળાના શા હાલ થાય તે કલ્પવું મુશ્કેલ નથી.

હિંદુસ્તાન કે ઈરાન કહો, ચીન કે અરબસ્તાન કહો, મિસર, ગ્રીસ કે તુર્કસ્તાન કહો, એ સૌ પ્રાચ્ય દેશોએ લાંબા અનુભવે અને યોગવિદ્યાના બળે માનવજાતની તમામ પ્રવૃત્તિને સીધા પ્રગતિને માર્ગે વહેવડાવવા સદ્ધર્મને જ વિશ્વના મધ્યબિંદુ પર મૂકેલો છે; વિશ્વમાં સદ્ધર્મ તેજ સત્ય છે, તેજ પ્રભુ છે, અને બીજી બધી વસ્તુઓ ગૌણ છે. પાશ્ચાત્ય દેશોએ પાછળથી ચૈતન્યના વિકાસનો તલસ્પર્શી અભ્યાસ કરવાને બદલે બહુધા પ્રકૃતિના સ્થૂળ વિકાસનો અને એ પ્રકૃતિના ગુણના સંશોધનથી સ્થૂળ મોજમજાનાં સાધનો ઉત્પન્ન કરવામાં, અને તે ટકાવી રાખવાને વિપક્ષ સામે યુદ્ધ કરવાની આસુરી સંપત્તિનો ઉપયોગ કરવામાં પોતાની શક્તિ ખર્ચી છે. પરિણામે આજે આપણે શું જોઈએ છીએ? આજે પશ્ચિમના એક જ ખંડની નાની નાની પ્રજાઓ વચ્ચે પાર્થિવ સત્તાને માટે જબરાં સંઘર્ષણ થયાં છે; ધર્મ, સત્ય, નેકી, વ્યક્તિસ્વાતંત્ર્ય, સ્નેહ આદિ પ્રાચ્ય ખંડના આદર્શ ને ભાવના બધાં એક તડાકે ત્યાં વિલુપ્ત થવા આવ્યાં છે, અને તેની સામે પાર્થિવ સત્તા અને તેને પોષવા ટકાવવા તથા વધારવા માટે અસત્ય, દ્વેષ, પ્રપંચ, ગુલામી, ગુરાઈ વગેરે તમામ અધર્મને ધર્મરૂપ મનાવવાનાં મંથન ત્યાં ચાલી રહ્યાં છે, ધર્મ જ તૂટે પછી બાકી શું રહે?

કર્મસંજોગે પશ્ચિમની પ્રજાઓ સાથે આપણો યોગ ચાર સદીથી થવા માંડ્યો ને ધીરે ધીરે ત્યાંનો પાર્થિવ સુખવાદ આપણે અહીં પ્રવેશવા લાગ્યો. પશ્ચિમની પ્રજા સ્થૂળ મોજશોખ ને આરામના વિષયમાં વિજ્ઞાનના વિકાસથી આપણા કરતાં આગળ વધેલી લાગી અને જિતાયેલી પ્રજા લેખે આપણી પ્રજાને ત્યાંનું બધું જ ઉત્તમ ને અનુકરણીય લાગ્યું. ચૈતન્ય ને પ્રકૃતિના યોગથી ઉત્પન્ન થયેલા આ વિશ્વમાં બંનેનું કામ છે પ્રકૃતિના ગુણોનું જ્ઞાન આપણા સમગ્ર વિકાસ માટે જરૂર કામનું છે, પણ એ જ્ઞાનને આપણે ચૈતન્યના પુત્રોને ચૈતન્યના જ વિકાસ માટે ઉપયોગમાં ને વિનિયોગમાં લેવાનું છે. પ્રકૃતિનું સ્વરૂપ અંધારામાં છે. ચૈતન્યનું સ્વરૂપ તેજમાં છે. આપણે શું લઈશું! શું માગીશું! અંધાર કે ચૈતન્ય? આ પ્રશ્નના ઉત્તરમાંજ આપણી પ્રગતિનો કે અધોગતિનો માર્ગ રહેલો છે.

પશ્ચિમનાં સાહિત્ય ને કળા સાથે સંપર્કમાં આવ્યાથી સાહિત્યના ને કળાના આપણા આદર્શોમાં ઘણા ફેરફાર થયા છે. ફેરફાર થયા છે ને થવા જોઈએ, એ સ્વાભાવિક જ હતું. પણ એ બધા ફેરફાર શું પુણ્યરૂપ છે? પશ્ચિમના સાહિત્યમાં ને કળામાં એવા ઘણા સદંશો છે જે જરૂર આપણે ત્યાં લાવવા જોઈએ, ને કેટલાક લાવવામાં આવ્યા છે. કવિતામાં, નવલકથામાં, નવલિકામાં અને સાહિત્યનાં બીજાં

અંગોમાં પશ્ચિમની પ્રજાએ ઘણી નવનવી દિશાઓમાં વિકાસ સાધીને વિજય મેળવેલો છે. એ બધું આપણે અહીં લાવવા આપણા ઉત્સાહી લેખકોએ સારા પ્રયત્નો કર્યા છે અને તે માટે તેમને ધન્યવાદ જ ઘટે છે. પણ એ પશ્ચિમના સાહિત્યમાં બહુ અનિષ્ટ અંશો ઘૂસી ગયેલા છે, અને ત્યાંની પ્રજાની સ્થૂળ વિલાસિતાને પોષવા અને તેમાંથી આર્થિક લાભ ઉઠાવવા ત્યાંના ઘણા લેખકોએ માનવીના અધમ ભાવોને, વિકારોને ને વિચારોને વાસ્તવવાદ, પ્રગતિવાદ, જિન્સી જ્ઞાન, માનસશાસ્ત્ર આદિને નામે પ્રગટ કરીને શિષ્ટ સાહિત્યને કલુષિત કીધેલું છે. 'કળા ખાતર કળા' ને નામે સાહિત્યમાં ને કળામાં બહુ અશિષ્ટતા અને અનિષ્ટતા પ્રવેશ પામી છે અને બધું અશિષ્ટ સાહિત્ય ઉગતી પ્રજાના વાંચવામાં આવે અને તેના અધમ વિચારોથી તેનું મગજ ભરવામાં આવે, તો એ પ્રજાની તેમ જ એ લેખકોની કૃતિઓનું અનુકરણ કરતી પ્રજાની ગતિ ધર્મ્ય થાય કે અધર્મ્ય ! એવા પાશ્ચાત્ય સાહિત્યનું અનુકરણ આપણી પ્રજાને કોઈ રીતે ઉપકારક છે?

## આજના નવીન સાહિત્યમાં દેખા દેતો કેટલોક કચરો

આજના આપણા નવીન સાહિત્યમાં પશ્ચિમના પૂરનાં ગંદા પાણીનો પુષ્કળ મેળ થયો છે. જાણે પશ્ચિમનું તેટલું પથ્ય ને પુણ્યરૂપ જ હોય એવી માન્યતા ઘણાની થઈ ગઈ છે. સ્વતંત્રતાનો અર્થ સ્વચ્છંદતામાં ઘટાવાય છે. સંયમ ને ધર્મમાર્ગમાં ધ્યેય વિનાની સ્વતંત્રતા સ્વચ્છંદતામાં જ પરિણમી ને આખરે અગ્નિ સાથે રમતા બાળકની જેમ દાઝી જાય છે. ઉગતા સૂર્યની સાથે પાશ્ચાત્ય દેશોમાં જે નવા વાદો જન્મે છે તે બધા આપણે ત્યાં પણ ઘૂસી જાય છે. ધર્મ્યબુદ્ધિની કસોટીથી એવા વાદોની પરીક્ષા કરવાનું ધૈર્ય મોટે ભાગે યુવાન લેખકોને રહેતું નથી, કે અનુભવની અપૂર્ણતાને લીધે એ માત્ર ઝળકતી શબ્દરમતોમાં જ તેમની આંખ અંજાઈ જાય છે અને તેને આપણા સાહિત્યમાં તુરત લાવવાના યત્ન થાય છે. કવિતામાં અને નવલકથામાં કે નવલિકામાં આજકાલ આપણે એવા એવા પ્રસંગોનાં ને ભાવોનાં કથન જોઈએ છીએ કે જેવાની હસ્તી આપણા દેશમાં કે સંસારમાં છે જ નહીં અને એ વાંચતાં શિષ્ટ વાચકને આઘાત જ થાય છે. પશ્ચિમના સાહિત્યમાંના મેલ ને કચરા પણ અહીં પ્રવેશ પામ્યા છે, અને આપણા જનસમાજનાં તથા ઉગતી પ્રજાનાં હૃદયને તે ઝેરથી ભરે છે.

પશ્ચિમના નીચલા થરના લોકને હલકા રસાભાસથી રીઝવવા ત્યાંના તેવી જ વૃત્તિના લેખકો એવા લોકના વિકારોને પોષતું વિકારી ને રોગિષ્ઠ સાહિત્ય ઉત્પન્ન કરી તેમાંથી પોતાનાં ગજવાં ભરે છે, તો તેને જોઈને આપણાં પણ કેટલાંક સામયિકો હળવા ને જિન્સી યા લૈંગિક સાહિત્યને નામે ખુલ્લા વ્યભિચારપોષક લેખો લખાવીને પ્રગટ કરે છે, અને એવા લેખો વાંચતાં આપણાં યુવકયુવતીઓ અજાણપણે એવા વાતાવરણમાં સપડાઈને ઉંધે માર્ગે જઈ પોતાનું તેમ જ સંસારનું સત્યાનાશ વાળે છે. એવાં સામયિકોના માલિકો ખુલ્લી રીતે કહે છે કે ભાઈ, આજે બહુ લોક એવું જ સાહિત્ય માંગે છે, આ તો 'સુધરેલો' જમાનો છે, અને અમે એવું સાહિત્ય નહિ પીરસીએ તો ગાડીવાળા, ઝાડુવાળા ને રેસ્ટોરાંવાળા અને એવા બીજા વાચકો અમારું સામયિક લે નહીં ને અમારી પાંચસેં સાતસેં પ્રત

ઓછી વેચાય ને નુકશાની થાય. હું આ વાત કલ્પનાથી નથી કહેતો, પણ ખુદ મારા અનુભવની ને જે મેં એ સામાયિકોના સંચાલકોના મોઢેથી જ સાંભળી છે તે કહું છું. આવું અધમ સાહિત્ય રોજ રોજે કે અઠવાડીએ માસે પ્રગટ થાય, તે આપણા શિષ્ટ વાચકોમાં ને લેખકોમાં પણ વહેંચાય ને વંચાય, છતાં કોઇ જાહેરમાં એ માટે ફરિયાદ ઉઠાવતું નથી. આપણાથી બીજું કાંઈ નહિ થાય તો એવા સામયિકમાં કોઈ પણ બહાને આપણા શિષ્ટ લેખકોએ ને કવિઓએ પોતાની કૃતિઓ આપવી બંધ કરવી જોઇએ, લોકોના હલકા શોખને પોષણ તો ન જ આપવું જોઇએ. અને પ્રત્યેક જવાબદાર લેખકે પોતાની જોખમદારી સમજીને એવા હલકા શોખને નાબૂદ કરવા બધા પ્રયત્ન કરવા જોઇએ. આપણી જોખમદાર સાહિત્ય સંસ્થાઓએ આ સ્થિતિ વધુ વાર ચલાવવા દેવી ન જોઇએ, અને એવી જાહેર અનિષ્ટતાને બધા પ્રયત્ને દાબી દેવી જોઇએ. આવા સામયિકોના માલિકોને માત્ર પૈસાનો જ સવાલ વહાલો છે; તેમને ધર્મની, નીતિની, સમાજની, પ્રગતિની કે બીજા કંઇ કશાની પડી નથી. તેમના આ દ્રવ્યલોભથી આખા સંસારની અને તેથી દેશની ધીમે ધીમે અધોગતિ થાય છે તેની પેણ તેમને પરવા નથી-આ સાહિત્યપરિષદની ફરજ છે કે આપણા સાહિત્યનું ગૌરવ અને તેની શિષ્ટતા જાળવવા આવા સાહિત્યપ્રવર્તકોની અધમ પ્રવૃત્તિને તે જાહેરમા વખોડી કાઢે, અને બની શકતા બધા પ્રયત્ને તેમની સદ્બુદ્ધિને ફરીથી જગાડી તેમને ધર્મપંથ ચીંધી બતાવે.

આવું અધમ સાહિત્ય ફેલાય છે, એ આપણા સમાજની શરમ છે. વાસ્તવિકતાને નામે આપણા સારા લેખકો પણ લોકોના અધમ વિકાર જાગે ને તેની તૃપ્તિ માટે તેમના બીજા લેખો પણ વાંચે એવા બીભત્સ પ્રસંગો ચીતરે છે, અને પછી એવી વાતો, નવલિકાઓ કે નવલકથાઓ આધુનિક ઉત્તમ સાહિત્યમાં ગણાવવા મથે છે. વાસ્તવવાદ અને પ્રગતિવાદને નામે આવું હલકું વિકારી સાહિત્ય પણ આપણા શિષ્ટ સાહિત્ય સાથે ભળીને ઉપર જોઈ આવ્યા તેમ બધું અશિષ્ટ સાહિત્ય વર્જ્ય જ રહેવું ને ગણાવું જોઇએ,

વળી સમાજકારણ અને રાજકારણના વાદો જેવા સાહિત્યમાં પણ વાદો ઉત્પન્ન કરવાની કશી જરૂર નથી. સાહિત્યમાં સંસારના અનેક પ્રશ્નો માટે મતભેદ કે રુચિભેદ હોઇ શકે, પણ તે ભેદ ખુદ સાહિત્યને જ અશિષ્ટતામાં ખેંચી જાય તેવો ન હોવો જોઇએ. સાહિત્ય તો પુણ્યમય જ જોઇએ. તમામ સાહિત્યનું ને કળાનું ધ્યેય સૌંદર્ય ને આનંદ દર્શાવવાનું ને ઉપજાવવાનું છે. એ સૌંદર્ય ને આનંદ વિકારી રચનાથી કદી પણ નિર્મળ બની શકશે! સૌંદર્યની ને આનંદની ઉત્તમતા બતાવવા તેના વિરોધી ભાવો કુરૂપતા ને જુગુપ્સાનાં ચિત્ર એક લેખક આપી શકે, પણ તે એ ચિત્રોની અધમતા બનાવવા પૂરતાં જ અને વળી તે શિષ્ટતાથી ને સંયમથી ચીતરેલાં હોવાં જોઇએ. એવા ચિત્રમાં વિકારોનું એવું પ્રાધાન્ય ન હોવું જોઇએ કે જેથી એ અધમતાનું જ પ્રાધાન્ય વાચકના મનમાં ઠરી જાય ને સૌંદર્યની ને આનંદની છાપ ઝાંખી થઇ જાય. શિષ્ટતા અને અશિષ્ટતા વચ્ચેનો આ સૂક્ષ્મ ભેદ પ્રત્યેક લેખકે જાણવો ને સાચવવો જોઇએ, તો જ તેનું સર્જન કે આલેખન ધર્મમાર્ગે રહી શકે ને તે શિષ્ટ ગણાઇ સાહિત્યમાં ટકી રહેવાને અધિકારી થઇ શકે. સાહિત્ય માનવ સંસ્કૃતિનું દર્પણ છે, તે સ્વચ્છ રાખવું જ જોઇએ.

ફરીથી મારા સાહિત્યબંધુઓને હું વિનંતિ કરું છું કે આપણા દેશની સંસ્કૃતિને આપણા પૂર્વજોએ ધર્મમાર્ગે જ રાખીને ટકાવી રાખી છે. એમાં ગમે તેવા અન્ય સંસ્કૃતિઓના વાયરા વાયા હશે; પણ તેણે પોતાનું સ્વત્વ હજી પણ બહુધા જાળવી રાખેલું છે. આપણા મહાન ધર્મસ્થાપકોના આદેશ જુઓ: વેદઋષિઓ, ઉપનિષદ્દ્રષ્ટાઓ અને ગીતાના મહાન કર્તાને જુઓ: હજરત જરથોસ્ત, બુદ્ધ, મહાવીર, ઈશુ ખ્રિસ્ત અને મહમદ જેવા પયગંબરોને જુઓ: નાનક, કબીર, ચૈતન્ય, નરસિંહ મહેતા, રામકૃષ્ણ પરમહંસ આદિ જેવા મહાભક્તોને જુઓ: દયાનંદ સરસ્વતી ને ગાંધીજી જેવા પરમ નરોત્તમોને જુઓ: એ સૌએ સાહિત્ય રચ્યું છે અને પ્રભુપ્રેર્યો ધર્મ્ય સંદેશ આ પ્રાચ્ય દેશોને આપ્યા છે, તે આજ સુધી અમર રહ્યા છે ને રહેશે. દેશકાળને અનુસરીને એ સંદેશની વિધિમાં ફેર હશે, પણ કોઈએ અનીતિને, અધર્મને, અસત્યને, સ્વચ્છંદતાને કોઈ પણ રીતે વાસ્તવવાદ કે પ્રગતિવાદ કે કોઈ પણ વાદને નામે પોતાના સાહિત્યમાં ઘુમવા દઈ તેને અપવિત્ર થવા દીધું નથી. પૂર્વને તો તેનો ધર્મ જ માન્ય છે ને તે જ પુણ્યકારક છે. બીજાં અનેક સ્થૂળ સુખની અને સત્તાની પ્રાપ્તિ અર્થે જે વાદો પશ્ચિમમાં જાગ્યા ને વિજ્ઞાનની શુભ ગતિથી પોષાવાને બદલે તેની અધમ ગતિથી પોષાયા, તે વાદોએ પશ્ચિમની પ્રજાની સ્થિતિ આજે શી કરી છે, અને આજે ચાલતા મહા તુમુલ યુદ્ધથી ત્યાં કેવું સર્વસ્વ નાશ પામે છે, તે આપણે નજરોનજરે જોઈએ છીએ. જ્યાં પ્રભુ નથી, પ્રભુનું સત્ય ને સૌંદર્ય ને આનંદ નથી, પુણ્યમય વાતાવરણ નથી, ત્યાં કશું નથી. ધર્મ વગરનું સાહિત્ય નથી દેશને કામનું, નથી જગતને કામનું, નથી વ્યક્તિને કામનું.

મારા સાહિત્યબંધુઓ ને બહેનો! આપની વાણીને પવિત્ર રાખશો, તેને કોઈ રીતે કલુષિત કરશો મા! તાત્કાલિક લોકપ્રિયતા કે આર્થિક લાભ કે પોકળ નવીનતાને કારણે આપણા સાહિત્ય જેવી અમર રહેતી વાણીને અધમતા પર ઉતારશો મા! આખા સમાજને અધોગતિ પ્રત્યે દોરવાનું મહા પાપ તેનો પ્રતિકાર લાવે તેવું આચરશો મા! સમાજની અભિલાષાઓને ને ભાવનાઓને ઉચ્ચારી બતાવવાનો આપને અધિકાર મળ્યો છે, તેનો ગેરઉપયોગ કરશો મા! આપની જોખમદારી મોટી છે, તે જો ઉંડા મનનથી સમજશો, તો દોડતી દુનિયાના ખોટા પ્રવાહમાં નહીં ખેંચાતાં એ દુનિયાને આપ ધર્મ્ય ને સત્ય પંથે દોરવી શકો એવી આપની વાણીનું બળ છે. પ્રભુ આપને આ ફરજ બજાવવાને શક્તિમાન કરે! અસ્તુ!

## ગુજરાતી કવિતા

સાહિત્ય કેવું હોવું જોઈએ તેની ચર્ચા કરી આવ્યા પછી હવે આપણે સાહિત્યના ઉત્તમાંગ જેવી કવિતા વિષે વિચાર કરીએ. ગુજરાતની વાડીમાં દરેક વર્ષથી નવીનતર કવિતાના ફાલ આવવા માંડ્યા છે, અને આંબાની કેરીના કરંડિયાની જેમ કવિતાફળથી ભરેલાં પુસ્તકો સારી સંખ્યામાં પ્રગટ થઈ વાચકબજારમાં આવવા લાગ્યાં છે. ફળો જુદા જુદા ઘાટનાં છે, તેમ જ કાચાં પાકાં પણ છે. એ આખા કરંડિયાની પચાસ કે સો કેરીમાંથી કવિતાના રસિક અને રસજ્ઞ વાચકને કહો કે સામાન્ય શિક્ષિત સમાજમાંના વાચકને કહો, પાંચ દસ કેરીઓ જ કાંઈ આંખને આકર્ષતી કે રસાસ્વાદને

જગાડતી જણાય છે ખાઈનીને ઉચકીને જોતાં તે કાં તો તેના રંગરૂપમાં ખરી કેરીઓ જેવી લાગતી નથી યા એવી કાચી ને વિરૂપ લાગે છે કે તે જોઈને કે ઉચકીને પણ પાછી દેવી દેવાય છે. એના કારણમાં મુખ્યત્વે એના ઘાટની અનિષ્ટતા કે વિપરીતતા લાગે છે, યા એનો આસ્વાદ લેવા જતાં તેની કઠિનતાથી કે નીરસતાથી કે તેને કાચી જ તોડી નાખેલી હોવાથી ગ્રાહક નિરાશ થઈ પાછો પડે છે. માલ વેચનાર કહે છે કે જુઓ ભાઈ, આ તો નવી વાડીનો ફાલ ને માલ છે. એ અમારા ધાર્યા પ્રમાણે તો બહુ આરોગ્યકર ને સ્વાદિષ્ટ છે. તમારી જૂની વાડીનો માલ તો બહુધા અમોને બેસ્વાદ લાગે છે, આ અમારી કેરીની ખૂબી તો અમે જ સમજીએ છીએ વાત તો ખરી છે. નવી વાડીનો માલ એને ઉગાડનાર જ જાણે છે, પણ એ માલ બજારમાં આવે ત્યાં તો ખરીદનારની સાથે સાટું ઠેરવવાનું છે. તમારો માલ તમોને ગમતો હોય તો તમે જ ખાઈ લ્યો. બજારને નહીં ગમતો હોય કે બજારમાં આજ કંઈ કાળથી જે માલની જ માગ ને ખરીદી થાય છે, ને જે માલના અનુભવી દલાલો ને ખરીદનારો ને ખાનારાઓ માલની ઉત્તમતા અધમતા સમજતા આવ્યા છે, તે બજારમાં શા માટે વેચવા આવો છો! તમારી વાતોથી પાંચ પચ્ચીસ ભોળવાઈને ખરીદશે પણ પછી તો તેનો આસ્વાદ લેવા જતાં તે ખરી વાત જાણવા પામશે ને નિરાશ થઈને ફેંકી દેશે. ફળ કેરીના જેવું ભલે દેખાતું હોય, પણ તે ખાવામાં કેરીના જાણીતા રસનો આસ્વાદ કે તેનો મુખ્ય ગુણ નહીં ધરાવતું હોય, તો પછી ગ્રાહક તેને શું કરે? એ ફળનાં ઝાડ ઉછેરનારના દલાલો ગમે તેવી ભલામણ કરે, પણ માત્ર વાતોથી ખરો આસ્વાદ મળતો નથી તે તેઓ ભૂલી જાય છે. એક જાતનાં ફળ હોય તો પણ ભૂમિ, પાણી, ખાતર, હવા, બીજની જાત વગેરે અનેક કારણો પર તેના કદ, માવો સ્વાદ વગેરેનો આધાર રહે છે. બાગબાનને આ બધી વાતની ખબર નહીં હોય, કે તે તેનાં ફળ માટે બજારમાં ફરિયાદ ઉઠવા છતાં તેનું કારણ શોધવા કશી તજવીજ નહીં કરે, કે તેના પોતાના જ સલાહકારો ને દલાલોને છોડી એ બજારના જે અનુભવીઓ છે તેની સલાહ નહીં લે, કે તે સલાહ મળે છતાં તે તેને અવગણે તો પછી તેણે તેનો માલ પોતાના ઘરમાં રાખી મૂકી તેને સડી જતો જોવો જ રહ્યો. બજારના અનુભવીઓને કે ગ્રાહકને અજ્ઞાન અરસિક, અણસમજુ, જડબુદ્ધિના વગેરે વિશેષણોથી નવાજ્યા કર્યાથી તેનું કશું વળવાનું નથી. બજારને તો ખરો શુદ્ધ કંચનને તોલનો માલ જોઈએ છે. લાંબા પરિચય ને અનુભવથી તે ખરા ખોટા સિક્કા પારખી કાઢવાની બુદ્ધિ ધરાવે છે.

આ વ્યવહારુ વાત થઈ. નવીનતર કવિતાની હાલની સ્થિતિની એક તુલના થઈ. કવિતા માટે અને તેની ઉંચી નીચી જાત માટે આજકાલ અનેક વિશેષણો વપરાતાં થયાં છે, વિશેષણ ગમે તે હોય પણ નામ તો મુખ્ય જોઈએ જ. કવિતા પ્રથમ કવિતા જોઈએ. અને પછી જ તેનાં વિશેષણોને અનુપૂર્તિ આપતી તેની ખાસ જાતિનો ગુણ હોઈ શકે. લેખકની જે સર્જનશક્તિ છે તેનું નામ પ્રતિભા. એ પ્રતિભામાં સ્વાભાવિક રીતે કલ્પના મુખ્ય ભાગ ભજવે છે. દરેક સારા ને ઊંચા ગદ્યલેખમાં એ પ્રતિભા હોય છે ને હોવી જોઈએ. કલ્પનાની ખિલવણી ઉંચા લેખકમાં વિશેષ હશે, તો સામાન્ય લેખકમાં તેમજ વાચકમાં તે કેટલેક અંશે પણ છે ને હોવી જ જોઈએ. તે વિના એ

કલ્પનાવ્યાપાર કોઈ સમજી શકે નહીં. હવે કવિની પ્રતિભા એટલે તેની કવિતા–તેનું કવિત્વ. એ કવિત્વમાં ત્રણ અર્થ સમાયેલા છે (૧) કવિપણું, (૨) કાવ્યના ગુણ ને (૩) કવિતા રચવાની શક્તિ. એ કવિત્વ જે વ્યક્તિમાંથી ફૂટે છે તે કવિ. માત્ર કાવ્યનો ગુણ જેનામાં હોય તે પૂરો કવિ નથી, જેમકે કવિતા તો ઉદ્‌ગારથી જ હસ્તીમાં આવે છે. એટલે એ પ્રતિભાને વ્યક્ત કરવા, તેને સંપૂર્ણ રૂપમાં બહાર મૂકવા જે ક્રિયા કવિને કરવી પડે છે તે તેની કવિતા રચવાની શક્તિ પર આધાર રાખે છે. કવિના ભાવ ને કવિની કલ્પનાના ચમત્કારમાં ભળાઈને સ્થૂળ દેહ લેવા માટે મનુષ્યવાણીનો જ આધાર લેવો પડે છે. એ વાણીને કેવું રૂપ આપવું તેની સાંગોપાંગ ચર્ચા કરીને મારાં ઈ. સ. ૧૯૩૯માં થયેલાં મુંબઈ યુનિવર્સિટીનાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોમાં સવિસ્તર સમજાવેલું છે. એટલે તેનું અહીં પુનઃકથન કરવાની જરૂર નથી. એ વ્યાખ્યાનોમાં દર્શાવ્યા પ્રમાણે કવિતાની સ્વાભાવિક વાણીનું રૂપ ગદ્યથી જુદું પદ્યરૂપે સ્થિત થયેલું છે. કવિ જો પોતાના ભાવને અનુરૂપ પોતાનું કવિત્વ એ પદ્યમાં ઉતારે તો જ એ કવિત્વને કવિનો શ્રોતા ગ્રાહક ઝીલી શકે છે. ભાવનું અવધારણ કેમ કરવું તે જ જો કવિ નહીં સમજે તો પછી માત્ર દેખાદેખીએ તૈયાર સ્થૂળ છંદોનાં લઘુગુરુ ખોખાંઓમાં શબ્દોની શ્રુતિઓ ગોઠવી દીધાથી ખરી કવિતારચના થતી નથી, કેમકે તેથી મૂળ ભાવનું અવધારણ શુદ્ધ રીતે થતું નથી અને શ્રોતાને કે વાચકને તેથી કવિના કવિત્વનો પૂર્ણ બોધ થતો નથી, ને તે અબોધ રહી કવિની પ્રતિભાને પોતાના હૃદયમાં ઉતારવા ફાંફાં મારી નિષ્ફળ જઈને નિરાશ બને છે ને એવું કવન સમજવાનો વિશેષ પ્રયત્ન કરતાં તે કંટાળો ખાય છે. કવિનું કવન અને શ્રોતાના હૃદયમાં તેની સ્થાપના–એ બન્ને વચ્ચે કવિના ભાવના અવધારણનો પૂલ બરાબર બંધાવો જોઈએ. એ પૂલનો આધાર ભાવને અનુરૂપ પદ્યરચનાની ચૂંટણી અને તેમાં થયેલા ભાવના અવધારણની સિદ્ધિ પર જ રહેલો છે. કવિમાં ગમે તેવી પ્રતિભા હશે પણ જો તે સચોટ પદ્યવાણીમાં ઉપર જણાવ્યું છે તેમ તેને ઉતારી નહીં શકે તો તે તેની કવિતારચનાની શક્તિનો વાંક છે. એ શક્તિ જેટલી અધૂરી હોય તેટલી કવિની પ્રતિભામાં જ ખામી છે એમ દેખાઈ આવે છે, કેમકે આગળ ઉપર "કવિત્વ"ના અર્થમાં "કવિતારચનાની શક્તિ"નો અર્થ પણ સમાયેલો જ છે. તેથી જ હું ભાર મૂકીને કહેતો આવ્યો છું કે "જે કવન કરી જાણે તે કવિ." કવિતા એ કવિપ્રતિભાનો જ ઉદ્‌ગાર છે, તેની કોઈના પાડી શકશે નહિ. નવીનતર કવિતાઓમાં અસ્પષ્ટ માર્ગદર્શનને લીધે જે ગેરસમજ છે તે પ્રતિભા અને રચનાકળાને છૂટાં પાડવાની વલણને આભારી છે. એ બેને છૂટાં પાડી શકાય જ નહીં. પ્રતિભા પૂરું કવિત્વ જામતાં જેટલી નહીં હોય તો પછી કવિતાનો આત્મા જ નથી એ તો સ્પષ્ટ છે, અને આત્મા નહીં હશે તો પછી પદ્ય એટલે રચનાકળા તો પૂતળા જેવી કે મૃતદેહ જેવી જ ગણાશે. આ મૂળ સિદ્ધાંત બરાબર સમજીને જો કવિ પોતાની કવિતા રચે તો તે પ્રાસાદિક થશે અને ઉપર કહ્યું છે તેમ તેની પ્રતિભાને સ્થૂળ વાણીદેહમાં ઉતરવાનો પૂલ બંધાશે, તો પછી એ પૂલ ઉપરથી એ પ્રતિભા શ્રોતાના હૃદયમાં પણ સરલતાથી ઉતરી જશે. શ્રોતાને જે કવિતા સ્પર્શ નથી કરી શકતી તે કવિતામાં જ દોષ છે એમ સત્ય જાણવું અને પછી ગમે તેવી પ્રતિભાને દોષ તો વર્જ્ય છે, એટલે તે દોષથી તે દોષિત રહી અધૂરી ને અબોધ રહે છે.

જગાડની જણાય છે બાફીનીને ઉચકીને જોતાં તે કાં તો તેના રંગરૂપમાં ખરી કેરીઓ જેવી લાગતી નથી યા એવી કાચી ને વિરૂપ લાગે છે કે તે જોઇને કે ઉચકીને પણ પાછી કેરી દેવાય છે. એના કારણમાં મુખ્યત્વે એના ઘાટની અનિષ્ટતા કે વિપરીતતા લાગે છે, યા એનો આસ્વાદ લેવા જતાં તેની કઠિનતાથી કે નીરસતાથી કે તેને કાચી જ તોડી નાખેલી હોવાથી ગ્રાહક નિરાશ થઈ પાછો પડે છે. માલ વેચનાર કહે છે કે જુઓ ભાઇ, આ તો નવી વાડીનો ફાલ ને માલ છે. એ અમારા ધાર્યા પ્રમાણે તો બહુ સારે ગળ્યો ને સ્વાદિષ્ટ છે. તમારી જૂની વાડીનો માલ તો બહુધા અમોને બેસ્વાદ લાગે છે, આ અમારી કેરીની ખૂબી તો અમે જ સમજીએ છીએ વાત તો ખરી છે. નવી વાડીનો માલ એને ઉગાડનાર જ જાણે છે, પણ એ માલ બજારમાં આવે ત્યાં તો ખરીદનારની સાથે સાટું કરવાનું છે. તમારો માલ તમોને ગમતો હોય તો તમે જ ખાઇ રહો. બજારને નહીં ગમતો હોય કે બજારમાં આજ કંઇ કાળથી જે માલની જ માગ ને ખરીદી થાય છે, ને જે માલના અનુભવી દલાલો ને ખરીદનારો ને ખાનારાઓ માલની ઉત્તમતા અધમતા સમજતા આવ્યા છે, તે બજારમાં શા માટે વેચવા આવો છો! તમારી વાતોથી પાંચ પચ્ચીસ ભોળવાઇને ખરીદશે પણ પછી તો તેનો આસ્વાદ લેવા જતાં તે ખરી વાત જાણવા પામશે ને નિરાશ થઇને ફેંકી દેશે ફળ કેરીના જેવું ભલે દેખાતું હોય, પણ તે ખાવામાં કેરીના જાણીતા રસનો આસ્વાદ કે તેનો મુખ્ય ગુણ નહીં ધરાવતું હોય, તો પછી ગ્રાહક તેને શું કરે? એ ફળનાં ઝાડ ઉછેરનારના દલાલો ગમે તેવી ભલામણ કરે, પણ માત્ર વાતોથી ખરો આસ્વાદ મળતો નથી તે તેઓ ભૂલી જાય છે. એક જાતનાં ફળ હોય તો પણ ભૂમિ, પાણી, ખાતર, હવા, બીજની જાત વગેરે અનેક કારણો પર તેના કદ, માવો સ્વાદ વગેરેનો આધાર રહે છે. બાગબાનને આ બધી વાતની ખબર નહીં હોય, કે તે તેનાં ફળ માટે બજારમાં ફરિયાદ ઉઠવા છતાં તેનું કારણ શોધવા કશી તજવીજ નહીં કરે, કે તેના પોતાના જ સલાહકારો ને દલાલોને છોડી એ બજારના જે અનુભવીઓ છે તેની સલાહ નહીં લે, કે તે સલાહ મળે છતાં તે તેને અવગણે તો પછી તેણે તેનો માલ પોતાના ઘરમાં રાખી મૂકી તેને સડી જતો જોવો જ રહ્યો. બજારના અનુભવીઓને કે ગ્રાહકને અજ્ઞાન અરસિક, અણસમજુ, જડબુદ્ધિના વગેરે વિશેષણોથી નવાજ્યા કર્યાથી તેનું કશું વળવાનું નથી. બજારને તો ખરો શુદ્ધ કંચનને તોલનો માલ જોઇએ છે. લાંબા પરિચય ને અનુભવથી તે ખરા ખોટા સિક્કા પારખી કાઢવાની બુદ્ધિ ધરાવે છે.

આ વ્યવહારુ વાત થઇ. નવીનતર કવિતાની હાલની સ્થિતિની એક તુલના થઇ. કવિતા માટે અને તેની ઉંચી નીચી જાત માટે આજકાલ અનેક વિશેષણો વપરાતાં થયાં છે, વિશેષણ ગમે તે હોય પણ નામ તો મુખ્ય જોઇએ જ. કવિતા પ્રથમ કવિતા જોઇએ, અને પછી જ તેનાં વિશેષણોને અનુપૂર્તિ આપતી તેની ખાસ જાતિનો ગુણ હોઇ શકે. લેખકની જે સર્જનશક્તિ છે તેનું નામ પ્રતિભા. એ પ્રતિભામાં સ્વાભાવિક રીતે કલ્પના મુખ્ય ભાગ ભજવે છે. દરેક સારા ને ઉંચા ગદ્યલેખમાં એ પ્રતિભા હોય છે ને હોવી જોઇએ. કલ્પનાની ખિલવણી ઉંચા લેખકમાં વિશેષ હશે, તો સામાન્ય લેખકમાં તેમજ વાચકમાં તે કેટલેક અંશે પણ છે ને હોવી જ જોઇએ. તે વિના એ

કલ્પનાવ્યાપાર કોઇ સમજી શકે નહીં. હવે કવિની પ્રતિભા એટલે તેની કવિતા–તેનું કવિત્વ. એ કવિત્વમાં ત્રણ અર્થ સમાયેલા છે-(૧) કવિપણું, (૨)-કાવ્યના ગુણ ને (૩) કવિતા રચવાની શક્તિ. એ કવિત્વ જે વ્યક્તિમાંથી ફૂટે છે તે કવિ. માત્ર કાવ્યનો ગુણ જેનામાં હોય તે પૂરો કવિ નથી, જેમકે કવિતા તો ઉદ્ગારથી જ કંરતીમાં આવે છે. એટલે એ પ્રતિભાને વ્યક્ત કરવા, તેને સંપૂર્ણ રૂપમાં બહાર મૂકવા જે ક્રિયા કવિને કરવી પડે છે તે તેની કવિતા રચવાની શક્તિ પર આધાર રાખે છે. કવિના ભાવને કવિની કલ્પનાના ચમત્કારમાં ઓળાઇને સ્થૂળ દેહ લેવા માટે મનુષ્યવાણીનો જ આધાર લેવો પડે છે.' એ વાણીને કેવું રૂપ આપવું તેની શાસ્ત્રીય ચર્ચા કરીને મારાં ઇ. સ. ૧૯૩૫માં થયેલાં મુંબઇ યુનિવર્સિટીનાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોમાં સવિસ્તર સમજાવેલું છે. એટલે તેનું અહીં પુનઃકથન કરવાની જરૂર નથી. એ વ્યાખ્યાનોમાં દર્શાવ્યા પ્રમાણે કવિતાની સ્વાભાવિક વાણીનું રૂપ ગદ્યથી જુદું પદ્યરૂપે સ્થિત થયેલું છે કવિ જો પોતાના ભાવને અનુરૂપ પોતાનું કવિત્વ એ પદ્યમાં ઉતારે તો જ એ કવિત્વને કવિનો શ્રોતા ગ્રાહક ઝીલી શકે છે. ભાવનું અવધારણ કેમ કરવું તે જ જો કવિ નહીં સમજે તો પછી માત્ર દેખાદેખીએ તૈયાર સ્થૂળ છંદોનાં લઘુગુરુ ખોખાંઓમાં શબ્દોની શ્રુતિઓ ગોઠવી દીધાથી ખરી કવિતારચના થતી નથી, કેમકે તેથી મૂળ ભાવનું અવધારણ શુદ્ધ રીતે થતું નથી અને શ્રોતાને કે વાચકને તેથી કવિના કવિત્વનો પૂર્ણ બોધ થતો નથી; ને તે અબોધ રહી કવિની પ્રતિભાને પોતાના હૃદયમાં ઉતારવા ફાંફાં મારી નિષ્ફળ જઇને નિરાશ બને છે ને એવું કવન સમજવાનો વિશેષ પ્રયત્ન કરતાં તે કંટાળો ખાય છે. કવિનું કવન અને શ્રોતાના હૃદયમાં તેની સ્થાપના–એ બન્ને વચ્ચે કવિના ભાવના અવધારણનો પૂલ બરાબર બંધાવો જોઇએ. એ પૂલનો આધાર ભાવને અનુરૂપ પદ્યરચનાની ચૂંટણી અને તેમાં થયેલા ભાવના અવધારણની સિદ્ધિ પર જ રહેલો છે. કવિમાં ગમે તેવી પ્રતિભા હશે પણ જો તે સચોટ પદ્યવાણીમાં ઉપર જણાવ્યું છે તેમ તેને ઉતારી નહીં શકે તો તે તેની કવિતારચનાની શક્તિનો વાંક છે. એ શક્તિ જેટલી અધૂરી હોય તેટલી કવિની પ્રતિભામાં જ ખામી છે એમ દેખાઈ આવે છે. કેમકે આગળ ઉપર "કવિત્વ"ના અર્થમાં "કવિતારચનાની શક્તિ"નો અર્થ પણ સમાયેલો જ છે. તેથી જ હું ભાર મૂકીને કહેતો આવ્યો છું કે "જે કવન કરી જાણે તે કવિ." કવિતા એ કવિપ્રતિભાનો જ ઉદ્ગાર છે, તેની કોઈના પાડી શકશે નહિ. નવીનતર કવિતાઓમાં અસ્પષ્ટ માર્ગદર્શનને લીધે જે ગેરસમજ છે તે પ્રતિભા અને રચનાકળાને છૂટાં પાડવાની વલણને આભારી છે. એ બેને છૂટાં પાડી શકાય જ નહીં. પ્રતિભા પૂરું કવિત્વ જામવા જેટલી નહીં હોય તો પછી કવિતાનો આત્મા જ નથી એ તો સ્પષ્ટ છે, અને આત્મા નહીં હશે તો પછી પદ્ય એટલે રચનાકળા તો પૂતળા જેવી કે મૃતદેહ જેવી જ ગણાશે. આ મૂળ સિદ્ધાંત બરાબર સમજીને જો કવિ પોતાની કવિતા રચે તો તે પ્રાસાદિક થશે અને ઉપર કહ્યું છે તેમ તેની પ્રતિભાને સ્થૂળ વાણીદેહમાં ઉતરવાનો પૂલ બંધાશે, તો પછી એ પૂલ ઉપરથી એ પ્રતિભા શ્રોતાના હૃદયમાં પણ સરલતાથી ઉતરી જશે. શ્રોતાને જે કવિતા સ્પર્શ નથી કરી શકતી તે કવિતામાં જ દોષ છે એમ સત્ય જાણવું અને પછી ગમે તેવી પ્રતિભાને દોષ તો વર્જ્ય છે, એટલે તે દોષથી તે દોષિત રહી અધૂરી ને અબોધ રહે છે.

આ મુખ્ય વાત ઉપર આપણા કોઈ પણ વિવેચકે હજુ સુધી કશું વિવરણ કીધું નથી કે તે પોતે જાણી સમજીને આજની મોટે ભાગેની ક્લિષ્ટ ને અબોધ કવિતા માટે તેના રચનારનું લક્ષ તેણે ખેચ્યું નથી આપણા સાહિત્યના આજે જે વિવેચકો થઈ બેઠા છે તે મોટે ભાગે અંગ્રેજી ભાષાના વિવેચનસાહિત્યને આભારી છે, કેમ કે તેમની તુલના એ અંગ્રેજી સાહિત્યના વિવેચકોના સિદ્ધાંતોને અનુસરીને થયેલી છે અંગ્રેજી સાહિત્યનું વિવેચન બેશક ઘણું વિશાળ ને ઉચ્ચ ટોચે પુગેલું છે. યુરોપીય સાહિત્યના જૂનામાં જૂના માનનીય વિવેચક એરિસ્ટોટલથી શરૂ કરી લૉન્જિનાસ, ડાન્ટે જેવા અનુક્રમે ગ્રીક અને લેટિન વિવેચક અને કવિ–વિવેચકની વિવેચનામાંના સાહિત્ય સિદ્ધાંતનું સ્પષ્ટતા કરીને ઇટાલિયન, ફ્રેન્ચ વગેરે વિવેચકોના અભિપ્રાયોની તુલના કરીને પછી ઈંગ્લેન્ડમાંના પ્રથમ માનનીય કવિ વિવેચકો ડ્રાઇડન, પોપ, જોન્સનનાં કેટલાંક સિદ્ધ પ્રતિપાદનોની નોંધ લઈને, કોલરિજ, જ્યોર્જ ખ્રિમ્લી, મેથ્યુ આર્નોલ્ડ અને વોલ્ટર પેટર જેવા ગઈ સદીના મોટા વિવેચકોના અભિપ્રાયોની વિસ્તારથી તપાસ લઈને આ વીસમી સદીના પ્રારંભ સુધીના અંગ્રેજી વિવેચનનો સતાવાર મહાઇતિહાસ પ્રખ્યાત અંગ્રેજ મહાપંડિત અને મહાવિવેચક જ્યોર્જ સેઇન્ટ્સ્બરીએ લખેલો છે. ત્યાર પછી હડસન, રીચર્ડ્સ, મોલ્ટન વગેરેનાં નામો વિવેચકો તરીકે મશહૂર છે પણ સેઇન્ટ્સ્બરીનું સ્થાન તો સૌથી ઊંચું ને નોખું જ છે. આપણા નવા કવિઓ અને ટીકાકારો માત્ર આ મહાવિવેચક સેઇન્ટ્સ્બરીના વિખ્યાત ગ્રંથ "A History of English Criticism" – અંગ્રેજી વિવેચનનો ઇતિહાસ જો સારી પેઠે વાંચે ને પચાવે ને તે પર મનન કરે તો આજે કવિતાને માટે જે નવા નવા તુક્કાઓ બહાર પડે છે, તે થોડા પણ અટકે અને કવિતા લેખનનું જ્ઞાન એ સૌમાં ખરો પ્રકાશ પાડે.

કવિતાનો મુખ્ય આનંદ કવિની કવન કરવાની રચનાકળાને જ આધીન છે એ વાત એ મહાવિવેચક સેઇન્ટ્સ્બરી ઘડી ઘડી ભાર મૂકીને કહે છે, અને એ સિદ્ધાન્તના પ્રતિપાદનમાં એ યુરોપની અનેક ભાષાઓના કવિઓના તથા વિવેચકોના ઉલ્લેખોમાંથી જંગીજમ અવતરણ કરીને દર્શાવ્યે જ જાય છે સેઇન્ટ્સ્બરી કહે છે કે, દુનિયાની ઉંચામાં ઉંચી કવિતાની ભવ્ય વિભૂતિ, મધ્યકાલીન ઇટાલિયન મહાકવિ દાન્તે, જગતનો યુગભંગ મોટામા મોટો કવિ છે. દાન્તે કવિ ઉપરાંત મોટો વિવેચક પણ હતો. એણે લૅટિનમાં '*De Vulgari Eloquio*' નામે વિવેચનગ્રંથ લખેલો છે, તેમાં એણે કવિતા માટે છંદોરચના અને ભાષાના ઔચિત્ય ઉપર ખાસ ભાર મૂકેલો છે. એ કહે છે:

The poet must not expect harmony of versification to come to him of its own accord. Matter and form with him admit no divorce

એટલે 'પદ્યરચનાનો સંવાદ' પોતાની મેળે આવી જશે એવી આશા કવિએ રાખવી નહીં વિષયવસ્તુ અને છંદોરચનાની સંલગ્નતાને તેનાથી છૂટી પાડી શકાય નહીં. છંદોરચના એટલે પદ્ય તો કવિતાનું શરીર છે, વસ્ત્ર કે અલંકાર નથી. એટલે એ

બન્નેની અખંડ સંલગ્નતા રહેવી જ જોઇએ. પદ્ય તૂટે તો કવિતાના આત્માને જ આઘાત થાય. આગળ ઉપર આપણે જોઈ ગયા તેમ કવિના ભાવનું બરાબર અવધારણ કરતી પદ્યરચના થાય ત્યારે જ કાવ્યપ્રતિભાની પદ્યશરીરમાં યુક્ત સ્થાપના થાય. પ્રતિભાની ઉપર ગમે તેટલો ભાર મુકો, છતાં પ્રતિભા એના ખરા અંગ સુરચિત પદ્ય વિના પૂરેપૂરો દેહ ધારણ કરતી જ નથી. એ સૌંદર્યાત્માની પૂર્ણ સંલગ્નતા દેહ સાથે નથી થતી, તેથી જ એ કવિતા સમજવાની ને તેના સૌંદર્યનું પાન કરીને અલૌકિક આનંદ મેળવવાની માથાકૂટ કરવી પડે છે ને તેમ કરતાં શ્રોતા કે વાચકને રસભંગ ને આનંદભંગ થાય છે.

મિલ્ટનનો સમકાલીન ઇંગ્લાંડનો જાણીતો કવિ ડ્રાઇડન પણ ઉચ્ચ વિવેચક થઇ ગયો. એના વિવેચન માટે પણ સેઇન્ટ્સબરી માનસહિત બોલે છે. ડ્રાઇડન પણ દાન્તેની માફક જ કહે છે:

The question of diction, metre and the like are not mere catchpenny or claptrap after-thoughts, but at the root of the pleasure which literature gives.—This delight, this transport, counts first as a criterion.

એટલે 'ભાષાસરણી, છંદ અને એવા બીજા અનુરૂપ પ્રશ્નો કાંઇ પાછળથી થયેલા નમાલા કે છળભેદી વિચારો નથી, પણ એ તો ખુદ સાહિત્યજન્ય આનંદના મૂળમાં જ રહેલા પ્રશ્નો છે! 'આ આનંદ, આ ઉલ્લાસ, એ તો મુખ્યત્વે કસોટી યા નિર્ણયપ્રમાણ તરીકે જ લેખાય છે.

જાણીતા આધ્યાત્મિક કવિ અને ચિત્રકાર વિલ્યમ બ્લેકનાં કેટલાંક સિદ્ધ વચનો સેઇન્ટ્સબરી પોતાના સમર્થન સાથે ટાંકે છે:

Passion and expression are beauty itself, ભાવોષ્મા અને ભાવોક્તિ એ પોતે જ સૌંદર્ય છે.

Invention depends altogether upon execution.

કલ્પનાશક્તિનો તમામ આધાર તેના અભિકરણ એટલે—આલેખન ઉપર રહેલો છે અને પેલા આજકાલ ઘણા ચર્વાતા અને ચર્ચાતા શબ્દ 'અર્થઘનત્વ' ને માટે એ જ બ્લેક શુ કહે છે તે સાંભળો:

What has reasoning to do with art of painting [or as Saintsbury adds thereto of poetry]?

ચિત્રકળાને (યા કવિતાને) વિચારશીલતા (કે અર્થઘનત્વ) સાથે શી લેવાદેવા છે! આ 'અંગ્રેજી વિવેચનાના ઇતિહાસ' વાળા ગ્રંથમાં ઠેરઠેર સેઇન્ટ્સબરીએ કવિતા માટેના પોતાના મહા અનુભવસિદ્ધ સિદ્ધાંતોના પુષ્ટીકરણમાં આવા સંખ્યાબંધ અભિપ્રાયો ટાંકેલા છે. કવિતાની ભાષાની અને કવિતાની—પદ્યરચનાની સિદ્ધિ પર જ કવિત્વ એટલે કવિપ્રતિભાની—સિદ્ધિનો આધાર છે. જ્યાં સુધી આપણા નવીન કવિઓ અને ઘડાતા વિવેચકો આ મહાસત્યનું ખરું રહસ્ય પૂરી રીતે સમજશે નહિ ત્યાં સુધી મિથ્યાવાદમાં મચ્યા જ રહેશે. અને તે દરમ્યાન આપણા કેટલાક સાચી પ્રતિભા ધરાવતા નવીન કવિઓની કવિતા પોતાના વર્તુલમાં જ ઘૂમી ઘૂમીને શ્રાંત પડશે તેનો સજીવ દેહ નથી કવિતા રસિક સમાજને આકર્ષી શકવાનો કે નથી તે શુદ્ધ અને ઉચ્ચ કવિતાના ખરા જાણુભેદુને પોતાના ગગનરેડતા શબ્દોથી આંજી શકવાનો.

અંગ્રેજ કવિ ટેનિસનની સુંદર દેહધારી કવિતા પર અનેક આક્ષેપો ને પ્રહારો થયા હતા, પણ એ પ્રહારો કરનારા ટીકાકારો અને ટીકાખોરો તો થોડાં જ વર્ષોમાં ભુલાઈ ગયા ને ટેનિસનની સિદ્ધિ જેવી ને તેવી ઝળહળે છે, ને ઝળહળશે રસિક સમાજને તો એ જ આકર્ષી શકશે, પછી ભલે બ્રાઉનિંગનાં સુંદર લિરિક સિવાયનાં બીજાં કાવ્યોમાંનું ઘેલું અર્થઘનત્વ તેના સજ્જડ ખીલાઓથી જકડાયેલું રહે. એ જ ટેનિસનની કવિતાનું ખરું પરીક્ષણ જ્યોર્જ બ્રિમ્લીએ એના 'Essays' નામના પુસ્તકમાં કરેલું છે, ને એ પુસ્તક માટે સેઇન્ટ્સબરીએ ઉત્તમ અભિપ્રાય આપેલો છે. સેન્ટ્સબરીએ એ પુસ્તકને "સાચી વિવેચનાના સાચા અભ્યાસીને ભારે અગત્યનું" કરીને દર્શાવ્યું છે. આપણા કવિઓને તેમજ વિવેચકોને એ 'Essays' સારી પેઠે વાંચવા હું ભલામણ કરું છું

કવિતા એ કળા છે, એ કળાનું મુખ્ય કાર્ય સત્યનું સૌંદર્ય અને સૌંદર્યનું સત્ય ઊંડી હૃદયોર્મિથી દર્શાવવાનું છે. અર્થઘનત્વ, ચિંતન, કલ્પનાનાં ઉડ્ડયન, ઉપમા આદિ અલંકાર એ બધાં માત્ર કવિતાનાં ગૌણ અંગો છે. કવિતામાં સૌંદર્ય અને સત્ય (જે બન્ને પણ એકમેકના પર્યાય જેવાં છે)—એ બન્નેની સ્થાપનાનું જ મુખ્ય કાર્ય છે. અને એ સત્ય સૌંદર્ય તેના સુંદર સ્વાભાવિક દેહમાં એટલે પદ્યમાં સાંગોપાંગ ઉતરે તેમ કવિએ પોતાનું કવન કરવાનું છે. આજ સુધીના બધા કાવ્યશાસ્ત્રીઓએ અને મહાવિવેચકોએ એ જ મુખ્ય વસ્તુ પર ભાર મૂકયો છે. માટે જ હું વારંવાર કહું છું કે પ્રતિભાને નામે તેમ જ અર્થઘનત્વ ને ચિંતનને નામે જે નવા ફતવાઓ કેટલાક કવિઓ અને તેમના મિત્ર વિવેચકો માત્ર પોતાની અધૂરી શક્તિનો બચાવ કરવા વખતો વખત બહાર પાડે છે તે કવિતાના ખરા સ્વરૂપને તેમજ તેના વિકાસને હાનિકારક છે.

કવિ તો સમાજની જીભ છે. સમાજનાં સુખદુઃખ, તેની આશાઅભિલાષા, તેનાં ધ્યેયો ને આદર્શો—એ સૌને વાચા આપનાર છે. ગમે તે રસમાં કવિ કવન કરે, પણ આખરે તો તેની કળા સૌન્દર્યદર્શક હોવાથી તે અંતે તો આનંદ જ આપે છે. જે કવિ પોતાનું ગમે તેવું ઉચ્ચ કવન એ રસિક સમાજને આનંદ આપતું કરી શકે, તેનું જ કવન, તેની જ ... તેવી રીતે કવિતા અમર રહી શકે, ગમે તેવી રીતે કવિતા

ઉચ્ચાર્યાથી કે લખ્યાથી ને પુસ્તકમાં છપાયાથી અમર થઈ શકતી નથી. એ તો શ્રવણ કીધાથી કે વાંચ્યાથી સમાજના હૃદયમાં ઉતરી ત્યાંથી તેનો પડઘો પડાવે અને જમાને જમાને કે યુગેયુગે તે મુખપરંપરા પાછી ઉભળકાથી ઉચ્ચારાતી જાય, ત્યારે જ કવિતા અમર થાય ને કહેવાય.

કવિતાની ભાષા માટે પણ કવિએ ઘણું સમજવાનું છે. ભાષા શિષ્ટ જોઇએ, લોકોત્તર જોઇએ એ ખરું, પણ તે ભાષા એવી ન જોઇએ કે જે સમાજના ઉચ્ચ વર્ગની શિષ્ટ ભાષાથી કે સાહિત્યના મોટા ભાગના શિષ્ટ લેખકોની ભાષાથી પણ અકારણ અધરી હોય. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાંથી થઈ છે. સંસ્કૃતનું શરણું ગુજરાતી ભાષાને લેવું પડે તે સ્વાભાવિક છે, પણ જ્યાં સુધી કોઈ પણ અર્થને દર્શાવતો શુદ્ધ ગુજરાતી શબ્દ ભાષામાં હોય ત્યાં સુધી તે અર્થ દર્શાવતો બીજો નવો ને અપરિચિત સંસ્કૃત શબ્દ લાવવાનું કશું કારણ નથી. ગુજરાતી ભાષાને પોતાનું વ્યક્તિત્વ છે, અને ગુજરાતીમાં આપણે લખીએ તો એ વ્યક્તિત્વ આપણે વફાદારીથી જાળવવું જોઇએ. આપણે સંસ્કૃત ભાષાના અભ્યાસી કે વિદ્વાન પણ હોઈએ, પણ તેથી જ્યારે ગુજરાતીમાં આપણે લખીએ ત્યારે તો શુદ્ધ-ગુજરાતી—ગુજરાતી જ લખવું જોઇએ. એને બારોબાર સંસ્કૃત શબ્દોથી જ લાદીએ તો ગુજરાતી ભાષા શુદ્ધ રૂપે ગુજરાતી રહેતી નથી, અને તે સંસ્કૃત કહેવાતી નથી. સંસ્કૃતના વિદ્વાન હોવાનો મિથ્યા દંભ બિચારા ગુજરાતી સમાજ આગળ કરતાં તેને એવી ભાષા ન જ સમજાય ને તે કવિતા વાંચવી જ મૂકી દે, તો તેને અભણ કે અરસિક કહેવામાં આપણી વિદ્વત્તાનું સાર્થક્ય નથી. આવી ભાષા ગુજરાતીને નામે લખ્યા કરતાં તો સંસ્કૃતમાં જ કવિતા લખાય તો ત્યાં સંસ્કૃત વિદ્વત્તાનું ખરું તોલન થાય. અર્થઘનત્વ કાંઈ સંસ્કૃત શબ્દથી વિશેષ આવી જતું નથી, કે લાઘવને નામે અપરિચિત સંસ્કૃત શબ્દોના સમાસ યોજ્યાથી કવિતાનું કે લેખનું સાર્થક્ય થતું નથી. અંગ્રેજી કવિતામાં આવી લીટીએ લીટીએ શુદ્ધ લાટિન શબ્દો-લાટિન વ્યાકરણમાં-મુકાયેલા કોઇએ જોયા છે? કે એવી ભાષારચનાથી કવિતા કે લેખ ઉચ્ચ પ્રતિના ગણી શકાશે? આપણી નવી કવિતાને વળગેલો આ વ્યર્થ મોહ જ્યાં સુધી છૂટશે નહીં, ત્યાં સુધી તે કદી પણ શિષ્ટ સમાજમાં તેની પોતાની કવિતા તરીકે પ્રવેશ પામી શકશે નહીં. જીવનમાં કે સાહિત્યમાં કોઇ પણ જાતનો દંભ તેના પોતાના જ વ્યક્તિત્વને હાનિકારક છે. એવી વાણી હૃદયની સચ્ચાઇની નહીં પણ બુદ્ધિના દંભની જ છે. કવિતાથી સમાજને જે આનંદમય કેળવણી મળવી જોઇએ, અને તેના સંસ્કારઘનની જે વૃદ્ધિ થવી જોઇએ, તે કવિતાની આવી ફોગટ વિલક્ષણ ને દાંભિક ભાષાથી થતી નથી. અને સમાજ પછી આવી કવિતા જોતાં જ પોતાનું મોં વાળી લે છે.

એક બીજી વસ્તુ પર કવિઓનું લક્ષ ખેંચવાનું વ્યાજબી લેખાશે. આજના મોટે ભાગેના નવીન કવિઓની ભાષાશૈલીમાં અને પદ્યરચનામાં એટલું બધું સામ્ય દેખાય છે, કે તેમાં કવિનું વ્યક્તિત્વ દટાઇ જાય છે. પ્રત્યેક કવિનું વ્યક્તિત્વ જ એની પોતાની પ્રતિભાનું પ્રતીક છે. તેની ખાસ ટંકશાળની તે મહોરછાપ છે. આપણા આગળ પડતા નવીન કવિઓની મોટે ભાગેની કવિતાઓને આપણે ભેળવી નાખીએ, અને તેમે પછી

અંગાર્ડ જેણે વાંચી જ ન હોય તેવા વાચકને તે આપીને કહીએ કે આમાંથી અમુક કવિનાં કાવ્યો જુદાં પાડો તો તે તેને મુશ્કેલ લાગશે. એક જ ઢાળના શિક્ષણના ને માર્ગદર્શનના, તેમજ લઘુગુરુનાં ખોખાંમાં કોઇ પણ રીતે પેલા 'અર્થઘન' વિચારને સમાવી દેવાના પરિણામરૂપે આ વ્યક્તિત્વહીન કવિતાનાં રૂપ જામે છે. અથવા અમુક પ્રતિસ્પર્ધીએ યા મિત્રે અમુક વિષય પર અમુક છંદમાં અમુક કવિતા લખી તો તેવી જ કવિતા લખવાની સ્પર્ધા અમુક કવિમાં જાગ્યાથી એવી વ્યક્તિત્વહીન કવિતાઓ લખાય છે. મારો કોઇ પણ નાના બંધુની ગર્વહાનિને માટે હું આ કહેતો નથી. પણ કવિનાના વિષયમાં જે જે મુખ્ય વસ્તુઓ કવિને તેની પ્રતિભા ઝળહળાવવાને અગત્યની છે, તે પર તેમનું ધ્યાન ખેંચવાની મારી ફરજ છે. હું તો એટલું જ ચાહું છું, પ્રામાણિકપણે ઇચ્છું છું, કે અમારી પાછળ આવેલા ને આવતા આ કવિબંધુઓ કવિતાના સીધા ધોરી પંથે જ રહીને પોતાની જીવનયાત્રાને ધન્ય બનાવે, અને આડકેડીઓમાં પડી પોતાની પ્રતિભાને છિન્નભિન્ન કરીને પોતાને તેમ જ ગુર્જરદેવીને અન્યાય કરતા અટકે. મનુષ્યસ્વભાવોચિત વિરોધ ને મિથ્યા હઠાગ્રહ છતાં પણ હું તો એ સર્વ બંધુઓનું કલ્યાણ જ વાંછું છું. ભારતભરમાં તેમજ જગતના સાહિત્યમાં એ બંધુઓની સૌની નહીં તો થોડાઓની કીર્તિ પણ આપણી ગુર્જર સાહિત્યદેવીનું મુખ ઊંચું ને હસતું રાખે, એ જ અભિલાષાથી હું બધું સ્પષ્ટતાથી ને નિખાલસતાથી કહું છું.

છેવટે આપણા દેશના સમર્થ સંસ્કૃત કાવ્યટીકાકાર મમ્મટ ભટ્ટ ના "કાવ્યપ્રકાશ" ગ્રંથમાંનો જાણીતો શ્લોક સર્વકાલ માટે કવિઓને માર્ગદર્શન રૂપ છે. તેજ હું પાછો ટાંકું છું.

> शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
> काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥

એટલે "કવિત્વબીજરૂપ શક્તિ, સ્થાવર જંગમ લોકશાસ્ત્ર, કાવ્ય વગેરેના વિમર્શથી (એટલે વિચાર, અવલોકન ને અધ્યયનથી) આવતી નિપુણતા, કાવ્ય કરવાની અને સમજવાની શક્તિવાળાના ઉપદેશથી યથેષ્ટ અભ્યાસ એ સર્વ કાવ્યના ઉદ્‌ભવમાં કારણરૂપ છે." એમાં જણાવેલા 'શાસ્ત્ર" શબ્દમાં છંદ, વ્યાકરણ, શબ્દકોષ, કલા, ધર્મ અર્થ, કામ, મોક્ષ, પશુ, પ્રાણી, નિસર્ગ ઇત્યાદિનો પણ અભ્યાસ સમાઇ જાય છે, એમ મમ્મટ કહે છે. આપણા નવીન કવિઓ તો કહે છે કે રચનાકળા ગૌણ છે, તેની પરવા નથી. અમ પ્રતિભા હોય તો ઘણું છે. પણ પ્રતિભાનો ખરો અર્થ નહીં સમજ્યાથી જ આવું બોલાય છે. પ્રતિભાને પૂર્ણ રીતે ઉતારવા માટે ને તેનો વાણીદેહ ઘડવા માટે આ બધી વસ્તુઓની જરૂર છે. નિયમોથી કાંઇ પ્રતિભા ઉત્પન્ન થતી નથી એ સત્ય વાત છે, પણ પ્રતિભાને પ્રદીપ્ત કરવા માટે આ બધા નિયમો જાળવવાની આવશ્યકતા છે. પ્રત્યેક કળા તેના નિયમો જાળવ્યાથી જ સધાય છે. ગમે તેમ લીસોટા પાડ્યાથી, ગમે તેમ છીણી મારીથી, ગમે તેમ આલાપ કર્યાથી, કે ગમે તેમ શબ્દો ગોઠવ્યાથી ચિત્ર, શિલ્પ, સંગીત કે કવિતાની કલા સધાતી નથી. વ્યવસ્થાથી જ કુશળ ને સૌંદર્યપ્રદીપ્ત કૃતિ નીપજે છે. મારા કવિ બંધુઓ! કવિતામંદિરને સુંદર ને પુણ્યમય

કરો ને રાખો, તો જ તેમાં તમારી પ્રતિભાદેવીનાં સ્વરૂપ અને આનંદમય દર્શન સૌને મળશે. અને તમે પણ ધન્ય બનશો। કવિ ભવભૂતિએ કહ્યા પ્રમાણે अमृतामात्मन कलाम। એટલે કવિતા એ આત્માની અમૃતસ્વરૂપ એટલે અમર કલા છે. તેને સર્વાંગસુંદર સર્જીને અમર સ્વરૂપ આપો! વાગ્દેવીના ઉત્તમ પૂજકને એથી વધુ ધન્ય શું હોઇ શકે?

## આપણા સાહિત્યમાં વિવેચનકલાનો ઇતિહાસ

કવિતાના વિષય સાથે વિવેચનકલાને પરાપૂર્વથી સંબંધ રહેતો આવ્યો છે, એટલે આપણે હવે આપણા સાહિત્યમાં તેનાં અનેક અંગોની ખીલવણી થાય છે તે વેળા આપણું વિવેચનસાહિત્ય કેવી રીતે પોતાનું કાર્ય બજાવે છે તે સહજ જોઇ જઇએ. કવિના યા લેખકના સર્જનનું હાર્દ બરાબર રીતે સમજીને, તેને સ્પષ્ટ કરી, તેનાં ગુણદોષોનું શાસ્ત્રીય પરીક્ષણ સહૃદયતાથી અને તટસ્થતાથી કરવું એ વિવેચકનું મુખ્ય કાર્ય છે. વિવેચક જો પોતાનું વિવેચન એ ધોરણે કરે તો મોટે ભાગે તે સૌને સંતોષ અને માર્ગદર્શન પણ આપી શકે. પણ દુર્ભાગ્યે એવા ખરા વિવેચક બહુ દુર્લભ જણાય છે. મનુષ્યસ્વભાવ જ્યાં ત્યાં પોતાનું માથું તો ઊંચક્યા જ કરે છે, એટલે એ સ્વભાવના દોષોથી અમુક વિવેચન ખરડાતું પણ જાય છે અને વિવેચકના પોતાના પૂર્વગ્રહો એના વિવેચનને સર્વગ્રાહી અને ખરેખરું સહૃદય થવા દેતા નથી; વળી વિચારની, જાતની સિદ્ધાંતની રુચિની સમતા જેમ સંસારમાં તેમ સાહિત્યમાં પણ જુદા જુદા વર્ગ પાડી દે છે, એટલે સામાન્ય મનુષ્યસ્વભાવની નિર્બળતાને વશ થઈ જુદા જુદા વર્ગના વિવેચકોએ જુદા જુદા વર્ગના લેખકની તેમ જ વિવેચકોની પણ સામે પડી જાય છે, અને વાગ્યુદ્ધ ક્યાંકવી ઉભી થાય છે. એ સામાન્ય નિર્બળતાથી પાર જઇને જે વિવેચક આરંભમાં જણાવેલી સહૃદયતા અને તટસ્થતા મુખ્યત્વે જાળવી રાખીને પોતાના ન્યાયાસનને દીપાવે, તે જ વિવેચક ખરો વિવેચક છે, ને તે જ આપણા માનને પાત્ર છે. વિવેચકનું કાર્ય વિવરણનું તેમ જ માર્ગદર્શનનું છે, તે એણે કદી ભૂલવું જોઇએ નહીં. એના વિવરણમાં એ સહૃદયતા ને તટસ્થતા ભુલી જાય અને વિરુદ્ધ પક્ષના લેખકની કૃતિ છે માટે તેને તો ઝાટકી જ નાખવી જોઇએ એવી વૃત્તિ એ ધારણ કરે, તો એ ન્યાયાસન ઉપરથી સરી પડી માત્ર પક્ષકાર વકીલની જગ્યા પર આવી પડે છે, અને તેમ કરતાં એનું પવિત્ર કાર્ય જે માર્ગદર્શન તે એ શુદ્ધ હૃદયે કરી શકતો નથી; કિંવા એ માર્ગદર્શન કરે છે તો તેની લેખનકટુતાથી લેખક કચવાઇને તે તરફ પોતાની પીઠ ફેરવે છે એટલે એ માર્ગદર્શન અફળ જાય છે. છેલ્લાં પંદરેક વર્ષથી આપણા લેખકોમાં આ ફરિયાદ સર્વવ્યાપી થઇ ગઈ છે, અને મને તો એ માટે પુષ્કળ પત્રો યોગમથી મળ્યા જ કરે છે. ઓગણીસમી સદીના આપણા જાણીતા વિવેચક નવલરામ સર્વ વર્ગમાં પ્રિય થઈ શક્યા અને સર્વ તરફથી માન મેળવી શક્યા, તે તેમના વિવેચનોના ઉપર જણાવેલા મુખ્ય ગુણો સહૃદયતા અને તટસ્થતાને આભારી હતું. આજની આગળ વધેલી વિદ્યા અને કેળવણી અને તે મેળવવાનાં સુલભ સાધનોને લીધે આપણા આજના કેટલાક વિવેચકોની વિદ્વત્તા નવલરામથી વિશેષ હશે, પણ એકાદ બે અપવાદ સિવાય નવલરામના વિવેચક તરીકેના પ્રધાન ગુણોની તો તેમનામાં ન્યૂનતા જ છે એમ

કહેવામાં સત્ય વસ્તુનાં જ દર્શન થાય છે. એવા વિવેચકો માટે પ્રો. સેઇન્ટ્સબરી અંગ્રેજ મર્મભાષીકવિ પોપનાં નીચલાં સચોટ વચનો ટાંકે છે.

A bad critic is a more dangerous person than a bad poet, and true taste is as uncommon as true genius Bad critics are made by various causes, from ignorance and party spirit to personal animus.

એટલે અપવિવેચક એ તો અપકવિ કરતાં પણ વિશેષ હાનિકારક છે અને (પેલી કહેવાતી) સદ્રુચિ પણ સત્પ્રતિભા જેવી જ વિરલ છે વળી 'એવા અપવિવેચકો અનભિજ્ઞતા અને પક્ષપાતથી માંડી અંગત અદાવત સુધીનાં વિધવિધ કારણોને લીધે બને છે.'

ખરા વિવેચકનાં લક્ષણો માટે સેઇન્ટ્સબરી ગઈ સદીના ઉત્તરાર્ધના જાણીતા અંગ્રેજ વિવેચક વોલ્ટર પેટરનાં વચનો ટાંકી બતાવે છે.

To feel the virtue of the poet, or the painter to disengage it, to set it forth, these are the three stages of the critic's duty.

એટલે કવિના યા ચિત્રકારના ગુણધર્મ સાથે સમભાવ સાધવો, તે ગુણધર્મને છૂટા પાડવો, તેને પ્રગટ કરી દર્શાવવો, એ ત્રણ તબક્કામાં વિવેચકનો ધર્મ સમાયેલો છે.

મેં ઉપર કહ્યું તેમ આપણા વિવેચનસાહિત્યમાં તો મોટે ભાગે પક્ષપાત જ કામ કરતો હોય એવો આપણા કવિઓને અને લેખકોને કડવો અનુભવ છે પોતાને મોટા સ્વયંસ્થાપિત વિવેચક પોતાને મોઢેજ કહીને પછી મિત્રોની કે પોતાના પક્ષના લેખકોની કૃતિઓને 'શ્રાવતી' ઠરાવવી. જે દુર્ભાગ્યે આખરે 'દશકવતી' તો શું પણ 'વર્ષવતી' પણ રહેતી નથી—અને વિરુદ્ધ પક્ષનાને કે અંગત અભાવના ને પરકોમનાને કે મોટાને ખખેર્યાથી પોતે મોટા બની જશે, એવા ખોટા ખ્યાલનો ભોગ બનેલા લેખકની ગમે તેવી કૃતિને હીણી ને ફેંકી દેવા જેવી કહી બતાવવી, એ સાચા વિવેચકનાં લક્ષણ જ નથી એવાં ઝેરભર્યાં અપવિવેચનોની આપણા લેખકોએ પરવા જ કરવી નહીં જોઈએ. જે કાવ્યમાં કે લેખમાં સામર્થ્ય હશે ને જેમાં કાળ સામે ટકવાનો ગુણ હશે તેને એવી હીનવિવેચના કશું કરી શકવાની નથી.

પ્રભુકૃપાએ નવલરામ પછી આ ચાલુ સદીમાં આ ણા સર્વ આધુનિક વિવેચકો ને લેખકોના ગુરુ જેવા આપણા ખરા સાક્ષર અને સૌના વિવેચક શ્રી આનંદશંકર ધ્રુવ આપણી વચ્ચે હજી હૈયાત છે, અને એમની એ પૂર્વ પશ્ચિમનાં સાહિત્યોનો ધર્મ્ય સમન્વય કરતી વિવેચનાની વિભૂતિ આપણે ત્યાં ઉગી છે, અને તે એમની પછી આપણા

ઉત્તમ વિવેચક શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીમાં પલ્લવિત પણ થતી જાય છે. સમાજને તેમ જ લેખકને એમ બંનેને ઉપકારક અને માર્ગદર્શક થાય એવી એમની વિવેચના છે. શ્રી. આનંદશંકરે પોતાના "મહાભારતનો પ્રધાનરસ" નામના લેખમાં કહ્યું છે તેમ "સહૃદયતા, વિદ્વત્તા, અનુભવ, વિશાળ દૃષ્ટિ અને નિષ્પક્ષપાતતા—એ પૂર્વક જે અવલોકન થાય તે હંમેશાં ઉત્તમ જ થાય, અને એટલા ગુણો આવા અવલોકનકારમાં અવશ્ય હોવા જોઈએ." આ બધા ગુણો આપણા અન્ય વિવેચકો પણ કેળવે અને સાહિત્યની શુદ્ધિ અને વૃદ્ધિને અર્થે નિર્મળ સાત્વિક બુદ્ધિથી વિવેચન કરે તો જે અસંતોષ આપણા નાનાથી મોટા લેખકોને મોટે ભાગે હજી રહે છે, અને જે નાહકની કડવાશ અપવિવેચનો પાછળ રહી જાય છે તે ઉત્પન્ન થાય જ નહિં.

બીજું આપણા કવિઓને અને લેખકોને પણ કહેવાનું છે કે ગમે તેવા વિવેચકનું એક લેખક માટેનું કથન કે મત કાંઈ સર્વકાળ માટે સાહિત્યપ્રદેશમાં "બાબાવાક્યં પ્રમાણં" ગણી લેવાનું નથી. સાહિત્યનો ઇતિહાસ ખુલ્લું બતાવે છે કે એવા ઘણા અભિપ્રાયો ઉલટાઈ ગયા છે, વિવેચકના મતો પણ ભુલાઈ ગયા છે; અને લેખકની તે કૃતિ પોતાના મૂળ સામર્થ્યથી તેની પછીના જમાનાઓને આનંદ ને બોધ આપતી અખંડ પ્રકાશતી રહી છે. લેખકમાં સામર્થ્ય હશે તો તેની કૃતિને એવું કોઈ દુષ્ટ વિવેચન હાનિ કરી શકવાનું નથી. વિવેચન એ કાંઈ નિરપેક્ષ સત્ય નથી. જુદા જુદા વિવેચકો એક જ કૃતિનું જુદા જુદા દષ્ટિબિંદુથી પોતાની વિદ્યા ને શક્તિને આધારે જુદી જુદી રીતે વિવેચન કરે છે. આવું વિવેચન સદ્‌વિવેચન હોય તો પણ તેને અબાધિત સત્ય તરીકે ગણી લેવાનું નથી. પ્રસિદ્ધ ફ્રેન્ચ સાહિત્યકાર આનાતોલ ફ્રાન્સ કહે છે કે, "જ્યારે હું કહું છું કે, શેકસપિયર યા રાસીનના ઉપર વિવેચન કરવા જાઉં છું ત્યારે મારા કહેવાનો ભાવાર્થ એ જ છે કે શેકસપિયર અને રાસીનના સંબંધમાં મારા પોતાને માટે હું કહેવા ઇચ્છું છું કે" આ માર્મિક કથન વિવેચનની સત્ય મર્યાદા બતાવી આપે છે.

તમામ સાહિત્ય દીવામાંથી દીવા થાય તેમ ઉત્પન્ન થયેલું છે. છેક જૂનામાં જૂના ગ્રંથો પણ તેની પૂર્વેના અજ્ઞાત પુરોગામીના કથનના આધારે જ લખાયેલા છે. મહાભારત કે રામાયણ કહો, ઇલિયડ કે શાહનામું કહો: એ કોઈ કેવળ મૌલિક ગ્રંથો નથી. જે કથાઓ, ઉક્તિઓ, નોંધો વગેરે પરાપૂર્વથી ઉતરી આવેલી, તેનો જ ઉપયોગ એ મહાગ્રંથોના કર્તાઓએ પણ કરેલો છે. કાળક્રમે તેમાં સુધારાવધારા પણ અનેક લેખકોએ કરેલા છે. કોઈ વિવેચક પણ ખુદ પોતાના વિવેચનને મૌલિક કહી શકવાનો નથી. તેના લેખો માટે પણ તે અનેક પુરોગામી વિવેચકોનો આભારી છે. શેકસપીઅર, મિલ્ટન, શેલી કે ટેનિસનની કૃતિઓમાં, કે આપણા નરસિંહ મહેતા, શામળ, પ્રેમાનંદ, દયારામ ને બીજા કવિઓની કૃતિઓમાં પોતાના પુરોગામીઓની સંસ્કૃત ને હિંદી કવિઓની તેમ જ ગુજરાતી કવિઓની–કૃતિઓમાંથી થોકબંધ પંક્તિઓ, કલ્પનાઓ, ઉપમાઓ અને ચિંતનકણિકાઓ ઉતારેની છે; એ તો શું, ખુદ ભગવદ્‌ગીતામાં પણ ઉપનિષદ્‌ના શ્લોકોની પંક્તિઓ કે ચરણો એમનાં એમ લેવાયેલાં છે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની કવિતાઓમાં કબીર, ચંડીદાસ, ગૌરાંગ તેમજ

શેલી, ટેનિસન વગેરે પુરોગામીઓની બારોબાર ઉક્તિઓ છે. આપણા વિવેચકો કોઈ પણ નાના મોટા લેખકની કૃતિઓમાં એવી ઉક્તિઓ શોધવા તુરત જાય છે, કે એ એક લાકડીથી તેની પીઠ ખંખેરી શકે ને પોતે તેનો ગર્વ લઈ શકે. પણ એમ જોઈશું તો સાહિત્યકારોની આખી ન્યાત એ વિવેચકો સુદ્ધાંની પરાપૂર્વથી 'ચોરો'ની જ બનેલી છે! પણ ખૂબી તો એ છે કે આ દુનિયામાં નાના ચોરો દંડાય છે, અને મોટા ચોરો આખાં રાજ્યો લૂંટીને પોતે પાછા રાજા બને છે!

આ ચોરી પકડવાની રમત સાથે એક બીજી રમત પણ અસમર્થ કે અંગત અદાવતથી જળતા વિવેચકો રમે છે. એક કૃતિ જો તેના વિરોધી પક્ષકાર તરફની હોય, તે શિષ્ટ સમાજમાં લોકપ્રિય થઈ પડી હોય, તેણે પોતાનું વિશિષ્ટ સ્થાન પણ મેળવ્યું હોય તો આપણો આ જાતનો આધુનિક વિવેચક મહાદંભથી કહેશે કે "સાપેક્ષ રીતે જોતાં આ કૃતિ ઘણી સારી લાગે છે, પણ નિરપેક્ષ રીતે નિહાળતાં તે ઉતરતી પંક્તિની જણાય છે!" શા માટે, તે તો એ વિવેચક જ જાણે! સાહિત્યમાં આ સાપેક્ષતા-નિરપેક્ષતાનો સિદ્ધાંત પશ્ચિમના કોઈ લેખકના વિધાનમાંથી ઉંચકી લેવાયેલો છે. આ સૃષ્ટિમાં કશું જ નિરપેક્ષ નથી તો સાહિત્યકૃતિને કેવી રીતે પરીક્ષી શકાય? તમામ વસ્તુનું મૂલ્યાંકન સાપેક્ષતાથી જ થઈ શકે છે. અનિષ્ટ જોઈએ અને જાણીએ તો જ ઈષ્ટને આપણે સમજી શકીએ છીએ. આવા નિરપેક્ષતાના ખોટા વિધાનથી વિવેચક સામાન્ય જનને છેતરવાનો ખેલ કરી શકશે, પણ સાહિત્યનો અનુભવી અભ્યાસી તો એવી ઉક્તિઓ સાંભળીને વિવેચકની બુદ્ધિ પર હાસ્ય જ લાવશે.

આજના આપણા કેટલાક વિવેચકોમાં મહાગાહ જેવો એક પ્રશ્ન ઉભો થયો છે, અને તેમાં હવે કેટલાક વિવેચક પોતાને 'કવિ' ગણાવવાનો ને કહેવડાવવાનો આગ્રહ લઈ બેઠા છે, તે જોઈને રમૂજ ઉપજે છે. એક પક્ષનું કહેવું છે કે વિવેચક સર્જક પણ છે, તેથી 'કવિ' કહેવો જોઈએ,' યા કવિ જેવો તેને ગણવો જોઈએ. સામાન્ય અવલોકન કરનારાઓને કોઈક તિરસ્કારમાં વિવેચક 'વિવેચકપદેચ્છુ' કહે તે તો સમજાય તેવી વાત છે, પણ કવિતા નહીં પણ માત્ર વિવેચન કરનારને હવે કેટલાક વિવેચકો 'કવિ' કહેવડાવવાનો આગ્રહ રાખે છે, તે તો આપણી સાદી સમજમાં આવતું નથી. વિવેચકનું પદ શું એટલું હીણું છે કે એ વિવેચકો હવે પોતે 'કવિપદેચ્છુ' થઈ નીકળ્યા છે? આવા કથનમાં ને અભિલાષામાં એક વાત ગર્ભિત રીતે સાબિત થાય છે કે કવિનું સ્થાન વિવેચકથી ઉપર છે. તેથી જ વિવેચક કવિપદેચ્છુ થવા નીકળ્યો છે!

આપણે પ્રથમ પૂછીએ કે સાહિત્યલેખનને શું વિવેચનની અનિવાર્ય જરૂર છે? જો એ અગત્ય અનિવાર્ય હોત તો મહાભારતકાર, ઇલિયડકાર અને પૂર્વ યુગના તથા મહાયુગના કવિઓ અને સાહિત્યકારો શું કોઈ વિવેચકોથી આગળ વધ્યા ને ઝળહળી શક્યા? એટલે સાહિત્યમાં વિવેચનની કળા કાંઈ અનિવાર્ય કળા નથી. પ્રસિદ્ધ વિવેચક એફ. ઈ. લ્યુકાસ સ્પષ્ટ કહે છે કે વિવેચની કળા એ એક ઉપકળા (Minor art) માત્ર છે એને પ્રધાનપણે જીવન સાથે નહિ પણ બીજી કળાઓ સાથે કામ છે અને કળાઓને

સમજવાનું ને સમજાવવાનું તેનું મુખ્ય કાર્ય છે. વિવેચનના ઘણા પ્રકાર છે, અને તે સાધારણ અભિપ્રાયથી માંડી સર્જક વિવેચન સુધીમાં સમાઇ જાય છે. એનો પ્રકાર ગમે તેટલો ઊંચો થાય ને કહેવાય છતાં તે કવિતા તો નહીં જ બને. આ જાતનો ભ્રમ અંગ્રેજીમાં કવિતાને સર્જન કહેવાથી, અને નવલ, નવલિકા અને બીજાં કલ્પનામય સાહિત્યને પણ સર્જન ગણવાથી ખોટી રીતે ઊભો થાય છે. જેમ આપણે ત્યાં સંસ્કૃત સહિત્યમાં તમામ કલ્પનામય સર્જનને "કાવ્ય" ગણ્યું છે, તેથી પદ્યમાં તેમ જ ગદ્યમાં પણ લખાયેલા એવા કલ્પનામય લેખોને એક સામાન્ય નામ "કાવ્ય"નું અપાયું છે, તેમ આં પણ પશ્ચિમના સાહિત્યમાં બન્યું છે, પણ બધાં જ સર્જન કદી કવિતા કહેવાશે? અંગ્રેજી શબ્દ Poetryની વ્યુત્પત્તિ Poco: I make હું સર્જું છું, એ ધાતુ પરથી નીકળી છે, પણ આપણા દેશના જૂનામાં જૂના સંસ્કૃત સાહિત્યમાં "કવિ" એટલે તો "દ્રષ્ટા"–Seer કહેવાય છે. સૂર્ય સ્વયં પ્રકાશિત છે પણ ચંદ્ર તો એ સૂર્યના પ્રકાશને ઝીલીને ઓછીવત્તી કળાથી એ પ્રકાશને પોતામાં ધારણ કરીને પૃથ્વીને તે પાછો દર્શાવે છે. એમ કરવામાં તેની કળા સ્વાભાવિક છે, સર્જક પણ છે, પણ તેથી ચાંદની તે કદી તડકો થઈ શકશે? આ ભેદ સમજાય તો આ ઝઘડાનું મૂળ પતી જાય.

કલ્પનાની અગોચર ભૂમિમાંથી ચૈતન્યનો અલૌકિક આનંદ જે ખરો કવિ એટલે દ્રષ્ટા પોતાની વિલક્ષણ વાણીમાં ઉતારે છે તે એ બધા બીજા સર્જકોથી ભિન્ન જ છે, અને ભિન્ન જ રહેવાનો. જ્યારે એરિસ્ટોટલ, લોન્જિનસ, ડ્રાઇડન, સેઈન્ટ્સબરી, મિલ્ટન અને રીચર્ડ્સ આદિને પશ્ચિમનો સાહિત્યસમાજ શુદ્ધ કવિ તરીકે સ્વીકારશે અને બોલાવશે, ત્યારે આપણે પણ આપણા એ કવિપદેચ્છુ ઉત્સાહી વિવેચકોને "કવિ" કહેવા માંડીશું. હાલ તો તેમણે જરા ધીરજ રાખવી જરૂરની છે, પુનમનો ચાંદ પણ કદી સૂરજ કહેવાતો કે થતો નથી.

છેવટે, આપણા વિવેચકોને એક ખાસ વિનંતી કરવાની છે. વિવેચનનાં જે ખરાં લક્ષણો છે, તેને ન્યાય આપવા વિદ્યમાન લેખકોની કૃતિઓને મિત્રોની ને વિરોધીઓની ગણતાં–જે માનવ નિર્બળતા સહજ ઉભરી આવે છે ને ચોમેર કડવાશ ઉપજાવે છે, તેને બદલે આપણા સદ્‌ગત–શિષ્ટ કવિઓની સમગ્ર કવિતાપ્રવૃત્તિની તેમ જ શિષ્ટ ગદ્યલેખકોની ગદ્યકૃતિઓની સહૃદયતાથી ને નિષ્પક્ષપાતતાથી વિવેચના કરે. અંગ્રેજીમાં જહોન્સને, પ્રિમલીએ, કોલરિજે, હેઝલીટે, મૅથ્યુ આર્નોલ્ડે, વિલ્યમ રોસેતીએ, વ્હીને, સ્ટોપફર્ડ બ્રુકે–વગેરે અનેક વિવેચકોએ જેમ મોટા કવિઓની ને લેખકોની કૃતિઓની સાંગોપાંગ વિવેચના આખા પુસ્તકોમાં કીધેલી છે, તેવી વિવેચના આપણા વિવેચકો કરે, તો તે તેમની ખરી શક્તિઓને પ્રગટ કરવાનો અવકાશ આપે અને આપણા સાહિત્યનો પણ આપણા શિષ્ટ લેખકોને ને કવિઓને સંપૂર્ણ પરિચય મળે. આવા વિવેચનમાં પક્ષપાત, અંગત અદાવત વગેરે શુદ્ધ વિવેચનનાં વિઘાતક તત્ત્વોને સ્થાન જ નહીં રહે, અને જે કવિની તમામ કૃતિઓની રસ, કલા, ઇતિહાસ આદિ અનેક દૃષ્ટિબિંદુઓથી તપાસ લેવાય, તે કવિને પણ પૂરતો ન્યાય મળે. આવા ખરા અને અનેક દૃષ્ટિબિંદુઓથી લખાયેલા અનેક અંગ્રેજી વિવેચનગ્રંથો આદર્શ તરીકે

મોજૂદ છે, અને તેનો ઉપયોગ આપણા વિવેચકો કરી શકે. વિવેચકે તો સદા કલાના વિષયમાં સંશોધન કરવું, મહાકર્તાઓની લેખનકલાનું રસથી પૃથક્કરણ કરવું, તેની ખુબીઓને પ્રકાશ આપવો, તેના દોષોને સહજ આંગળી ચીંધીને વિવેકથી દર્શાવવા, સાહિત્યના ને કલાના મહાસિદ્ધાંતોનું પ્રતિપાદન કરવું દુનિયાના સાહિત્યમાં જે કાંઈ ઉત્તમ છે તે જ નહીં, પણ જે સારું ને અનુસરણ કરવા યોગ્ય હોય તે પણ બતાવીને આગળ પાડવું,— ટૂંકમાં ચૈતન્યની બધી પુણ્યવૃત્તિને પ્રકાશ આપવો જેથી જે અનિષ્ટ છે તે સાહિત્યકાર તજી દે અને જે ઇષ્ટ છે તે જ ગ્રહે, ને દુનિયાને ઉપકારક થાય. વિવેચકે તો સાહિત્યના દ્વારપાળનું જ નહીં પણ મંત્રીનું, ભોમિયાનું ને સલાહકારનું પણ કાર્ય કરવાનું ને સાધવાનું છે.

### નાટ્ય સાહિત્ય

હવે આપણે સર્જનસાહિત્યનાં બીજાં અંગોની સ્થિતિ પણ જોઇએ. વર્ષોથી ઘણો ઉહાપોહ થતો આવે છે છતાં હજી પણ આપણે ત્યાં સાંગોપાંગ ખરાં નાટકો—ખરા ડ્રામા સર્જાતા નથી. સાહિત્યના ઉંચા અંશો કે કવિત્વ કોઈ નાટકમાં વિશેષ હશે, તો તેમાં ક્રિયાવહન બહુ દુર્બળ હશે, અને તે નાટકના જીવનના આધારરૂપ ક્રિયાવહન વિના માત્ર શ્રાવ્ય નાટ્યલેખન જ બની રહે છે. કેટલાંક નાનાં નાનાં ભજવવા લાયક નાટકો આપણા યુવાન લેખકોએ પ્રગટ કર્યાં છે, પણ હજી તે નાટકકંપનીઓને કે પ્રજાજનોને બહુ આકર્ષી શકતાં નથી. નાટકની કળા પૂરેપૂરી સમજવા માટે એને લગતું પૂર્વ—પશ્ચિમનું સાહિત્ય લેખકોએ પ્રથમ સારી પેઠે વાંચીને પચાવવું જોઇએ. નાટકમાં કવિત્વ ઉપરાંત નૃત્ય, સંગીત, સંવાદ, પાત્રસૃષ્ટિ, ક્રિયાવહનમાં વસ્તુનો વિકાસ, જનસ્વભાવનું અવલોકન એમ ઘણા અંગોનો સમાવેશ થાય છે. અને એ બધાં અંગોને વિરલ કલાથી સાધીને સજીવન રાખવાં પડે છે.

આપણે ત્યાં સદ્‌ગત સાક્ષર શ્રી કેશવલાલ ધ્રુવે સંસ્કૃત નાટકોના સમર્થ ને સચોટ અનુવાદ કરેલા છે, તે જૂના નાટકોની પદ્ધતિનો ખ્યાલ આપણને પૂરેપૂરો આપે છે. નાટકો સંસ્કૃતમાં ગદ્ય પદ્ય બન્નેમાં લખાયેલાં છે, તેમજ અંગ્રેજીમાં પણ છે શેક્સપીઅરે તેમજ બીજા યુરોપીય કવિઓએ આખાં નાટકો પદ્યમાં અખંડ-પદ્યમાં લખેલાં છે, તેવાં નાટક હજી આપણે ત્યાં લખાયાં નથી. અપદ્યાગદ્યમાં આપણા શ્રી નાનાલાલ દલપતરામે એમનાં બધાં જ નાટકો લખેલાં છે. પણ અપદ્યાગદ્ય તે પદ્ય નથી, પદ્યાભાસ છે. એમાં કવિત્વ ઊંચા પ્રકારનું છે, પણ તે શુદ્ધ કવિતાસ્વરૂપમાં પરિણમતું નથી તે જ ખેદ છે. એમાં ક્રિયાવહન બહુધા મંદ વહે છે. મહિનાઓ અને વર્ષો સુધી જે નાટકના પ્રયોગ પ્રજાજનની માગથી થયા જ કરે, તેમાં જ હરેક નાટકની રચનાકલાની સફળતા છે. ઊંચા કવિત્વની ને ઊંચી કલાની પૂરી કદર કરવા જેટલો આપણો પ્રેક્ષકવર્ગ હજી કેળવાયો નથી.

આપણા નવીન કવિઓ ને સર્જક લેખકો ખરાં દૃશ્ય નાટકો રચવામાં સફળ થાય ને તે નાટકો આપણાં કેટલાંક સાહિત્યમંડળો કે ખાનગી મિત્રમંડળો રસિક રીતે

ઉપરા ઉપર ભજવી બતાવે તો જ સામાન્ય પ્રેક્ષક વર્ગમાં સારાં નાટકો જોવાનો શોખ ઉત્પન્ન થાય. હાલ તો આ સ્થિતિ બહુ જ નાના વર્તુળમાં પ્રયોગશીલ રહી છે આપણા ધનવાન કલાશોખીનોએ નાટ્યકલાની વૃદ્ધિ માટે લેખકને તેમ જ કલામંડળોને આર્થિક સહાય આપવી જોઇએ. દરેક દેશમાં કલાને તથા કલાકારોને ત્યાંના ધનવાનો તરફથી મદદ ને ઉત્તેજન મળતાં રહે છે. શ્રી અને ગી–લક્ષ્મી અને સરસ્વતી એ બન્ને બેનોનું સખ્ય જે દેશમાં સ્નેહભર્યું રહે તે દેશ ી ઉન્નતિ ને પ્રગતિ થતી જ રહે છે.

## નવલકથા ને નવલિકાનું સાહિત્ય

નવલકથા અને નવલિકા એ બધા દેશના સાહિત્યકારોનો પ્રિય વિષય છે. માનવસંસારના અનુભવોની ને આદર્શોની વાતો અજ્ઞાત કાળથી ઉતરતી આવે છે, અને માનવહૃદયનું એ કૌતુક કદી વિલુપ્ત થઇ શકશે નહીં. એ વાતો કહેવાના પ્રકાર યુગે યુગે ફેરવાતા જ રહ્યા છે. હાલના રૂપની નવલકથા અને નવલિકાનો ઉદ્દ્ભવ યુરોપિય સાહિત્યમાં થયો છે ને છેલ્લી બે સદીમાં તે અદ્દ્ભુત વિકાસ પામ્યો છે. ધાર્મિક, ઐતિહાસિક સામાજિક, વૈજ્ઞાનિક આદિ અનેક મુખ્ય વિષય એ વાર્તા કહેવાના બન્યા છે, અને હવે તેમાં માનસશાસ્ત્રથી જુદા જુદા માનવભાવોનું અન્વેષણ કરતી વાર્તાઓ લખાય છે. નવલકથાનું ફલક મોટું વિસ્તારવાળું છે ને તેમાં પાત્રસૃષ્ટિનો વિકાસ કાર્યકારણદ્વારા થતો જાય છે. તેમાં અનેક વિષયો ચર્ચી શકાય છે. અનેક પાત્રોની ને અનેક બનાવોની આખી સૃષ્ટિ જ તેમાં નવી રચાય છે. નાટ્યકલામાં તેમજ નવલકથામાં પણ ક્રિયા જ પ્રધાનપદે રહેછે, અને કર્તાનો આદેશ કે બોધ પડદા પાછળ રહી ક્રિયામાં જ સ્વાભાવિકપણે ફલિત થાય છે ખુલ્લો ઉપદેશ બન્નેની કલા માટે વર્જ્ય છે. ક્રિયાના પ્રવાહમાં રસ અખંડ રહે અને વાંચકને કે શ્રોતાને તેમાં તલ્લીન કરીને લેખકની કલા તેને આગળ લેતી જાય, તેમાં જ એ કલાની સિદ્ધિ છે.

છેલ્લાં થોડાંક વર્ષોથી આપણા સાહિત્યમાં નવલકથાનો વેગ કાંઇક ધીમો પડેલો લાગે છે. ગઈ સદીના અંતભાગમાં 'સરસ્વતીચંદ્ર' જેવી અમર મહાનવલકથા આપણા સાહિત્યને મળી, તે પછી આપણા વિજયી જ્યોતિર્ધર શ્રી કનૈયાલાલ મુનશીની "ગુજરાતનો નાથ" ને બીજી નવલકથાઓએ આપણા સાહિત્યનું ગૌરવ વધાર્યું. બીજા ઘણા પ્રતિષ્ઠિત લેખકોએ પણ તેમાં સાથ પૂર્યો છે, પણ 'ગુજરાતનો નાથ' પછી બે દાયકે પાછી બે સુંદર ને ઉચ્ચ ઐતિહાસિક નવલકથાઓ શ્રી મુનશીની 'જય સોમનાથ' અને શ્રી ધૂમકેતુની 'ચૌલાદેવી' હમણાં જ સન ૧૯૪૦માં પ્રગટ થઇ છે. એ બન્નેમાં ઊંચુ કથાવિધાન, શિષ્ટ પાત્રસૃષ્ટિ અને વેગવતી ક્રિયા છે. લગભગ એક જ પ્રસંગ ને એક જ કાળની ઉપર આ બન્ને નવલકથાઓ રચાયેલી છે, એટલે એમાં આપણને આપણા એ બન્ને પ્રતિભાશાળી લેખકોની કલા તેમની ઉતરતી ઊંમરમાં પાછી કેવી જુદી જુદી રીતે પલ્લવિત થઇ છે અને તેમાં એ બન્નેના વ્યક્તિત્વ વિભિન્ન રીતે કેવી વિવિધ છાપ મારે છે, તે જોવા–તપાસવામાં આનંદ આવે છે. શ્રી રમણલાલ દેસાઈની અને ચુનીલાલ વર્ધમાન શાહની નવલકથાઓ પણ ગણનાને પાત્ર છે

નવલિકા સાહિત્યમાં જ સૌથી મોટો વિકાસ ને મોટી ભરતી આવેલી જણાય છે. બહુ ભાગે તો વિદેશી નવલિકાઓ ઉપરથી જ આપણી મોટે ભાગની નવલિકાઓનાં રૂપ ઘડાયાં છે, અને ઘણીમાં તો તેના લેખકોની ગમે તેવી ચાતુરી છતાં વિદેશી રીતરિવાજોના કે ધાર્મિક માન્યતાના પડઘા પણ ઉઠે છે. પણ એ તો દુનિયાના તમામ સાહિત્યમાં બને છે. આપણા નવીન કવિઓએ પણ નવલિકા સાહિત્યમાં ઝૂકાવ્યું છે, ને તેમાં કોઈ સુંદર કૃતિઓ સર્જી છે, પણ એ સર્વ પાઠની સૂક્ષ્મ તપાસ લેતાં તો હજી યે આપણા ઉત્તમ પ્રતિભાશાળી નવલિકાકાર શ્રી ધૂમકેતુ પોતાનું સ્થાન સાચવી રહ્યા છે. નવલિકાનું ક્ષેત્ર નાનું હોવાથી અને તેના વિસ્તારની મર્યાદા ટૂંકી હોવાથી તેનું સફળ સર્જન કરવા માટે તે કર્તા પાસેથી વધારે ઉચ્ચ કલાની સાધના માગી લે છે. આ તો દુનિયામાં જાણીતી વાત છે કે ભારતદેશના વતનીઓ વાર્તા કહેવાની કળામાં સૌંથી ઉત્તમ હતા, એટલે વાર્તાનો આ પ્રકાર જે યુરોપમાં જન્મ પામ્યો છે ને ત્યાં જે રીતે વિકાસ પામ્યો છે, તે જોઇને આપણા હિંદી લેખકો નવલિકાની કલામાં પણ પાછા પડે તેમ નથી. બીજાં થોડાં વર્ષોમાં આપણે ત્યાં એ ક્ષેત્રની લીલા પૂરેપુરી વિકસશે અને વિશ્વસાહિત્યમાં પણ પોતાનું સ્થાન લેશે એવી મને શ્રદ્ધા છે. કવિતામાં 'એપીક' અને 'લીરિક' વચ્ચે જે મહત્વનો ફેર છે, લગભગ તેવો જ ફેર નવલકથા અને નવલિકામાં છે, તે આ ઉગતા વાર્તાકારો બરાબર સમજે તો બસ છે. એક મહાકલામંડિત—અનેક મોટાં નાનાં રત્નોથી મઢેલો સુવર્ણમુગટ છે, બીજી સુંદર રત્નજડિત કનકની વીંટી છે.

### ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન આદિ બીજાં અંગો

સર્જનકલાનાં મુખ્ય અંગો ઉપર જોઈ ગયા પછી આપણા સાહિત્યમાં ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, પુરાતત્વ, જીવનચરિત્ર, પ્રવાસ, શિક્ષણ, હુન્નરઉદ્યોગ, રાજતંત્ર આદિ અનેક શાખાઓમાં કેટલુંક સારું કામ થઈ રહ્યું છે, પણ હજી એ બધી અગત્યની દિશાઓમાં આપણા સુશિક્ષિત યુવક વર્ગનું આકર્ષણ થતું નથી. કવિતા અને વાર્તાનાં સામે મોટે સુલભ ક્ષેત્રોમાં જ યુવકો મોટે ભાગે રસ રાખે છે, પણ ઉપર કહેલાં ઇતિહાસ આદિ સાહિત્યનાં અંગોમાં વિદ્વત્તાની, સંશોધનની ને ખરા ઉદ્યોગની અગત્ય પડે છે. મરાઠીમાં ને હિન્દીમાં આ અંગોની ખીલવણી માટે આજકાલ ઘણું થઈ રહ્યું છે, ને ત્યાં કેટલાક ખરેખર ધુરંધર વિદ્વાનો એ ક્ષેત્રો પાછળ મંડી ગયા છે ને તેમણે કેટલાંક ઉપયોગી કાર્ય કર્યું છે. સાહિત્યની સર્વ શાખાઓ ચોમેરથી ખીલવી જ જોઈએ. આજે દુનિયામાં તેમ આપણા ગરીબ દેશમાં બેકારી ઘણી વધી ગયેલી છે, તે વખતે આપણા વિદ્વાનો ઉદ્યોગહુન્નરનું શાસ્ત્ર ખીલવે અને તે પર આપણા યુવક વર્ગનું ધ્યાન દોરવે, તો તેથી એ યુવકોને તેમજ આપણા દેશને આર્થિક લાભ પણ થાય અને દેશની સમગ્ર ઉન્નતિ થતાં તે પાછો આપણા સાહિત્યને પણ પુષ્ટિ આપે.

ઇતિહાસ અને સંશોધનના ક્ષેત્રમાં આપણા થોડાક યુવાન વિદ્વાનો સારું કામ કરી રહ્યા છે, તેમાં શ્રી રત્નમણિરાવ ભીમરાવ, શ્રી મંજુલાલ મઝમુદાર, શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી કેશવરામ શાસ્ત્રી, શ્રી ભોગીલાલ સાંડેસરા, શ્રી ધનપ્રસાદ મુનશી, શ્રી શેખ ઉમર મહમદ કોકિલ, શ્રી ઇમામુદ્દીન દરગાહવાળા આદિ મુખ્યપણે તરી આવે છે. એવા ઘણા

ઉત્સાહી સંશોધકોની આપણને ઘણી જરૂર છે. આપણા વૃદ્ધ વિદ્વાન પંડિત જિન વિજયજી, પંડિત બેચરદાસ દોશી જેવાઓ હજી પણ આપણા સાહિત્યની શાસ્ત્રીય શાળામાં બહુ ઉપયોગી કાર્ય કરી રહ્યા છે. એ સૌના શ્રમની નોંધ લેવાની અને એ કાર્યની દોરી લઈને તેને આગળ ધપાવવા બીજા વિદ્વાનોને વિનવવાની હું જરૂર જોઉં છું. આપણે ત્યાં હવે 'ભારતીય વિદ્યાભવન' જેવી મહા સંસ્થા સ્થપાઈ છે, તે મારફતે આપણી વિદ્યા અને સંસ્કૃતિના વિકાસની હવે બહુ આશા રહે છે. આપણા કુશળ સ્નાતકો ને ઉગતા વિદ્વાનો એ કાર્યમાં પોતાના પ્રામાણિક ને ઉત્સાહી શ્રમનો ભાગ આપે તો આપણા સાહિત્યની ચોમેરથી આનંદદાયિની વૃદ્ધિ થવા પામે.

ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય, સંગીત, નૃત્ય આદિ લલિતકલાઓના સાહિત્યની પણ ઘણી અગત્ય છે. હમણાં હમણાં આપણી 'ફાર્બસ સાહિત્ય સભા' તેમજ બીજી સભાઓ પણ સ્થાપત્ય વગેરે કલાઓ પર વિખ્યાત વિદ્વાનો પાસે વ્યાખ્યાનો અપાવે છે. પણ આપણને તો એ બધા વિષયો પર શાસ્ત્રીય ગ્રંથો જોઈએ છે. કેવળ સ્વતંત્ર ગ્રંથ હમણાં ન અપાય તો અંગ્રેજીમાં એ કલાઓ ઉપર ઘણા શાસ્ત્રીય ગ્રંથો લખાયેલા છે, તેના સુલભ ને સરલ અનુવાદો આપણી સાહિત્યસભાઓ સારા લેખકોને વેતન કે ઈનામ આપીને કરાવી શકે.

### લલિતકલાના શાસ્ત્રીય ગ્રંથો

નાટ્યકલા, અભિનયકલા, ચિત્રકલા આદિ વિષયો પર કરાંચીના વિદ્વાન પારસી લેખક શ્રી ફિરોઝશાહ રૂસ્તમજી મહેતાએ ઊંડા અભ્યાસથી સ્વતંત્ર પુસ્તકો લખ્યાં છે તેમ જ માસિકોમાં લેખો લખ્યા છે તેની નોંધ લેતાં મને આનંદ થાય છે. હું જાણું છું કે શ્રી ફિરોઝશાહ મહેતાએ જીવનભર આ વિષયોનો ઘણો ઊંડો અભ્યાસ કરેલો છે. તેમની ભાષા પણ ગુજરાતી વિદ્વાનને છાજે તેવી શુદ્ધ ને પ્રૌઢ છે. પોતાના વિષયને એમણે ઉંડાણથી છણેલો છે અને ઝીણામાં ઝીણી વિગતો આપીને તે સમજાવેલો છે. એવા અનેક ગ્રંથો આપણને જોઈએ છે. એવા શાસ્ત્રીય ગ્રંથોના લેખકોની સામાન્ય વાચકવર્ગમાં કદર થઈ શકતી નથી પણ તેમને આપણી ધનવાન સાહિત્ય સંસ્થાઓએ ઉત્તેજન અને આર્થિક સહાય આપવી જોઈએ. માત્ર પોતાને વિનંતિ કરે કે પોતાના અધિકારીઓની લાગવગ મેળવી શકે તેવા જ લેખકો પાસેથી નહીં, પણ જે લેખકો શ્રી ફિરોઝશાહ જેવાના અભ્યાસથી શાસ્ત્રીય ગ્રંથો લખવાની શક્તિ ધરાવતા હોય તેવાઓને શોધીને આમંત્રણ આપીને એ કાર્ય આપણી સાહિત્યસભાઓએ ને સોસાઇટીઓએ આગળ ધપાવવું જોઈએ. બધી કલાઓનો ઉત્કર્ષ તેના શાસ્ત્રીય સંશોધનથી ને નિરૂપણથી થાય છે અને એ કામ પણ સાહિત્યને જ લાગતું છે.

### બાળસાહિત્ય

આપણા બાળસાહિત્યનો વિકાસ પણ સારી રીતે થતો જાય છે. બાળકો માટે અનેક ગ્રંથાવલિઓ પ્રગટ થતી જાય છે, વાર્તા, કવિતા, વિનોદ, પાઠ, સંગીત, ચિત્ર એમ બધું સાહિત્ય બાળકોને માટે કેટલીક સંસ્થાઓ તૈયાર કરે છે. દક્ષિણામૂર્તિ બાળસાહિત્યમાળા તો આપણા સદ્ગત બાળશિક્ષણશાસ્ત્રી ગિજુભાઈ બધેકાને હાથે જ લખાયેલી છે એટલે,

તેજ ઉત્તમ નમૂનારૂપ છે. બાળકોની એ વિરલ શિક્ષણમાળાની તો હવે સદાની ખોટ પડી છે. પણ એમણે બાળશિક્ષણ માટે જે આદર્શ બતાવીને રાહ પાડી આપ્યો છે તે માર્ગે આપણા નવા બાળશિક્ષણશાસ્ત્રીઓ જશે તો ઉપકારક જ થશે બાળકોને માટે નવાં નવાં માસિકો પણ નીકળ્યાં છે એ સર્વ પ્રવૃત્તિ કેવળ આર્થિક નહીં પણ બાળોચિત સંસ્કારવર્ધક રહે અને બાલમાનસના ખરા અભ્યાસી બનીને લેખકો લખે તો તે આપણી ભાવિપ્રજાને તેની વૃદ્ધિમાં ને પ્રગતિમાં ઘણી ઉપયોગી થઈ પડે,

ગ્રામોદ્ધારનું સાહિત્ય

ગુજરાતી સહિત્યની મુખ્ય દિશાઓ આપણે જોઈ આવ્યા. તેમાં આપણે આજુબાજુ તેમજ ઉંચે આકાશ તરફ પણ જોયું. પણ એ નવ દિશા પછી દશમી દિશા નીચેની પૃથ્વી ભણીની છે, તે જોવાની પણ આપણી ફરજ છે. આપણને આપણા મુખ્ય દેશનેતા માત્ર ઉપર આકાશે જ જોયા કરવાની ટેવમાંથી છૂટી આપણા પગ આગળની પૃથ્વીને પણ જોવાની અગત્ય બતાવે છે. વિદ્યા, કેળવણી, સંસ્કાર આદિનાં સાધનો આપણાં નાનાં મોટાં નગરોમાં પ્રમાણમાં સુલભ રીતે મળી શકે છે, પણ આપણાં ગામડાંઓ જે આપણાં નગરસિંધુઓની નદીઓ છે, તેના સાહિત્યસંસ્કાર જગાડવાની, નિભાવવાની ને વધારવાની આપણી ફરજ છે. સાહિત્યનો પ્રચાર સમાજના નીચલા થરમાં જેમ જેમ થતો જશે તેમ તેમ સાહિત્યના વિકાસમાં પણ પૂર આવતું જશે ગ્રામસુધારણા માટે આપણા ગામડાંઓના અનુભવી લેખકોએ પોતાની કલમ ચલાવવી જોઇએ. સાદી, સરળ ને રસભરી શૈલીમાં લખાય તો તે સાહિત્ય સૌનું આકર્ષણ કરે ને સૌને ઉપયોગી પણ થાય. એ વિષયમાં શ્રી ગાંધીજીની 'ગામડાંની વહારે' પુસ્તિકા સારો અંગુલિનિર્દેશ કરે છે. ગામડાંની પ્રજા તો આપણા સમાજશરીરનો કાંઠો છે. એને પોતાનાં ભાવ, અભિલાષ, ઉલ્લાસ, ભાવના આપણા જેવાં જ છે, એમના ગૃહસંસારની, ખેતીની, ઉદ્યોગની વગેરે અનેક વાતોમાં આપણા સાહિત્યકારોએ રસ લેવો જોઇએ, અને તેમના અટપટા પ્રશ્નોનું નિરાકરણ આજની વિજ્ઞાનની દૃષ્ટિએ આપણે કરવું જોઇએ. થોડાં થોડાં પુસ્તકો એ વિષય પર હવે લખાવા લાગ્યાં છે, કે અંગ્રેજી ગ્રંથોમાંથી એવા વિષયોના અનુવાદ થવા લાગ્યા છે એ સૌ સારાં ચિહ્ન છે. એ સાહિત્ય પણ હવે જરા વધારે વેગથી આપણા ગ્રામપ્રિય લેખકોએ ખીલવવું જોઇએ. આપણે આપણો જમણો હાથ આપણાથી જ્ઞાનમાં આગળ વધેલાઓના ખભા પર મૂકીને તેમની સાથે ઉપર ચઢવા ઇચ્છીએ, તેમ આપણો ડાબો હાથ આપણી પાછળ આવતા ને આપણી નીચે રહી જતા બંધુઓની આંગળી પકડવા પણ ધર્મ્ય ઇચ્છાથી કામમાં લેવો જોઇએ

બિનહિંદુ કોમોનું ગુજરાતી સાહિત્ય.

ગુજરાતમાં અનેક ધર્મના અનુયાયીઓ અસલથી વસતા આવ્યા છે તેમાં મુખ્ય પારસીઓ અને મુસ્લિમો છે. એ બંને કોમોના ભાઇઓએ ગુજરાતને પોતાનો જ દેશ ગણ્યો છે, અને તેઓ ગુજરાતની જ ગુજરાતી ભાષા બોલે છે. અને મોટે ભાગે ગુજરાતના હિંદુઓનો પહેરવેશ પણ થોડાક ફેરફાર સાથે ધારણ કરે છે. હિંદુઓના ઘણા સંસારી રીતરિવાજમાં, તેમના મોટા તહેવારો સુદ્ધાંમાં તેઓ હિંદુઓ સાથે ભાગ લઇને આનંદ

માણે છે. એ ભાઇઓની ધાર્મિક ભાષા જુદી જુદી હોવા છતાં સદીઓના નિવાસને લીધે તેમની ધરગથ્થુ ભાષા પણ ગુજરાતી જ છે એટલે ગુજરાતી જ તેમની માતૃભાષા પણ છે. ગુજરાતમાં આવી વસ્યા પછી તેમના પૂર્વજોએ ગુજરાતી બોલવા માંડી એટલે સ્વાભાવિક રીતે તેમના ધર્મગ્રંથોનાં ભાષાંતરો, તેના સાર, તેને વિષે વિચાર, એ બધું તેમને ગુજરાતી ભાષામાં જ કરવું પડ્યું. એમ કરતાં તેમની પોતાની અવેસ્તા, પહેલવી અને ફારસી અરબ્બી મૂળ ધાર્મિક ભાષામાંના ધર્મને લગતી પરિભાષાના શબ્દો તેના તે કે તેમાંથી થયેલા તદ્‌ભવ શબ્દો વાપરવા માંડયા. ગુજરાતી ભાષામાં બીજી ભાષાઓની માફક આ ઉપરાંત તુર્કી, પોર્તુગીઝ, ફ્રેન્ચ, અંગ્રેજી વગેરે ભાષાઓના શબ્દો પણ એજ કારણે ઉમેરાવા લાગ્યા. એ બધુ મળીને આજે આપણે બોલીએ છીએ ને લખીએ છીએ તે ગુજરાતી ભાષાનો દેહ ઘડાયો છે. ઉપર જણાવ્યું તેમ હિંદુઓ પોતાના લેખોમાં પોતાની ધાર્મિક ભાષા સંસ્કૃતના શબ્દો લેતા ને વાપરતા થયા તો પારસીઓ ને મુસ્લિમો ફારસી અને અરબી શબ્દોનો એજ કારણે ભાષામાં ઉપયોગ કરતા થયા. એ પરિણામ તો સ્વાભાવિક હતું.

પણ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય સ્થપાયું અને સરકારે અહીં અંગ્રેજી કેળવણીનો પાયો નાખ્યો ત્યારથી પારસીઓએ તેમનામાં હિંદુઓના જેવાં ન્યાતજાતનાં કે ઓરતોના વ્યવહારૂ બંધનો સજડ નહીં હોવાથી એ કેળવણીનો લાભ મોટા પાયા પર પોતે લીધો. પહેલું ગુજરાતી છાપું, ગુજરાતી છાપેલું પુસ્તક, વર્તમાનપત્ર, માસિક, અઠવાડિક એમ બધું જ પારસીઓએ મુંબઇ શહેરમાં ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં પ્રગટ કરવા માંડ્યું. અને એના ચાલકો ગુજરાતી ભાષાના વિદ્વાન નહોતા, પણ ઉમંગી અને સાહસિક હતા એટલે જેવી બોલી તે પોતાના ઘરમાં વાપરતા તેવી તે લેખોમાં પણ વાપરતા થયા. વળી પારસીઓની મોટે ભાગની વસ્તી મૂળમાં સુરત જીલ્લામાં જ હતી અને ત્યાં પારસીઓ મોટે ભાગે ખેતી ને વણજવેપાર કરીને પોતાનું ગુજરાન કરતા. એ ખેતીમાં ગુજરાતના અનાવલા હિંદુઓ મોટે ભાગે પારસીઓના સમાગમમાં આવતા હોવાથી એ અનાવલાઓની સુરતી ભાષા જ પારસીઓ પણ બોલતા. વેપારવણજમાં કપોળ વાણિયાભાઇઓ આગળ પડતા હતા, એ કપોળભાઇઓની સુરતી બોલી પણ પારસીઓની બોલીમાં ભળતી ગઇ; કપોળ વાણિયાઓની રેશમી જાંબુડા રંગની પાઘડી સુદ્ધાં પારસીઓ પહેરતા થયા અને તે આજે પણ બહુ પારસીઓ પહેરે છે. અને તેની ઉપરથી જ પારસીઓની કાળી છીંટની પાઘડીનો આજનો ઘાટ પણ ઉતર્યો છે.

હવે, જૂની ગુજરાતી ભાષા જે જનવર્ગમાં બોલાતી તેમાંના ઘણા શબ્દો ને તેના ઘણા મરોડો ઉત્તર ગુજરાતમાં કદિ વપરાતા જ ન હતા. પણ આજે પણ સુરત જીલ્લામાં દમણથી માંડીને ઉત્તર તરફ જતાં મેં ઉપર જણાવ્યું છે તેવી અનાવલાની ગુજરાતી બોલી જ મોટે ભાગે પ્રચલિત છે. કેળવણીથી, અભ્યાસથી, વાચનમાળાથી શિષ્ટ ગુજરાતી ભાષા આજે બંધાઇ છે તે શિષ્ટ પ્રજાજન જાહેરમાં બોલે કે લખે છે પણ ઘરમાં તો હજીએ પેની અનાવલાની બોલી જ અનાયાસે બોલાય છે, અને સામાન્ય જનસમાજ તો તેજ બોલે છે. ઓગણીસમી સદીની શરૂઆતથી સુરતની પડતી થતી ચાલી ને ત્યાંની

વસ્તી, ત્યાંના વેપારવણજ વગેરે મુંબઇ નગરીમાં વહેતાં થયાં. પારસીઓએ જાહેરમાં કલમ સૌથી વહેલી પકડી એટલે તેમણે પેલી સુરત જીલ્લાની ઘરગથ્થુ બોલીનો જ ઉપયોગ લખાણોમાં કરવા માંડયો. તે વેળાએ આપણા કોઇ હિંદુ વિદ્વાને એ આડકેડી પર ઉતરતા પ્રવાહને પાછો તેના શિષ્ટ માર્ગે વહેવડાવવાના પ્રયત્ન સરખા કર્યા નહીં, અને પારસીઓ તો વર્તમાનપત્રો, લેખો, ગ્રંથો બહાર પડતા જ ગયા ને તેમની પેલી ઘરગથ્થુ અશિષ્ટ બોલી તે તેમની ભાષા થઇ પડી.

એટલું જ નહીં, પણ પહેલાં પારસીઓનાં બાળકો હિંદુ–મુસ્લિમ બાળકો સાથે એક જ નિશાળમાં સાથે ભણતાં હતાં, તે કોઇક કોમી ભાવથી જુદાં પડી ગયાં. વ્યક્તિસ્વાતંત્ર્ય, અળગાપણું વગેરે નવા વિચારોનાં કેટલાંક વિલક્ષણ પરિણામ નીપજ્યાં, અને તેમાંથી કોમ કોમની જુદી શાળાઓ ઉઘડવા માંડી. ગુજરાતનાં ગામોમાં ને શહેરોમાં પણ સામાન્ય શાળાઓ જ હતી, અને હજી પણ ત્યાં મોટે ભાગે એ જ સ્થિતિ છે, એટલે આ સામાન્ય શાળાઓમાં હિંદુ–પારસી–મુસ્લિમોનાં બાળકો એક જ શિક્ષકના હાથ હેઠળ ગુજરાતી ભાષાનું શિક્ષણ લે ને સાથે તે જ ભાષામાં વાતો કરે તો એ જુદી જુદી કોમનાં બાળકો હોવા છતાં ભાષા તો એક જ બોલે. આપણે આજે પણ સ્પષ્ટ જોઇએ ને જાણીએ છીએ કે મુંબઇમાં પારસી બાળકો ને યુવકયુવતીઓ જે જાતનું ગુજરાતી બોલે-લખે છે તેનાથી વધુ સારૂં ને શુદ્ધ ગુજરાતી આજનાં પણ ગુજરાતનાં ગામોનાં ને નગરોનાં પારસી બાળકો ને યુવકયુવતીઓ બોલે ને લખે છે. શાળામાં ગુજરાતીનો અભ્યાસ પાયારૂપ સારી રીતે કરાય ને ત્યાં પણ ગુજરાતી બોલતાં હિંદુ બાળકો સાથે પારસીઓનાં બાળકો વાતો કરે, રમે ને સંવાદ સાધે, તો પારસીઓની બોલી હિંદુઓની બોલીથી જુદી પડી જાય નહીં. આ પ્રશ્ન મૌલિક પ્રશ્ન છે, અને પારસીઓની ગુજરાતી ભાષા સુધારવા માટે સૌથી અગત્યનો છે. આજના ગુજરાતી શિક્ષિત સમાજમાં નાનામોટાં જે ગુજરાતી ભાષા બોલે છે તે જ ભાષા પારસી બાળકોને કાને હંમેશ પડે તો તે સ્હેલાઇથી એ જ ભાષા શીખી ને બોલી શકશે. પારસી માબાપોને આ પ્રશ્ન ઉપર ધ્યાન આપવા હું વિનંતિ કરૂં છું.

બીજી મોટી ખામી આપણી મુંબઇની મોટી હાઇસ્કુલોમાં પ્રવર્તતી શુદ્ધ ગુજરાતી ભાષાના પાયારૂપ શિક્ષણ પ્રત્યેની બેદરકારી છે. એ સ્કુલોના માલિકોને અને અધિકારીઓને મેટ્રિકની પરીક્ષામાં દર સાલ વધુ ને વધુ છોકરાછોકરીઓને પસાર કરવાની જ મોટી તાલાવેલી છે. કેળવણીનો સૌથી મોટો સિદ્ધાંત માનવબાળને પૂર્ણ બુદ્ધિમાન વ્યક્તિમાં અને સમાજના ઉપયોગી અંગમાં ફેરવી નાખવાનો છે. શિક્ષણને માટે પરીક્ષા છે, પરીક્ષાને માટે શિક્ષણ નથી, એ કેળવણીનો મૂળ ભાવ જાણે આજ સ્કુલોના ચાલકોથી તેમજ બાળકોના માબાપોથી ભૂલાઇ ગયો છે. આજે તો કોઇ પણ રીતે મેટ્રિકની પરીક્ષા પસાર થવી જોઇએ, એજ કેળવણીનો અર્થ રહ્યો છે. એટલે જ મૂળ પાયાથી શિક્ષણનો ખરો ભાવ પલટાઇ ગયો છે. મેટ્રિક માટે અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ એ જ મુખ્ય વસ્તુ છે, એમ સૌ કોઇ ખોટી રીતે સમજે છે. આપણાં બાળકોના મગજનું બંધારણ ને સમજ તેમની જન્મભાષા એટલે મ તૃભાષાથી જ બંધાય છે, ને જ્યાં સુધી એ માતૃભાષાનું

પાયારૂપ શિક્ષણ આપણાં બાળકોને સારી રીતે નહીં મળે ને તે ભાષાની શુદ્ધિ જાળવવાની ધગશ તેમને નહીં રહે ત્યાં સુધી બધાં શિક્ષણ માટે તેમની વલણ એવી જ અધૂરી રહેશે. એ હાઇસ્કુલોમાં બાળકોના નીચલા વર્ગમાં ગુજરાતી ભાષાનું શિક્ષણ ઉતાવળે માત્ર લઈ-ચલાવ રીતિએ અપાય છે. એટલે મૂળથી જ ગુજરાતીનો પાયો નબળો રહી જાય છે, ને પછી તો સ્કુલના શિક્ષકો શિષ્યવર્ગને અંગ્રેજી ભાષા જ બરાબર રીતે શીખવવા પર મંડી જાય છે, પણ મારૂં તેમજ બધા માનસશાસ્ત્રીઓનું માનવું છે કે સ્વભાષાનાં વ્યાકરણ ને મરોડોની શુદ્ધિ જો એક બાળક જાળવી શકતું નથી, તો અન્ય પરદેશી ભાષાનું ગમે તેટલું શિક્ષણ લીધા છતાં તેમાં ક્યાંય ને કોઈ રીતે તે અધૂરાપણું જ દેખાડશે. દુર્ભાગ્યે આપણું તમામ શિક્ષણ હાલ તો અંગ્રેજી ભાષાના માધ્યમ વડેજ થાય છે. એટલે શિક્ષણસંસ્થાઓ તો અંગ્રેજી ભાષા પર જ બધું ધ્યાન આપવામાં રોકાય છે, અને બાળકની માતૃભાષાનો પાયો જ અધૂરો રહી જાય છે.

એમ છતાં, મુંબઈ ગુજરાતની હાઇસ્કુલોના ચાલકોને મારી વિનંતિ છે કે આપણા ભવિષ્યની બધી વાતો ધ્યાનમાં લઇને તેમણે બાળકોની પ્રાથમિક કેળવણી તેમની માતૃભાષામાં જેટલી વધારે દઢ થઇ શકે તેટલી કરવી. ગુજરાતી ભાષાનું શિક્ષણ આપણાં બાળકોને પ્રથમથી જ સારી રીતે મળવું જોઇએ. શુદ્ધ ગુજરાતી ભાષાના અધિકારી શિક્ષકો જ રોકવા જોઇએ. ઉતાવળમાં થોડુંઘણું લખતાં વાંચતાં આવડયું કે ગુજરાતીનો અભ્યાસ પૂરો થઈ ગયો, એ ચાલતી આવેલી રૂઢિમાં હવે ફેરફાર કરવાની જરૂર છે.

એ મેટ્રિક ને બી. એ, ને વકીલ. ડૉક્ટર ઇજનેર આદિ આદિ થઇને જેમ બને તેમ જલદી પોતાનાં સંતાન પરીક્ષાઓ આપી દઇને ધંધા નોકરી માટે લાયક થઈ જાય તે જ જાણે મોટે ભાગે પારસી માબાપોનું ધ્યેય થઈ પડયું છે. અને હાલની યુનિવર્સીટીના કાર્યક્રમ પ્રમાણે એ બધું શિક્ષણ અંગ્રેજીમાં જ અપાય તેથી અંગ્રેજી ભાષા જ અગત્યની ને ગુજરાતી તો નકામી એમ ગણીને હવે બહુ પારસી કુટુંબોમાં બાળકોને ગુજરાતી શીખવા દેવામાં પણ આવતાં નથી. નાનપણથી જ બાળકોને અંગ્રેજી કૉન્વેન્ટમાં, યુરોપિયન શાળાઓમાં શિક્ષણ લેવા મૂકવામાં આવે છે, એટલે પછી તેઓ દેશી ગુજરાતીને 'છટ' ગણીને પરદેશી અંગ્રેજીને જ જાણે પોતાની ભાષા ગણે છે. તેમ છતાં પારસી સંસારમાં અંગ્રેજી હજી માતૃભાષા તો નથી જ થઈ કે થઈ શકવાની પણ નથી. ઇંગ્લાંડમાં જન્મેલાં ને ઉછરેલાં ને ત્યાંની જ શાળામાં શિક્ષણ પામેલાં બાળકો પણ ગુજરાતી તો બોલે જ છે કેમકે તેમનાં માતાપિતા અને એ માતાપિતાનાં બીજાં પારસી મિત્રો ગુજરાતીમાં જ વાત કરે છે.

પારસી ગુજરાતીની અશિષ્ટ વલણ માટે પારસી વર્તમાનપત્રો કાંઈ ઓછાં જવાબદાર નથી. સો સવાસો વર્ષથી અશિષ્ટ ભાષા એ વર્તમાનપત્રો છાપતાં જ રહ્યાં ને એજ ભાષા રોજ રોજ પારસી નાનાં મોટાં વાંચતાં જ રહ્યાં, એટલે એ જ ભાષા તેમનામાં પ્રચલિત રહી. તેમ છતાં શુદ્ધ ગુજરાતીમાં લેખો ને પુસ્તકો ને કવિતા કરનારા પણ પારસીઓમાં વખતોવખત થતા જ રહ્યા છે. કેળવણી વધતાં ને હિંદુભાઈઓના

સાહિત્યની ઊંચી દશા થતી જોતાં કેટલાક પારસીઓની આંખ ઉઘડી છે અને તેમના કોમી ભાઈઓની અશિષ્ટ ગુજરાતી ભાષાથી તેમને આઘાત પણ થાય છે. શુદ્ધ ભાષા લખવાના પ્રયત્ન તો પચાસ વર્ષથી થતા જ રહ્યા છે. મને યાદ છે કે ૪૦-૫૦ વર્ષ ઉપર 'રાસ્ત ગોફતાર'માં મર્હૂમ કેખુશરો કાબરાજી તંત્રી લેખે સરળ પણ શુદ્ધ ગુજરાતી લખતા હતા. તેજ વખતમાં જહાંગીર તાલયારખાન, બહેરામજી મલબારી, રતનજી ફરામજી શેઠના, રતનજી બેપારા, દાદી તારાપોરવાળા, ફિરોજ બાટલીવાળા, બરજોરજી આપઅખત્યાર, બમનજી ફરામરોજ 'બીરબલ', સો. મ. દેસાઈ વગેરે પારસી લેખકો ને કવિઓએ શુદ્ધ ગુજરાતીને જ પોતાનું વાહન બનાવ્યું હતું. આજે કેટલાક વર્ષથી તો ઘણાં નામો એમાં ઉમેરાયાં છે. કરાંચીવાળા શ્રી ફિરોજશાહ રૂસ્તમજી મહેતા ને સોરાબ ગોળવાળા, શ્રી રતન માર્શલ, શ્રી જેહાનબક્ષ વાચ્છા, શ્રી રૂસ્તમ બ. પેમાસ્તર, શ્રી જહાંગીર માણેકજી દેસાઈ વગેરે ઘણાં નામો આપી શકાય તેમ છે. વિદ્વાન ડૉ. એરચ જે. સો. તારાપોરવાળાએ જે આખા પ્રાચીન ગુજરાતી સાહિત્યનો ઊંડો અભ્યાસ કરીને આપણા જુના શિષ્ટ કવિઓની કવિતામાંથી સુંદર ચૂંટણી કરી પ્રત્યેક કવિના જીવન ને કવન માટે સુંદર ને સચોટ નોંધ મૂકીને ત્રણ મહાગ્રંથ કલકત્તા યુનિવર્સિટી તરફથી પ્રગટ કરેલા છે. પારસી સજ્જનોએ જ નહીં પણ પારસી સન્નારીઓએ પણ હવે શુદ્ધ ગુજરાતીમાં જ લખવા માંડ્યું છે. અને તો બધી રીતે હવે પાછાં શુભ ચિહ્નો જ નજરે પડે છે. પારસી જેવી કેળવણીમાં આગળ પડતી કોમ પોતાની સ્વભાષા પ્રત્યે લાંબો વખત બેદરકાર નહીં જ રહી શકે. પારસીઓનું જાણીતું દૈનિક પત્ર "જામે જમશેદ" તેના નવા તંત્રી શ્રી અરદેશર ફિરોઝશાહ મર્ઝબાનના તંત્રીપદ હેઠળ શુદ્ધ ગુજરાતી લખવા ને છાપવા માટે હવે વિશેષ કાળજી રાખે છે. દુર્ભાગ્યે મુંબઈના દેશી અને ખાસ કરીને ગુજરાતી વર્તમાનપત્રોનાં છાપખાનાંમાં બીબાં ગોઠવનાર કાં તો મરાઠી ભાઈઓ હોય છે કે કાં તો અશિક્ષિત કે અર્ધશિક્ષિત ગુજરાતી નીચલા થરની કોમવાળા હોય છે એટલે શુદ્ધ લખાયલું હોય છતાં તે ગમે તેવી જોડણી કરીને લેખ છાપી દે છે.

મેં ઉપર કહ્યું તેમ પારસી વાંચકો રોજ રોજ તેમનાં પારસી વર્તમાનપત્રોમાં અશુદ્ધ જોડણી, અશુદ્ધ મરોડો (idioms) અશુદ્ધ વાક્યરચના વગેરે વાંચ્યા જ કરે તો તેવી અશુદ્ધિ તેમની ભાષામાં પેસી જ જાય. શુદ્ધ ગુજરાતી શીખેલા અને ગુજરાતીના પ્રેમી વાંચકોને ને લેખકોને તો આવી ભાષા અસર નહીં કરે પણ બીજાં બધાંને તો એજ ભાષા તે ખરી ભાષા હશે એમ લાગે ને પછી તેઓ તેજ ભાષાનો ઉપયોગ કરે. મેં અગાઉ ભાવનગર સાહિત્યપરિષદ વેળાએ મારા વ્યાખ્યાનમાં એ માટે ચર્ચા ને સૂચના કરેલી છે તેમજ તે પછી સને ૧૯૩૧માં મેં "ગુજરાતી ભાષા અને પારસીઓ" એ વિષય પર આખું વ્યાખ્યાન આપ્યું હતું, તેમાં પણ એ વિષય વિસ્તારથી ચર્ચેલો છે. ઉપર શાળાના શિક્ષણ માટે હું વિશેષ સૂચનાઓ કરી ગયો છું; પારસીઓ મન પર લે, અને ભાષાશુદ્ધિ એ મનની પણ શુદ્ધિનું એક દર્પણ છે તે સમજીને પોતાની ગુજરાતી ભાષા શુદ્ધ જ લખવાનો ને બોલવાનો નિશ્ચય કરે, તો પારસી ગુજરાતીનો જે અનિષ્ટ ફાંટો પડ્યો છે તે થોડાં જ વર્ષમાં નાબૂદ થાય. હું કાંઈ અકારણ સંસ્કૃત શબ્દોથી ખીચોખીચ ભરેલી ગુજરાતી ભાષાનો હિમાયતી નથી, તે સૌ હિંદુભાઈઓ

જાણે છે. મારાં કાવ્યો ગુજરાતી શિષ્ટ જનસમાજમાં પ્રસર્યાં છે, તેનું એક મુખ્ય કારણ મારી સરલ ગુજરાતી ભાષા છે. પારસી ભાઇઓ ને બહેનો એવી સરલ શિષ્ટ અને મિષ્ટ ભાષા લખે તો આખા ગુજરાતી સાહિત્યને લાભ જ થાય, અને જોતજોતામાં ચોમેરથી સાહિત્યની વૃદ્ધિ થાય.

આ કાર્યમાં ખાસ ઉત્સાહ રાખવા ને સહાય કરવા હું 'પારસી લેખકમંડળ' ને અરજ કરૂં છું. એના ઉત્સાહી આગેવાનો શ્રી પેરતનજી કાપડીઆ અને શ્રી જેહાનબક્ષ વાચ્છા ઘણું કરી શકે તેમ છે. દર માસે એક વખત પણ એ લેખકમંડળ જાહેર સભા મેળવે અને ત્યાં સારા પારસી, હિંદુ ને મુસ્લિમ લેખકો પાસે વ્યાખ્યાન કરાવે, તેમજ સાહિત્યનો અભ્યાસ વર્ગ ઉઘાડી તેમા શિષ્ટ ગુજરાતી ગદ્યપદ્ય ગ્રંથોનો પરિચય પારસી સાહિત્યકારોને કરાવે. એથી અનેક કોમો વચ્ચે ભાઇચારો પણ વધશે. અને એજ શુદ્ધ માતૃભાષાના સાહિત્યની વૃદ્ધિ ને પ્રગતિ પણ ઝપાટાભેર થશે. એ પ્રયાસોથી પારસી કોમમાં વિદ્યાજ્ઞાનની પણ વૃદ્ધિ થશે, અને સારા સાહિત્યના સંસર્ગથી કોમની પ્રગતિમાં ઘણો પ્રકાશ આવશે. હાલ હલકી જાતની અંગ્રેજી નવલકથાઓનાં ભાગ્યાંતૂટ્યાં ને અશિષ્ટ ભાષાંતરો થયા કરે છે, તે પોતાની મેળે બંધ પડશે ને સ્વતંત્ર સાહિત્ય ઉપજાવવાની શક્તિ પણ આવશે. પારસીઓને તો મોટી હિંદુ કોમ વચ્ચે જ રહેવાનું છે, તો હિંદુઓનો સ્નેહ અને તેમનું માન મેળવવા અને ટકાવવા આ ભાષાની ને સાહિત્યની એકતા અદ્દભુત કાર્ય કરી શકશે મારા હિંદુ બંધુઓ પણ એ કાર્યમાં સહાય આપે એવી તેમને પણ હું વિનંતિ કરૂં છુ.

–આપણા મુસ્લિમ ભાઇઓએ તો મૂળથી જ શુદ્ધ ગુજરાતીને અપનાવેલી છે. તેમની ભાષામાં ફારસી, અરબી કે તુર્કી મૂળના શબ્દો વિશેષ આવતા હશે, પણ બીજી રીતે ભાષાની શુદ્ધિ તો તેમણે સારી પેઠે જાળવી રાખેલી છે. ઘણા મુસ્લિમ પીર સાહેબોએ ને ભક્તોએ શુદ્ધ ગુજરાતીમા, ગુજરાતી હિંદુ ભક્તોનાં જ જેવાં ભજનો લખેલાં છે. આજે પણ મુસ્લિમ ભાઇઓ ઘણાં ગુજરાતી છાપાં ને માસિકો ચલાવે છે, તે આપણે જાણીએ છીએ, ને કેટલાક લેખકો સાદિક, શયદા, બેકાર, કોકિલ, કરીમ મહંમદ માસ્તર, ઇમામુદ્દીન દરગાહવાળા – આદિ તો કોઇ પણ હિંદુ વિદ્વાન જેવું શુદ્ધ ગુજરાતી જ લખે છે. પારસી ભાઇઓને એમનો દાખલો પણ બોધ લેવા લાયક છે. ગુજરાતી સાહિત્યની સેવા એ સૌ ભાઇઓ ખરા સ્નેહથી કરે છે અને તે સૌ આપણા માનને પાત્ર છે.

પણ હમણાં હમણાં આપણા કેટલાક વિદ્વાન મુસ્લિમ લેખકોની ગુજરાતી લેખનની ચોક્કસ નવી વલણ તરફ ધ્યાન ખેંચવાનું હું જરૂરી માનું છું. શુદ્ધ અરબ્બી કે ફારસી શબ્દોને ગુજરાતીમાં લખતાં તેના મૂળ ઉચ્ચાર ઉતારવા ગુજરાતીમાં પ્રચલિત થયેલા શબ્દોનાં રૂપ પણ તેમણે ફેરવવા માંડ્યાં છે. દાખલા તરીકે કોમને બદલે કવમ એશ ને બદલે અયશ, મુડદાને બદલે મુર્દા, ન્યામતને બદલે નેઅમત ('અ'સ્વર પણ અર્ધી જોડાક્ષરી લખાય તે હમણાં જ જાણ્યું!) ખુદાતાલાને બદલે ખુદાતઆલા, ફોજને બદલે ફૌજ, ગમને બદલે ગૈમ કે ગયમ–ઇત્યાદિ હાલના કેટલાક શુદ્ધ ગુજરાતી લખનાર મુસ્લિમ

સાહિત્યની ઊંચી દશા થતી જોતાં કેટલાક પારસીઓની આંખ ઉઘડી છે અને તેમનાં કોમી ભાઈઓની અશિષ્ટ ગુજરાતી ભાષાથી તેમને આઘાત પણ થાય છે. શુદ્ધ ભાષા લખવાના પ્રયત્ન તો પચાસ વર્ષથી થતા જ રહ્યા છે. મને યાદ છે કે ૪૦–૫૦ વર્ષ ઉપર 'રાસ્ત ગોફતાર'માં મર્હૂમ કેખુશરો કાબરાજી તંત્રી લેખે સરળ પણ શુદ્ધ ગુજરાતી લખતા હતા. તે જ વખતમાં જહાંગીર તાલયારખાન, બહેરામજી મલબારી, રતનજી ફરામજી શેઠના, રતનજી મેપોરા, દાદી તારાપોરવાળા, ફિરોજ બાટલીવાળા, બરજોરજી આપઅખત્યાર, બમનજી ફરામરોજ 'બીરબલ', સો. મ. દેસાઈ વગેરે પારસી લેખકો ને કવિઓએ શુદ્ધ ગુજરાતીને જ પોતાનું વાહન બનાવ્યું હતું. આજે કેટલાક વર્ષથી તો ઘણાં નામો એમાં ઉમેરાયાં છે. કરાંચીવાળા શ્રી ફિરોજશાહ રુસ્તમજી મહેતા ને સોરાબ ગોળવાળા, શ્રી રતન માર્શલ, શ્રી જેહાનબક્ષ વાચ્છા, શ્રી રુસ્તમ બ. પેમાસ્તર, શ્રી જહાંગીર માણેકજી દેસાઈ વગેરે ઘણાં નામો આપી શકાય તેમ છે. વિદ્વાન ડૉ. એરચ જે. સો. તારાપોરવાળાએ જે આખા પ્રાચીન ગુજરાતી સાહિત્યનો ઊંડો અભ્યાસ કરીને આપણા જુના શિષ્ટ કવિઓની કવિતામાંથી સુંદર ચૂંટણી કરી પ્રત્યેક કવિના જીવન ને કવન માટે સુંદર ને સચોટ નોંધ મૂકીને ત્રણ મહાગ્રંથ કલકત્તા યુનિવર્સિટી તરફથી પ્રગટ કરેલા છે. પારસી સજ્જનોએ જ નહીં પણ પારસી સન્નારીઓએ પણ હવે શુદ્ધ ગુજરાતીમાં જ લખવા માંડયું છે. મને તો બધી રીતે હવે પાછાં શુભ ચિહ્નો જ નજરે પડે છે. પારસી જેવી કેળવણીમાં આગળ પડતી કોમ પોતાની સ્વભાષા પ્રત્યે લાંબો વખત બેદરકાર નહીં જ રહી શકે. પારસીઓનું જાણીતું દૈનિક પત્ર "જામે જમશેદ" તેના નવા તંત્રી શ્રી અરદેશર ફિરોઝશાહ મર્ઝબાનના તંત્રીપદ હેઠળ શુદ્ધ ગુજરાતી લખવા ને છાપવા માટે હવે વિશેષ કાળજી રાખે છે. દુર્ભાગ્યે મુંબઇના દેશી અને ખાસ કરીને ગુજરાતી વર્તમાનપત્રોનાં છાપખાનાંમાં બીબાં ગોઠવનાર કાં તો મરાઠી ભાઇઓ હોય છે કે કાં તો અશિક્ષિત કે અર્ધશિક્ષિત ગુજરાતી નીચલા થરની કોમવાળા હોય છે એટલે શુદ્ધ લખાયલું હોય છતાં તે ગમે તેવી જોડણી કરીને લેખ છાપી દે છે.

મેં ઉપર કહ્યું તેમ પારસી વાંચકો રોજ રોજ તેમનાં પારસી વર્તમાનપત્રોમાં અશુદ્ધ જોડણી, અશુદ્ધ મરોડો (idioms) અશુદ્ધ વાકયરચના વગેરે વાંચ્યા જ કરે તો તેવી અશુદ્ધિ તેમની ભાષામાં પેસી જ જાય. શુદ્ધ ગુજરાતી શીખેલા અને ગુજરાતીના પ્રેમી વાંચકોને ને લેખકોને તો આવી ભાષા અસર નહીં કરે પણ બીજાં બધાંને તો એ જ ભાષા તે ખરી ભાષા હશે એમ લાગે ને પછી તેઓ તે જ ભાષાનો ઉપયોગ કરે. મેં અગાઉ ભાવનગર સાહિત્યપરિષદ વેળાએ મારા વ્યાખ્યાનમાં એ માટે ચર્ચા ને સૂચના કરેલી છે તેમ જ તે પછી સને ૧૯૩૧માં મેં "ગુજરાતી ભાષા અને પારસીઓ" એ વિષય પર આખું વ્યાખ્યાન આપ્યું હતું, તેમાં પણ એ વિષય વિસ્તારથી ચર્ચેલો છે. ઉપર શાળાના શિક્ષણ માટે હું વિશેષ સૂચનાઓ કરી ગયો છું; પારસીઓ મન પર લે, અને ભાષાશુદ્ધિ એ મનની પણ શુદ્ધિનું એક દર્પણ છે તે સમજીને પોતાની ગુજરાતી ભાષા શુદ્ધ જ લખવાનો ને બોલવાનો નિશ્ચય કરે, તો પારસી ગુજરાતીનો જે અનિષ્ટ ફાંટો પડયો છે તે થોડાં જ વર્ષમાં નાબૂદ થાય. હું કંઇ અકારણ સંસ્કૃત શબ્દોથી ખીચોખીચ ભરેલી ગુજરાતી ભાષાનો હિમાયતી નથી, તે સૌ હિંદુભાઇઓ

જાણે છે. મારાં કાવ્યો ગુજરાતી શિષ્ટ જનસમાજમાં પ્રસર્યાં છે, તેનું એક મુખ્ય કારણ મારી સરલ ગુજરાતી ભાષા છે. પારસી ભાઈઓ ને બહેનો એવી સરલ શિષ્ટ અને મિષ્ટ ભાષા લખે તો આખા ગુજરાતી સાહિત્યને લાભ જ થાય, અને જોતજોતામાં ચોમેરથી સાહિત્યની વૃદ્ધિ થાય.

આ કાર્યમાં ખાસ ઉત્સાહ રાખવા ને સહાય કરવા હું 'પારસી લેખકમંડળ' ને અરજ કરું છું. એના ઉત્સાહી આગેવાનો શ્રી પેરતનજી કાપડીઆ અને શ્રી જેહાનબક્ષ વ.ચ્છા ઘણું કરી શકે તેમ છે. દર માસે એક વખત પણ એ લેખકમંડળ જાહેર સભા મેળવે અને ત્યાં સારા પારસી, હિંદુ ને મુસ્લિમ લેખકો પાસે વ્યાખ્યાન કરાવે, તેમજ સાહિત્યનો અભ્યાસ વર્ગ ઉઘાડી તેમાં શિષ્ટ ગુજરાતી ગદ્યપદ્ય ગ્રંથોનો પરિચય પારસી સાહિત્યકારોને કરાવે. એથી અનેક કોમો વચ્ચે ભાઈચારો પણ વધશે. અને એજ શુદ્ધ માતૃભાષાના સાહિત્યની વૃદ્ધિ ને પ્રગતિ પણ ઝપાટાભેર થશે. એ પ્રયાસોથી પારસી કોમમાં વિદ્યાજ્ઞાનની પણ વૃદ્ધિ થશે, અને સારા સાહિત્યના સંસર્ગથી કોમની પ્રગતિમાં ઘણો પ્રકાશ આવશે. હાલ હલકી જાતની અંગ્રેજી નવલકથાઓનાં ભાગ્યાંતૂટ્યાં ને અશિષ્ટ ભાષાંતરો થયા કરે છે, તે પોતાની મેળે બંધ પડશે ને સ્વતંત્ર સાહિત્ય ઉપજાવવાની શક્તિ પણ આવશે. પારસીઓને તો મોટી હિંદુ કોમ વચ્ચે જ રહેવાનું છે, તો હિંદુઓનો સ્નેહ અને તેમનું માન મેળવવા અને ટકાવવા આ ભાષાની ને સાહિત્યની એકતા અદ્ભુત કાર્ય કરી શકશે મારા હિંદુ બંધુઓ પણ એ કાર્યમાં સહાય આપે એવી તેમને પણ હું વિનંતિ કરું છું.

આપણા મુસ્લિમ ભાઈઓએ તો મૂળથી જ શુદ્ધ ગુજરાતીને અપનાવેલી છે. તેમની ભાષામાં ફારસી, અરબી કે તુર્કી મૂળના શબ્દો વિશેષ આવતા હશે, પણ બીજી રીતે ભષાની શુદ્ધિ તો તેમણે સારી પેઠે જાળવી રાખેલી છે. ઘણા મુસ્લિમ પીર સાહેબોએ ને ભક્તોએ શુદ્ધ ગુજરાતીમાં, ગુજરાતી હિંદુ ભકતોનાં જ જેવાં ભજનો લખેલાં છે. આજે પણ મુસ્લિમ ભાઈઓ ઘણાં ગુજરાતી છાપાં ને માસિકો ચલાવે છે, તે આપણે જાણીએ છીએ, ને કેટલાક લેખકો સાદિક, શયદા, બેકાર, કોકિલ, કરીમ મહંમદ માસ્તર, ઇમામુદ્દીન દરગાહવાળા – આદિ તો કોઈ પણ હિંદુ વિદ્વાન જેવું શુદ્ધ ગુજરાતી જ લખે છે. પારસી ભાઈઓને એમનો દાખલો પણ બોધ લેવા લાયક છે. ગુજરાતી સાહિત્યની સેવા એ સૌ ભાઈઓ ખરા સ્નેહથી કરે છે અને તે સૌ આપણા માનને પાત્ર છે.

પણ હમણાં હમણાં આપણા કેટલાક વિદ્વાન મુસ્લિમ લેખકોની ગુજરાતી લેખનની ચોક્કસ નવી વલણ તરફ ધ્યાન ખેંચવાનું હું જરૂરી માનું છું. શુદ્ધ અરબી કે ફારસી શબ્દોને ગુજરાતીમાં લખતાં તેના મૂળ ઉચ્ચાર ઉતારવા ગુજરાતીમાં પ્રચલિત થયેલાં શબ્દોનાં રૂપ પણ તેમણે ફેરવવા માંડ્યાં છે. દાખલા તરીકે કૉમને બદલે કવમ એદ્રા ને બદલે અયશ, મુડદાને બદલે મુર્દા, ન્યામતને બદલે નેઅમત ('અ'સ્વર પણ અડધો જોડાક્ષરી લખાય તે હમણાં જ જાણ્યું!) ખુદાતાલાને બદલે ખુદાતઆલા, ફોજને બદલે ફૌજ, ગૅમને બદલે ગૈબ કે ગયબ-ઇત્યાદિ હાલના કેટલાક શુદ્ધ ગુજરાતી લખનાર મુસ્લિમ

ભાઈઓ લખે છે. પ્રત્યેક ભાષાની વર્ણમાળા ને તેનો વર્ણવિન્યાસ નોખાં નોખાં રહે છે. અને તે અમુક દેશના લોકોના સ્વાભાવિક ઉચ્ચારને અનુસરતી હોય છે. ફારસી કે અરબ્બીની વર્ણમાળા સંસ્કૃત ભાષાની અને સંસ્કૃતમાં ઉતરેલી બીજી હિંદી ભાષાની વર્ણમાળાથી જુદી છે. અને તેનો વર્ણવિન્યાસ પણ જુદો છે. ફારસી કવમ્ જેવો ઉચ્ચાર ગુજરાતી વર્ણમાળાના વાગ્વ્યાપાર પ્રમાણે 'કૉમ' જ બોલાય ને લખાય. હિંદી ઉર્દુમાં તે ઉચ્ચાર 'કૌમ' લખાય છે ને ગુજરાતીમાં પહોળા ઉચ્ચારવાળો 'કૉમ' લખાય છે. જે મુસ્લિમ ભાઈઓ ક–વ–મ કરીને લખે છે તે તો ખોટો જ પ્રયોગ છે. એ જ પ્રમાણે 'અયૂશ'નું આપણી જોડણીમાં 'ઐશ' થયું ને તેમાં 'એ'નો પહોળો ઉચ્ચાર થાય છે, ગમે તે બીજી ભાષામાંથી કોઈ શબ્દ આવે તે તેને અપનાવતી ભાષાની ઉચ્ચાર વિધિમાં ને વાગ્વ્યાપાર પ્રમાણે થતી લેખનવિધિમાં જ પરિણમે છે, ને તેના જ નિયમને અનુસરીને લખી શકાય છે. જો આ વાત પર આપણા નેક મુસ્લિમ લેખકો જરા વધુ ઊંડો વિચાર કરશે તો આ સત્ય તેમને જરૂર સમજાશે. એટલે ગુજરાતી ઉચ્ચારવિધિ ને લેખનવિધિ પ્રમાણે એક પરદેશી ભાષાનો શબ્દ રૂઢ અને પ્રચલિત થઇ ગયો, પછી પાછો તેને તેની મૂળ ભાષા પ્રમાણે લખવાનો કે ઉચ્ચારવાનો પ્રયત્ન કરવો એ કંઇ ઠીક કહેવાય નહીં. આપણી રૂઢ જોડણી પ્રમાણે જ એ બધા શબ્દો લખવાની હું તેમને વિનંતિ કરૂં છું. એમ નહીં થાય તો પ્રત્યેક લેખક મનસ્વી જોડણી કરવા પ્રેરાશે ને પછી પરિણામે ભાષાના લેખનમાં અરાજકતા પ્રસરશે.

હમણાં હમણાં મુસ્લિમ યુવકો ગુજરાતી સાહિત્યમાં ઘણો રસ લઈ રહ્યા છે તે બહુ આનંદની વાત છે. સાપ્તાહિકો, માસિકો વગેરે પણ તેઓ શુદ્ધ ગુજરાતીમાં ચલાવે છે. વળી ઉર્દુ ગઝલને શુદ્ધ સ્વરૂપમાં અને કંઈક મોટા પાયા પર દાખલ કરવા પણ તેઓ શ્રમ લઈ રહ્યા છે. વખતો વખત તેઓ કવિઓના–શાયરોના મેળાવડા પણ કરે છે, ને ત્યાં ઉગતા કવિઓની શક્તિની પણ કસોટી કરે છે. ફારસી અરબી અને ઉર્દુ સાહિત્યમાં એવી ઘણી વસ્તુઓ છે જે ગુજરાતીમાં આણવા જેવી છે. હિંદુ, પારસી અને મુસ્લિમ કોમોનું સાહિત્યસખ્ય આ દેશનું ઐક્ય વધારવામાં ઘણું ઉપયોગનું છે અને ત્રિવેણીસંગમ આગળ પ્રયાગની જેવી તીર્થરૂપ પૂજ્યતા છે તેવી આ ત્રિવેણીસંગમથી પણ ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી પ્રજા તીર્થરૂપ બનો, અને ભારતના અન્ય પ્રાંતોને દૃષ્ટાંતરૂપ થાઓ એજ આપણી અભિલાષા છે.

## ગુજરાતી સાહિત્ય પરિષદની વૃદ્ધિ માટેના વિચાર

આપણા વર્તમાન સાહિત્યનાં મુખ્ય અંગોની કંઇક તપાસ આપણે ઉપર લઇ આવ્યા પછી હવે એ સાહિત્યની વૃદ્ધિ અને પ્રગતિ માટે આપણે આ સાહિત્યપરિષદની છેલ્લાં પાંત્રીસ વર્ષથી સ્થાપના કીધી છે તેને અંગે પણ વિચાર કરી લઇએ. સાહિત્ય-પરિષદ કંઇ વિદ્વાનો, સાક્ષરો કે કવિઓને ઉત્પન્ન કરનારી સંસ્થા નથી, પણ એ સૌના કાર્યમાં ઉત્સાહ પ્રેરી આપણા સાહિત્યની સર્વ દિશાએ વૃદ્ધિ ને પ્રગતિ થાય તેની તે કાળજી રાખી શકે. શરૂઆતના નવા ચીલા પર ચાલતાં કેટલીક ઠોકરો ખવાય કે સંઘર્ષણ થાય, એ સ્વાભાવિક છે. ઘણાં વર્ષો સુધી તો બંધારણના પ્રશ્ન ઉપર કંઇ કંઇ

વિસંવાદ ઉપજવા પામ્યા હતા, પણ હવે તો બધું ઠેકાણે પડી ગયું છે. બંધારણ ગમે તેવું પણ તે આપણે જ સૌએ બાંધેલું છે, તે યાદ રાખવાનું છે. એમાં કાંઇ દોષ દેખાય તે વખતો વખત સેવાભાવે સુધારવાનું કામ આપણું જ છે. દુનિયાનું કોઇ પણ મંડળ સંપૂર્ણ બંધારણ આ સર્વતૃપ્તિસંપન્ન બંધારણ કરી કે મેળવી શકતું નથી. તેમાં કાળક્રમે સુધારા વધારા થતા જ રહે છે. પણ એક વેળા એ બંધારણ થયું, પછી તો સૌએ તેને માન આપીને જ વર્તવું ઘટે છે. સાહિત્યપરિષદ એ હવે સર્વ ગુજરાતી સાહિત્યકારોનું પવિત્ર મંદિર છે, અને એ મંદિરમાં સાક્ષાત સરસ્વતી દેવી આપણા પૂજ્ય સ્થાને છે, એવો પવિત્ર ભાવ આપણા હૃદયમાં વસવો જોઇએ. પ્રત્યેક સંસ્થાને તેના અધિકારીઓ, સેવકો ને સહાયકો હોય છે, અને એ સૌએ પવિત્ર ભાવથી પોતાની સંસ્થાની વૃદ્ધિ માટે વિચાર અને યોજના કરવાં જોઇએ. અધિકારીઓને તેમજ સેવકોને આપણે જ ચૂંટીએ છીએ. કોઇ પોતાની યોગ્યતાનુસાર આપણે હાથે અધિકારી થશે તો બીજા સેવકો બનશે. અધિકારી પણ પોતે ઉત્તમ સેવક બનીને પોતાનો ધર્મ જ બજાવશે. જાહેર સંસ્થાની કાર્યપદ્ધતિ પર ટીકા તો થતી જ રહેશે કેમકે એ તો અખા ભગતે કહ્યું છે કેઃ—

ગામ વચ્ચે ખોદાવો કૂવો, સૌના મનની મરજી જુઓ;
કોઇ ઊંડો કે પહોળો કહે, સૌનું મન રાજી નવ રહે,

તેમ રૂચિરૂચિનો ને મતમતનો ભેદ છે. પણ એ બધા ભેદ વચ્ચે સ્નેહસેવાનો દોરો રહેશે તો તેમાં એ બધા વિચારોના દાણા પરોવાઇને તેની સુંદર માળા બની શકશે, આપણે તો સેવા કરીને જ છૂટવાનું છે. જો શુદ્ધ અને પવિત્ર સેવા જ આપણે અર્પણ કરીશું તો પરિષદના ગમે તેવા અધિકારીને પણ તે પ્રિય જ થઈ પડશે. 'મનુષ્યમાત્ર દોષપાત્ર છે' તેમ પરિષદના અધિકારી પણ કોઈ કોઈ વેળા દોષપાત્ર હશે, પણ આપણે માત્ર દોષને જ ચીંધ્યા કરીશું તો તેમાંથી વિખવાદ જ ઉત્પન્ન થશે. પ્રત્યેક સંસ્થાને ટીકા આવકારપાત્ર જ થવી જોઇએ, પણ એ ટીકા માત્ર દોષદર્શન રૂપે નહીં પણ રચનાત્મક થાય તો કોઇને તેથી વસમું નહીં લાગે, અને પરિષદના કાર્યમાં વૃદ્ધિ થવા સાથે એ ટીકાકારને પણ જશ મળે. વ્યક્તિની કે સમષ્ટિની ટીકા થવી એ તો તેની કૃતિના જીવનની સક્રિયતા જ બતાવે છે. એમાં કોઇને નાનમ લેવા જેવું નથી. કૂવાનું પાણી ગળાશે તો કૂવો સ્વચ્છ જ થશે. પરિષદની સંસ્થામાંથી રોટી ને મીઠાઈ મિષ્ટાન્ન મેળવવાની આશાથી નહીં, પરિષદની વૃદ્ધિ કરવાના શુભ આશયથી જ જે કોઇ યોજના પરિષદ પાસે મૂકાય તે જ પરિષદને હિતરૂપ થઇ શકે. ગુજરાતી સાહિત્યકાર તો "ગુજરાતી સાહિત્યપરિષદ"નું જ એક અંગ છે, એટલે સાહિત્યપરિષદની આબરૂ તે સાહિત્યકારની જ આબરૂ છે. આપણે બધાં એટલું જ સમજીએ તો બસ છે.

આપણે બે ત્રણ કે ચાર વર્ષે આમ સત્ર દિન ભેગા મળીને, ભાષણો કરીને, થોડો ઝઘડો કરીને, તેમજ ગાનતાન નાટકખેલ, રાસગરબા, પ્રદર્શન વગેરેનો આનંદ લઇને પાછા વાટે પડી જઇએ, અને પરિષદ પાછી બેત્રણ વર્ષ સુધી સ્વસ્થ કે સમાધિસ્થ થાય એ બહુ ઇચ્છવાજોગ નથી. એવા મેળાવડા તો આપણે ઘડી ઘડી અન્યત્ર મેળવીએ છીએ. સાહિત્યપરિષદ એ કોઈ મંડળની ખાનગી સંસ્થા નથી, એમાં ધર્મવાદ, કોમવાદ, સમાજવાદ, રાજવાદ,

કે બીજા કોઈ વદ નથી. એ તો ગુજરાતી ભાષા બોલતી તમામ ગુર્જર પ્રજાની સંસ્થા છે, અને પ્રભુના જે મૂળ નાદમાંથી આપણને વાણી મળી છે, અને જે વાણીના વિનિયોગથી આપણે એટલે માનવજાતિએ તમામ પ્રાણીવર્ગ પર આધિપત્ય મેળવ્યું છે, તે પવિત્ર ને શક્તિશાળી વાણીની વૃદ્ધિ મ ટેના વિચાર અને તેનું સતત ચિંતન કરવાને માટે આપણે જ નિર્માણ કરેલી એ સંસ્થા છે. સાહિત્યપરિષદનું તેજ તે જ આપણું સૌનું તેજ પણ છે.

આપણે સાહિત્યકારો સૌ પોતપોતાને માર્ગે સાહિત્યસેવા કરીએ જ છીએ, પણ જગતમાં સંઘબળ કેટલું વિશેષ કરી શકે છે, તે પણ આપણે જાણીએ છીએ. કવિ દલપતરામે કહ્યું છે તેમ

અલગ પાડીને એકડા, એકેક ધન લેનાર
સંપીને સાથે વસે, બે એકડે અગિયાર.

એટલે આપણે સાથે મળીને સંપથી ને વિચારવિનિમયથી એકને કે બેને બદલે અગ્યારગણું કામ કરી શકશું. સમાજને સાહિત્યમાં રસ લેતો કરવા માટે સંગઠિત કાર્ય કરવાની જરૂર છે, અને તે માટે સાહિત્યપરિષદની સક્રિયતા સતત ચાલુ રહે તેમ કરવાની પણ આવશ્યકતા છે.

એક વાતની આપણે પ્રથમ નોંધ લેવી જોઈએ. સાહિત્યપરિષદનો વિચાર હિંદુસ્તાનમાં આપણે અહીં જ પુણ્યસ્મરણીય રણજિતરામ વાવાભાઈને ઉદ્ભવ્યો હતો. અને તેમના શ્રમથી જ આપણે ત્યાં પ્રથમ ઈ. સ. ૧૯૦૫ મા અમદાવાદમાં પરિષદ ભરાઈ. એ પછી હિંદુસ્તાનના બીજા પ્રાંતોએ પણ સાહિત્યપરિષદ ભરી. પણ જ્યારે બંગાલમાં, મહારાષ્ટ્રમાં, યુક્ત પ્રાંતમાં, કાનડામાં વગેરે અનેક પ્રાંતોમાં વીસ, પચ્ચીસ કે તેથી વિશેષ સંમેલનો ભરાયાં છે, ત્યારે આપણે ત્યાં છત્રીસ વર્ષે હજી ચૌદમું સંમેલન ભરાય છે! એ સ્થિતિ સુધારવાનું કે હજી વધારે બગાડવાનું આપણા જ હાથમાં છે. પરિષદને બળવાળી સંસ્થા કરવી હોય તો આપણા સાહિત્યનેતાઓને વધારે સક્રિય થવું જ પડશે. પરિષદ દર વર્ષે ભરાય તો જ ઉત્સાહ ચાલુ રહે આપણે આપણી એટલે ગુજરાતીઓની કેટલીક સ્વાભાવિક શિથિલતાને વશ થઈને બે બે વર્ષે સંમેલન ભરવાનું ઠરાવ્યું, તો તેમાં પણ આપણે આપણો જ ઠરાવ પાળતા નથી. આ ચૌદમું સંમેલન લગભગ ચાર વર્ષે ભરાય છે, તે જ આપણી કાર્યપદ્ધતિનો સારો ખ્યાલ આપે છે. આપણે આગળ વધવું હોય તો આપણી અશક્તિઓનો અને આપણી શિથિલતાનો વિચાર કર્યે જ છૂટકો રહ્યો. એમાં વ્યક્તિઓની સગવડનો નહીં પણ આપણી સરસ્વતીદેવીની સતત પૂજાનો જ પ્રશ્ન છે. અને પૂજા માટે ભાવિક હૃદય જેટલું તીવ્ર અને ઉત્સાહ હશે, જેટલું ખંતીલું ને શ્રદ્ધાશીલ હશે, તેટલું જ કાર્ય પણ થઈ શકશે. આ રોજની દોડની દુનિયા કોઈ માટે થોભતી નથી. ધરતીકંપ હો કે જળપ્રલય હો, એ તો આગળ ધપતી જ જાય છે. આપણા સાહિત્યનેતાઓ આ વાત નિર્મળ હૃદયે સમજે તો આપણા સાહિત્યની પ્રગતિ ઘણી વેગવતી બને.

ગમે તેવા રાજકારણને માટે સાહિત્યની પ્રવૃત્તિને તથા પ્રગતિને રૂંધી શકાય નહીં, કારણ કે રાજકારણ તો સમયે સમયે બદલાતું રહે છે, પણ સાહિત્ય તો માનવજાતની સમગ્ર પ્રવૃત્તિ, જેમાં રાજકારણ પણ સમાઈ જાય છે, તેની નોંધ રાખતું તથા તેની પ્રગતિ માટેના વિચાર અને ચિંતન કરતું જીવનનું જ તંત્ર છે. ખરૂં છે કે પરિષદ વેળાસર નહીં ભર્યાથી સાહિત્યની વ્યક્તિગત પ્રવૃત્તિ કંઈ બંધ પડશે નહીં, પણ ઉપર જણાવેલા સાહિત્ય માટેના સંઘમળને તો તેથી હાનિ જ થશે, અને આપણી નીતિશિથિલતા એટલી પ્રકટ થશે.

ગુજરાત–બૃહદ્‌ગુજરાતના નગરોમાં અને મોટાં ગામોમાં પરિષદનું સંમેલન નિયમસર ભરી શકાય તે માટે એક સૂચના કરવાની હું રજા લઉં છું. સંમેલન સાથે કળાનું પ્રદર્શન કે નાટક જલસા કરવાની પ્રથા પડી ગઈ છે, ને તેને લીધે પણ નાણાંના ભયથી તેમ જ બીજી પ્રતિકૂળતાથી સંમેલનને અનેક નગર કે ગામડાંના સાહિત્યરસિક સજ્જનો આમંત્રણ આપી શકતા નથી. સાહિત્યને તમાશાની કશી જરૂર નથી. મોટાં નગરોના શક્તિશાળી કાર્યકરો પોતાના ઉત્સાહથી સંમેલન સાથે પ્રદર્શન, નાટક વગેરેનાં આનંદજનક અંગો સંમેલનની કાર્યવ્યવસ્થામાં ભલે ઉમેરે, પણ જ્યાં આવી સોઇ થઇ શકતી ન હોય ત્યાં તે વિના પણ ચલાવી લઇને સાહિત્યપરિષદનું સંમેલન ભરવાનો ઉત્સાહ નાનાં નગરોનાં સાહિત્યરસિકોએ પણ રાખવો જોઈએ. મુંબઈ, અમદાવાદ, સુરત, વડોદરા, નડિયાદ, રાજકોટ, ભાવનગર, લાઠી ને કરાંચી મળી માત્ર નવ નગરોમાં જ આજ સુધી સંમેલનો ભરાયાં છે. હજી ઘણાં નગરો ગુજરાતમાં છે જ્યાં સંમેલનને લઈ જવું જોઈએ. કાઠિયાવાડનાં અનેક સંસ્થાનોનાં નગરોમાં પણ સંમેલનો ભરવાં જોઈએ. ઉત્સાહ હશે તો વ્યવસ્થા તો કોઈ પણ ઠેકાણે થઈ શકશે. સાહિત્ય જેવા વિષયોમાં વ્યક્તિઓએ સ્નેહ રાખતાં જાણવું જોઈએ. સાહિત્યમાં માત્ર પરસ્પર પ્રશંસા જ નહીં પણ ઝઘડા પણ થવા જોઈએ! જ્યાં સૃષ્ટિનું તમામ જીવન જ યુદ્ધમય છે, ત્યાં એ જીવનના ચિત્રગુપ્ત જેવું સાહિત્ય એ યુદ્ધને કેમ ચુકાવી શકે? એ ઝઘડા તો સાહિત્યજીવનના જીવંતપણાની જ નિશાની છે. પણ જીવનના વ્યવહારમાં કુટુંબની ઝઘડતી વ્યક્તિઓ પણ કુટુમ્બમાંના કોઈ શુભ પ્રસંગે સામેલ થઈ તે પ્રસંગને શોભાવે છે, તેમ આપણે સૌએ પણ પ્રસંગને શોભાવવાની ભાવના રાખવી જોઈએ.

મારી બીજી સૂચના સાહિત્યમાં સમાજને હંમેશાં રસ રાખતો કરવા માટે ગુજરાત–બૃહદ્‌ગુજરાતનાં નગરોમાં ને ગામોમાં વ્યાખ્યાનો અપાવવા માટેની છે. પણ તેમાં બહુ વેળા વિદ્વત્તાનો ભાર જો વધી પડે તો સમાજની સામાન્ય વ્યક્તિને તે રસદાયક થઇ પડતાં નથી. સાહિત્ય અને પ્રજાના સંબંધને જીવતો જાગતો રાખવા સમાજને અનુકૂળ થઇ પડે તેવા રસિક વિષયો હાથ કરવા જોઇએ, આપણા જૂના સમાજમાં જૂના કવિઓનાં આખ્યાનો વર્ષોભર અનેક ઠાકણે થતાં હતાં અને તે સાંભળવા અને તેમાથી બોધ ને આનંદ મેળવવા ગામડાંના અશિક્ષિત જનો પણ આવતાં હતાં ને હજી પણ આવે છે; તેમ સમાજને આકર્ષક થઇ પડે તેવા વિષયો પર વ્યાખ્યાનો યોજવાં જોઇએ. એમાં કવિતા, વાર્તા, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, સામાન્ય ધર્મ વગેરે ઘણાં અંગો સમાવી

શકાય. જ્યાં સુધી આપણે સમાજ સાથે સીધો સંસર્ગ સાધશું નહીં અને માત્ર આપણી વિદ્વત્તાનું જ પ્રદર્શન થોડાક 'અધિકારી' વર્ગ આગળ કર્યા કરશું, ત્યાં સુધી આપણા સાહિત્યની ને સાહિત્યકારોની દશા સુધરવાની આશા ફળે તેમ નથી. મોટો નાનાની પાંખડી લઇને ચાલશે ને તેને બધું જોતો સમજતો કરશે તો એ જ નાનો મોટો થતાં મોટાની સહાયમાં ઉભો રહેશે. સમાજમાં સાહિત્યની કદર નથી એમ માત્ર ફરિયાદ કર્યા કીધાથી કશો સાર મળતો નથી. પરીષદનું મંડાણ થયા પછીનાં છત્રીસ વર્ષોમાં સમાજને સાહિત્યની કદર કરતો કરવાના આપણે કેટલા પ્રયાસ કીધા તે વિચારી જુઓ. આ વિષય આપણા સાહિત્યની પ્રગતિ માટે મને ઘણો જ મહત્વનો લાગે છે. આપણો સામાન્ય સમાજ કવિતા, વિજ્ઞાન વગેરેના વિષયમાં રસ લેતો થશે ત્યારે જ આપણા સાહિત્યશ્રમને ફૂલ ને ફળ આવતાં થશે. બાકી આજે તો મોટે ભાગેના વ્યક્તિગત સાહિત્યકારે અરણ્યરૂદન કરવા જેવું છે. આ પ્રશ્ન પર સાહિત્યપરિષદના કાર્યકર્તાઓ રસપૂર્વક ધ્યાન આપશે તો સાહિત્યને ઘણી ગતિ મળશે.

મારી ત્રીજી સૂચના બૃહદ્‌ગુજરાતને લગતી છે. આપણે ગુજરાતીઓ જૂના કાળથી સાહસિક પ્રજા છીએ. આપણા બંધુઓએ સાતે સમુદ્ર ખેડયા છે. અને દૂર દૂર પરદેશોમાં પણ પોતાનાં થાણાં જમાવ્યાં છે. હિંદુસ્તાનના તમામ પ્રાંતોમાં આપણો વેપારી વર્ગ મુખ્યપદ મેળવી રહેલો છે. એ બધાં થાણાં ગુજરાતીઓનાં છે એટલે એ ઠેકાણે જીવતી જાગતી ગુજરાત જ છે. આપણા એ દૂર જઈ વસેલા ગુજરાતી બંધુઓને ભૂલી જઇ શકીએ નહીં. એમની સાથેનો ગુજરાતી સંસ્કૃતિનો સંબંધ જો આપણે શિથિલ થવા દઇશુ કે તૂટી જવા દઇશું, તો તેમાં આપણુને જ હાનિ છે. બહુ ઠેકાણે એ ભાઇઓ હજી પણ ગુજરાતી મંડળો જમાવીને રહેલા છે. કેટલેક ઠેકાણે એમણે પોતાનાં બાળકો માટે ગુજરાતી ભાષાની કેળવણીનો નાનો જેવો પ્રબંધ કીધેલો હોય છે. અને ઘણે ઠેકાણે કશો પ્રબંધ છે પણ નહીં. આથી એમ થાય છે કે ધીરે ધીરે વર્ષો વહેતાં એ ગુજરાતીઓનાં બાળકો તે તે પ્રાંતની ભાષા જ બોલતાં થાય છે અને પછી ગુજરાતી સંસ્કૃતિ નહીં જેવી રહે છે. આવી કંઇક સ્થિતિ મદ્રાસ ઇલાકામાં મેં જાતે જોઇ છે. અને અનુમાને બીજા પ્રાંતોમાં પણ એમ જ હશે.

આપણા ગુજરાતી બંધુઓ પોતાનાં કુટુંબ સાથે ઉદરનિર્વાહ માટે હિંદુસ્તાનના કે પરદેશોના બીજા વિભાગોમાં જઇ રહે, ને ત્યાં કાયમનો વસવાટ રાખે, તે સૌમાં ગુજરાતી સંસ્કૃતિ પ્રદીપ્ત રહે તેની કાળજી આપણી સાહિત્યપરિષદે રાખવી જોઇએ. પ્રત્યેક સંસ્કૃતિનું દર્પણ તેના સાહિત્યમાં છે એટલે મારી એ સૂચના છે કે પરપ્રાંતોમાં ને પરદેશોમાં જઇ વસેલા ગુજરાતી બંધુઓની ત્યાંની કોઇ સંસ્થા સાથે આપણી પરિષદે સંબંધ સાધવો જોઇએ. તેમની સાહિત્યની ને શિક્ષણની ભૂખ ભાગવા આપણે તેમને જોઇતી સહાય આપવી જોઇએ. ત્યાં ગુજરાતી શિક્ષણ ચાલુ રહે તે માટે શિક્ષકોની વ્યવસ્થા કરવી જોઇએ. વખતોવખત તેમને આપણા સાહિત્યની સામાન્ય સ્થિતિથી વાકેફ કરવા જોઇએ. આપણે અહીં જે જે થોડું સારું સાહિત્ય દર વર્ષે ઉત્પન્ન થાય તેની નોંધપત્રિકા તેના થોડાક વિવરણ સાથે તેમની સંસ્થાઓને પહોંચાડવી જોઇએ.

જ્યાં ગુજરાતીઓની વસ્તી સારી સંખ્યામાં હોય ને જ્યાં તે લોકનાં કોઇ પણ મંડળ હસ્તી ધરાવતાં હોય ત્યાં તેવા મંડળ સાથે પરિષદની આડત (એજન્સી) સ્થાપવી જોઇએ. આપણો કોઇ સાહિત્યબંધુ તે પ્રાંત તરફ જતો હોય તેની મારફતે ત્યાં કોઇ સાહિત્યવિષય પર વ્યાખ્યાન અપાવવાની વ્યવસ્થા કરવી જોઇએ. એમ કરતાં આપણા ગુજરાતી બંધુઓ સાથેનો આપણો સંસર્ગ ચાલુ રહેશે, અને આપણી સંસ્કૃતિનો લાભ તેમને મળતો રહેશે, તો તેઓ પણ સાહિત્યમાં રસ રાખતા રહેશે. એમ થવાથી આપણાં પુસ્તકોનો એ તમામ થાણુંઓમાં પ્રચાર થશે. ઘણા પ્રાંતોમાં ગુજરાતીઓ માત્ર "પૈસા ચૂસુ" તરીકે ગણાય છે, તેમાં કાંઇ આપણી આબરૂ નથી. આપણા ભાઇઓ સંસ્કારી રહેશે તો પરપ્રાંતોમાં ને પરદેશોમાં ગુજરાતીઓની આબરૂ તેઓ જરૂર વધારશે એટલે આ તેમની સાથેનો સંસર્ગ ચાલુ રાખવાની કોઇ વ્યવસ્થા કરવાનો આપણો ધર્મ છે.

મારી ચોથી સૂચના એ છે કે સાહિત્યપરિષદે એક ઠીક ઠીક કદની અર્ધવાર્ષિક પત્રિકા નિયમિતપણે પ્રસિદ્ધ કરવી જોઇએ. તેમાં પ્રથમમાં પરિષદની પ્રવૃત્તિનો અહેવાલ આપવો જોઇએ. વ્યાખ્યાનો સંબંધી ને પરપ્રાંતોનાં ગુજરાતી મંડળો સંબંધી શી શી પ્રવૃત્તિ થઇ ને વધી શકી તે જણાવવું જોઇએ. તેમાં પ્રસિદ્ધ સાહિત્યકારો ને વિચારકો પાસેથી એ અંગેનાં સૂચનો મેળવીને પ્રસિદ્ધ કરવાં જોઇએ. વળી છમાસમાં આપણા સમગ્ર સાહિત્યની તેનાં અનેક અંગો સંબંધેની થયેલી પ્રવૃત્તિની નોંધ આપવી જોઇએ, અને સાહિત્યના કોઇ ખાસ અને ઓછા ખેડાયલા અંગ માટેના અધિકારી લેખકો પાસેથી લેખ મેળવીને તેમાં પ્રસિદ્ધ કરવા જોઇએ. સાહિત્યને લગતી ઘણી બાબતોની તેમાં ચર્ચા થઇ શકે. આ અર્ધવાર્ષિકના પ્રાકટ્યથી આપણી સાહિત્યપ્રવૃત્તિની સમગ્ર જાણ થવા ઉપરાંત આપણી પરિષદના કાર્યકર્તાઓ જાગ્રત છે તે પણ ગુજરાત જાણી શકશે. સાહિત્યમાં સંશોધન, યોગ્ય લેખકોની પિછાન વગેરે અનેક વસ્તુઓ એ અર્ધવાર્ષિકમાં સમાવી શકાશે. સાહિત્યપરિષદના મંત્રીઓ, પરિષદના ચાલુ પ્રમુખ ને ઉપપ્રમુખ સાથે સંસર્ગમાં રહીને આ અર્ધવાર્ષિક પત્રિકાનું તંત્ર ચલાવે એવો પ્રબંધ થવો જોઇએ. એ સર્વ કાર્ય માટેની આર્થિક સહાય તો આપણા સાહસિક ગુજરાતી ધનિકો આનંદથી આપશે. મરવાની આળસે જીવવું એ જીવન નથી. પણ જીવન જીવવાનું જ છે તો તે ધન્ય રીતે સદા ધર્મ્યકાર્યપ્રવૃત્ત રહીને જીવવું તેમાં જ જીવનની સાર્થકતા ને સુંદરતા છે. સાહિત્યપરિષદ પણ એ સાર્થકતા ને સુંદરતા સાધે તોજ તેનું જીવન ને તેની હસ્તી ઉપયોગી ને ઉપકારક થશે.

મારી પાંચમી સૂચના એ છે કે આપણાં વર્તમાનપત્રોના સંચાલકોનો આપણી ભાષાના વિષયમાં સહકાર મેળવવા પરિષદે બનતો પ્રયત્ન કરવો જોઇએ. પારસી વર્તમાનપત્રોની વાત બાજુએ રાખતાં હજુ પણ આપણાં દૈનિકો શુદ્ધ ગુજરાતી ભાષા છાપી શકતાં નથી. આપણો વિદ્યાપીઠનો જોડણીકોશ યુનિવર્સિટીએ પણ માન્ય રાખ્યો છે, છતાં જોડણીના વિષયમાં હજી ઘણી અરાજકતા ચાલે છે. આપણાં દૈનિકોના તંત્રીઓ મન પર લે તો આ કંઇ મુશ્કેલીની વાત નથી. પણ હજી પણ અશુદ્ધ જોડણી ને અશુદ્ધ મરોડ સાથની ગુજરાતી ભાષા વર્તમાનપત્રોનાં હજારો વાંચકો રોજ ને રોજ વાંચ્યા કરે

તો તેની ભાષા સુધરવાની આશા પડે નહીં. આપણા દેશમાં અંગ્રેજો જ નહીં પણ આપણા દેશીઓ પણ ઘણાં અંગ્રેજી વર્તમાનપત્રો—દૈનિક સાપ્તાહિક વગેરે કાઢે છે, પણ એ બધાં અંગ્રેજી જોડણી શુદ્ધ રાખવા ચીવટ રાખે છે, નહીં તો વાંચકવર્ગમાં તેમની હાંસી જ થાય એમ તેઓ જાણે છે. આવું છે ત્યારે આપણાં વર્તમાનપત્રોના માલિકો ને તંત્રીઓ હજી પોતાનાં માણસોનો ને બીબાં ગોઠવનારાઓનો વાંક કાઢીને અશુદ્ધ જોડણી ને અશુદ્ધ ભાષા છાપ્યા જ કરે છે, તે તેમને કોઈ રીતે શોભાસ્પદ નથી. આપણા ઇલાકામાં કેળવણી આગળ વધી છે, અને હવે આપણે આપણા સાહિત્યને યુનિવર્સીટીમાં સ્થાન પણ અપાવ્યું છે, અને વખત જતાં આપણી પોતાની યુનિવર્સીટી સ્થપાતાં ગુજરાતી ભાષાને મધ્યસ્થ સ્થાન મળશે, ત્યારે આપણાં વર્તમાનપત્રો ૫૦–૭૫ વર્ષ પરની અશુદ્ધ ભાષા છાપતાં રહે એ આપણી સમગ્ર સાહિત્યપ્રવૃત્તિને હાનિકારક જ છે. માટે આપણી સાહિત્યપરિષદના કાર્યકર્તાઓએ વર્તમાનપત્રોના માલિકોનો ને તંત્રીઓનો શુદ્ધ ભાષા રાખવા માટે સહકાર મેળવવો જોઈએ. આ વિષયમાં ગુજરાતનાં પત્રોએ તો ઘણો સુધારો કર્યો છે, અને મુંબઈમાં પણ ત્રણ ચાર પત્રોમાં સુધારો થયેલો સ્પષ્ટ દેખાય છે, પણ હજી અંગ્રેજી પત્રો જેવી આદર્શ સ્થિતિએ તેઓ પહોંચ્યા નથી. પરિષદે આ માટે સતત પ્રયત્નશીલ રહેવાથી આપણી ભાષાને લગતી આ દોષિત બાજુમાં પણ વહેલો સુધારો થશે. એમ થશે તો જ આપણા સમાજની ભાષા સંસ્કારવાળી થશે.

આ મુખ્ય સૂચનાઓ આપણી પરિષદના કાર્યકર્તાઓને કીધા પછી આપણી ભાષા અને સાહિત્ય સારેની એક મુખ્ય વાત તો બાકી જ રહે છે. ભાષા અને સાહિત્યની ખરી પ્રગતિ તો જ્યારે આપણે આપણી પોતાની યુનિવર્સીટી ઉભી કરીને તેના કેળવણીના ક્રમમાં આપણી ગુજરાતી માતૃભાષાને મધ્યસ્થ સ્થાને રાખીએ ત્યારે જ થશે. શિક્ષણમાં માતૃભાષાનું માધ્યમ જ હોવું જોઈએ. એમ જ્યારે શિક્ષણ સમસ્તમાં થશે ત્યારે જ આપણી ભાષાની ને આપણા સાહિત્યની શીઘ્ર પ્રગતિ ચોમેર થશે. એમ થશે ત્યારે જ આપણા પંડિતોને, વિદ્વાનોને, લેખકોને તથા અભ્યાસીઓને પણ ખરી ગતિ મળશે, અને ઉચ્ચ શિક્ષણ સારેના સર્વ મુખ્ય વિષયો પર શિક્ષણગ્રંથો પણ લખાશે. એ દિશા તરફ જવાં અને એ મુખ્ય ધ્યેયને પ્રાપ્ત કરવા આપણી પરિષદે ચાલુ પ્રયત્ન ને ચર્ચા કર્યા જ કરવાં પડશે. આપણા પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ અંગેના જુદા જુદા વિષય પરના અધિકારી ગ્રંથો ગુજરાતીમાં તૈયાર કરવાની સૂચના પણ યોગ્ય થઈ પડશે. આ બધાં સાધનો તૈયાર થશે તો પછી સાધ્ય મેળવવાનું કઠણ નહીં જ થઈ પડે. આગ્રહથી અને ખંતથી પ્રાપ્ય વસ્તુઓને પ્રાપ્ત કરવાનો માર્ગ સરળ બને છે.

અને હવે મારું વક્તવ્ય અહીં પૂરું થાય છે. સાહિત્યના વિષયમાં મારા અનુભવથી મને જે સત્ય લાગ્યું છે તે નિખાલસતાથી મેં અહીં વ્યક્ત કીધું છે. આપણા સૌ સાહિત્યકારો પ્રત્યે મને માન અને સ્નેહ છે. સૌ માનવવર્તના ઉન્નતિમાર્ગના પ્રવાસી છે. આપણે પૂજ્યસ્થાને ગણેલી સરસ્વતી દેવીને ચરણે આપવું જે કંઈ ઉત્તમ અને પ્રિય છે, તે ભાવથી અને શ્રદ્ધાથી આપણે મૂકીએ છીએ. મતભેદથી કે રુચિભેદથી આપણે જુદા પડતાં દેખીશું, તો તે આપણા સ્વતંત્ર જીવંતપણાની જ નિશાની છે. જુદા પડીને પણ

 38123

આખરે આપણે એક જ દેવીના પૂજારી તરીકે બંધુ જ ગણાઇશું અને રહીશું. આપણી સરસ્વતીના આપણે હલકારા છીએ, એના મહાન ગઢના રક્ષકો છીએ. આપણે સૌ એનાં સંતાન છીએ. સાહિત્યનું પ્રજાસત્તાક રાજ્ય એક પ્રાંતનું, એક દેશનું કે એક ખંડનું નહીં, પણ પૃથ્વીના તમામ માનવવંશનું છે. આપણી પોતાની માતૃભાષાનું સાહિત્ય એ માનવવંશના મહાન અમર સાહિત્યનું જ એક અંગ છે. એ અંગને સ્વસ્થ અને શક્તિવંતું રાખવાની આપણી ફરજ છે. આપણી વિભાગી સંસ્કૃતિ આપણે આગળ ધપાવીએ છીએ કે પાછળ હઠાવીએ છીએ તેની પારાશીશી એ અંગ પ્રત્યક્ષ બતાવી આપશે. આપણા એ અંગની સાથે બીજાં સહભાગી અંગોનો વિકાસ પણ સદા જાગ્રત રહીને આપણે નોંધવો પડશે; પરસ્પર વિનિમય પણ કરવો પડશે. જે નથી થઈ શક્યું તે બેવડા ઉત્સાહથી કરવા આપણે કમ્મર કસવી પડશે, જે કરીએ છીએ તેનો પ્રવાહ આગળ વધારવા પ્રયત્નશીલ રહેવું પડશે, અને જે જે કરવાનાં આપણે સ્વપ્ન સેવીએ છીએ એની સિદ્ધિ કરીને આપણે કૃતકૃત્ય થઈશું, ત્યારે જ આપણે સરસ્વતીના સાચા સેવકનું બિરૂદ પામવાના અધિકારી બનશું. આપણી પાછળ આવતી ઓલાદ એમ ના કહે કે આપણે આપણો જન્મ અને કાળ માત્ર વીજળીના ચમકારા અને મેઘના ગગડાટ જેવા વાતોના ફડાકામાં જ ગાળ્યો હતો, અને આપણી સરસ્વતીની વાડીને લીલીછમ રાખવા જે પંચામૃત જોઈતું હતુ તે તો આપણે વરસાવ્યું જ નહોતું!

મારાં ગુજરાતી બહેનો અને બંધુઓ! આપે સ્નેહથી જે સન્માન મને આજે આપ્યું છે તે માટે હું આભારી છું. મારી શ્રદ્ધા છે કે આપના સ્નેહાળ સહકારથી આપણું આ સત્ર સફળતાથી ઉજવાઈ ને ઉકેલાઈ જશે. જ્ઞાન, ભક્તિ, સેવા, સ્નેહ, અર્પણ અને આનંદ એ પ્રભુતાનાં જ સહભાગી અંગો છે. બધો અનુભવ જ્ઞાનમાં, બધી શ્રદ્ધા ભક્તિમાં, બધી શક્તિ સેવામાં, બધી ઇચ્છા સ્નેહમાં, બધી સંપત્તિ અર્પણમાં અને બધી પ્રાપ્તિ આનંદમાં પરિણમીને સમાઇ જાય છે. એ પરાજ્ઞાન અંતરમાં ઉતારીને આપણે સરસ્વતીની સેવા કરશું, અને વિશ્વના પલ્લામાં આપણે પણ આપણો હિસ્સો યથાશક્તિ નાખશું તો આપણું જીવન અકારત તો નહીં જ ગયેલું કહેવાશે. એ પવિત્ર હિસ્સો આપવા આપણે સદા તત્પર રહીશું, એવી પ્રતિજ્ઞા આપણું સાહિત્યજીવન લે અને તે આપણે પાળીને કૃતકૃત્ય થઇએ, એ જ પરમાત્મા પ્રભુને આપણી પ્રાર્થના હો!

અણકીધાં કરવાનાં કોડે,
અધૂરાં પૂરાં થાય;
સ્નેહ, શૌર્ય ને સત્યતણા ઉર
વૈભવ રાસ રચાય:
જય જય જન્મ સફળ ગુજરાતી! જય જય ધન્ય અદલ ગુજરાત!
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!
જય ગુજરાત! જય ભારત! જય વિશ્વ!

# વિદાય*

પંખીડાં હો! કહીં કહીંથી ઊડીને
આવ્યાં આ ગુર્જરીને માળે જી રે;
મેધિરા મોલ કંઈ સુણ્યા-સુણાવ્યા,
ઝીલ્યા ઝિલાવ્યા વહાલે જી રે. – પંખીડાં હો!

અંગ અંગ તેજની ભરતી ઉછળતી
શરદની પૂર્ણિમા આવી જી રે;
આતમે આતમે રસની પરબ અહીં
રંગ રંગ રેલતી લાવી જી રે. – પંખીડાં હો!

સોનાહિંડોળે આજ ચાંદલો હીંચશે,
રસને હિંડોળ એવાં હીંચજો જી રે!
ખોલી બ્રહ્માંડ પ્રભુબોલે ખિલાવ્યાં,
બોલે ત્યાં પુણ્યરસ સીંચજો જી રે! – પંખીડાં હો!

પંખીડાં હો! આપું વિદાય કયમ?
આપું સદાય વહાલવાણી જી રે;
નવલા કલ્લોલ તમ કંઠે વહાવતાં
હેલો – ડોલો રસલહાણી જી રે! – પંખીડાં હો!

*ગુજરાતી સાહિત્યપરિષદ ચૌદમું અધિવેશન અંધેરી, તા. ૫-૧૦-૧૯૪૧

# સ્વર્ગસ્થ પત્ની સૌ. પીરોજાબાઇને

(ઓધવ! એક વાર ગોકુળ સંચરો રે)

દશ દિશ જીવનની ડૂબી ગઈ રે,
તૂટી પડ્યાં નીચે આકાશ જો;
અંધારાં આંખે શાં ઊતર્યાં રે,
સંધ્યાશી ઊડી ગઈ આશ જો;
સખિ! ચાલી ગઈ, તું ચાલી ગઈ રે?

નહોતું જાણ્યું એમ ઠગી જશે રે,
હસતી હસતી કરતાં વાત જો;
નહોતું જાણ્યું મૃત્યુ ઊભું કને રે,
આમ ઉરને હણવા સાક્ષાતજો;
સખિ! આચિંતી વીજ પડી ગઈ રે!

ચોપ્પન વર્ષોનું દાંપત્ય આ રે,
ચોપ્પન વર્ષોનો શુચિ પ્રેમ જો;
તું સાચી બની મુજ અર્ધાંગના રે,
ચાલી ગઈ શું એકલી એમ જો?
સખિ! મુજ અંગ અપંગ થઈ ગયાં રે?

પાળ્યાં વ્રત સેવા ને સ્નેહનાં રે,
તેં સન્નિષ્ઠાથી જ અનન્ય જો;
સુખદુઃખમાં તું બની સમભાગિની રે,
કીધું તેં તુજ જીવન ધન્ય જો;
સખિ! તું ગૂંથાઈ ગઈ મુજ જીવને રે!

'મેં તમને આવા મોટા કીધા રે,
શું જાણે એ જગનાં લોક જો,'
સખિ! તુજ હાસ્યવચન સાચાં હતાં રે,
તું વિણ જીવન જતે મુજ ફોક જો:
સખિ! તુજ હસ્તે હું ગગને ચઢ્યો રે.

આજે કોણ હવે મુજ બાજુમાં રે,
કાળ ગયો કાપી મુજ પાંખ જો:
આ ખાડો કે ખીણ જીવન વિષે રે,
આ એકલતા જોતી આંખ જો!
સખિ! જીવન આ બાકી કયમ જશે રે

મારે કે તારે જવું હતું રે,—
તું ગઈ પ્રથમ ભલે પ્રભુધામ જો:
તું સૌભાગ્યવતી હસતી ગઈ રે,
કરજે ત્યાં મુજ પણ વિશ્રામ જો!
સખિ! લઈ જવા મને ત્યાં આવજે રે

અર્ધી સંધ્યા તું ત્યાં થઈ ઉષા રે,
અર્ધી સંધ્યા મુજ અહીં છાય જો!
હુંય સરતો ઊતરી આવીશ ત્યાંરે,
પૂર્ણ ઉષા આપણી ત્યાં થાય જો!
સખિ! રવિઉરમાં પછી સરકી જશું રે

પૂર્ણ હતાં તે પૂર્ણ ફરી થશું રે,
પૂર્ણ જ રહીશું પ્રભુઉર નિત્ય જો:
એ સાયુજ્ય વિરલ હો આપણું રે,
એ જ 'અદલ' જીવન ઔચિત્ય જો!
સખિ! એ ધન્ય અમરતા આપણી રે.

# મનુરાજ

(અંક ૩ જો, પ્રવેશ ૧ લો.)

(સ્થળ: ચંદ્રપુરીમાં મોહિનીનું સુંદર મકાન, કાળ: સાયંકાળ)

[મોહિનીના મકાનના સુંદર દિવાનખાનામાં મનુરાજ એકલો આંટા મારે છે અને ભૂત પ્રસંગો પર અફસોસ કરે છે, તથા તે પર ભજન જેવું ગાય છે. ગાન પૂરૂં થતાં મોહિની તથા તેનાં બીજાં પાંચ સહોદરો મનોજ, રુદ્રાનન, મહેન્દ્ર, તૃષ્ણિકા અને મચ્છરી વાતો કરતાં ઓરડામાં પ્રવેશે છે ઓરડામાં એક બાજુ નાના મેજ પર રસપાનના જુદા જુદા શીસા પડેલા છે.]

મનુરાજ (કપાળે હાથ ઠોકતો)

*પદ

ચૂક્યો રે ચૂક્યો રે મારા ચતુર મનસ્વરાજ,
ચૂક્યો રે તું જીવનની વાટે હો જી!
એ રે આંખડિયે આવે આંસુડાંની ધારા ને
ફરિ ફરિ રુદિયા આ ફાટે હો જી! — ચૂક્યો રે.
ભૂલ્યો રે તું કેમ બધી મોંઘેરી મ્હોલાત તારી,
દિલડાની દોલતી કમાઈ હો જી!
સંધ્યાના રંગોમાં ક્યાંથી ધૂળની ધૂળેટી આવી
દીધી તારી આંખો પળમાં છાઈ હો જી! — ચૂક્યો રે.
સુખનાં ને શાંતિનાં સૌ સોણલાં ચૂંથાઈ ગયાં,
કીકીમાં ભરાઈ ઘેરી છાયા હો જી;
અમૃતમાં ઉવેખીને ઝેરના કટોરા પીવા—
જન્મ્યા જોવા એ ધરતીના જાયા હો જી! — ચૂક્યો રે.

---

*ભૂલ્યો રે ભૂલ્યો રે રાજા સત રે ગોપીચંદ, પિયા પરદેશ ન જાના હોજી—એ રાહ

કોણુ રે ધૂતારે તારા ધિંગા ગઢમાં ખાતર પાડ્યાં,
કોણે રે ઉથલાવી તારી ગાદી હો જી?
ટીપે ટીપે લોહી તારાં તોળી તોળી લેશે ભૂંડો,
દેશે ના નિરાંત પળ એકાદી હો જી! — ચૂક્યો રે.

ખાંડણીમાં હવે તારે માથે પડતા ઘા શા ગણવા?
કર્મના એ દંડ કેમ રે છૂટશે હો જી?
દુનિયાને બધીખાને રડી લે રડી લે, બાપુ,
હરિમ્હેરે પાતક એ યે તૂટશે હોજી! — ચૂક્યો રે.

તૂટે કે ના તૂટે તો યે તારે તો જોવાનાં રહ્યાં;
તારે તો રોવાનાં રહ્યાં બાકી હો જી,
પોટલી એ તારી હવે તું જ લે ઉપાડી, બાપુ,
મૂંગો રે જીની લે ધૂળ ફાકી હો જી! — ચૂક્યો રે.

(મનુરાજ લમણે હાથ મૂકીને એક બાજુની બેઠક પર વિચારમાં બેસી રહે છે ત્યાં મોહિની આવે છે.)

મોહિની

કેમ, શાના વિમાસણમાં વળી એમ પડ્યા?
રંગરાગભર્યા મારા આ ઘરમાં તમને
શું હજી નથી ગોઠ પડી? મારા રાજ! ઉઠો!
અહીં આવો, ભેળાઓ કૈં વાતની ગમ્મતમાં!

મનુરાજ

નહીં, મોહિની! આજે મને નથી કૈં ગમતું,
મારા અંતરનો ધૂંધવાટ હું કેમ કહું?
જોતજોતામાં ઓચિંતો એક જ રાત વિષે
મારા જીવનની નદીકેરો પ્રવાહ બધો
બદલાઈ ગયો: મારૂં અમૃત સર્વ ગયું:
હવે ક્યાં જાઈને મુખ મારૂં બતાવું અરે?

(મુખે હાથ મૂકીને બેસે છે.)

મોહિની

ભલા, મર્દ બની એમ હારી શું જાઓ છો આ?
બનવાનું હતું તે બન્યું, હવે એ ન ફરે,
નહીં ભાવિને પૂરૂં જગે કોઈ જાણી શકે!

મચ્છરી

હું શું બોલું વળી!
આવા દક્ષ અતિથિને આપણે શું કહીએ!
મને તો મુખ એમનું આવું પ્રભાવ ભર્યું
જોઇ મોહિનીની કૈંક ઇર્ષ્યાજ લાગે ઉરે!

મોહિની

કેમ, તારે યે કૈં કમતી પડયું કે, મચ્છરી!
મારા આ અતિથિને તો તારે બ્હેલાવવાની
આજે ખાસ જરૂર છે, હો!

મનુરાજ

ના ના કાંઈ નથી!
તમે સૌ તમ કાર્યમાં ગમ્મત માણી રહો!

મચ્છરી

અને આ તમે શું અહીં એકલા શોચ્યા કરો?
જુઓ તો ખરા ભાઈ, કે બીજા શા રંગ કરે?
આ તમારાથી મોટાઓની કેવી આણુ કરે!
એ સૌ જોઇને શું તમ અંતરમાં કશું યે
થતું કે ચડકાતું નથી? પરનાં એ સુખો
નિરખી તમને કેમ એમ નિરાંત રહે?
સુખ ઉપર શું જગમાં સહુનો સરખો
અધિકાર નથી? બીજાને વધુ ભાગ મળે
તે શું જોઇને બેસી નિસાસા ભર્યા કરવા?
અરે, મારા રુદ્રાનન ભાઇને તો જરીયે
કઇં ઓછું પડે તો પણ ધુંધવાઈ ઉઠે!
(રુદ્રાનન ગુસ્સામાં પાસે આવે છે)
જુઓ આ, કોણ જાણે હવે વળી શું કરશે!

રુદ્રાનન

ઠીક ઠીક, અહીં તમે આ ગપ્પાં માર્યાં કરો,
જાણે કે અમે તો અહીં કો હોઇશું જ નહીં!
સૌની વાટ જોતાં ખુબ કંટાળી આવ્યા અમે,
આવાં વર્તન ઉપર ક્રોધ ન કેમ સ્ફુરે!

(મનુરાજને સંબોધીને)

ભાઇ, આમ રહ્યામાં ન સાર કશો જડશે.
તમે મૌન શેં ધારી રહ્યા? જરા મર્દ બની
હવે તો ભભુકીને ઉઠો! પોચી માટીને તો
નાનું બાળક યે નિજ અંગુલિથી ખણુશેઃ
આ ધરા કેવી ધૈર્ય ભરી દીસે, તો પણ તે
કેવી ધૂણી ઊઠી નિજ જ્વાલા બધે ફૂંકતી
પળમાં બધું ભસ્મ કરે! દુનિયા બધી આ
નથી સાલસ કે પરમાર્થભરી; જરા કૈં
નબળું દીઠું કે નિજ પાયથી દે કચડીઃ
માટે ઊઠો! હુંકાર કરો! ને ખુંખાર થકી
તમ શત્રુઓને ધરથી જ ડરાવી મૂકો!

મનુરાજ (કંઈક વિમાસણમાં)

તમે · આ કહો છો તે યે લાગે છે કૈંક ખરૂં—
પણ શાસ્ત્ર તો કહે છે કે ક્રોધ તો અંધ કરે!

રુદ્રાનન (હસીને)

હા હા! શાસ્ત્ર સૌ છે અવળાંસવળાંની મતા!
એ તો વાઘ અજા બેઉને પાણી પાતી નદી!
અને એ તમ શાસ્ત્રો વિષે જ શું નોંધ્યું નથી
કે મહા ઋષિઓ મુનિઓ કેવા ક્રોધે ચઢી
ઝટ કૈંકને શાપ દઇ દેતા ભસ્મ કરી?
ભાઈ, પૃથ્વીનું બાળક પૃથ્વીનો પાક ભૂલે?

(મહેન્દ્રને સંબોધીને)

મારા બંધુ મહેન્દ્ર! શું ધારે છે તું?

મહેન્દ્ર (ભવાં ચઢાવીને)

મુજને
તો આ શાસ્ત્રોને નામે જ ખુબ ધિક્કાર છૂટે!
બાકી આપણા આ અતિથિ બહુ શાસ્ત્રો વિષે
નિજ શ્રદ્ધા હજી કંઈ રાખતા હોય ભલે!
સૌ અનુભવીએ કહેલાં શાસ્ત્રને અંધકૂવો

મનુરાજ

હું એ તેજ વિચારું છું, કેમ બધું આ બન્યું!
હવે ખાલી આ હાથે ન ઠાલી આ આત્માએ ફર્યા
–જઇને વસતું ?—

મોહિની

વળી ક્યાં? મારી પાસે જ ભાઈ !
રવિ અસ્ત થયો તો શું ચંદ્ર નથી ઉગતો?
રજનીનાં એ મોતીડાં છે શું કમી દીપતાં?

મનુરાજ

પણ લાખો એ મોતી છતાં છે અંધારજને!
મારા અંતરમાં પણ એવું જ આજ દિસે.
મારો લાખ તોલાનો હીરો ભંગાઇ ગયો,
હવે આ કણીઓતણું મૂલ્ય ના તે જ રહ્યું!

મોહિની

પણ સર્પના તાપનું શું? એ ઝળાંઝળાંમાં
સારો દિવસ તાપે શું એમ તપ્યાં કરવું?
ભલા, એમ તો જીવન કેમ સદા નિકળે?
નહીં આકાશમાં એ ઝગાંઝગાંહોણું કશું
બીજું કાઇ દિસે–ને તમારી જુવાની બધી
શું તપે તપવી? શું આ રાત્રિના આકાશમાં
ઝૂલતાં ફુદડી ફરતાં બધા નક્ષત્રોની
અતિ અદ્‌ભુત સુંદરતા રચી વ્યર્થ હશે?
શું એ સૌન્દર્યસર્જન માનવી કાજ નથી?
ત્યારે દિવસ પાછળ રાત્રિ આ શાંત ઘડી!

મનુરાજ

તે તો એ ઘટના ઘડનાર જ જાણે બધું!
પણ મારું ગયું તે તો સ્પષ્ટ જ છે. હવે તો
મારો તારો આકાશ વિષેથી નીચે સરતો
કોણ જાણે ક્યાંક ઊંડાણમાં ઉતરશે.
મને તો, જેને મોહિની કે જ નથી સજર્યું.

(તુષ્જિકા અહીં એ બન્ને પાસે આવે છે અને
પછી ધીમે ધીમે બીજા ભર્યા આવી
વાતમાં ભાગ લે છે.)

તૃષ્ણિકા

હવે ચાલશે કે બસ વાત ક્યાં કરશો?
શું છે, મોહિની બ્હેન? આ તારા અતિથિ અહીં
કેમ ખિન્ન બની હજી બેઠા છે?

[મનુરાજને સંબોધીને]

ભાઇ, ઉઠો!

ભરી આ દુનિયા પડી છે રંગરાગ ભરી:
એમ બેસીને ક્યાં સુધી ભાઇ, સૂર્યો કરશો?

મનુરાજ

બ્હેન, મારી આ દુનિયામાં તો વેરાન જ છે;
મારી આંખની સામે સર્વત્ર અંધાર દીસે.
હવે તો મારે માટે અહીં નથી કાંઇ રહ્યું.

તૃષ્ણિકા

એમ ભૂલો ન ભાઇ! આ વિશ્વવની વાડી વિષે
અધિકાધિક સુંદર એકેકથી ચઢતાં
ફળફૂલ શાં ઝૂલી રહ્યાં છે? જુઓ તો સહી!
દુનિયા બધી એ ફળફૂલને તોડવાને
અધીરી બની રોજનાં સાહસ કેવાં કરે!
આજે એક મળ્યું તો ભલે. કાલે બે લઇશું—
અને એથીય શું વળશે? એમ અંતરમાં
કે નવી નવી તૃષ્ણા જગાડતાં સર્વ રહે!
ફળ આજે મળ્યું ના તો શું થયું? ઊંડા, મથો—
એમ આ જનજીવન રોજનું જાય વહ્યું.
મથશે તે જ જીતશે, ને પડી રહેશે રડી
તે આ પૃથ્વીની ધૂળમાં ક્યાંક ગડાઇ જશે!

મનુરાજ

પણ જ્ઞાનીઓ કહે છે કે એ બધી માયા જ છે!

તૃષ્ણિકા (હસીને)

ભાઇ, માયા કહી તરછોડયે ન કાંઇ વળે!
એ તો હાર્યાનો આશ્રય-બ્હાનું છે નિર્બળનું!

[મઞ્જરીને સંબોધીને]

કેમ મઞ્જરી! તું તો કૈં કહે.

મનુરાજ

હું એ તેજ વિંધાઈ છું, કેમ બધું આ બન્યું!
હવે ખાલી આ હાથે ન હાલી આ આત્માએ ક્યાં
જઇને વસવું?—

મોહિની

વળી ક્યાં? મારી પાસે જ વ્હા!
રવિ અસ્ત થયો તો શું ચંદ્ર નથી ઉગતો?
રજનીનાં એ મોતીડાં છે શું કમી દીપતાં?

મનુરાજ

પણ લાખો એ મોતી છતાં છે અંધારજને!
મારા અંતરમાં પણ એવું જ આજ દિસે.
મારો લાખ તોલાનો હીરો ભંગાઇ ગયો,
હવે આ કણીઓતણું મૂલ્ય ના તે જ રહ્યું!

મોહિની

પણ સૂર્યના તાપનું શું? એ ઝળાંઝળાંમાં
સારો દિવસ તાપે શું એમ તપ્યાં કરવું?
ભલા, એમ તો જીવન કેમ સદા નિકળે?
નહીં આકાશમાં એ ઝળાંઝળાંવ્હોણું કશું
બીજું કાંઇ દિસે,—ને તમારી જુવાની બધી
શું તપે તપવી? શું આ રાત્રિના આકાશમાં
ઝૂલતાં ફુદડી ફરતાં બધાં નક્ષત્રોની
અતિ અદ્ભુત સુંદરતા રચી વ્યર્થ હશે?
શું એ સૌન્દર્યસર્જન માનવી કાજ નથી?
ત્યારે દિવસ પાછળ રાત્રિ આ શાંત ઘડી!

મનુરાજ

તે તો એ ઘટના ઘડનાર જ જાણે બધું!
પણ મારૂં ગયું તે તો સ્પષ્ટ જ છે. હવે તો
મારો તારો આકાશ વિશેથી નીચે સરવો
કોણ જાણે ક્યાંક ઊંડાણમાં ઉતરશે.
મને તો, જોને મોહિની! કંઇ જ નથી સુઝતું.

(તુબ્બિકા અહીં એ બન્ને પાસે આવે છે અને
પછી ધીમે ધીમે બીજાં બધાં આવી
વાતમાં ભાગ લે છે.)

તૃષ્ણિકા

હવે ચાલશે કે બસ વાત કર્યા કરશો?
શું છે, મોહિની બ્હેન? આ તારા અતિથિ અહીં
કેમ ખિન્ન બની હજી બેઠા છે?

[મનુરાજને સંબોધીને]

ભાઇ, ઉઠો!

ભરી આ દુનિયા પડી છે રંગરાગ ભરી:
એમ બેસીને ક્યાં સુધી ભાઇ, ઝૂર્યા કરશો?

મનુરાજ

બ્હેન, મારી આ દુનિયામાં તો વેરાન જ છે;
મારી આંખની સામે સર્વત્ર અંધાર દીસે.
હવે તો મારે માટે અહીં નથી કાંઇ રહ્યું.

તૃષ્ણિકા

એમ ભૂલો ન ભાઇ! આ વિશ્વની વાડી વિષે
અધિકાધિક સુંદર એકેકથી ચઢતાં
ફળફૂલ શાં ઝૂલી રહ્યાં છે? જુઓ તો સહી!
દુનિયા બધી એ ફળફૂલને તોડવાને
અધીરી બની રોજનાં સાહસ કેવાં કરે!
આજે એક મળ્યું તો ભલે. કાલે બે લઇશું—
અને એથીય શું વળશે? એમ અંતરમાં
કે નવી નવી તૃષ્ણા જગાડતાં સર્વ રહે!
ફળ આજે મળ્યું ના તો શું થયું? ઊઠો, મથો—
એમ આ જનજીવન રોજનું જાય વહ્યું.
મથશે તે જ જીતશે, ને પડી રહેશે રડી
તે આ પૃથ્વીની ધૂળમાં ક્યાંક ગડાઇ જશે!

મનુરાજ

પણ જ્ઞાનીઓ કહે છે કે એ બધી માયા જ છે!

તૃષ્ણિકા (હસીને)

ભાઇ, માયા કહી તરછોડયે ન કાંઇ વળે!
એ તો હાર્યાનો આશ્રય—બ્હાનું છે નિર્બળનું!

[મચ્છરીને સંબોધીને]

કેમ મચ્છરી! તું તો કૈં કહે,

મચ્છરી

હું શું બોલું વળી?
આવા દક્ષ અતિથિને આપણે શું કહીએ?
મને તો મુખ એમનું આવું પ્રભાત ભર્યું
જોઇ મોહિનીની કૈંક ઇર્ષ્યાજ લાગે ઉરે!

મોહિની

કેમ, તારે યે કૈં કમતી પડયું કે, મચ્છરી!
મારા આ અતિથિને તો તારે બ્હેલાવવાની
આજે ખાસ જરૂર છે, હો!

મનુરાજ

ના ના કાંઈ નથી!
તમે સૌ તમ કાર્યમાં ગમ્મત માણી રહો!

મચ્છરી

અને આ તમે શું અહીં એકલા શોચ્યા કરો!
જુઓ તો ખરા ભાઈ, કે બીજા શા રંગ કરે?
આ તમારાથી મોટાઓની કેવી આણ ફરે!
એ સૌ જોઇને શું તમ અંતરમાં કશું યે
થતું કે થકાતું નથી? પરનાં એ સુખો
નિરખી તમને કેમ એમ નિરાંત રહે?
સુખ ઉપર શું જગમાં સહુનો સરખો
અધિકાર નથી? બીજાને વધુ ભાગ મળે
તે શું જોઇને બેસી નિસાસા ભર્યા કરવા?
અરે, મારા રુદ્રાનન ભાઈને તો જરીયે
કઇં ઓછું પડે તો પણ ધુંધવાઈ ઉઠે!
(રુદ્રાનન ગુસ્સામાં પાસે આવે છે)
આ, કોણ જાણે હવે વળી શું કરશે!

રુદ્રાનન

ઠીક, અહીં તમે આ ગપ્પાં માર્યાં કરો,
કે અમે તો અહીં કો હોઇશું જ નહીં!
વાટ જોતાં ખુબ કંટાળી આવ્યા અમે,
વર્તન ઉપર કોપ ન કેમ ફુરે!

(મનુરાજને સંબોધીને)

ભાઇ, આમ રહ્યામાં ન સાર કશો જડશે.
તમે મૌન શેં ધારી રહ્યા? જરા મર્દ બની
હવે તો બણુફાને ઉઠો! ચોથી માટીને તો
નાનું બાળક યે નિજ અંગુલિથી ખણુશે:
આ ધરા કેવી ધૈર્ય ભરી દીસે, તો પણ તે
કેવી ધૂણી ઊઠી નિજ જ્વાલા બધે ફૂંકતી
પળમાં બધું ભસ્મ કરે! દુનિયા બધી આ
નથી સાલસ કે પરમાર્થભરી; જરા કૈં
નબળું દીઠું કે નિજ પાયથી દે કચડી:
માટે ઊઠો! હુંકાર કરો! ને ખુંખાર થકી
તમ શત્રુઓને ધરથી જ ડરાવી મૂકો!

મનુરાજ (કંઈક વિમાસણુમાં)

તમે આ કહો છો તે યે લાગે છે કૈંક ખરું—
પણુ શાસ્ત્ર તો કહે છે કે ક્રોધ તો અંધ કરે!

રુદ્રાનન (હસીને)

હા હા! શાસ્ત્ર સૌ છે અવળાંસવળાંની મતો!
એ તો વાઘ અજા બેઉને પાણી પાતી નદી!
અને એ તમ શાસ્ત્રો વિષે જ શું નોંધ્યું નથી
કે મહા ઋષિઓ મુનિઓ કેવા ક્રોધે ચઢી
ઝટ કૈંકને શાપ દઇ દેતા ભસ્મ કરી?
ભાઈ, પૃથ્વીનું બાળક પૃથ્વીનો પાક ભૂલે?

(મહેન્દ્રને સંબોધીને)

મારા બંધુ મહેન્દ્ર! શું ધારે છે તું?

મહેન્દ્ર (ભવાં ચઢાવીને)

મુજને

તો આ શાસ્ત્રોને નામે જ ખૂબ ધિક્કાર છૂટે!
બાકી આપણા આ અતિથિ બહુ શાસ્ત્રો વિષે
નિજ શ્રદ્ધા હજી કંઈ રાખતા હોય ભલે!
સૌ અનુભવીએ કહ્યો શાસ્ત્રને અંધકૂવો

(મનુરાજને સંબોધીને)

અમ મોંઘા મ્હેમાન! ઉઠો, ને જુઓ સઘળે!
દુનિયા બધી આપણી આગળ તુચ્છ દીસે!
છે આ આપણું "હું" જ આ ચોખૂટ વિશ્વતણું
મધ્યબિંદુ ખરું: નથી આપણથી વધુ કો
અસ્તુ સારા વિશ્વ વિષે અરે, એ "હું" વિના
નથી વિશ્વ જ આ! સમજ્યા? ભાઈ, રાજા બનો!
દુનિયા તો ઝૂકે છે ઝૂકાવણહાર કને!—

મનુરાજ

જો ઝૂકાવણહારમાં સત્ત્વ હશે વિરલું!
પણ જ્ઞાનીએ ગર્વતણું ઘર ખાલી કર્યું,
ને નશો તો ચઢે તેથી ઉતરી જાય વધુ

મહેન્દ્ર

અરે જ્ઞાનીને ક્યાં મદ રહે છે કમી કદીયે?
'આ છે મારું કહ્યું જ ખરું" એ શું ગર્વ નથી?
ને ચઢેલું ભલે ઉતરી જાય પાછળથી
પણ એની ખુમારીની મસ્તી તો ઑર જ છે
અમ સાથે તમે બધું ભોગથી ભોગવશો;

(મનોજને સંબોધીને)

ચાલો, ભાઈ મનોજ! હવે બહુ વાર થઈ;
આ ભાઈને સાથમાં લ્યો કે રંગ વધે!

મનોજ (કટાક્ષમાં સ્મિત કરતો)

મારી બ્હેનના આ અતિથિની હું સેવા કરું
એ તો, આપણો ધર્મ જ છે મારી મોહિનીની
પેલી સાંઝે ત્યાં એણે જે રક્ષા કીધી,
તે ઋણેથી જ હું એનું અંતર સેવું છું ને!
મારું તાક્યું બાણ નથી કદિ વ્યર્થ જતું:

(મનુરાજને સંબોધીને)

કેમ, રાજવી! ઉઠો: આ સૌ તમ વાટ જુએ:
તમે તો કામદેવતણા અવતાર જ છો!
મારી મોહિનીનો મોંઘો પ્રાણ બચાવી પછી
તમે પોતે જ એના તો પ્રાણ બન્યા છો, ભલા!

(વધુ પાસે જઈને)

બધું જાઓ ભૂલી! હવે તો રસેં મ્હાલી રહો!
ભાગ્યે દીધી આ સુંદરતાનો સ્વીકાર કરો,
ન મનોજ સમો રસદાયક કો જગમાં.
તપેશ્રી તપ ભૂલ્યા અને ઋષિ ડૂલ્યા રૂપે;
અને માનવી અંતરમાં સ્વર્ગના અમીની
ગમે તેવી હશે કલ્પના, પણ આ જીવતા
પ્રાણીજીવનનું છે સ્વર્ગામૃત એજ ખરૂં!
પ્રાણીજીવનનો દોરો કામ જ ગૂંથી રહ્યો,
ઊંડું જુઓ તો એજ ખરો જગદાધાર છે,
કેમ, બાપ, હજી શો વિચાર રહ્યા છો કરી?

મનુરાજ

તમે કહો છો તે એક રીતે ઠીક લાગે છે, હા–
પણ શાસ્ત્રે તો કામને દુષ્ટ અંગાર કહ્યો–

મનોજ (હસીને)

બધી ઉરવ્યથા બાળી ભસ્મ મહીં કરવા.
બાકી, શાસ્ત્ર તો જીવન જીવી રહ્યા પછીની
જરાવસ્થાની નિર્બળતાને આશ્વાસવાનું
નીતિદર્શન છે!

(મનુરાજ ચમકીને ઉભો થાય છે)

મનુરાજ

તમે શું કહો છો?

મોહિની

ખરૂં છે!
નહીં માનવ માનવતાને વટાવી શકે.
મારા રાજ! તમે તમ જીવનને અમથા
બળજોરીથી આ ગુંગળાવી રહ્યા છો હજી!
પશુ પ્રાણીઓ પંખીઓ ને પ્રકૃતિ સઘળી
કેવું નિર્બંધ, આનંદી, સ્વચ્છ, ઉલ્લાસભર્યું
નિજ જીવન જીવીને માણી રહ્યાં છે બધે!
ખાલી કલ્પિત સાંકળીઓ ગૂંથી ગૂંથી સદા
તેમાં એકલો માનવ આ જકડાઇ રહ્યો!

મનુરાજ

પણ જીવનની શુદ્ધિ સંયમમાં શું નથી?

મોહિની

કયો માનવીજાયો એ સંયમ રાખતાં પે,
જીવનાંત સુધી એવી શુદ્ધિ નિભાવી શક્યો?
ભલે ધ્યેય ને આદર્શનાં સહુ સ્વપ્નાં જુએ,
પણ પૃથ્વીને માટીવેરો સૌને દેવો પડે,
નહીં જીવન મારતાં જીવન કો રસ દે.

મનુરાજ (કંઈક વિષાદથી)

મારા જીવનનો રસ તો છે સુકાઈ ગયો,

મોહિની (પંપાળતી)

કોણ કહે છે સુકાઈ ગયો? મારા રાજ! જુઓ,
તમ જીવન તો રસપૂર્ણ હજી છલકે!

(મનુરાજની આંખોને નિર્દેશ કરી)

તમ કીકીના આ ઝલકાર હું જોઉં છું ને!
ચાલો, મૂકી દો સર્વ વિચાર વિષાદભર્યા;
તમ જીવનનો રસ આ ઘડીવાર મહીં,
કુદકી લેતા ઉદ્‌ગ્રીવ કોઈક ફુવારા સમો;
ઉભરાઈ ઉડાડશે આનંદબિંદુ બધે!

મનોજ (મનુરાજનો હાથ લઈને)

અને કેવો હું આ તમ હાથમાં હાથ ભરી,
તમ અંતરના તારેતાર જગાડી દઉં,
અને આ તમ નેનમાં ઘેન ચઢાવી ઊંડાં;
ઘડી જીવનના અમીમાં રસલુબ્ધ કરું.

રુદ્રાનન (મનુરાજનો બીજો હાથ લઈને)

અને આ મારા વીરને કો પણ દુભવશે,
તે કદિ મારા કોપની ઝાળથી ના બચશે!

બીજાં બધાં (મનુરાજને ફુલાવતાં)

ત્યારે ચાલો હવે: રસપાન તૈયાર જ છે!
જરા ગાઈ બજાવીને આનંદ સૌ લઈએ;

આવો, જીવનના રસિયા સખણા અતિથિ !
રંગરંગ ભર્યા ખટ આ રસ પીને જરા !
ભર જીવનનો રસસ્વાદ પૂરો લઈએ !

(મનુરાજને સૌ વીંટી વળે છે અને મેજ પરથી એક એક રંગનો શીસો લઈ તેમાંથી રસ નાખતાં જતાં સૌ ગાય છે—સાથે અને જુદાં જુદાં—અને મનુરાજને એક પછી એક ખટરસનું પાન કરાવે છે. મનુરાજ પણ ધીમે ધીમે એ રંગ મસ્તીમાં ભળી જાય છે.)

(સર્વ સાથે)
(રાગ, પીલુ—ઠુમરી)

હો જીવનના રસિયા ! પીઓ પીઓ રસપાન !
પીઓ પીઓ રસ પાન !
હો ! મ્હાલો જગત મહેમાન !—હો જીવનના રસિયા !
ખાટું ને ખારૂં, તીખું ને તૂરૂં, કડવું ને મધુરૂં એ ગ્રાન ;
એ ખટરસમાં જીવન મસ્તાન !—હો જીવનના રસિયા !

**મોહિની:** મીઠો આ રસ નવનવો લ્યો મોહનો, નૂતન રહે જીવનનું ગાન ;
આંખોનું અમૃત નિદાન !—હો જીવનના રસિયા !

**મનોજ:** ખાટો આ સ્વર્ગસુખ જેવો રસ કામનો, ઘડીભર કરી દે ગુલતાન :
ખીલવે એ જગનો ઉદ્યાન !—હો જીવનના રસિયા !

**રુદ્રાનન:** તીખો તમતમતો આ ચાખો રસ ક્રોધનો, એનુયે જોઈ લ્યો તોફાન !
કરતો શુ ખેદાન મેદાન !—હો જીવનના રસિયા !

**મહેન્દ્ર:** તૂરો આ રસ સાથે મદનો આરોગો, ચઢશે મહાદેવનું ગુમાન !
લાગે જગ તરણા સમાન !—હો જીવનના રસિયા !

**મચ્છરી:** કડવા આ મતસરના રસની પે લ્યો મઝા, ખેંચે ભવાંની કમાન !
ઉંચુ ન કોઈનું રહે સ્થાન !—હો જીવનના રસિયા !

**તૃષ્ણિકા:** ખારો આ સભરસ લ્યો તૃષ્ણાનો ખ તથી, પડશે કમ લક્ષ્મી નિધાન !
માગશો આ આખી જહાન ! હો જીવનના રસિયા !

**સર્વ સાથે:** પીઓ પીઓ રસપાન ! હો રંગીલા મ્હાલો મહેમાન !
હો જીવનના રસિયા ! પીઓ પીઓ રસપાન !

(ખૂબ ગાનતાન ને પાનમાં સર્વ નાચકૂદ કરે છે: મનુરાજ પણ ગેલમાં આવી ખૂબ ઘુમરી ફરે છે ને ચક્કર આવતાં નીચે પડી જાય છે. સૌ તેને ઉપાડીને અંદર લઈ જાય છે.)

# મેઘાનું ગાન

સ્વર્ગતણી કીકીમાંથી હું છૂટી ઘડીભર નિકળું બ્હાર
તારકકિરણોને લઈ સાથે ચંદ્રસુધાની ભરી લઉં ધાર
મેઘ ઉદધિના પૂડા જેવા વાદળ પર મધ ચૂસતું ત્યાંય
ઇંદ્રધનુષ્યપતંગ કરીને — બેઠેલું દીઠું રસમાંય!
જય જય હો! જય જય હે! જય જય જય જય!

(૧)

એક પતંગતણી પાંખે હું બેસી ઉતરી આવું હેઠ
સૃષ્ટિતણાં સૌંદર્ય કુસુમ સૌ ચૂંટતી ત્યાં માલણની પેઠ
ચૌદ ભુવનમાં ચગતી રહેતી ઝીલવા મોંઘા પ્રભુસંદેશ—
એવા કો કવિની કીકીમાં હસતી હસતી કરું પ્રવેશ!
જય જય હે! જય જય હે! જય જય જય જય!

(૨)

કંઈ કંઈ ભાવ અને સ્વપ્નોની ઝાલર ત્યાં ગુંથતી હું જાઉં
ઉષા સમા કવિહોઠકપોલે રસભર ચુંબન કરતી ગાઉં.
દિવ્ય હૃદયથી ઊડે ફુવારા તેમાં સપ્તકિરણને રંગ
નિજ પ્રતિછાયા નાખી જગને આજે ઇન્દ્રધનુષ્યપતંગ!
જય જય હે! જય જય હે! જય જય જય જય!

(૩)

દીઠેલું ફરી નવું બતાવું નહીં સરજેલું સરજું રહેજ
નામ વિનાને નામ અપાવું રૂપ વિનાને રૂપ સતેજ.
કમળ થકી પણ કોમળ વાણી મેઘ થકી પણ શબ્દ પ્રચંડ
સૂર્ય થકી પણ જ્યોતિ અનેરી યુગયુગ તપતી કીર્તિ અખંડ!
જય જય હે! જય જય હે! જય જય જય જય।

(૪)

પતંગ મારૂં પળ પળ પલકે બેસે ઠરી નહીં બહુ વાર
વાદળના મધપૂડાને ત્યાં તૂટતો નિરખે નભ મોઝાર
પલકારે કવિકીકીમાંથી ગુંજને લઇ નભ ઊડી જાય
પૂડો ત્યાં વિખરાય, પતંગ વિલાય—અને લઉં ઘેર વિદાય!
જય જય હે! જય જય હે! જય જય જય જય

(૫)

[આ કાવ્ય "માધુરી"ના ઑક્ટોબર, ૧૯૩૮ના અંકમાં પ્રકટ થયેલું જોઇ વડોદરાના કોઇ સંજયરાય ડૉક્ટરે ચર્ચાપત્ર લખેલું કે આ કવિતા P.E.N. Journal માં આવેલી અંગ્રેજી કવિતાનો અનુવાદ છે. ખરી રીતે તો આ ગુજરાતી કાવ્યનો અંગ્રેજી અનુવાદ "The Song of Poesy" P. E. N. Jounral ના પાચમા વૉલ્યુમના ૨ જા અંકમાં (તા. ૧. ૨ ૧૯૩૯) પ્રકટ થયેલો એટલે ગુજરાતી કાવ્યનો અનુવાદ છે એમ કહેવું વધારે ઔચિત્યવાળું હતું. જો કે આ વિષેનો યોગ્ય સ્ફોટ "માધુરી" ના પછીના અંકમાં થયેલો એટલે વિશેષ ચર્ચાને અવકાશ ન રહ્યો પરંતુ એક જ લેખક ગુજરાતી અને અંગ્રેજી કાવ્યો કેવાં સારાં લખી શકે છે તે જાણવા માટે એ અંગ્રેજી કાવ્ય પણ અહીં લેવામાં આવ્યું છે.—સં.]

# The Song Of Poesy

I

From the eye of the Sun for a while I come out
*And I take with me as a boon*
The rays of the stars and I fill in my pail
The nectar-stream from the Moon;
On my way, on the rich honeycomb of the clouds,
Enwoven of the air and the sea,
I behold a rainbow-butterfly sitting
And sucking its honey in glee.

II

There I sit and come down on the wondrous wings
Of this butterfly of the sky,
Like a flower-girl, plucking all beauty flowers
Of nature that clustered by;
In the fourteen worlds where they keep moving round
To catch some message divine......
In such eyes of some divine Poet I enter entrapped
And smilingly make them my shrine!

## III

I keep on weaving his garments' fringe
Of varied emotions and dreams,
I sing on kissing the lips and cheeks
Of the Poet like dawny gleams;
In the fountains that spring from his heart divine
Doth my rainbow butterfly throw
The reflection of its seven-hued gleaming wings
And enchanteth the world in its glow

## IV

I show the seen once more as new,
I create from nothing a norm;
I give the name to the nameless thing,
And grant to the formless form;
More tender than lotus I mould his speech,
More thundering than clouds his voice,
More bright than the light of the Sun his joys,
And a fame immortal and choice.

## V

Every moment my butterfly flutters its wings,
For long it would not stay in;
It espies in the sky its cloud-honeycomb
There crumbling to pieces within;
In a trice from the eyes of the Poet it flies
And takes me away to its cell:
The honeycomb flops and the butterfly drops,
...And my Poet! I too...Farewell!*

*Translated by the Author from his Original poem in Gujarati

# અવરોહણ*

પૃથ્વી – સળંગ ને સૂકી – અગેય, અમેય ને અજેય ×
યતિસ્વાતંત્ર્ય ને ક્ષતિપારતંત્ર્ય ડ સહિત.

રખે હૃદય! ત્યાં જશો! પથ જુદો ધરો કાં તમે?
પડે ક્વણુ આપ સંગ, અહિં જે રહ્યા ટેકીલા?

---

*ઇ. સ. ૧૯૨૫ માં થયેલાં પરોક્ષ સૌજન્યપ્રદર્શનમાં પ્રથમ સ્ફુર્યું અને પછી 'પરહસ્તે સર્પતાડનમ્'ની નીતિવાળાં અન્ય અનેક પ્રદર્શનોથી મગજમાં વિસ્તાર પામ્યું. એમાનાં કથન-ચિત્રો દેવીના ઉચ્ચ ગિરિનિવાસ પરથી નીચે ઊંડી ખાઈમાં-ચઢી અદૃશ્ય થતા પંથોનાં અનેક દૃશ્યો પરથી લીધેલાં છે. અવરોહણ=ઉતરાણ આવાં ચિત્રો ડુંગરને ખુંદી નાખ્યા વગર મળતાં નથી. અથવા, ડુંગર ખોદીને ઉંદર કાઢનારા મહાપુરુષોનાં સત્યદર્શન ડુંગર પર ગયા વિના પામી શકાતાં નથી.

×વિચારપ્રધાન કવિતાના ઉતરાણ માટે મેં આ સળંગ ને સૂકી પૃથ્વીના છંદની ખાસ શોધ કીધી છે, તે તો હવે સહ કોઈ જાણે જ છે; – કેમ ન જાણે? ગમે તેમ ચાલો, દોડો, ગબડો, કે પડો, એ સર્વ ક્રિયા માટે એની સળંગતા ઘણી જ અનુકૂળ છે. એને ખાસ સૂકી રાખવી પડે છે, અથવા એ સૂકી રહે છે, કારણ કે એની ઉપર જો અમીમય પ્રાવૃષની વૃષ્ટિ થાય તો તે લીલી થઇને પોચી પડે ને પગ ખુંચી બેસે. અગેય એટલે જેનું ગાન ન થઇ શકે તેવી, અપેય એટલે જેનું પાન ન કરી શકાય તેવી (સૂકી જ છે ની?) અને અજેય એટલે જેને જીતી ન શકાય તેવી. જુવો આ ત્રણે વિશેષણો મેં સાર્થ કર્યાં છે કે નહિં? આ પૃથ્વીને કોઈ જીતી ગયું નથી કે હું પણ તે જીતી શક્યો નથી. અગેય કવિતા માટે રૂપમેળ છંદ જ જોઇએ એવું વિધાન કીધા પછી ને પૃથ્વીને અગેય માની લીધા પછી હું અનાયાસે મારી આંતરશક્તિના પ્રભાવે શ્રુતિઓની એકમબેકમની નાકાબારી પણ શોધી શક્યો અને રૂપમેળ છંદને પાછો માત્રામેળ બનાવીને મારા મૂળ વિધાનની અદ્ભુતતા મેં સાબિત કરી આપી! રા. બર્વેના અનુમાન ઉપરથી 'પૃથ્વી' સુગેય નથી એ મારા સિદ્ધાંતને પુષ્ટિ મળી હતી પણ રા. વિજયશંકર પ્રાણશંકર ઢેબરે પોતાના 'નાદવિનોદ'માં ૭૭ મે પાને એ જ 'પૃથ્વી'ને વર્ષો ઉપર રાગતાલમાં બેસાડેલો હતો, તેને "રાગ ગૌરી, તાલ ચતુશ્રજાતિ, એક તાલ, માત્રા ૪, મધ્યકાળ" એમ સુગેય કરીને બતાવ્યો હતો અને હવે તો બીજા રાગોમાં પણ તે ગવાય છે, પણ તે મારા સિદ્ધાંતથી પર છે એટલે હું તેને ગણતો નથી.

આ પદ્યાલેખનમાં જે ક્ષતિઓ લાગે તેમાં 'અવરોહણ'ના લેખકનું સ્વાતંત્ર્ય નહીં પણ પારતંત્ર્ય છે: મૂળમાની ક્ષતિઓનું જ નાનું મોટું પ્રતિબિંબ છે.

# પ્રતિકાવ્યો

*

આરસીમાં જેમ આપણી છબી છે ને નથી—કારણ કે જમણું તે ડાબું ને ડાબું તે જમણું તેમાં દેખાય છે—તેમ કંઇક પ્રતિકાવ્યની ગતિ Parody એ માત્ર અનુકરણ નથી. કોઇ પણ કાવ્ય કે લેખની પ્રતિકૃતિ કરવી તે જુદી જ ચીજ છે.

ખરા પ્રતિકાવ્યમાં હાસ્યરસ સાથે કટાક્ષની તીણી ધાર હોય તો જ તાક્યું તીર સચોટ વીંધી નાખે. પ્રતિકાવ્યમાં મૂળમાંના શબ્દો નહીં પણ તેની છાયા ને તેના પડઘા જોઇએ; અને મૂળની શૈલી સદેહાત્માએ ઉતરવી જોઇએ. ભાષા પર અને કલા પર સંપૂર્ણ પ્રભુત્વ વિના પ્રતિકાવ્ય—ખરેખરાં પ્રતિકાવ્ય—લખવાં અઘરાં છે.

ન્હવે ભય ન લેશ જ્યાં મગજ ટીપતાં લાગતો,
દિસે અજલકૂપ[1] કે કથન નાકપાખ્યાં થયાં!
ન આ કદમમાં પ્રભાવ, સહુ વારી હારી ગયાં;
ગળ્યા પગ અનન્ય શું પગ થતી ધ્રુજેટી વિશે!
તપો રસ ઉકાળતા સટીક તમ દુહાસુંડને[2]
ધડયા મમતીલા ઘટે[3] કચડના નીચે ઝૂલતાં
સુગંધી કવિતાપુંજો, સુપદપુંજ કૂટીકુટી
લીધો અણઘડેલ ખેત રસ – ઢાળ – તાળી લીધો.

અમે પણ ઘણું કહ્યું વિહરવા ઊંચે સાથમાં,
છતાં ઉતરવું, હજી ઉતરવું: તમારી દશા!
પડો, કદિ ઉભા રહો; મતિમદે ભુજાઓ ધસે,
પડે વિકલ શિક્ષણે યુવક હેઠ કૈં જોજન.
નિહાળી દૃગચિત્રની[4] ચટકતી જ[5] માયાસભા
વિસારી નવ ઘો છતી વિજયશાળી તમ સક્તિઓ,
ત્રિલોકસર સુણી લ્યોઃ પ્રકૃતિ ગાય ના ગાયન![6]
નહીં દીધી શું કુદરતે ગગનગંગશી કલ્પના?

બધો ધ્વનિના[7] તજી પ્રસિત[8] આંખ બધુ જડ બની,
અરંત ડગ બાલરંગ ધરતાં જ આશ્વાસમાં;

---

૧ જળ–પાણી–વગરનાં કૂવોઃ મૃત્યુનો કૂવો, કલાનું મૃત્યુ જ થાય છે માટે.

૨ મ્હારી 'કુટેવ' વાળા દુહા–સોરઠા વાંચ્યા છે ને!

૩ હૃદયે

૪ પદરચનાની અશક્તિમાથી ઉદ્ભવેલા કવિના અગેય રૂપના માયાવી ભ્રમની.

૫ આ અને આવા અનેક ઠેકાણે વપરાયેલા 'જ' નું અહિં ખાસ કામ નથી, પણ મૂળમાંના એ પાદપૂરક 'જ' નાજ પડઘા છે.

૬ કવિતા અને સંગીત બન્ને ઓંકારમાંથી જ જન્મેલાં છે, અને જડ ચેતન સર્વેને એ ઓંકારમાં જ અંતે સમાવાનું છે અવકાશમાં ધ્વનિઓ અનંત પ્રવાસ કરે છે. શ્રુતિરચનાની નિયમિતતા અને તાલ એ કવિતા અને સંગીતનો સહીયારો અંકોડો છે કવિતાની ગેયતા કવિતાના આત્મા સાથે જ સંકળાયેલી છે એ ગેયતાને કહાડી નાખો તો ખુદ કવિતા જ કપાઇ જશે

૭ સંસ્કૃત તત્સમ શબ્દોને આમ તેના જોડાક્ષરો છુટા પાડીને લખવાથી રચનાવિધાનની શુદ્ધતા અને વિચારપ્રધાન કવિતાની શિષ્ટતા જળવાઇ રહે છે. સળંગ લખી જવા માટે પદરચના માટે શબ્દો બરાબર નહિં જડતા હોય તો ધ્વનિના ધવનિ, શબ્દના શબદ, અલ્પના અલપ એમ ઉચ્ચાર કરવા એનાથી પેલું ખાસ 'કવિત્રમાધુર્ય' વધે છે.

૮ આસક્ત, અંધાપેલી.

રૂવે, કકળતી દુખે સુભટ કેરી મૈયા દિસે,
રચે કિરણુ ભગ્નપંથી પર ક્યાંહિ રવિ ઉગમણા!
વ્હડે ભીષણુ કોપમાં અધિક, ગોતી શબ્દો ભળે,
કુદંત વળગી ખચે શબ્દગુંજ પીડામય,
વિલબ્ધ કળ નાખી દે, ગણુ કરે ઘડી ક્ષોભતા
વિલાપન કરી ધ્રુજે, બધિર ભીંત ના દિલ ધરે!

હશે તહીં ભરો અને મુરતિયા જરી માખણે
દિમાગ ભરી દે, પરંતુ નૂર તો હતાં તેહવાં;
નીચે યતિગતિ તણા ગત પ્રપંચ લાભો વળી
ફિસાદ જડતા ત્યહીં, જિકર તેથી કરતા જ એ;
નડે સફર નાવિકો, શ્રુતિ પરીખ યાત્રાળુઓ,
ધરે ફુલ નહીં, તથાપિ ધુળ આંખડીમાં ભરે;
ચણી વિરસ કોટડી, રણુ દિસંત ફાલ્યાં ફળ્યાં,
ઉઠયા રસિક પાઠકો ચતુર શુકલશશિ સુંદર[૯]
અનેક નત ઊર્મિના અધમ ઊંટ કવિઓ બીજા;
ઉપાધિ છલ આણુતા, વિતથ[૧૦] ભ્રમપ્રચારી તદા
કલાક્ષતિ બતાવતાં ટસટસી ધરે કાંચળા!

ખરેખર કવિ, જુવો, "કુદરતે બધું સુંદર,
છતાં કયમ કવિત્વ એવું તમ ક્લિષ્ટ ને ખોખરૂં ?"
મળે રુચિરતા કહીંક જ, પ્રલાપી બે ચાર કો
ચરોતરી લીલાઝુમી[૧૧] સુકૃતિ ગુંથી ફૂલો રૂડાં,
તજી સહુ અગમ્ય તાન વા ચીનના[૧૨] શોખીને,[૧૩]
પુરાણુ રસભોગીનો ખપ તમે ન લ્યો ધ્યાનમાં,
અડોઅડ ઉભી કરી વિષમ પંક્તિઓ ઘાતકી,
નસાડી દઇ બ્હોળ[૧૪] વિધિ સરલ સૌમ્ય ચરણો બધા
ન જોયું કયમ કુદરતે ભરી રહ્યું જ સૌંદર્ય રે?

---

૯ શુકલ પક્ષના ચંદ્ર જેવા સુંદર

૧૦ જૂઠો, ખોટો.

૧૧ ચરોતર પ્રદેશના જેવી લીલાથી ભેલી

૧૨ ચીનના જેવી દુર્ગમ ભાષાના.

૧૩ સળંગ પૃથ્વીની અપાર ખુબીઓ છતાં આ ઠેકાણે પૃથ્વીના ખાડા ટેકરા કુદાવવા પડતા હોવાથી અહિં કુદકિયા રચના થઇ છે, અથવ્ય કીધી છે, મૂળમાંના ખાડા ટેકરા ને કુદકા જેવી જ.

૧૪ બહુ, 'બહુ'ની આ નવી જોડણી મને 'બ્હોળ' ગમે છે. એથી શબ્દસૌંદર્ય વધે છે, જુવો સૌંદર્યમાં પણ 'સૌ' જ છે!

વહુ દુખદ હા! સખે, સખત- આ ઢળાને મળે
નહીં શકટઃ[15] કર મુકો ચતુર[16] રોજની ટેવથી[17]
કહીં મગતરાં મર્યાં; ઉદર પ્હાડ ફોડી ધસ્યા,
અને સુર-ખતાતણી કવન ઝાડી આ જાલમી!
પદે પદ વળું, દિસે ઉકરડા તણા ઢગ સમું,
અને જહિં તહીં ખસે લઘુગુરૂ સ્વરોની ફણી,
અહા! થઇજ ઝાડી, નિર્જલ તપે બધી ભોમ શું!
—અરે સબર ક્રૂર, કૃત્ય તમ મત્સરે શું શમે!
હશે રુદ્ર શે અહીં રચ્યું વિક્ષાતનું શાસન![18]
છપાવ્યું છવિએ, તથાપિ લડી થાક્યું ધૃતારં શું!
નિહાળી પથ એ જુઓ નવરસો જ બીજે વહ્યા[19]
કળાય ન કળાય અંદર ધુપેલ કે તેલ છે!
સવાપલ ઉજાળતો મુકુરદીપ[20] ગુયે મહીં
ખરે સ્વપનમાં જ ફીણ, ઢગ ગાદલામાં ડુબ્યો!
હવે શયનધામમાંહ્ય,[21] નિજ લેખિનીને પૂરી
ઉશેડી પતનેથી હીણુ[22] હ્યો, હાસ્યવિમોચન![23]

મહા નર દીઠો, હરિ! અગર આ સ્વપન[24] ગર્વનું!
ફરીજ ભણકાર!-હા, અનિલ ફાવતો આ દિસે.[25]
ઘડેલ ત્યજી દીન શા કવિકલાતણા કંદરો![26]
સહ્યા વિવિધ દંતને વિવિધ આળના ધારક

---

૧૫ ગાડું.

૧૬ ચાર તેમજ હોશ્યભરી.

૧૭ "પૂછું મ્હને ફુટેવ," એ તો હું રોજ પૂછ્યા કરું છું.

૧૮ આ વિલાયતની ભાષામાંથી અહીં આણેલું અગેયતા, સળંગતા આદિનું શાસન.

૧૯ એ ઉત્તરાયણ પંથે જતાં નવરસ નથી મળવાના.

૨૦ આદર્શદીપ અથવા આરસીમાંનો દીવો. આ કાવ્યમાં બહુ શબ્દો ઘર સ્થિર છે. સુજ્ઞ વાચક ખોળી સમજી લેવા.

૨૧ પથારીમાં.

૨૨ એ 'પતનથી'નું વિશેષણ છે 'હીણ પતનેથી'

૨૩ હાસ્યાસ્પદ થવામાંથી મુક્ત કરનાર

૨૪ પાસેના તત્સમ શબ્દ 'ગર્વનું' વમન કરી નાખતા આ ખાસ પૃથ્વી છંદને જ માટે 'સ્વપ્ન'માંથી આ 'સ્વપન' શબ્દ બનાવ્યો છે. તે બહુ મધુર લાગે છે.

૨૫ અનિલ—પવન: ભણકારને પડઘા એક પછી એક લાગ્યા જ કરે છે, એટલે ભણકાર પછી બીજો ભણકાર આવે તેમાં ફરતો પવન લાગે છે.

૨૬ અંકુરો.

કરે બધી સુગંધ બંધ, હઠીલાજ કૂચા વિશે
ન હારી નમતા, વળી કરી રહી ખતા એ પર
બનાવી મથકો, કરે ગલિત ગોખને થાંભલા,[27]

અહા અસુર દંત! અંતર બને કલાનાશથી
હનાશ બહુ-શા ચીરા પ્રગટ જો દમે આ ઉરે!
ગણો શું કવિનાં કલાપ્રબલ તત્ત્વકાર્યો તણો
ઊંડો પરમ મર્મ-કંદરવ ક્લિષ્ટ ને કર્કશ?
અહો નયનબંધ કાવ્યદ્યુતિ[28] ભૂલતા કવિજનો!
લગીર નવ યત્નથી રસરહસ્ય જાણ્યું તમે;
વહે સલિલ[29] છીછરી સરિતમાં, તથાપિ મદે
તરો કવિતનાવડે, તરણુ[30] તોય પકડાય ના,[31]
ન ક્વાપિ[32] તમને જડી ખરી વિભૂતિ કવિધર્મની;
ન એ રસપ્રસાદ, આંખ જકડયા જ મનખા સમો,
અરોચક[33] નહીં શકે ઊતરી અન્ય અંતર વિશે,
થઈ ઘણી સજા; થયા શિર પ્રહાર પણ કેટલાઃ
થયાં વપન કેટલાંઃ તદપિ સ્વપ્નનાં પૃષ્ઠ એ
ઘૃણ્યા સહિત છે ખુલ્યાં ઉપહઆસ-સાહિત્યમાં![34]
તને, ગરવી ગૂજરાત, ખમ્મા! શું વંત્રી નડી?

---

૨૭ એ વળી પોતાની ખસા પર જે ઈમારત ઉભી કીધી છે, તેના ગોખ ને થાંભલા પણ ગલિત-ગળતા બનેલા છે.

૨૮ કવિતાની ખરી જ્યોતિ.

૨૯ પાણી.

૩૦ હલેસું.

૩૧ એક તો છાલકી નદીમાં પાણી આછાં વહે, તેમાં કવિતાનું નાવડું તરાવવા ઝુકાવ્યું, ને તો પણ હલેસું તો પકડવા આવડતું નથી.

૩૨ કદાચિત્.

૩૩ પ્રકાશ વગરનો.

૩૪ ઉપહાસના સાહિત્યમાં. ત્હમને ઇતિહાસની વ્યુત્પત્તિ માલુમ નહોતી, તેથી તેને ખુદ મ્હારી કવિતામાં જ વ્યંગપણે બતાવી દેવાનું ઈષ્ટ ગણીને મે ત્યાં 'ઈતિહાસ ને 'ઇતિ-હ-આસ', એમ લખ્યું. ત્હમારે એમ નહીં સમજવું કે પૃથ્વીમાં ઇતિહાસ બરોબર સમાઇ ન શકતો તેથી પૃથ્વીનો ખાડો પૂરવા મેં "ઈતિ-હ-આસ" એમ વ્યુત્પત્તિમય શબ્દ લખીને હાંક્યું. કવિતાના. સત્ય સ્ફુરણમાં મને મ્હારા વિચારપ્રધાન મગજને અંગે એટએટલા વિચારો આવીને ઘેરી લે છે કે તેને આવી રીતે મ્હારે સ્થાન આપવું પડે છે. એ જ રીતે અહિં 'ઉપહાસ' શબ્દને મેં 'ઉપહઆસ' એમ લખ્યો છે, અને મ્હારે મતે 'ઉપહાસ'ની વ્યુત્પત્તિ પણ એમ જ છે. ઉપ=પાસે, હ=આનંદ (જુઓ સંસ્કૃત કોષ!) અને અસ=હોવું. ગુજરાતી કવિતાલેખનમાં આમ કવિઓ શબ્દ વ્યુત્પત્તિમય જ લખે તો કેવું સારું થાઉં? જ્ઞાનની કેટલી ભરતી થાય? ન લાગે?

બળી ડુબવરી શું અંકુલ[35] અગેયસિંધુ વિષે?
બસારત ન જાણી, હોમ કરવા બહાળ્યો[36] ઘણું:
નહીં કવિકલા ઠરી, રસ શું આપશે અક્ષરો?
સખે! દમ ઉડે, રૂંધાય જીભ કંઠ મોઝારથી;
અને મગજને દળે પ્રલયકાળ રુપ ચિત્ર ઓ;
પ્રભો! મહણુ ભાસતું! ફરતી વ્હોરી જંજાલ આ!
અહી દલીલરહોતી તેગ, ઉદ્ધારવા ગુર્જરી![37]

ચ્હડો ઉપરઃ દીપના, ફક્ત પૂર્ણ નિશ્ચય કરો:
બધે શું ન પડે કઠોર પડઘા તમારા જ આ?
અવાજ પણ એ રુવે, દરી તમે સુણાવ્યા મળે,
ઢળી વિરસ શૂન્યમાં બળી જશે હતા ના હતા;
તમે ફસી વસી રહ્યા બસ અગેય ભ્રાંતિ મહીં
અધીર મદડોલ–જે મગજતૈલ આ જાતનું,
વળી રચન–માપ–અંક, સુર મૂળ રાગો તણા,
ડુબાડી, ડુલવી વળી ગુંચવી, પંક લોટાડીને,
ધરંત કવિનામ ભોગ્ય ભ્રમભગ્ન આધાશીશી![38]

દિગંતચર[39] આશના જિત વજંત[40] વેધનથુર!
દિગંતપટ ઝાલતા સમયરતૂપ[41] નશ્વર[42] જડ!
અનંત નભજ્યોતિનાં ભ્રમણ પ્રોતી છે કલ્પના,
વિલંકૃત[43] વિધાન, તો ય ધમસાણ સંઘર્ષણ!

---

૩૫ ગુંચવાયેલા, ડહોવાઇ ગયેલા.

૩૬ ભૂલવણીની ભુરકી નાખી ઉડાવ્યો, શ્લેષ: બ. ક. આવ્યો.

૩૭ દલીલની તલવાર ધરીને ચલાવી એટલે વળી આ ઠેકાણે પૃથ્વીમાં વચ્ચે કાપો મારવો પડયો છે; તલવાર પકડી એટલે ઉછળવા વગર છૂટકો નહીં આ બધા કવિતાની મહાકલાના ઊંડા ભેદ છે, તે આમ હું પ્રગટ કરી દઉં છું

૩૮ આ પાંચ પંક્તિના મહાકાવ્યમાં મગજનું તેલ કઢાડીને કવિત્વનું એવું આમરણ ચાક પ્રકટન છે કે એમાનું પાતાલ પાણી કઢાવતા જરુર મગજમાં આધાશીશી થાય?

૩૯ દિશિમર્યાદામાં જ રહેનારી, ક્યે નહીં તેવી હવે પછી, આકાશને ફાડી નાખનારા ને પૃથ્વીજનોને ધ્રુજવનારા મહાશબ્દોના મોટા ભડકામાંથી અવરોહણ કરવું પડે છે એ ચાર પંક્તિઓમાંના ધ્વનિગાંભીર્યની અદ્ભુતતાથી ત્હમારી નાડીઓ એવી કુવાયે કે બીજી ત્રિજ પંક્તિમાં જ એના સર્જનહારને (સર્જન એટલે યંત્ર ચિકિત્સા કરનાર વૈદને) નસ્તર લઈને આવવું પડશે.

૪૦ જિત વારૂ જવા.

૪૧ વજતના કાળના–થાંભલા.

૪૨ નાશવંત.

૪૩ 'અલંકાર વિનાનું' વિધાન–રચના છે છતાં એ રચનામાં કેટલાં ધમસાણ ને ગુંચવાં? કેટલાં સંઘર્ષણ એટલે અથડામણો!

અનંતયુગ જે સ્મરે, સ્મરણુમાંજ જીતી ફુલે,
ઉચ્ચાર, અનુપ્રાસ, તાલ, યતિ, તે તણા નરતર!
તજે સુરકુઢંગ તો સરળતા ભળે ભાવતી,
અને રસપ્રદેશનો પરમ સાનુલ્હાવો[44] મળે:
છતાં અમૃત ચાળતી વિકલ ચાળણી જ્યાં ધરી
ઠગો હૃદય તોય માલ અમીરુપ ત્યાં કયાં રહે?—
ડગે ડગ દિસે કૃતિ વિફલ પુત્રી વન્ધ્યાતણી!
હશે કઇ મજા? અરે અરર આથી શું કાજ કો?
થશે વિપથ માર્ગ ગુર્જરી તણો ઉદય કે કદા?
ભલે વિવિધ લેખ સાખ બલરાજ વર્ષાવશો,
હસે સરવ[45] વ્યંગમાં: નહીં જ સૂત્ર તમ હાથમાં![46]
સખે! બસ હવે: અગેય ધ્રુનગ્રસ્ત બ્રહ્માંડમાં
નહીં યતિતણી રહી શિકલ પંડ–બૂડાણુમાં,[47]
અલંકૃતિ સુગેયતા, યમક, બંધનો વૃત્તનાં,
કુર્યાં ગુજરીપાર સૌ–યતિ જતી સમા જોગટા!
હજીય બહુ પોપટો રહડબરહડ ઝુલે પારણે,
હજીય કવિબાલ કાષ્ટ અસપે[48]બને સ્વાર હા![49]
સુવર્ણ તજી લોહ શો વિકટ અર્થ રાખ્યો બધે;
થશે શું કવિતાસ્વરો કદિ વિભક્ત સંગીતથી!
રહી ચ્યુતિ ઘણી પદેપદ સમસ્ત કોભાંડથી.[50]
જુએ જન ઘડી ઘડી કવિતદેવી શું રાંડતી!
દીઠી નવદીઠી ખરી કવિતજ્યોત શું ભવ્ય કે?
સબર સબર સબર પ્રાણ! સટરપટર કશી પુસ્તકે?[51]

---

૪૪ સાનુ=શિખર, ટોચ, રસપ્રદેશ શિખર પર જવાનો લ્હાવો મળે.

૪૫ સર્વ

૪૬ અહીં "અવરોહણ"ના ભણકાર પૂરા થાય છે. હવે પછી આમતેમ વિશિષ્ટ કૃતિઓના ભણકાર સંભળાશે.

૪૭ આ બે પંક્તિ તથા ૧૨૩–૧૨૪ મ્હારી 'જ્યોતિકણી'ના ભણકાર છે.

૪૮ અરપ. ફારસી શબ્દોનો ગુજરાતી અવતાર.

૪૯ મ્હારૂં પોપટને પોઢાવનારૂં ગીત તો તમે જાણતા હશો.

૫૦ ખોટા દાવાથી.

૫૧ મ્હારી "માહતમ બોધ"ની છેલ્લી પંક્તિમાં આ 'પૃથ્વી'ના જુલમોથી કંટાળી–હારી થાકીને મેં પ્રભુને કેવા સ્મર્યા છે? અને મ્હને કેવી ચ્હીડ ચ્હડી છે કે 'પૃથ્વી'નું નામનિશાન, પણ કેંઈ દશ હું નિરાંત પર ધારણ કરી બેઠો છું.

થઇ પરશુરામને કર પરાસ્ત[૫૨] નક્ષત્રી[૫૩]જે,
અગેય ફરી શું કઢંગી કરી તેમ 'પૃથ્વી' તમે?
અહીં ત્યહીં 'જ' ને મૂકી સુભગ હૈં ખીલા ઠોકિયા,
બહુ શ્રમ થકી જ પૃથ્વીતલના જ ખાડા પૂર્યા![૫૪]
નહીં સરિત[૫૫] કો રહી, પછી પ્રવાહની વાત ક્યાં?
ન વૃત્ત પણ પાધરાં, પછી કરાય 'અભ્યસ્ત' ત્યાં.[૫૬]
નહીં ચમક મૌક્તિકો, નહીં પ્રબંધના કૌતુકો
બધી ધમક કોપની અરુઢ સંસ્કૃતે ટોકવી;
કર્યાં મધુર 'શબ્દ'ના 'શબ્દ' એજ પૃથ્વી થકી,
'પ્રવૃત્તિ' સઉ જૈ શમી અધિક શુદ્ધ 'પ્રવૃત્તિ'માં![૫૭]
કવચિત્ અજબ રૂપમાં શ્રુતિસમાસ દેખાડિયા—
જુવો, રચનશ્રેષ્ઠ શું વિરલ વચસ આ અદ્ભુત![૫૮]
ભયંકર, પ્રચંડ દુર્ગમ. કઠોર શબ્દો ભર્યાં;
સુગંધ ન 'પ્રસૂન' દે,[૫૯] થઇ જા 'પ્રાવૃષે'[૬૦] વૃષ્ટિ કો!
નહીં ઉર ઠરે, નહીં કદર થાય એ રીતથી

---

૫૨ હારેલી.

૫૩ ક્ષત્રીઓ વગરની. પરશુરામે અનેકવાર બ્રાહ્મણોને પીડતા ક્ષત્રીઓનો પરાજય અને નાશ કરીને પૃથ્વીને ક્ષત્રીઓ વગરની બનાવી હતી એવી પુરાણ કથા છે.

૫૪ આ પંક્તિમાં એ વિધાન પ્રત્યક્ષપણે બતાવવા તે પૃથ્વીમાતાના ખાડા પુરવા બબ્બે વાર ખાસ 'જ' વાપર્યો છે.

૫૫ નદી. પૃથ્વી સુધી જ પસંદ કીધેલી છે, પણ ત્યાં નદી શાની ને પ્રવાહ શાનો.

૫૬ છંદના ખોખામાં કવિત્વમય વિચાર સમાવી શકાય તો અફળાવીને કરીને સમાવવો, નહીં તો પછી એ ખોખાના પાટિયાં ઉખેડી ઢીલા કરી બીજાં પાટિયાં સાંધીને કે કાપીને કામ ચલાવવું, અને એ મહાક્રિયાને જેવું પ્રચંડ નામ ઘટે તેવું નામ 'અભ્યસ્ત' કરીને આપવું.

૫૭ આ બધાં શબ્દમૌક્તિકોના ચમત્કાર ઠેરઠેર આવ્યા કરે છે

૫૮ આ શ્રુતિસમાસનો ચમત્કાર તો બહુ જ વિરલ છે કવિ દલપતરામે તો પિંગળમાં કહ્યું છે કે 'જોડાક્ષરથી જો પ્રથમ પડે તો ગુરુ થાય' અને તે નિયમ પ્રમાણે 'વર્ચસ્' શબ્દમાનો 'ચ' તેની પછીના જોડા 'સ્' ને લીધે ગુરુ થવો જોઇએ. પણ અહીં આ પૃથ્વીનો બંધ સાચવવા જોડા 'સ્' તેની પછી આવતા 'આ'ની સાથે મેળવી દઈ તેને 'સા' કરી દીધો છે. આ અદ્ભુત વિધિ સંસ્કૃત સમાસ નિયમમાંથી મેં ગુજરાતીમાં પ્રથમ જ દાખલ કીધી છે જુવો મ્હારા પોપટને પોઢાવનાર ગીતની ૧૫ની પંક્તિ પણ મેં 'વિદ્યુત આ'માં એવો જ પ્રયોગ કીધો છે। મારા શિષ્ય રા. રામપરાયણે પણ મારા આ પ્રયોગની નકલ કરીને ટેકો આપ્યો છે।

૫૯ ફૂલ પુષ્પ, કુસુમ. આ બધા શબ્દોને સુંઘતાં તેમાંનો સુવાસ ઉડી ગયો છે, તેથી સંસ્કૃતની વાડીમાંથી નવું 'પ્રસૂન' લાવ્યો છું જેથી પાછી સુગંધ બહેકી રહે

૬૦ વરસાદ

## શ્લોક

અગણિત કળત્રાસો ભ્રષ્ટ પ્રાસાનુપ્રાસો.
કવન અતિ અરિષ્ટાપેક્ષિત ક્લિષ્ટ પ્રાસો,
ન હિસત કવિતાના સ્પષ્ટ કે ઇષ્ટ ગાતર્
ઘટ-ઇઠ રચનાપે ફેરવો, ભ્રાત, કાતર્!

— વલ્કલરાય

અનુચિત પરિહાસો અટ્ટહાસોપહાસો,
અગર કવિ અરિસ્ટોફિનિસે તો વધાર્યા,
નથી રસતઃપિ એ શુદ્ધ કે શિષ્ટ ભ્રાતર્,
અપરસરચનાએ માત્ર રાચે કપાતર્.

— બ. ક. ઠા.

# સાંબેલું

(વલણ)

સાંબેલું સહુ લાવિયા, પડતાં લાગ્યા પાય રે,
શ્રવણ રમણ ગિરિધર કરી ઘડે ગોકુળ ઘાટ ઘણાય રે.

રાગ : ધનાશ્રી

સુંદર પંડ્યા સત્ર ઉજવતાં કહેતા ભલીભલી વાતજી,
ગોખલે ખંડે ચિત્ર ચીતાર્યાં જય જય કવિની ખ્યાતજી! ૧

લાધ દીધી, બધામણી દીધી લાધનારો વળી સાથજી,
સાંબેલું લઈ કરે ઉજાણી જય જય વૈકુંઠનાથજી! ૨

કવિશ્રી કહે, અમો સૌ જોગવશું દેખાડો નવ દંતજી,
સાંબેલું નક્કી શણગારવું સાગે આવી વસંતજી! ૩

ટૂંકી વેળ ને કથની લાંબી છંદ દીધા સૌ ત્યાગીજી,
કોની તે માત્રા ને કોના તે ગણ? લીધાં ડોલન ગુંજન માગીજી! ૪

કવિશ્રી સાંબેલે ચાલ્યા સીમર્યા શ્રી વ્હીટમેનજી,
વણ લખિયો સંદેશો ઉચરે, લ્હે લાગી દીન રૈનજી! ૫

ભરછક આંબાની મંજરીઓ તેમાં કોયલ બંધજી,
સર્જનજૂની મોરલી વાતાં જામે ઉષા વસંતજી! ૬

ડોલન મુખે તોઅરો બાંધ્યો ખખડે માંહી વિચિત્રજી,
કુંજે કુંજે કુસુમવલ્લરીઓ ઝુલવે બ્રહ્મ પવિત્રજી! ૭

સાગર ઊંડો બાથ ન આવે કહિ રીણુની ઝાંયજી,
રણ જિતવા કાંત બની ડોલે ડોળા ડહોળણ માંયજી! ૮

આવો ઝોગંદર ને જોધડા! આવો જતી જટાળજી,
ભડકાનો ભેખ ધો છંદોને, લ્યો ડોલન કરતાળજી! ૯

તડબુચ ખડબુચ બાપને બેઠા રાખ્યા સાથે ભેળાજી,
તુળશી મૂખ શ્રી વેદ ભણે ને ગાય સીતારામ ચેલાજી! ૧૦

શેઠ વાણોતર શંખ ફુંકે ને શિરજી ભાપણું જરાળજી,
કવિશ્રી નિર્ભય બેઠા ડોલે ભોળવતા જગબાળજી! ૧૧

કળહીણા શબ્દો શું ઝીલે? ધેલે ઘેલા સાથજી,
તાલ તળાવે ને ઢાળ ડુબાવે જે જે વૈકુંઠનાથજી! ૧૨

એક લીટી લાંબી થઈ સૂએ બીજી અટકી જાયજી,
દિશા દિશાના દેવ બોલાવે કૌતુક મોટાં થાયજી! ૧૩

તાલે તાલ તૂટેલા દીસે છંદ થયા સૌ વક્રજી,
અક્ષરમેળ માત્રામેળ કૂટે સૂચવે કવિતા ચક્રજી! ૧૪

લખે ભુંસે ને વળી ચીતરે, લે ડોલનિયાંનું નામજી,
એ સંઘ ક્યારે કાશી જાશે? જોવા મળ્યું છે ગામજી! ૧૫

શું જાણે કવિતાનો મહિમા ગુર્જર દેશના લોકજી,
તોડ ફોડ કરીને સૌ વાતે રાખી કવિની નોકજી! ૧૬

સાબેલુ તો લાગે રહેલું પણ વાતાં જાય ફોકજી,
ખાડે ખાડે ને કુશકા નીકળે ભાગે દિલ ને ડોકજી! ૧૭

(વલણ)

તોક અનેરી કવિશ્રી લાવ્યા થઈ ડોલનની ખ્યાત રે,
ધોતીયા છોડી ઘાઘરી આપશે તે પહેરશે વાઘરી જાત રે! ૧૮

— ક્ષેમાનંદ ભટ્ટ



## નામ અને ક્રિયાપદની સંધિનું ભયસ્થાન

આજે ભાઈ! વ્રજ સુહૃદ તે મિત્રની વાત જાણી
નિત્યે કેવી પ્રિય તરફથી ભેટની થાય લ્હાણી
ને એ આવે મિલન કરવા તે પહેલાં મજેની
ભેટાવે છે પ્રથમ વ્રજને દાસી સાથે જ તેની!

— શ્રીધર

# ઉમેદવાર કવિની સખીને

સખી, આવ્યો દિન તો આ'વો,
સખી, એ પે જીવન લ્હાવો,
આ દશા બની માઠી તે જોવા કોઈ દિન તો આવો,

સખી, કોઈ દિન તો આવો,
અમ સંગત દુઃખનો લ્હાવો,
અમ ભ્રમ નહિ ભાંગ્યો શાથી? જોવા દશા ઇજ તો આવો!

સખી ગતિ બની આ છીંકે
સખી આવો તમ મુખ ટીકે
જેથી ક્વનશેષ આ મારૂં વખણાતું થાય જરી કે,

સખી ફેજ રહ્યો બહુ ચાંખી
સખી ફેજ રહ્યો બહુ સાંખી
મુજ કાવ્યપ્રતિષ્ઠાના જો આ સહુ હાલ થયા રહું દાખી.

સખી બૂડી ગયાં સૌ વર્ષો
સખી બૂડી ગયાં સૌ વર્ષો
ના પીઠી ચોળવા હર્ષો હવે કોઇ દિન તો આવો,

સખી ધોળકાના રહેવાસી
સખી, નથી ફોઈ કે માસી
કથી ઊંટ વૈદાંના પ્યાસી અમે મુંડવાના અભ્યાસી,

સખી, કોઇ દિન તો આવો
સખી, ઘડી ઘડીનો લ્હાવો
આ 'વાડા'નો ગોટાળો તમને શાથી ન ફાવ્યો આવો!

સખી ધુળને પથે પધારો
સખી ખડખમ ઘેર પધારો
તમ વિણ પંકાવા નથી મારે આ જીવનમાં વારો!

સખી આયુ જાય ઘટી રે!
આ આયુ જાય ઘટી રે!
મુજ દૂહોકાના પદ ધીરે! સખી દૂહોકાના પદ ધીરે!

આ ભણકારા વિન ઘોડે
આ બકણુખારા જોડે
સખી, કાવ્યકોથળો ખૂલે, પછી પોલ ફુટી સૌ મોડે,

સખી! બર્નાર્ડ શો ના મોટો!
તો કાલીદાસ શું ખોટો?
સખી! ફુટી ગયો પરપોટો એ ચોરીનો કયાં જોરો!

સખી, ડરખી મેં દોડાવી
સખી, ડરખી મેં દોડાવી
સખ્ત છીંક ખરે ત્યાં આવી ને ગોકળગાય જીતાવી,

સખી, ધગટ ઘોડો ધધણે
સખી, ધગટ ઘોડો ધધણે
આ સાક્ષર ડબ્બો ખખણે, સખી! ખાલી ડબ્બો ખખણે.

સખી, ગમે તેમ આ વ્હાવો
સખી, આખર કવિનો દાવો
તો કવિત્વનો બડભાગી કરવા કોઈ રીતે બોલાવો!

'રામો રબારી,'

# એક અકવિની ટેકના કળાહીન હિસ્સાના દુહા

ભાભળો છો શું સાહ્યબા, તારી કાયા જખમાણી,
એક 'ડરખી'ને કારણે તારી છીંકું પીંખાણી.
ઓઢી હતી પ્રસ્થાનમાં કસમાં, દી કૈં સાખ!
શાયરા ન્હૈ થયો દાંડમાં ત્યારે નોક એ હેઠી નાંખ!
ઉપાડું તો સૂગ ચઢે ને મોઢું દિસતું બાઉ!
ગાળ પડે ઘોડો દિયે, તું ના કહેણી કર હાઉ!
કે'વું ન તારા કાવ્યમાં, ખરચાળા મળે ન રાગ,
શીદ બતાવે તેરમાં વાંકે અંગે ઊંટે-ભાગ!
ડખ્ખો મેલ્યો કાવ્યનો ને બમણી બળની વાત,
સુંદર બેટાઇ ભણતરી, ખરે ધગટે વાળ્યો દાટ!
"આ લખ, તું લખ! રહૈ ગયું. જાણે સૌ એ હેઠો ચોર,
સરજ્યો અ-કવિ એટલે કયમ રાખે મનમાં તોર?
આડી લીટી ધગટની, પોત પલકિયાં બહુ,
ઇ શાણું બોલે, કિયે કૂહેને છીંકે થઇ આફત!
"શીખવજો-પૃથિવી પતિ!" શું પૂછો સેહેની બરડ!
પૃથિવી જોડાણી નહિ, આ તો ખાલો ખેલ છે બરડ!
ઘેલો લાવે ધ કવા, ત્યારે હાલ થયા એ યાર!
એ મે'તાજી મુડાવવા-શું ચડશે તારી વ્હાર?
રે ચર્ચાયો તો ભલે, રચતો મા ફરી કૂચ?
વાણીગતે મારું કર્યું એથી ભુંડી રાખી મૂછ.
નહિ વાણી-નહિ કૈં કળા-નહિ કવિતા, નહિ સાર!
પણ તો ફોગટ વેવલાં ના કવિના કર યાર!

— 'રામો રબારી'

# પાઠકની ચેપી છીંક!

ડરવાનું શું હોય જરીક,
સરસ્વતીના શ્રેષ્ઠ ધનિક,
પ્રાસ પળ્યા રૂઠે જીભ નજીક
પાઠકની છીંક!

શું કહ્યું છે શયદા સાદીક,
ગુર્જરીના ઉર્દુ માલિક,
ગણું કાપ્યું કો કવિનાપીક
પાઠકની છીંક!

ખીડચું શું નિજ મુખ પુંડરીક,
તુલા ડગાવી દીધ વણિક
ચોંકી ઠોકર ખાધી પથિક
પાઠકની છીંક!

જડજો વાણી મ્હેલ સ્ફટિક
હીરા મોતી લાલ અકીક
પછી પરવા કરશો ન ઘડીક
પાઠકની છીંક!

કાકોરિયા કવિ ટકટક ટીક
આભાર થઈ અંતરમાં ધીક
પ્રાસ પૂર્યો શા નવલ પ્રતીક
પાઠકની છીંક!

પાઠકજી! જોશો મુખ ઠીક,
નામ ડૂબાડયું કર પોતીક,
વાણી દરિયે જડ નાવિક
પાઠકની છીંક!

— 'શેષાદ્રિ'

# ગોકુળગાયની ડરબી

હાય રે હલામણુ રે પોકળરામની ! –
જો જો મથામણુ રે ગોકળંગાયની
સંભારિયાં સોનેટ સોડે મથામણુ રે ગોકળગાયની !

શુખરી જાતની રે ઢંગે છે જોગણી
પારા શી ફૂટળિયાળી મથામણુ રે ગોકળગાયની !

ઢીંગલા ઢીંગલી રે વંધ્યાનાં વેવલાં
ભરખે અંતરને અડકતાં મથામણુ રે ગોકળગાયની !

ચાલ પ્રસ્થાને રે માંદલા શી લાગે
માપણી ચૌદ ગંઠાની મથામણુ રે ગોકળગાયની !

આઠમ પર નોમની રે વાવડી યે ચસકી
પોલા પોરસવાળી મથામણુ રે ગોકળગાયની !

શાયરીનાં પીપો ને મહીડાં ભેજાનાં
સોનેટ ગાઈ ગાઈ ઠલવે મથામણુ રે ગોકળગાયની !

હાય રે હલામણુ રે પોકળરામની
હાચી ઘડામણુ રે પાકટરામની ! ગોકળગાયની !

— "શેષાદ્રિ"

# ન્યાતનું નોતરું*

ગુલબકાવલી છંદ†　　　　　　અછરણુ ગીત

ખચીત આ ટીકા નવીનઃ
ન ચિત્તચાટિકા અધીન!
કર્યાં અપાર વાર ખૂનઃ
છૂત હાળ,
માપ તાલ,

*ઇ. સ. ૧૯૨૫માં દીવાળી ટાંકણે ગુજરાતમાં એક મહાન બનાવ બન્યો, તે સર્વને સ્મરણમાં હશે, અને હજી તેના ભણકાર કર્ણમાં અથડાતા હશે. તે વેળાએ અભિનયકળાનો એક મહા નાટ્યકાર ઉત્પન્ન થયો ને તેણે જગતને હાક દીધી કે "લેઉં હું મહીયરની ન્હેમોથી વાથ નહિ કેમ?" આ મઝા કે મદીના જેવી 'મહીય'ની ભાંગે સૌને ગભરાવી દીધા આવાદન 'વહીયો'ને હતું. એટલે 'છોટીલાલો' તો સીસોટી વગાડતા આ "બાંકી નજરીયાં, પતલી કમરીયાં" જેવું 'ગુલબંકી' નૃત્યગીત તાલબંધ પગ ઘસતા એના મૂળ લેખકની સાથે ગુલાંટતા ઊડવા લાગ્યા! આ છોટીલાલોનું 'સહૃદય પાઠકમંડળ' એ બંકીલી અદ્ભુતતા પર વારી જઈ મુગ્ધ બેઠું હતું, ત્યાં તેમના વડમુછાળા ને પેટપોખાળા ગોરજી સાત ગાઉ પર ન્યાત જમી આવીને ગાડી છોડીને બેઠા, છોટીલાલોએ નૃત્યગીતની વાત બંધ કરી ગોરજીને ન્યાત જમણથી ચ્હડેલા પેન પર અને તેમણે ઓપેલાં લાડુ ને પકવાનોના ખૂન પર ટોરાબંધ ટીકા ચલાવી. ગોરજીને ક્રોધ ચ્હડયો અને તેમણે તુરત પોતાનું 'અછરણુ ગીત' શરૂ કર્યું. ગોરજીની રચનાવૃત્તિ અભિધારપ્રધાન હોવાથી તેમણે 'ગુલબંકી'ની 'ગુલબકાવલી' બનાવી લીધી. આ 'અછરણુ ગીત' અભિનય ગીત થતું થતું 'અવિનય ગીત' થઈ જાય છે, પણ એ 'અછરણુ'ની ઉપાધિ જ એવી છે, અને આ કાવ્ય વિચારપ્રધાન છતાં લાડવાપ્રધાન વધુ હોવાથી, ત્યાં બીજું પરિણામ શું આવી શકે? ન અન્યથા!

હવેથી, અથ ચ, હવે પછી આવતી આ અદ્ભુત ગીતની ટીકા, તેમાંની ખાસ જોડણી, યતિસ્થાનજ્ઞ અને ક્ષતિપારતંત્ર્ય સાથે, સ્વયં ગોરજીએ જેવી લખેલી તેવી જ અહીં ઉતારવામાં આવી છે 'ગાંડી ગુજરાત" એ માનશે? ન જાને!—સંપાદક.

†આ છંદના નવા નામનું રહસ્ય આ રહ્યુંઃ 'ગુ'=ગુરુ, 'લ'=લઘુ. 'બક'=શુદ્ધ ધોળાં બગલાં, 'આવલી'=હાર=પંક્તિ, જોયું? કેવો ગૂઢાર્થ આ વિચારપ્રધાન નામકરણમાં સમાયેલો છે! 'ગુરુલઘુ' (મોટાં નાનાં) બગલાઓની પંક્તિ. હવે એમાંનો શ્લેષાર્થ જુવોઃ ગુલ=ગુલાબનાં ફૂલો, બ. ક: કર્તાના નામના પ્રથમાક્ષરો, અને 'આવલી'=હારઃ બ. ક. ને અર્પણ કરેલો ગુલાબનાં પુષ્પોનો હાર! હવે એ ગુરુ લઘુનો બંધ બાંધ્યા છતાં લઘુ બગલાંઓ ઘણી વખત સાથે લાગાં પંક્તિમાં પેસી જાય છે, તેને કેમ અટકાવી શકાય? બગજાતિ જ એવી છે માટે એ પ્રત્યે સૌએ આંખમીંચામણાં કરવાં.

લોઅમાં ફસાવવા બધાં જખ્ખૂન;
ભરી પલાંઠી ધ્યાનલીન,
હવે ધરી 'ગુલે' મશીન,
હું કવિ ન થાઉં[1] શું એવી આવી છે સળંગ ધૂન[2]!

૨

વહો શું એ? લકું ન હુંય!
ન કોઇ આવતીજ મુજ વેણુ તુલ્યઃ
ટેકરા કુદાવતો શોં વાઉં હુંય!
છંદસૃષ્ટિ પૃથ્વીમાં[3] ઉગાડતી મૂળો[4] અમૂલ્ય!
ન એસક્રીમ[5]ઃ
ન ઠાં ચ લૂ[6]ઃ
લકું હું તો બની જ બીમ,
વે ણુ ને ઉ ડા ડી સી મ
લૌં કલમ કરાલકાળઃ
—કરૂં હું વાણી રાણીના શું તાડિકા[7] સમા જ હાલ!

---

૧ થઉં. આ થઉં, કઉં, લઉં, આદિ શબ્દોના આપણે આનોચ્ચાર કરીએ છીએ, માટે તે પ્રમાણેજ ઉચ્ચારોચિત જોડણી રાખી છે.

૨ સળંગ પૃથ્વી ને સળંગ ગુલબંકી લખી જવાની ધૂન.

૩ જમીનમાં તેમજ 'પૃથ્વી છંદ'માં તમે મારી કરો પણ અટક્યા વગર અમે તેમ ને અમે ત્યાં ભમવાની નવીન પૃથ્વી જોઇ છ ને?

૪ મૂળો. ધોળો મૂળો. આ શબ્દ તો બારે વિચારપ્રધાન છ અને આ પંક્તિનો અર્થ એટલો ઊંડો છ કે સપાટી પરથી જ જોવાની ટેવવાળાને તે ન સમજાય. અમારા મંડળના લેખકોની કવિતા એટલી ઊંડી ગણાય છ કે અમે તેને નાળીયેરની ઉપમા આપીએ છીએ. પણ છાલાં કોટલાં ભાગ્યા પછી પણ તેમાંથી કોપરું પાતળું કે જરાક કે સહજ બંધાયેલું કે માત્ર પાણી પણ નીકળે પણ હવે આ નવી ઉપમા જુવોઃમૂળો–ધોળો ખાવાનો મૂળો જમીનમાં છોડના મૂળરૂપ રહે છ ને લીલાં પાતરાં જમીન ઉપર ઊભી લહેરાય છ. જે માત્ર પાતરાં જ જોય તેને મૂળો નહીં દેખાય. એ તો આખો છોડ ખેંચી કહાડે ત્યારે જ મૂળો મળે, અને તે જમીનમાથી પાવડા કોદાળી લાવીને ખણીખોતરીને પછી જ કહાડી શકાય.

૫–૬ એ કવિતા કંઇ એસક્રીમ જેવી નથી કે મોંમાં નાખતાં દાંત કળે, ચવાય નહીં ને ગળે ઉતરી જઇ શરદી કરે, કે ઠાંચલા જેવી નથી કે જોઇ તોડીને ફેંકી દેવાય!

૭ શ્રીરામચંદ્રજીએ તાડિકાનાં નાક કાન કાપ્યાં હતાં તેમ આ પલવાણીમાં પણ એવી જ કાપકૂપ થઈ છ.

૩

વડું તિરથ વડોદરૂં,
આવ્યું ન્યાત નોતરૂં,
ફૂલ પાન ફોતરૂં:
આપણે સદા ન બેસીઁ ખાતું છાલછોતરૂં.
વીસ પ્હોર ઉપવાસ,
મળે ન દર્ભના ય ગ્રાસ;
ખાતું તો છ[૮] માત્ર શ્વાસ;
દક્ષણા વિના પડ્યું છ ખાલીઁ ઘસકોતરૂં !
મા પ હી ન છંદશ્વાસ,
લા ડુ હી ન ભુખત્રાસ:
જોઁ ધની પડોસીઁ પાસ,
ગાડીઁ બ્હાર કહાડી હાથ ઝાલી રાશ,
ઉસબ જુસબ વૃષભ[૯] બેઉ કાબરા હું જોતરૂં.

૪

બસંત ગાડીએ ચ્હડું,
બેસીઁ મારૂં ડચ્ચકાર:—
હાથમાંનીઁ રાસ એંચીઁ વાળું બેલપૂછડું !
—હાસહૂસ, ધામધૂસ, કૈં બરાડું લાખવાર:
હાંક, મુજ બાપુ, હાંક,
પેટમાં ન એક ટાંક:
પૂછ પેટ પીઠ પર પરાણીઁના પડે પ્રહાર:
જુવો છું શો હું હાંકનાર !
ઉડે જ બેલપૂછડું, જુવો, શું મ્હારૂં મૂછડું !

૫

આંખડી નચાવતો પલક પલક કલાક હું:
જીભડી લડાવતો સડક સડક સડાક હું;
હાથને ચલાવતો ઝપાટ બેલપીઠપે,
ડુંગરા કુદાવતો,
ગહેરને ગુંદાવતો,

---

૮ છ. ખાવામાં કશું નહીં પણ માત્ર શ્વાસ છે, કેમકે આપણે શ્વાસ 'ખાઇએ' છીએ. મારી કવિતામાંના આ 'છ'ને અંકશાસ્ત્રના 'છ' સાથે કોઇએ ભેળવી દેવી નહીં.

૯ બળદ. ઉસબ જુસબ એ બેઉ કાબરા બળદના નામ છે.

ધૂળમાં ધપાવતો હું લાડુ કેરી મીઠપે!
ઘુંઘરા બજાવતા ખડં ખડં ખડં ખડંગ
ગામ પાદરે જઈ રહ્યા બળદ તરંગરંગ[10]
આવી ગાડી છોડી મેં ખુશાલ ગામગોંદરે,
ન્યાતિલોકને જતા દીઠા પટેલ–નોતરેઃ
લે ગયા મનેય સંગમાં અટંગ ભૂખતંગ!

૬

હું જમું? જમું ન કેમ?
જમણુ જીંદગીની નેમઃ
હોય પેટ તો ખવાય,
દાંતથી બધું દળાય,
કંઠ કેળવ્યે ગવાય,
લાખ લાખ ચાળણીથી સકલ અક્કલ જો ચગાય;
હાયવાય છોડી ખાય,
પૃથ્વી ફોડી એમ ગાય
ગુલેબકાવલીની માંય,
ચખાય તો ચવાય ને ચવાય તો બધું દબાયઃ[11]
અમન ચમન જમણુથી શું જનમનું ન હેમક્ષેમ?

૭

ખાવું બેસી પંગતે
ન્યાતિભાઇ સંગતેઃ
પેટતંત્ર બંધમુક્ત રાખવું જ આવતાં[12]
ધોતિયું ઉતારીને અબોટિયું ચ્હડાવતાં,
મંત્રના ઉચ્ચારમાંય રનાયુ સૌ લગાવતાં.
શ્લોક કે સુભાષિતો તણા બધા રૂડા વદે,
સુણે બદે સદે ન તોય તાલ દે પદે પદે;
વદો પ્રચંડ શ્લોક હુંય અગમ્ય આમ રંગતેઃ

---

૧૦ મોલ'ની પેઠે રેલતા ને ઉછળતા.

૧૧ આ આખા સ્તબક (પેરેગ્રાફ)માં બહુ ઊંડી ફલીલો વપરાઇ છે. અને જમણુશાસ્ત્રના મૂળ સિદ્ધાંતો બાંધ્યા છે. વળી એમાં લઘુ બગલાં વધારે પેસી ગયાં છે, પણ જમણુની વાતમાં પશુ પંખી પણ એમ જ ભરાઇ જાય છે. 'અક્કલમાનું 'અક્'નું બગલું ગુરુ એટલે મોટું છે, પણ અહીં તેની ડોક ને ચાંચ દબાવી લઘુ–નાનું કીધાં વિના પંક્તિ ઠરતી નથી.

૧૨ પેટને મોકળાશ આપવા અગાઉથી જ ધોતિયાના બંધ ઢીલા રાખવા એવો ગૂઢાર્થ છે.

"જડે બકાલ જાતમાં જમાત જો નૃસિંગની,૧૩
દહાડે વ્હાડે પડે ન વાત ડાંગની ન ડિંગની:
સખેદ શસ્ત્ર મ્યાન થાય ખાનપાન રંગમાં;
અપંગ પંગુ ડુંગરે ચ્હડે સળંગ પૃથ્વીના પ્રસંગમાં,૧૪
ન તો પડે પલંગમાં!"૧૫

૮

થાળ! આવો થાળ આ ભરેલ પૂર્ણ ભોજને,
મુકે પુરી અઢાર તોય ના નકાર કોકને!
ને હસંત બાસુદી-શિખંડ-પૂર્ણ પાતરાં.
વડી વડાં કરંત ખેલ લાડુ સાથ લોચને!
-બ્રાહ્મણો જમે જ્યાં તો જ ધન્ય લગ્ન નાતરાં!
ના જમાડતાં ગણાય ગોતરાં[૧૬] કપાતરાં!

થાળમાં દીઠાં પતાલ,
નૈનિતાલ કે નતાલ:

થાળમાં ઝુક્યાં દીઠાં અનંત ઇંદ્રિલોકને;
અપ્સરા કરંત નૃત્ય ત્યાં દિસંત કોકને:
જ્યહાં ઢગે ભરાઇ થાળ ત્યાં ઉગે જ્યાં શીશતાલ,
ઘસી સફા કરાય ત્યાં સુખે અનંત લાલ લાલ!
આવતા અનેક પીરસે ફરીથી આગ્રહે:
આપને સવાદ એ મળે કદાપિ ના ગૃહે!

૯

હું મકું બકું ન કેમ!
પૃછ ઊગતાં બકાય,

---

૧૩ આ શ્લોક કવિ દલપતરામના "મળે વધાર બાતમાં લગાર જો લવિંગનો" એ લીટીથી આરંભ પામતા કાવ્યના જેવો લાગવાથી રખે તેને કોઇ કવિ દલપતરામનું અપ્રગટ સુભાષિત માની લે.

૧૪ અહીં બગલાંઓ પાછાં વધારે સંખ્યામાં ભેગાં થઇ ગયાં છે, એમ કોઈને લાગે, પણ કલાની ખરી ખુબી જ એવી છે કે જમાતની વાત આવી ત્યાં તો ગામ પરગામથી વધારે આવીજ પડવાના.

૧૫ સુભાષિતોની ખુબી જ એ છે કે જેને જ્યા ગમે ને જેવા અર્થ અને સ્વાર્થમાં લાગુ પાડવા ઇચ્છે ત્યાં ને તેવા અર્થમાં તેની ટાપી બેસાડી દે.

૧૬ ગોત્ર.

સંબાકુથી જુંકાય,
કૂટદંતથી[17] દબાય,
નાક સુસવાય તેમ પેટની બને પુનેમ![18]
ફેક? ના બકું નવું;
ખાનપાનનું પુરાણ વર્ણવું;
ચંદ્રચાંદલે ગુંથેલ વ્યોમમાંય વાદળું,
બંધ ગાદળે પડેલ તેમ અંધ માંદલું:
ઊછળી મચાવું ધૂન,
ખાનશૌર્ય બેનમૂન:
લૅંગોટજાતિપુટ[19] સમી લગોપજાતિમાં[20] કવું!
શું હું લવું? ભલે લવું:
ધવડ ખવડ ચવડમાં જ ભાત જુંકણ્ એમતેમ!

૧૦

હવે સુણોજી મુખ્ય વાત!
આવ્યું અંત દાળભાત:
કેમ એ લીધા વિના ઉકાય ને ગવાય ખ્યાત?
'દાલઝાલ'[21]ના ભણ્યે થયું શું?–ખાવ દાળભાત!
ભાતભાતના વઘાર આપી ખૂબ ચાળવી,
વાલ દાળ માલ માલ થાળ થાળ ઢાલવી!
જાતજાતનાં અચાર ભૂખને જગાડવા
મુક્યાં લગોપજાતિમાં વિચારને ઉડાડવા
અકર વકર કૈં કરૂં, બનુ ન કોઇથી ય મ્હાત!

---

૧૭ કૃત્રિમ દાંતથી.

૧૮ ખાતાં ખાતાં પેટની તિથિ પણ વધતી જઈ આખર તેની પુનેમ બને છે. પેટનો ગોળાકાર પૂર્ણિમાના ચંદ્ર જેવો જ લાગે છે.

૧૯–૨૦ 'ગુલબંકી'નું બીજું નામ તેના સર્જકે 'લગોપજાતિ' રાખ્યું હતું, તે ગોરજીના કર્ણમાં 'લંગોટજાતિ' જેવું સંભળાતું હતું. "લઘુગુરુની ઉપજાતિ તે લગોપજાતિ" પણ એ પોતાનું જ બાંધ્યું બંધારણ અર્વાચીન કાલના વિચારપ્રધાન કવિઓ 'લેખવે બજવે દોનોં જે'! હવે 'લંગોટજાતિપુટ'નો અર્થ કરીએ: લં=લઘુ, ગ=ગુરુ, ઉટ: પાંદડું, પાતરૂં, જાતિ=જાત, ગોત્ર, અને પુટ=કડીઓ; "લઘુગુરુ (નાનાં મોટાં) પાતરાંની જાત એકઠી કરીને બનાવેલો કડીઓ" આવો પ્રચંડ ગૂઢાર્થ સમજવાને 'આમ વર્ગને નથી હોતી જ્ઞાનેન્દ્રિય' કે શ્વાનના જેવી દૂરથી જ જાણી લેવાની ઘ્રાણેન્દ્રિય! અને આ કલ્પનાપ્રભાવ જોયો? ન્યાતના જમણમાં પાતરાંના કડીઆ તો ખૂબ વપરાય, એટલે તેને આ કવનમાં કેવા સારી કલ્પના પ્રભાવથી (લાલિત્યને તો હું ગણતો જ નથી કેમ કે પ્રભુએ અને તે આપ્યું જ નથી) કાવ્યને પરોક્ષ તેમ જ અપરોક્ષ વર્ણન કીધુ છે!

૨૧ ફારસી ભાષાના મૂળાક્ષરોમાંના બે–દાલ ને ઝાલ.

'ન્યાત આ ઘણી જ સૂમ,
કે કીધી ન ધામધૂમ:'
કોટિ કોટિ વાર લોટી લોટી મેં દબાવી ઝૂમ:
નાક કાનનાં સુલાખ
બંધ સૌ કરે જરાક:
ગડગડે ગગન ગડાક, પૃથ્વીમાં ઉડે ધડાક,
છાપરાં તુટે તડાક,
પાત્ર ભૂ પડે થડાક—
પ્રચંડ ત્રાડ પ્હાડ ફાડ ભડક ભડડ ભાડ ભૂમ!

૧૪

શું હસો? હસો ન એમ!

ગુલેબકાવલી તણા અનન્ય સૂર કેરી ધાર,
હા! વસી ડસી રહી રમરાવશે જ વાર વારઃ
બાસુદી! શિખંડ! લાડવા! પછી કમાલ દાળ!
—તોય બાબણે ફરી જવું છે ઘેર હેમખેમ
ખોટું મા લગાડશો હું પૂછું એક આ સવાલઃ
કહો, બીજી પશે શું ન્યાત?—ના, નથી વિચાર હાલ
સુણતો હું ગાડી ધમધમાવી જાઉં ગામ બ્હાર!

—વલ્કલરાય ઠઠ્ઠાખોર

Do not be dazzled by those shining names,
They too, within them, have their own dark spots,
Dare, dare O critic! and go near the flames,
You'll find black coals and twisted wood in lots!

— KHABARDAR

# લખા ભગતના છપ્પા

સાક્ષરોના વાડા કંઈ પડ્યા, તંત્રીઓ વરઘોડે ચઢ્યા,
નિજ મિત્રોનાં કરે વખાણ, અન્ય બધાંની દાણાદાણ;
લખા એ સમજી લેજે સહુ, ઘેર દીકરી ને પરઘેર વહુ!

*

તું તારો નિરખી લે વેશ, કાં બની બેસે આપ મહેશ!
પૂમડું કાને ખોસી ફરે, તેથી નહીં અત્તારી ઠરે;
સરવર તીરે બક પણ જાય, લખા ન તે સૌ હંસ ગણાય!

*

સહજ વસે વાણી ચૈતન્ય, તો જ બને કવિતા ત્યાં ધન્ય,
ઘસી ઘસી દે છોલી કપાળ, કવિતા નહિ ઉતરે કો કાળ,
લખા પ્રયત્ને પૂતળું થાય, પણ નહીં અંદર જીવ મૂકાય!

*

કોણ વાદળમાં વીજળી ભરે! કોણ હરણીને અંજન કરે!
ક્યાંથી સુગંધ પામી કસ્તુરી! કેમ ઇક્ષુને મળી માધુરી!
મેઘે કેમ ધનુનું સૌન્દર્ય! લખા એ સર્વ સહજ આશ્ચર્ય!

*

ભારી જબરા કરો પ્રયત્ન, નહીં બને કુદરતનું રત્ન,
સાક્ષરતા મથી કવિતા કરે, પણ પેલી રવિતા નહીં વરે;
લખા ન મર્મ ઉરે આણિયો, આભને તોલે કોણ વાણિયો!

*

સોળ સ્વરો વ્યંજન છત્રીશ, વાણીનો વિસ્તાર ભણીશ,
જ્યાંના ત્યાં મહીં રહે ગૂંચેલ, તે તો સૌ પાંચીના ખેલ;
લખા ત્રેપનનો ફોડે પાર, ત્યાં વાણી વીજળી ચમકાર!

*

કવિ થયો તો વાણી જીત, બાકી તો પાણીની રીત,
ભાવ વિચાર ને કલ્પન નવું, નહીં તો પણ ઊંચકાવે ભવું;
લખા વાણી સિદ્ધિ એક પામ! ક્યાં રામાયણ વિણ રહે રામ!

*

ત્રણ ગુણથી કવિતા વિસ્તાર, ભાવ કલ્પના અને વિચાર,
પણ આત્મા તો છે રસવાણ, તે વિણ એ મૃત દેહ પ્રમાણ;
લખા મજાનું એ ચૈતન્ય, છે જડ જેવાં લક્ષણ અન્ય.

*

હું નહીં સાક્ષર કે વિદ્વાન, કવિને રહે કવિતાનું જ તાન,
મુજમાં કાવ્ય ને કાવ્યે હુંય, એ અદ્વૈતે પર ન કશુંય;
કવિ કવે તે કવિતા લખા! કવિતા લખે તે કવિ નહીં સખા!

*

કવિની કવિતા એવી જાણ, રવિની રવિતા સિદ્ધ પ્રમાણ,
સૂરજમાંથી કિરણો ફૂટે, સાગરમાંથી મોજાં ઊઠે;
કિરણો પકડી ભેગાં કરો, મોજાં ઝીલી ખાડો ભરો,
નહીં એ રવિ કે સાગર થાય, લખા ખરા કવિ એમ પરખાય!

*

કોઈ કહે પદ્યે શું થાય? રસ વાક્ય જ કવિતા કહેવાય,
કો કહે કવિતા અર્થપ્રવાહ, જેમ તેમ ગોઠવી પડતું રાહ;
કો કહે જુદું કવિતામાધુર્ય, કો દાખે ડોલનચાતુર્ય,
લખા અશક્તિનાં એ વેવલાં, દૃષ્ટિ કરે છે શું નેવલાં!

*

ઊડનારો આકાશે ચડે, તરનારો પાણીમાં પડે,
લડે ન વાયુ કે જળ સાથ, નિજ નિજ કળા કસે નિજ હાથ;
પદ્ય ન બંધન કવિતા તણાં, લખા એ તો રાડવાં કવિપણાં!

*

કવિપદ સેવા મંથન કરે, પણ વાણી સિદ્ધિ નહીં વરે,
કવિ જન્મે ત્યાં કવિતા ફૂટે, કવિતા ફૂટતાં વાણી છૂટે,
નહીં બોલે જીભે જીવતી, સખા એ ભીંત ચીતરી સરસ્વતી!

*

ચિત્ર ચીતારો જે ચીતરે, કલ્પનમાં રહ્યું ઉતરે કરે,
રંગ પૂરે કે રેખા ઘાટ, આંખે વસ્યું ઉતારે પાટ;
શું ચીતર્યું તે ખોળવા પડે, સખા ચીતારો તે શું રડે?

*

દુનિયા અસલી રૂપ જણાય, સૃષ્ટિ અને બ્રહ્માંડ લખાય,
વૃષ્ટિ અને વરસાદ રાંકડા, બિપા અને પ્રાવૃષ ફાંકડા;
સાક્ષરતા થી ગુજરાતીમાં? સખા સીતા રૂડી કે કૃતિમા?

*

નથી દોષ ગુર્જર જનતણો, ભાર પહો સાક્ષરનો ઘણો,
ગૂંગો બોલે આખું અબ્દ, નહીં સમજે જન તેનો શબ્દ;
લોકહૃદય નીરસ શું કહે, ખુલ્લું બોલે તો સહુ લહે
પદે પદે બોલાવે ક્યાંય, સખા એહ ગૂંગાની માય!

*

મહાસાક્ષર ચોળાને શિર, સાત વર્ષે રાંધી રહે ખીર,
સાકર બદલે કાંકર ભરી, જાય ગળે નહીં તે ઊતરી;
શેડાં બહુ આવે 'જ' વચેટ, નામ બહુ પાડ્યું સોનેટ,
સખા મિયાંની ભેંસ એ થાય, તેને કેમ ડોબું કહેવાય?

*

ગયા પરણવા ઘેલાભાઈ, ભૂલ્યા સસરાનું ઘર ક્યાંહી?
જાનૈયા બોલાવ્યા પૂછે, ચાલે ચાવે ને માર્ગ ન ખૂટે;
સખા ઘેલાની જાને જવું, ભૂખે મરીને હડધૂત થવું.

*

# તીર યશ્તનો અભ્યાસ

### અઢી હજાર વર્ષથી "ગાથા" ને "અવેસ્તા"ના સાચા અર્થો માટે ચાલતી આવેલી ગેરસમજ ને અંધાધુંધી–હજારો વર્ષ પછી પવિત્ર જરથોસ્તી સાહિત્ય પર પડતો પહેલીવારનો પ્રકાશ

"બાઇ આઇમાય ખ. રૂ. કામા નિબંધ" ને લગતું સને ૧૯૪૩નું ઇનામ આપણી કોમના યુવાન અને ઉત્સાહી વિદ્વાની ને અભ્યાસી મી. હોમી ર. ખાનાને તેમના મોટા. અંગ્રેજી નિબંધને માટે મળ્યું છે, તે ગઇ તા. ૨૨મી જુન ૧૯૪૬ના "જામે"ના અંકમાં એ લેખને માટે આપણા પારસી અવેસ્તા સ્કોલરોના કદરભર્યા અભિપ્રાયો સાથે પ્રથમ જાહેર થયેલું મેં વાંચ્યું છે, અને તે પછી ગઇ તા. ૨જી નવેમ્બર સુધીમાં તેના નવ હફતા છપાયા છે, તે મેં રસથી વાંચ્યા છે. મી ખાનાએ "તીર યશ્ત" ના સબંધમાં લખાયલા અનેક યુરોપીય તથા પારસી અભ્યાસીઓના લેખોનો પણ અભ્યાસ કીધો છે, અને આ વિષયમાં એ ભાઇએ ઘણીજ મહેનત લીધી છે, તે ખુલ્લું દેખાય છે. આ બધી ખંત માટે હું એ ભાઇને મુબારકબાદી આપું છું.

"તીર યશ્ત"માં નોંધાયલા સિતારાઓ માટે આજ સુધીના અનેક અભ્યાસીઓના લેખોમાંથી એમણે ઉતારા અને સૂચનો ટાંકયાં છે, અને લેખને પુસ્તકનું રૂપ આપવા લંબાણથી પોતાના વિષયની છણાવણી કીધી છે. હું ઇચ્છું છું કે "તિસ્ત્ર્ય" તીર એ કયો તારો યા કયો તારાપુંજ છે તે આજ સુધીના કોઇ પણ દેશી વિદેશી લેખકે ને અભ્યાસીએ તે શોધી કાઢીને દર્શાવ્યું હોત. પણ આપણા જરથોસ્તી સાહિત્યના અનેક ગ્રંથો મેં વાંચ્યાં છે, પણ કોઇ પણ લેખકને ગાથા અવસ્તામાં સમાયેલા જ્યોતિષજ્ઞાનની ખરી રોશની મળી નથી. આપણું ધાર્મિક સાહિત્ય હજારો વર્ષનું જુનું છે, અને પ્રાચીન ઇરાની શહેનશાહતમાં ચાર મોટી ઉથલપાથલ થઇ ગયેલી હોવાથી પ્રથમ "ગાથા"ના ખરા અર્થનું તેમ જ પાછળથી "અવસ્તાની યસ્તો"ના અર્થનું પરાપૂર્વથી (Traditional) ઉતરતું જ્ઞાન લુપ્ત થયું, અને સાસાનિયન જમાનામાં આપણા ધર્મસાહિત્યને નવેસરથી એકઠું કરવાના અને તેના અર્થો કરવાના પ્રયત્નો થયા, ત્યારે આપણા માનવંત દસ્તુરો અને પહેલવી આબેદો "ગાથા અવસ્તા"ના અસલ અર્થો મેળવી શકયા નહીં. એમ હોવાથી આજ બે હજાર વરસથી આપણે "ગાથા અવસ્તા"ની આસપાસ પ્રથમ પહેલવી, ફારસી અને પછી સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજી વગેરે

ભાષાઓમાં જે સાહિત્ય ઉપજાવ્યું તે બધું મોટે ભાગે તેના મૂળ અર્થથી-ને મર્મથી વેગળું ગયલું છે.

મારી આ વૃદ્ધ વયે ઉપલા શબ્દો હું લખું છું તે મેં કીધેલા પુખ્ત અભ્યાસ પછી જ અને મારી આધ્યાત્મિક પ્રાપ્તિઓથી મળેલી બસારતથી, તથા આપણાજ મૂળ થડની શાખા જેવા આપણા હિન્દુ ભાઇઓના વિશાળ ધર્મસાહિત્યનો તથા ખગોળવિદ્યા અને જ્યોતિષશાસ્ત્રનો ઉંડો અભ્યાસ કીધા પછી જ, પૂરતી જોખમદારી સમજીને જ દર્શાવું છું. આ લેખમાં તથા હવે પછી આવનારા બીજા લેખોમાં જે હું પરવરદેગારની મદદથી જણાવીશ તેમજ "ગાથા"ના સંબંધમાં લગભગ મોટાં આઠસેં પાનાંના ગ્રંથમાં મેં જે પ્રકાશ પાડયો છે, તે જાણ્યા પછી આપણા વિદ્વાનોને તથા અભ્યાસીઓને કદાચ મોટો અચંબો થશે.

મારે પ્રથમ જણાવી દેવું જોઇએ કે હું પારસીઓમાં હાલ પડેલા અનેક પક્ષોમાંથી કોઇનો પણ નથી. હું કદી કોઇ પક્ષમાં ભેળાયો નથી. મૂળથી મેં મારો અભ્યાસ સ્વતંત્ર રીતે કીધો છે. હું બી. એ; એમ. એ. પી. એચ. ડી. કે ડી. લીટ્.ની મહા ડીગ્રીઓ ધરાવતો નથી. એક પારસી વિદ્વાને મને તાણો માર્યો હતો તેમ હું તો "Uneducated" કેળવણી લીધા વગરનો, એટલે કોઇ યુનીવરસીટીની દારકાની છાપ વગરનો છું પણ જ્ઞાન એ કોઇ અમુક છાપવાળાની જ મતા નથી, અને ખરી કેળવણી કંઇ અંગ્રેજોએ અને યુરોપીઅનોએ ઉઘાડેલી યુનિવરસીટીઓમાં જ મળતી નથી. એવી યુનીવરસીટીઓ વગર પૂર્વના દેશોના જનસમાજે કાંઇ જેવા તેવા પંડિતો ને પવિત્ર પુરૂષો તેમજ સ્ત્રીઓને પેદા કીધાં નથી. વાંચનાર પાસે તો હું એટલુંજ માંગું છું કે એવા બધા પૂર્વગ્રહો (Prejudices) છોડી દઇ માત્ર મારા લેખોમાં જે સત્ય હું દેખાડું છું તે પર જ મનન કરે અને સ્વતંત્રપણે તેનું તોલન કરે. મારી કોમ જીવનભર મારી પાસે કાંઇ પણ કોમની સેવા માંગતી આવી છે ને ખુદાનું ચાહાનું હશે તે આ મારી જિંદગીના છેલ્લા દિવસોમાં પેટે પાટા બાંધીને હું પણ કરી રહ્યો છું. ખુદાની તથા અષો પેગમ્બર સાહેબની મહેરથી મને આપણા ધર્મસંબંધી જે પ્રકાશ મળ્યો છે, તે પવિત્ર ભાવથી હું મારી કોમને ચરણે ધરૂં છું.

આ લેખની અગાઉ મારો "ગાથા"ને લગતો મોટો ગ્રંથ છપાઇ પ્રગટ થઇ શક્યો હોત, તો આપણા મૂળ પાયા પર મેં જે તદન નવો પ્રકાશ જે ફેંક્યો છે તે મારાં કોમી ભાઇ બહેનો તેમજ બીજા અભ્યાસીઓ તેનાથી વાકેફ થતાં અવેસ્તાની યશ્તો ને યશ્તોના સંબંધમાં વધારે સરળતાથી સમજણ તેમને મળી શકત. પણ હાલમાં તો આજના વિષયનેજ પકડીને "તીર યશ્ત"ના સંબંધમાં હું બધો ખુલાસો કરૂં છું તે ધ્યાનથી વાંચી જવની સૌને અરજ કરૂં છુ. એ બધું બરાબર ને પ્રત્યક્ષ સમજાય તે માટે ખગોળનો નકશો—આસમાનના તારા સિતારાઓ, ગ્રહો, રાશિઓ, નક્ષત્રો વગેરે દર્શાવતો નકશો—જો વાંચનાર પોતાની પાસે રાખશે તો આ બધું સ્પષ્ટ સમજાશે.

"તિશ્ત્ર્ય"–તીર–તે કોણ?

હવે આપણે આપણા મુખ્ય વિષય "તીર યસ્ત" ઉપર આવીએ. મને ઘણું જ આશ્ચર્ય થાય છે કે પહેલાંની લેખકોએ અને ટીકાકારોએ તેમજ ત્યાર પછી-છેલ્લાં સેંકડો વરસના યુરોપીય તેમજ હિન્દના અવસ્તાના પારસી અભ્યાસીઓએ "તિશ્ત્ર્ય" માટે કોઇ મોટા સંસ્કૃત કોષમાં જોઇને એનો ખરો ખુલાસો કેમ મેળવ્યો નહીં. "તિષ" અને "ત્ર્ય" એમ બે શબ્દ જોડેલા છે જેનો અર્થ "ત્રણ તારાનું તીર" થાય છે. પછી એ શબ્દ "તિષ્ય" કરીને વેદકાળમાં થયો છે. "ઋગ્વેદ"માં (મં. ૧૦–૬૪–૮) કૃશાનુમસ્તૃત તિષ્યં સધસ્થ આ — એ વાક્યમાં એ "તિષ્ય" શબ્દ છે, અને એમાં અવસ્તાનો "કૅરેસાનુ" શબ્દ પણ છે! આકાશમાંના ૨૭ નક્ષત્રોમાંનાં આજે જે સંસ્કૃત નામો છે તેના દરેક નક્ષત્રનાં પ્રાચીનકાળમાં જુદાં જુદાં નામ હતાં, અને એ જુદા જુદા નામો જ્યોતિષશાસ્ત્રના ગ્રંથોમાં "તૈત્તિરીય સંહિતા"માં તેમ જ "અથર્વવેદ"માં પણ છે. આજે આપણે જેને "પુષ્ય" નક્ષત્ર કહીએ છીએ તેનું જૂનામાં જૂનું નામ "તિષ્ય" છે અને એ ઉપરાંત "સિધ્ધ્ય" અને "સહસ્ય" એવા બીજાં નામો પણ છે. આજે "અશ્વિની" નક્ષત્રથી બધાં નક્ષત્રો ગણાય છે, તેમ ગણતાં "પુષ્ય યા તિષ્ય" નક્ષત્ર આઠમું છે અને બે હજાર વરસ પૂર્વે "કૃત્તિકા" નક્ષત્રથી એ ગણાતાં ત્યારે એ છઠ્ઠું નક્ષત્ર ગણાતું હતું. આ "પુષ્ય" ઉપરથી "પૌષ" માસ કહેવાય છે; તેમ "તિષ યા તિષ્ય" ઉપરથી "તૈષ" માસ જૂના કાળમાં કહેવાતો તે પ્રસિદ્ધ વ્યાકરણશાસ્ત્રી પાણિનીએ (૬–૪–૧૪૯માં) નોંધેલું છે.

આપણા અભ્યાસીઓ જો મોનિયેર વિલ્યમસનો મોટો સંસ્કૃત–અંગ્રેજી કોષ લઇને તેની બીજી આવૃત્તિમાં ૬૪૦મે પાને "પુષ્ય" મથાળા હેઠળ વાંચશે તો તેમાં સ્પષ્ટ જણાવેલું છે કે એ નક્ષત્રનાં બીજાં નામો "સિદ્ધ્ય" અને "તિષ્ય" પણ છે. વળી એજ કોષમાં ૪૪૮ મે પાને આ "તિષ્ય" શબ્દના મથાળા હેઠળ તેઓ વાંચશે કે એ જૂના છઠ્ઠા નક્ષત્રનું નામ છે, અને એજ "પુષ્ય" છે.

વાંચનારને મારે સ્પષ્ટ રીતે જણાવવું જોઇએ કે આપણાં ધર્મશાસ્ત્રો સૂર્ય, ચંદ્ર, ગ્રહો અને નક્ષત્રો ઉપર રચાયલાં છે. "ગાથા"માં "સૂર્યમંડળ"ને જ પાયામાં લીધેલું છે. તેમાં કોઇ "યજતો" લીધેલા નથી કે તેની વાત નથી. એ પછી મોટા જરથોરતી ધર્મશાસ્ત્રીઓએ "યસ્તો" લખી છે તેમાં "યજતો"નાં નામ આવે છે. એ "યજતો"નાં જે નામો આવે છે અને દરેક "યસ્ત"માં જે કવિતાઇ વર્ણન કીધેલું છે તે પરથી સ્પષ્ટ માલુમ પડે છે કે એ "યજતો" તે જુદાં જુદાં નક્ષત્રો છે. જે નક્ષત્રોને આપણી "ગાથા"માંના સૂર્યમંડળના ગ્રહોની સાથે સંબંધ છે તેજ નક્ષત્રોની "યસ્તો" લખાયેલી છે! દુનિયાના અવસ્તાના અભ્યાસીઓ માટે તેમ જ પારસી કોમ માટે આ નવી વાત છે, અને "ગાથા" તેમજ "અવસ્તા" માટેની હજારો વરસથી ચાલતી આવેલી માન્યતાઓને આ સંશોધનથી જબરો આંચકો લાગશે તેમ જ એ જૂનાં શાસ્ત્રો પર તદ્દન નવી રોશની જ ફેંકાશે.

"તિષ્ય"ની આરાધના શા માટે ?

હવે "તિષ્ય"ની આરાધના શા માટે કરવી જોઇએ તેનાં કારણ જોઇએ. "તીર યશ્ત"માં જણાવ્યું છે કે તીર યજત વરસાદની ઉપર મુવક્કલ છે, અને એનો હરીફ "અપઑષ છે. આ "તિષ્ય"ની અને "અપઑષ"ની લડાઇનું વર્ણન રામાયણ મહાભારતમાં છે, અને ત્યાં ગુરૂ (Jupiter) સાથે "પુષ્ય"ના યોગનું માહાત્મ્ય—મોટાપણું પણ જણાવેલું છે. વૈદિક કાળના આર્યોમાં ગુરૂ—બૃહસ્પતિ Jupiter બધા દેવોનો-યજતોનો ગુરૂ ગણાતો હતો અને ઋગ્વેદના જુના મંડળોમાં એ બૃહસ્પતિનો ઘણો મહિમા ગાયલો છે. આપણો ગાથાકાળ, જેને હું ઋગ્વેદના કાળથી પણ જુનો ગણું છું અને તેનાં ઘણાં કારણો દાખલા દલીલ સાથે મારા 'ગાથા"ને લગતા મહાગ્રંથમાં મેં આપેલાં છે—તે ગાથાકાળમાં એજ ગુરૂને અષ વહિસ્તને આપણી દુનિયાના શાસક Law-giver તરીકે ગણાવેલો છે અને ખુદ "અહુનવર"ના પાક કલામની રચના અહુરાએ અષની સાથે મળીને કીધી હતી તે હા ૨૯—૭માં કહેલું છે. "ગાથા"માં તો બધા અમેષાસ્પન્તામાં અષનેજ—ગુરૂનેજ વડપણ આપેલું છે, અને તે યુક્તજ હતું. હવે આ અષ એટલે ગુરૂનો ગ્રહ કર્ક રાશિમાં ઉચ્ચનો Exalted થાય છે એટલે તેમાં "અષા દાઓ"ગુરૂની બક્ષિસ પુરેપુરી મળે છે. આ કર્ક રાશિમાં ત્રણ નક્ષત્રો રહેલાં છે: પુનર્વસુનો ચોથો ભાગ, પુષ્ય અને આશ્લેષા. આ પુષ્યનો તિષ્યનો દેવતા Presiding Deity જ્યોતિષમાં બૃહસ્પતિ જ છે. જ્યોતિમાં પુષ્યનું નક્ષત્ર ઘણું મંગલકારી સગનવંતું ગણાય છે અને પુષ્યમાં ચંદ્ર કે ગુરૂ આવે ત્યારે બહુ શુભ યોગ થયેલો કહેવાય છે. એ યોગમાં બધાં રૂડાં કામ કરવાની પણ સલાહ અપાય છે કેમકે તે કાર્યમાં ફતેહ આપે છે.

હિન્દુસ્તાનમાં ચોમાસું—વરસાદની ઋતુ જેઠ મહિનામાં એટલે જુન માસની શરૂઆતમાં છેક દક્ષિણે બેસે છે અને જુલાઇ માસમાં તે ઉત્તર હિન્દુસ્તાન અને ઇરાન સુધી પહોંચી જાય છે. એટલે મૃગશીર્ષ નક્ષત્ર orion માં સૂર્ય દાખલ થાય ત્યારે તે શરૂ થાય છે. અને પછી આર્દ્રા પુનર્વસુ નક્ષત્રોમાં થઇને એક દોઢ માસે તે પુષ્ય યા તિષ્ય નક્ષત્રમાં જુલાઇ માસની તા. ૨૦મીએ હમણાં તે દાખલ થાય છે, ત્યારે વરસાદની ભરપૂર રેલછેલ થાય છે. કર્ક રાશિમાં ગુરૂ ઉચ્ચનો થાય છે, તેમાં જ્યારે સૂર્ય આવે છે ત્યારે એ રાશિ પાણીની હોવાથી તેમાં વરસાદ ભરપટ્ટે પડે છે ને ખેતરોમાં અનાજ રોપાય છે. માણસોનો જીવનાધાર અન્ન પર હોવાથી તેનો પાક કરવા ખેતરોને વરસાદની જરૂર છે અને એ વરસાદ મનમાનતો પૂરતો પડે ત્યારે જ ખેતરોમાં અનાજ પાકે અને લીલાલહેર થાય. માટેજ આ "તિષ્ય" નક્ષત્રનો મહિમા છે અને તેથી જ એ નક્ષત્રની આરાધના કરવામાં આવી હતી. એ નક્ષત્રના ત્રણ તારા છે કે તે ઘણા જ પાસે પાસે છે ને તેનો ત્રિકોણ બને છે તેમાં એ ત્રિકોણનો એક ખૂણો જેને શિરકોણ એટલે માથાનો ખૂણો કહે છે તે પશ્ચિમ દિશા તરફ રહે છે તેથી તે "તીર" જેવો દેખાય છે.

આ "તીર યજત"ને "અપઑષ" સાથે લડાઇ થાય છે. "અપઑષ" એ શબ્દ અપ—ઉષ ઉપરથી બનેલો છે. અપ—પાણી અને ઉષ—બાળવું, Burning of Waters

આકાશમાંનું પાણી બળીને ઊડી જાય ત્યારે વાદળાંનો ગર્ભ બંધાય નહીં અને તેથી વરસાદ પડે નહીં, ને દુકાળ Drought પડે. આ બધી વાત જ્યોતિષ વિદ્યાની છે.

આ ખુલાસાથી મી૰ બાના તેમજ આપણા બીજા અભ્યાસીઓની ખાતરી થશે કે આ "તિષ્ય" તે હમણાનું "પુષ્ય" નક્ષત્ર છે તે કોઇ પણ Sirius વ્યાઘ્ર જેવો મોટો તારો નથી. આ જાણ્યા પછી મી૰ બાનાના આખા મોટા લેખમાંની બધી વિગત અને બધી કલ્પના તૂટી પડે છે.

આ "તિષ્ય"ના તારાને "તીર યસ્ત"માં "અઉરૂપ" કહ્યો છે તેનો અર્થ સફેદ કે અનેકરંગી કે લાલ નહી પણ આતસિયા રંગનો છે. Colour of Fire "પુષ્ય"ના તારા કાંઇ બહુ મોટા નથી. એ તો ચોથા વર્ગના તારા છે અને દૂરબિનમાંથી જોતાં તેનો રંગ આતસિયા જ લાગે છે. એના પહેલા તારાનું નામ અંગ્રેજીમાં 39Caneri–Cancer છે. બનવાજોગ છે કે આ તારા અવસ્તાકાળમાં ચાર હજાર વરસ પૂર્વે ઘણા પ્રકાશિત હોય કારણ કે ખગોળવિદ્યામાં આ વાત જાણીતી છે કે કોઇક કારણે કેટલાક પ્રકાશિત તારા વખત જતાં ઝાંખા થાય છે અને કેટલાક ઝાંખા તારા પ્રકાશિત પણ થઇ જાય છે. એને લીધે જ મરહુમ શેઠ મંચેરજી ખરેઘાટ જેવા જ્યોતિષવિદ્યાના જાણકાર ભુલાવો ખાઇ ગયેલા લાગે છે. બાકી કોઇ પણ જાતની શંકા વગર આ "તિષ્ય" નામ "પુષ્ય" નક્ષત્રનુંજ છે અને તે જ્યોતિષના ગ્રંથોમાં આપેલુંજ છે.

## "જરયો વોઉરૂકષેમ" તે શું?

આપણી આ "તીર યસ્ત"માં તેમ જ બીજી યસ્તોમાં પણ આ "જરયો વોઉરૂકષેમ" શબ્દો આવે છે તેનો ખરો અર્થ શું છે? પહેલવી કાળથી આ "જરયો"નો અર્થ "દરિયો" કરવામાં આવે છે અને "વોઉરૂકષ" તે કાસ્પિયન સમુદ્ર એમ કાંગાજી તેમજ બધા જ અવસ્તાના અભ્યાસીઓ જણાવે છે. એ અર્થો પણ ખરા નથી. "જરયો" એ સંસ્કૃત "જર્યસ" છે અને તેનો અર્થ દરિયો નહી પણ વિસ્તાર, વિસ્તારવાળો પ્રદેશ, ફેલાવો–expanse, space–એમ થાય છે. જર્યસનો અર્થ કદી "દરિયો" થતોજ નથી આ ખોટો અર્થ કીધાથીજ આપણી યસ્નોમાંના યજતો કોણ કોણ છે તે કોઇ પણ વિદ્વાનથી આજ સુધી પરખાયું નથી.

હવે "વોઉરૂકષ" એટલે ઉરુકક્ષ=ગોળ વીંટી લેતી લીટી Surrounding orbit,, કોઇ પણ ગ્રહ કે તારા આપણી પૃથ્વીની આસપાસ જે માર્ગમાં ફરતા દેખાય તે માર્ગને "કક્ષ" કક્ષા કહેવાય છે. આપણા અવસ્તાની યસ્તોમાં જ્યાં જ્યાં આ "વોઉરૂકષ જરયો" આવે છે ત્યાં ત્યાં એનો અર્થ The expanse of the orbit of the Sun, Planets, 12 rashis (Zodiacal Stellar Signs) and 27 Nakshatras or asterisms, યાને સૂર્યના, ગ્રહોના, રાશિઓના તથા નક્ષત્રોના આકાશમાંથી દેખાતા માર્ગનો વિસ્તાર, ટુંકામાં એને Ecliptic Circle કહેવામાં આવે છે જેને જ્યોતિષમાં "ક્રાંતિવૃત્ત" કહેલું છે. એ ક્રાંતિવૃત્તનો વિસ્તાર "જરયો" મધ્ય લીટીની

બંને બાજુએ કુલ્લે ૧૮ અંશનો છે અને એ વિસ્તારમાંથીજ સૂર્ય, ગ્રહો અને રાશિઓ તથા નક્ષત્રો પસાર થાય છે. એ વિસ્તાર વિષુવવૃત્ત equator ની ઉત્તરથી દક્ષિણ તરફ પ્રસરેલો છે. આ ખરો અર્થ "વોઉરૂકષેમ જરયો"નો મેળવ્યા પછી હવે બધી યસ્તોમાં જણાવેલા જુદા જુદા યજતો જે જુદાં જુદાં નક્ષત્રોજ છે તે સ્પષ્ટ રીતે સમજાઇ જશે.

હવે આપણે "તીર યશ્ત"માં જણાવેલા બીજા તારાઓ કોણ કોણ છે તે પિછાનીએ. કાંગાજીની મોટી "ખોરદેહ અવસ્તા બામાએની"માં આપેલી "તીર યશ્ત"માં ૨૨૩ મે પાને કરદા ૫-૯ની સમજણ આપતાં નીચે આપેલી નોંધમાં જણાવે છે કે "બુનદેહેશ પ્રમાણે એ સતવએસ સેતારો પશ્ચિમ દિશાના સેતારાઓમાં મુખ્ય ગણાતો હતો. તેમજ તેશ્તર સેતારો પૂર્વ દિશાનો, વનન્ત સેતારો દક્ષિણ દિશાનો અને હપ્તોઇરિંગ ઉત્તર તરફનો મુખ્ય ગણાતો હતો." વળી "સતવએસ" સેતારો વરસાદના પાણીને જુદી જુદી જગાએ વહેંચી નાંખવામાં "તેશતર"ને મદદ કરે છે." મારે કહેવું જોઇએ કે ઉપર જણાવેલી "બુનદેહેશ"માંની વાત હમેશની સ્થિતિ પ્રમાણેની નથી, પણ "તીર યશ્ત"માં-તેશ્તરનો સીતારો પૂર્વમાં સૂર્યની સાથે ઉગીને જાય તે વેળાની ને તે સંબંધને લગતી સ્થિતિનીજ વાત છે. પણ પહેલે તો "તીર યશ્ત"માં જણાવેલા અને આરાધેલા આ ચાર સિતારા ક્યા ક્યા છે તે જોઇએ.

### "હપ્તોઇરિંગ" તે કોણ?

આ બધા તારાઓને ઓળખવા માટે મી૦ બાના અવસ્તા સાહિત્ય પર લખનારા અનેક યુરોપિયન અને પારસી અભ્યાસીઓ ડૉ. વેસ્ટ, ડૉ. હોગ, સ્પીગલ, ડૉ. મોદી, શેઠ ખરેઘાટ અને બીજાઓના લેખોમાંથી સાહદનો આપે છે. એ બધાજ મૂળ "તિશ્ય" કોણ તે જ સમજી શક્યા નહી અને સૌ કોઇ આકાશમાંના મોટા મોટા તારાઓ વ્યાધ્ર (Sirius) અગસ્ત્ય (Canopus) અભિજિત (Vega) યામ મત્સ્ય (Fomalhaut) વગેરે માટે કલ્પનાઓ દોડાવે છે અને તેની જાળમા પોતેજ ગુંચવાઇને પડે છે. જુવાન મી૦ બાના પોતે આ તારાઓના નામો માટે કશું સંશોધન સંસ્કૃત ને જ્યોતિષના ગ્રંથોમાંથી કરતા નથી પણ માત્ર જૂના લેખકોએ જે લખેલું છે તેના પરજ આધાર રાખી પોતાની કલ્પનાના બધા દોરા તે ખોટા પાયાના સ્તંભ ઉપર વીંટાળે છે. પણ આપણે વેદકાળની ખગોળવિદ્યાને તપાસશું અને "તીર યશ્તમાં" જે વર્ણન આપેલું છે તેને બરાબર ખ્યાલમાં રાખશું તો એ બધા તારાનો ખરો તાગ મેળવી શકીશુ.

આખી "તીર યશ્ત"માં અશ્વિની નક્ષત્ર જ્યાંથી હમણાં હિન્દુઓ તેમજ બીજાઓ નક્ષત્રની ગણતરી શરૂ કરે છે તેનું નામ નથી, તેનું કારણ એ છે કે ઇસ્વી સનની શરૂઆતમાંજ નક્ષત્રો અશ્વિનીથી ગણાવા માંડ્યાં. અયનાંશ–precession of the equinoxes–પ્રમાણે ઇસ્વી સનની લગભગ પાંચસેં વરસ અગાઉ એટલે આજથી ૨૪૫૦ વરસ પર અયનાંશ પ્રમાણે વસંત સંપાત–vernal equinox–અશ્વિની નક્ષત્રમાં દાખલ થયો હતો. હિન્દુઓના જાણીતા સિદ્ધાન્ત ગ્રંથ "સૂર્ય સિદ્ધાંત" પ્રમાણે તે વેળા અયનગતિ

"હપ્તોઇરિંગ"ને પણ વિદ્વાનો "સપ્તર્ષિ- Ursa major સમજે છે પણ તેનું જૂના કાળથી ચાલતું આવેલું નામ "ઋક્ષ" એટલે રીંછ છે, અને એ "ઋક્ષ" શબ્દ "અરેક્ષા" રૂપે એન્જ "તીર યશ્ત"ના કરદા ૪ થાનાં ૬ ઠા ફકરામાં છે। વળી આ "હપ્તોઇરિંગ" એટલે કૃત્તિકા નક્ષત્ર છે તે ક્રાંતિવૃત્તની મધ્યરેખાની ઉત્તરેજ જાય છે. આ "હપ્તોઇરિંગ"થી "તિષ્ય યા પુષ્ય" નક્ષત્ર છઠું છે.

પ્રાચીનકાળમાં 'હપ્તોઇરિંગ' એટલે કૃત્તિકા નક્ષત્રને પહેલું માનવાનાં કારણોમાં મુખ્ય કારણે એ હતાં કે એના અધિષ્ઠાના દેવતા અગ્નિ એટલે આરા આથર હતો એને આ કાથી સૈન્યનો સેનાપતિ ગણવામાં આવતો હતો.

"સતવએસ" તે કોણ?

"તિષ્ય" અને "હપ્તોઇરિંગ" સિતારાઓ તે કોણ તે આપણે જોઇ આવ્યા. હવે ત્રીજો સીતારો "સતવએસ" તે કોણ તે આપણે જોઇએ. એ સિતારો (કરદા ૫-૯) "પાણીઓને હક્ત કેસ્વર તરફ વહેતાં કરે છે." મી૦ બાના કહે છે કે શેઠ ખરેઘાટ એ સિતારો Canopus-અગસ્ત્ય હોય એમ જણાવે છે અને મી૦ ટી. કાપડીઆ તે Altair-શ્રવણ હોય એમ કહે છે. મી૦ બાનાએ એ તારો Canopus-અગસ્ત્ય જ છે એમ સાબિત કરવા ખુબ શ્રમ લીધો છે પણ એ બધા અજબ રીતે ભોળવાઇ ગયા છે. નક્ષત્રોમા કુંભરાશિમાંનુ મુખ્ય નક્ષત્ર "શતભિષા" છે જ અને અવસ્તા ભાષામાં સંસ્કૃત "શ" નો 'બ' કે 'વ' થાય છે તે પ્રમાણે આ તો ખુલ્લું એ "શતભિષક"નક્ષત્રજ છે. એનું અંગ્રેજી નામ Lamda Aquarii-Aquarius છે અને આ શબ્દજ બતાવે છે કે તે પાણીને લગતું છે, કુંભ રાશિ Aquarius નો આકાર "માણસ પોતાના હાથમાં પાણીનો ઘડો (કુંભ) રાખીને તે દુનિયા પર પાણી ઢોળે છે" એવો જ્યોતિષના પુસ્તકોમાં બતાવેલો છે. એનો દેવતા પણ "વરુણ"-Neptune છે ને તે પણ પાણી પર મુખત્યાર છે. "બુનદેહેશ"મા કહેલું છે કે એ "પશ્ચિમનો સિતારો" છે તે પણ બરાબર છે કેમકે એ "શતભિષક" સિતારો પશ્ચિમના આકાશમાં હોય છે ત્યારે "તિષ્ય યા પુષ્ય"નું નક્ષત્ર પૂર્વમાં હોય છે.

"તીર યશ્ત"માં વરસાદની ઋતુ પુરેપુરી જામે અને વરસાદ પૃથ્વી પર બરાબર પડે તો અનાજ પાકે, ઝાડપાન ખીલે, ગંદકી ધોવાઇ જાય, હવા સાફ થાય, વગેરે બધી બધી વાતો છે. એટલે પાણીની કર્ક રાશિમાં "તિષ્ય" નક્ષત્ર છે તે પૂર્વમાં ઉગે ત્યારે આ "શતભિષક" નક્ષત્ર જે પણ પાણીને લગતી કુંભ રાશિમાં છે ને જેનું નામ Aquarii પાણીવાળો છે તે પશ્ચિમમાં હોય છે. એટલે આ બન્ને તારા પાણીને લગતા પૃથ્વી ઉપર આકાશના બન્ને છેડા પકડીને ઉભા રહે અને પૃથ્વી ઉપર પાણી વરસાવી ત્યાં લીલા લહેર કરે. Canopus અગસ્ત્યને કે Altair-શ્રવણને કે Sirius વ્યાધને પાણી સાથે કશી લેવા દેવા નથી. વળી અગસ્ત્ય ને વ્યાધ એ દક્ષિણના તારા છે અને તે "વોઉરુકષ"મા ક્રાંતિવૃત્તિમા નથી. આ વોઉરુકષનો ખરો અર્થ નહીં સમજાયાથી આજ સુધી આપણી યશ્તોના સંબંધમાં અને તેના ઉકેલમાં મોટા ગોટાળા થયા છે. મને તો આશ્ચર્ય જ થાય છે કે આ "સતવએસ" શબ્દ "શતભિષક"ને તદ્દન મળતો છે તે તરફ શેઠ ખરેઘાટ

જેવાનું ધ્યાન પણ કેમ ગયું નહી. આ "શતભિષક" નક્ષત્ર ક્રાંતિવૃત્તની મધ્યરેખાથી સહેજ દક્ષિણે રહે છે. હમણાં ડીસેમ્બર માસમાં રાત પડયા પછી તે કુંભરાશિમાં મધ્યાહ્નવૃત્ત ઉપર એટલે આકાશની વચ્ચે માથા પર આવેલું દેખાય છે. બહુ સંસ્કૃત ગ્રંથોમાં એ નક્ષત્રના સો તારાની સંખ્યા આપેલી છે અને તેથી એને "શતતારકા" પણ કહે છે. પણ ત્રણ ચાર પ્રસિદ્ધ ગ્રંથોમાં એ નક્ષત્રનો એક જ તારો-ચોથા વર્ગનો ગણવામાં આવેલો છે. એ નક્ષત્રમાં જે માણસની જન્મકુંડળીમાં સૂર્ય ચંદ્રમા લગ્ન ascendant હોય તો તે માણસમાં ઘણા સારા ગુણો હોય છે અને તે જો બીજી રીતે ઉંચી ભાવનાવાળો અને ઉંચા જ્ઞાનવાળો હોય તો તે દુનિયા પર આશીર્વાદ વરસાવે છે. તેથી જ "તીર યશ્ત"માં એ "સતવએસ" નક્ષત્રની ખુબી ગાવામાં આવી છે.

"વનન્ત" તે કોણ?

હવે આપણે "તીર યશ્ત"માં મુખ્ય આરાધના પામેલા ચાર સિતારાઓમાંનો ચોથો "વનન્ત" સિતારો કોણ તે શોધીએ. જ્યોતિષના ગ્રંથોમાં આ નામ કોઇ નક્ષત્રનું મળતું નથી એટલે એ નામ ઘણું જ પ્રાચીન હશે. તેમ છતાં એ શબ્દની વ્યુત્પત્તિ કરતાં તે "વન+અંત" એમ બે શબ્દોના જોડાણથી બનેલો છે. સંસ્કૃતમાં વન એટલે "જંગલ" તેમ બીજો જૂનો શબ્દ વન્ પણ છે તેનો અર્થ પણ "જંગલ" છે અને તે મો. વિ. ના કોષમાં (બીજી આવૃત્તિમાં) ૯૧૭ મે પાને આપેલો છે. વળી વન શબ્દની હેઠે તેના સમાસ શબ્દો આપેલા છે તેમાં પણ ૯૧૮ મે પાને વનાન્ત શબ્દ છે અને તેનો અર્થ forest region જંગલનો પ્રદેશ એમ આપેલો છે. એટલે "વનન્ત"નો અર્થ પણ તેજ થઇ શકે. જ્યારે આકાશમાં "તિષ્ય" નક્ષત્ર પશ્ચિમ તરફ ઉત્તરે હોય છે ત્યારે "વનન્ત"નો તારો પૂર્વમાં ક્રાંતિવૃત્તની મધ્યરેખાથી જરાક દક્ષિણે હોય છે. "તીર યશ્ત"ના ૬ ઠ્ઠા કરદાના ૧૨ મા ફકરામાં આ સિતારાનું જે વર્ણન આપ્યું છે તે પરથી તે મોટો તારો "ચિત્રા" Spica જણાય છે. ચિત્રાનો એક અર્થ પણ મો. વિ. કોષમાં (બીજી આવૃત્તિમાં) ૩૯૬ મે પાને a forest of variegated appearance–ચિત્ર વિચિત્ર દેખાવવાળું જંગલ એમ જણાવેલો છે અને એની પાસે સંસ્કૃત વન vana શબ્દ પણ આપેલો છે! "તિષ્ય"થી એ સાતમું નક્ષત્ર છે અને તે "કૃત્તિકા"થી બારમુ છે.

આ નક્ષત્ર તે 'ચિત્રા' જ છે તેની સાબિતી હું નીચે આપું છું. વેદકાળમાં આકાશને "વન"ની ઉપમા આપતા હતા કેમકે એમાં તારાઓનું જંગલ હતું ઋગ્વેદના ૧૦ માં મંડળમાં ૩૧–૭ ને ૮૧–૪ માં નીચેની ઉક્તિ મલી આવે છે.

કિં સ્વિદ વનં ક ઉ સ વૃક્ષ આસ યતો દ્યાવા પૃથિવી નિષ્ટતક્ષુઃ

એટલે જેનાથી આકાશ અને પૃથ્વી ઉત્પન્ન થયાં તે વન કયું અને ઝાડ કયું? અહીં તમામ ખગોળ જેમાં તારાઓ અને દશ્ય સૃષ્ટિઓ છે તે "વન" એટલે "જંગલ" છે એમ સ્પષ્ટ અર્થ છે. એટલે "વનન્ત" એ નામ ચિત્રા નક્ષત્રનું જ છે એ જ્યોતિષમાં "યોગતારા" કરીને ઘણોજ અગત્યનો તારો છે ને તે ઘણો તેજસ્વી પહેલા વર્ગનો છે.

આ "ચિત્રા" અને રેવતી તારો Piscium છે તે પણ યોગતારા કહેવાય છે, એ બંને સામસામા એક પૂર્વમાં ઉદય વેળા હોય તો બીજો પશ્ચિમમાં અસ્ત વેળા હોય છે. એ બન્ને તારા પરથીજ અયનાંશની ગતિ–Motion of the Precession of the Equinoxes અસલથી ગણાતી આવી છે. આપણા "અવેસ્તા"માં "સરોશ યશ્તવડી"માં પહેલા કરદામાં એ બન્નેને "થ્વોરેસ્તાર" અને "પાઘુ" કહેલા છે. આ ચિત્રાને પણ ત્વષ્ટા The Architect કહેલો છે, અને "રેવતી"નું બીજું નામ પૂષા એટલે Protector રક્ષણકર્તા છે, તેજ અર્થ "પાઘુ"નો પણ છે! એમ આ બધા યજતોનાં નામ તે આ નક્ષત્રોનાં છે.

પણ આ "વનન્ત"નો તારો તે "ચિત્રા"જ છે તેની બીજી મોટી સાબિતી તો આપણી પવિત્ર ક્રિયાઓ આપે છે. જરથોસ્તીઓ જાણતા હશે કે પાંચ ગાથાના દિવસો પૂરા કરીને જ્યારે નવરોજ એટલે નવા વર્ષનો પહેલો નવો રોજ આવે છે, તેની વહેલી સવારે આપણી અગ્યારીઓમાં અને આતશબહેરામોમાં "વનન્ત"ની બાજ મોબેદો કરે છે. એમાં વનન્તના મોટા થાળી જેવા જાડા દરૂન કરવામાં આવે છે અને તે વચમાંથી ઉભી અને આડી લીટી મારી કાપે છે. આ ક્રિયાનો ભેદ એ છે કે એ દિને "ચિત્રા" નક્ષત્ર રાત્રે પૂર્વમાં દેખાય, અને એ પરથી "ચૈત્ર" મહીનો શરૂ થાય! આ "વનન્ત"નો તારો રાતે પૂર્વમાં દેખાવા માંડે ત્યારથી આપણું નવું વર્ષ અવેસ્તાના જમાનામાં શરૂ થતું હશે. બધા જોશીઓ પણ વિક્રમ સંવત પ્રમાણે કાર્તકથી નહી પણ ચૈત્ર માસથી નવું શાકેનું સાલ ગણે છે. આ બતાવે છે કે આપણું નવું વર્ષ પણ Precession of the Equinoxesથી નહીં પણ–મેષ રાશિમાં અશ્વિની નક્ષત્રમાં સૂર્ય પ્રવેશ કરે છે તે દિવસથીજ શરૂ થતું હોવું જોઇએ, કેમકે તે વખતે મેષ રાશિની સામેની કન્યા રાશિમાં "ચિત્રા"નું વનન્તનું નક્ષત્ર રાતે પૂર્વમાં ઉગતું હતું. વર્ષ ગણતરીના અર્ધી સદીથી ચાલતા ઝગડાનું સમાધાન પણ આ જ્યોતિષદ્વારા પડેલા પ્રકાશથી થઇ જવું જોઇએ આપણા વર્ષની શરૂઆતને અશ્વિની નક્ષત્રના જોડાણ સાથે સંબંધ છે, અને નહીં કે માત્ર વસંતસંપાત Vernal Equinox ની કાલ્પનિક રાશિ રેખા સાથે. એટલે પ્રાચીન ગાથા અને અવેસ્તા કાળમાં તે હમણાંની ગણતરી મુજબ ફેબ્રુઆરી ને માર્ચની તા. ૧૦મી અગાઉ તે ઉગતું હતું, અને ૬૮ વર્ષે અયનગતિનો એક દહાડો કમી થતાં તે હમણાં ૧૩મી એપ્રીલે ઉગે છે. વળી "વનન્ત"ના દરૂનને વચમાંથી ઉભી ને આડી લીટી મારી કાપે છે, તે પણ આ ચિત્રા નક્ષત્ર પૂર્વમાં રાત્રે ઉગે છે તેથી ચૈત્ર માસ કહેવાય ત્યારે દિવસ અને રાત પણ લગભગ સરખા કલાકનાં થાય છે, અને તેની જ નિશાની લેખે આ દરૂનને વચમાંથી કાપવામાં આવે છે. એવી રીતે હજારો વર્ષનું સત્ય આ "વનન્ત"ની બાજની અને દરૂનના કાપવાની નિશાનીમાં છુપાઇને ઉતરી આવ્યું છે, તે ખુદાની મેહેરથી આજે હું આપણી કોમની આગળ પ્રગટ કરું છું. ક્રિયાઓનો મર્મ નહીં સમજાય, તેથી તે ફેંકી દેવાતી નથી. કંઇ કંઇ સાચો એવી ક્રિયાઓની સંજ્ઞાઓમાં છુપાઇ રહેલાં છે તે rationalism વ્યવહારૂતાને નામે ફેંકી દેવાય નહીં. આ વિષય ઉપર ખુદ ગાથામાંની સાહદતો આપીને આપણા સુધારકો ને સુધારક દસ્તૂર સાહેબોની જાણ માટે હું હવે પછી લખીશ. એકમેકને ખોટા પાડવાના

આવેશમાં ધર્મને લગતી પરાપૂર્વથી ચાલતી આવેલી સાચી તરીકતોને રૂખસદ આપવા જતાં ખુદ પવિત્ર ધર્મનાજ અંગને નુકસાન કરી બેસાય. આવા વિષય ઉપર ખૂબ-અને સાચા માર્ગના અભ્યાસની જરૂર છે.

## "પાણીના તોખમના તારાઓ" તે કોણ?

"તિષ્ય—તીર યશ્ત"ના દસમા કરદા ને ૩૯ ફકરામાં "સ્તારાંમ અફશ—ચિથ્રનાંમ વીસ્પનાંમ" એટલે પાણીનું તોખમ ધરાવનારા બધા તારાઓની એમ જણાવ્યું છે, તે પણ જાણવા જેવું છે. પ્રથમ કર્ક રાશિમાં આવેલું "પુષ્ય" યા "તિષ્ય" નક્ષત્ર એ પાણીવાળું છે, અને ૧૧ મી કુંભ રાશિમાં પડતું ૨૪ મું નક્ષત્ર શતભિષક યાને "સતવએસ' સિતારાનું નક્ષત્ર પણ પાણીવાળું છે, તે આપણે ઉપર જોઇ આવ્યા છીએ. એ ઉપરાંત "પૂર્વાષાઢા" જે ચાર તારાવાળું—Sagittari નક્ષત્ર છે, તે ધનુષ રાશિમાં છે અને તેનો દેવતા "જલ" એટલે "પાણી" છે એ નક્ષત્રમાં સૂર્ય હાલના જમાનામાં ડીસેમ્બરની આખરમાં આવે છે ને તે વેળા પણ કેટલાક પ્રદેશોમાં વરસાદ પડે છે. એનું બીજું જૂનું નામ પયસ છે તેમ જ તોયમ જલમ એવાં નામે પણ ઓળખાય છે. અવેસ્તામાં એ "પયડાહ"ને નામે છે અને અભ્યાસીઓ જાણીને અજબ થશે કે આ "પયડાહ" પયસ એ "મઇધ્યો ઇર્જરેમ ગાહામ્બાર"ના વિશેષણ તરીકે વીસ્પરદ ૨-૨માં વપરાએલો છે. એ ગાહામ્બાર અરદીબહેસ્ત મહીનાના ખોરશેદ રોજથી દએપમહેર રોજ સુધી આવે છે, એટલે અવેસ્તા જમાનામાં એ એપ્રીલ માસમાં આવે ત્યારે વસંતનો પૂર બહાર હોય છે. એ વખતે સૂર્ય વૃષભ રાશિમાં હોય, ત્યારે રાતે પૂર્વમાં આ પૂર્વાષાઢા નક્ષત્ર પયસ યા "પયડાહ" ઉગે છે! એમ આપણા ગાહામ્બારો બધાં જુદાં જુદાં નક્ષત્રોની સાથે જોડેલા છે અને અયનગતિ પ્રમાણે તે વેળા એ ગાહામ્બારો ક્યારે પડતા હતા તે સહેલથી જાણી શકાય છે.

આ "પૂર્વાષાઢા" ઉપરાંત "ચિત્રા" એટલે "વનન્ત" તારાની પશ્ચિમોત્તરમાં "પાણીના તોખમનાં" ખરાં બે નક્ષત્રો છે, જે પણ "જરયો વોઉરૂકષેમ"—ક્રાંતિવૃત્તમાંજ આવેલાં છે. તેનાં નામ આપસ અને અપામવત્સ છે. એ બન્ને નક્ષત્રોનાં નામ પણ લગભગ એવાં જ આપણી યશ્તોમાં છે. "આપો" નામ તો "તીર યશ્ત"માં ઇજ, અને "અપામવત્સ" કોણ છે તે આપણે જોઇએ. "આપો" નક્ષત્રનો તારો જેને-ગ્રીક Gama Virginis કહે છે તે કન્યા Virgo રાશિમાંજ છે. એ તારો બીજા વર્ગનો જરા મોટો છે, અને એની નીચે પાસે જે "અપામવત્સ"નો તારો છે, તે એ જ નક્ષત્રમાંનો Theta-Virginis કહેવાય છે. રૂગ્વેદમાં તથા અવેસ્તામાં "અપામ નપાત" કરીને શબ્દો આવે છે, તે એ જ તારાને માટે છે. "અપામવત્સ" એટલે "આપસ" તારાનો પુત્ર, ("આપો"થી નાનો છે તેથી), અને વત્સ કે "નપાત" એટલે પણ પુત્ર! એ "નપાત" ને બદલે 'નપ્તૃ'—નપતર—પણ વપરાય છે. કન્યારાશિની જ્યોતિષી નિશાનીમાં "પાણીના સરોવર મધ્યે યા નદી મધ્યે હાથમાં દીવો ધરીને હોડીમાં બેઠેલી કન્યા" છે, એટલે એ રાશિમાં "પાણીનો" ભાગ છે, અને તે ઉપલાં બે નક્ષત્રો ને લીધે છે. વાંચકો જાણે છે કે મૃગશીર્ષ નક્ષત્રથી જુનની શરૂઆતથી શરૂ થયેલો વરસાદ

છેક "ચિત્રા" અને "સ્વાતી" નક્ષત્રો સુધી લંબાય છે. એથી જ "તીર યશ્ત"માં આ બધી ખગોળવિદ્યાને લગતી વાતો આલંકારિક રીતે વર્ણવેલી છે.

એ ઉપરાંત હજી પણ બીજું એક નક્ષત્ર પાણીને લગતું છે, અને તે "આશ્લેષા" એટલે Hydra છે. એ નક્ષત્ર કર્કરાશિમાંજ "તિષ્ય"ની પછીનું છે. એનો અર્થ પણ "પાણી" છે, અને એ "તિષ્ય" યા "પુષ્ય" નક્ષત્રની પાસેથી લાંબું ને લાંબું કેટલાક તારાઓને જોડીને પડેલું આકાશી નકશામાં દેખાશે. જ્યોતિષગ્રંથોમાં એનાં બીજાં નામ 'અહી" અને "ભુજંગ" આપેલાં છે, જે બન્નેનો અર્થ "મોટો સાપ" થાય છે। અતિ પ્રાચીન કાળમાં એનું નામ પારીન્દ્ર હતું જેનો અર્થ a large snake, boa આપેલો છે. "તીર યશ્ત'માં ૯મા કરદાના ૩૮મા ફકરામાં "પારેન્દિ રઑથ" કરીને જણાવેલું છે "રઑથ" એટલે "ઝડપથી ચાલતી ગાડીવાલી" નહીં પણ "મોટો અવાજ કરતી ફુંફાડા મારતી" છે। કાંગાજીએ એ "પારેન્દિ"ને સંસ્કૃત પુરંધી સાથે સરખાવી છે, તેમજ દસ્તુરજી ડા૦ ધાલાએ હમણાંજ નવેમ્બર ૧૯૪૬માં આપેલાં એક ભાષણમાં "પારેન્દિ" એટલે પુરંધી abundance ભરજીકતા, એમ જણાવેલું છે, તે બરાબર નથી. હું અગાઉ કહી ગયો છું તેમ આપણા કોઇ વિદ્વાનો કે દસ્તુરો કે અભ્યાસીઓ – શું હિંદમાં ઇરાનમાં પહેલવી કાળમાં યુરોપમાં – આ બધા અવેસ્તાના યજતોનો મર્મ જાણી શકયાજ નથી. આ બધા ભેદો હું ધીરે ધીરે બતાવતો જઇશ.

ઉપર જણાવ્યા પ્રમાણે "તીર યશ્ત"માં જણાવેલા "પાણીના તોખમના તારાઓ તે તિષ્ય-પુષ્ય, શતભિષક, પૂર્વાષાઢા (પયડાહ), આપસ (આપો), અપામવત્સ (અપામ નપાત), અને આશ્લેષા (પારેન્દિ) છે,

## "અશીશવંઘ" યાને "અષિશ વઙહુવી" તે કોણ?

"ગાથા"માં "અષિ" અને "અશી" એમ બે શબ્દો આવે છે તેમાં જોડણીનો જ ફેર છે, પણ ત્યાં તો એના અર્થો 'સ્વામિત્વ' અને "પ્રાપ્તિ" છે. ત્યાં તો કોઇ યજતનાં નામ નથી. "સરોશ"નું નામ છે પણ તેની સાથે "યજત" શબ્દ કોઇ ઠેકાણે નથી.

પણ અવેસ્તામાં તો આ "અષિશ વઙહુવી"નું યજત તરીકે નામ ઘણે ઠેકાણે આવે છે, અને વળી એવા નામની "અશીશવંઘ" જેવી આખી યશ્ત પણ છે, એટલે એ પણ ખાસ નક્ષત્રજ છે. "તીરયશ્ત"ના ૯મા કરદામાં ૩૮મા ફકરામાં એનું નામ આવે છે, ત્યાં સાથે "પારેન્દિ"નું એટલે "અશ્લેષા" નક્ષત્રનું નામ પણ છે, અને તેમાં એ 'બન્નેએ "તીર"ને માટે માર્ગ સાફ કીધો" એમ લખાણ આવે છે. આ "અષિશ વઙહુવી" કોણ તે સહેલથી પકડવું મુશ્કેલ હતું, એમાં પણ "વઙહુવી"-વસ્વીમ શબ્દ છે તે વસુની નારીજાતિનો છે અને એ શબ્દેજ આ નક્ષત્ર શોધવાની કુંચી આપી. "તિષ્ય" યા "પુષ્ય" નક્ષત્ર ચંદ્રની કર્ક રાશિમાં છે. અને એની આજુબાજુ – આગલાં ને પાછલાં નક્ષત્રો "પુનર્વસુ' અને "આશ્લેષા" છે આ "આશ્લેષા" તેજ "પારેન્દિ" છે.

તે આપણે ઉપર જોઇ આવ્યા છીએ. આ પુનર્વસુ નક્ષત્રનો અધિપતિ પણ ગુરૂ – અપ છે, અને એના "દેવતા" તરીકે જ્યોતિષમાં અદિતિ એટલે "આદિત્યોની માતા" છે. હિંદુ શાસ્ત્રમાં આ 'આદિત્યો' પ્રાચીન વેદકાળમાં સાત ગણાયા હતાઃ વરૂણ, મિત્ર, અર્યમન, ભગ, દક્ષ, અંશ અને સવિતૃ અથવા સૂર્ય. આ સાતે "વસુઓ" છે. વસુઓ એ સ્વર્ગીય દેવતા ગણાય છે. આ હિંદુ દેવતાઓને બદલે સાત અમેશાસ્પંદોને આપણા અવેસ્તામાં "વસુઓ"ને બદલે આરાધેલા દેખાય છે. આ "અશીશવંઘ"ને તથા "પારેન્દિ"ને "મેહેર યશ્ત"ના કરદા ૧૬ – ફકરા ૬૬માં પાછી સાથેજ જણાવેલી છે. "પુનર્વસુ"નું બીજું નામ "સુરજનની" એટલે "દેવોની માતા" છે. "અશીશવંઘ યશ્ત"માં કરદા ૧લામાં એને "અહુરમજદની દીકરી અને અમેશાસ્પંદોની બહેન" કહી છે. વળી એજ યશ્તના ૧૬મા ફકરામાં "સ્પેન્તા આરમઇતિ"ને એની માતા કહી છે. "આરમઇતિ" તે ચંદ્ર છે તે મેં મારા "ગાથા"ના ગ્રંથમાં અનેક દાખલાઓથી સાબિત કરી આપેલું છે, અને "પુનર્વસુ" નક્ષત્રનો એક ભાગ કર્કરાશિમાં પડે છે તે પણ ચંદ્રની – આરમઇતિની રાશિ છે. "પુનર્વસુ"નો અર્થ "restoring the goods or riches" – માલમતા કે દોલતને પાછી આપતી એમ કરેલો છે. આ બધી શાહદતોથી તેમ જ "અશીશવંઘ યશ્ત" માંનાં બીજાં વર્ણનો ઉપરથી એ "પુનર્વસુ"નુંજ નક્ષત્ર છે, કેમકે એ પણ "વસુ"જ છે. વસુનો એક અર્થ "પાણી" પણ થાય છે. એમ આ "અષિશવડહવી" તે આ પુનર્વસુ નક્ષત્ર છે અને એની "ગાડી" "પારેન્દિ" – "આશ્લેષા"ની સાથે જઇને "તિષ્ય"નો માર્ગ સાફ કરે છે, એ તદ્દન વાજબી છે.

વળી "અશીશવંઘ યશ્ત"ના ૧લા કરદા ફકરા ૨માં છેવટે જણાવ્યું છે કે "જે કોઇ ક્રિયાનાં અર્પણ વડે અશીશવંઘને આરાધે છે તે જાણે ક્રિયાનાં અર્પણ વડે મિથ્રને મેહેર યજતને–આરાધે છે." આ મેહેર યજત કોણ છે તે હું હવે પછીના કોઇ લેખમાં બતાવીશ. પણ ઉપર જણાવ્યું છે તેમ સાત વસુઓમાં "મિત્ર" મુખ્ય છે, અને "અષિશ" પણ "વસુ" છે, એટલે એ આઠમો વસુ છે તેથી એક જ વર્ગના હોવાથી અશીશવંઘને આરાધ્યાથી મેહેર યજતને પણ જાણે આરાધેલો જ ગણાશે.

વળી અશીશવંઘ અક્કલને, બુદ્ધિને વધારે તેજ કરે છે, એમ જણાવ્યું છે, તે પણ જ્યોતિષ પ્રમાણે બરાબર છે. એ "પુનર્વસુ" નક્ષત્રના ત્રણ ભાગ મિથુન રાશિમાં અને એક ભાગ કર્ક રાશિમાં છે, એટલે બન્નેના સ્વામી બુધ અને ચંદ્રના ગ્રહો છે, તે બુદ્ધિને સતેજ રાખનારા છે. આ બુધ અને ચંદ્રની એકમેક વચ્ચે શુભ દૃષ્ટિ હોય તો તેથી વિદ્યા, બુદ્ધિ, કવિતા વગેરેની ઘણી વૃદ્ધિ કરે છે.

આ પુનર્વસુ નક્ષત્રના ચાર તારા ગણાય છે, તેમાં બે તારા મોટા છે ને તેમાંનો એક પહેલા વર્ગનો છે. યુરોપીયનો જેને Castor અને Pollux કહે છે, તે એજ બે તારા છે. એ નક્ષત્ર બહુ ચમકાટવાળું ને શોભીતું છે, તે અશીશવંઘ યશ્તના ૬ ઠા વગેરે ફકરાઓમાં જણાવેલું છે. એ નક્ષત્ર ઘણો વૈભવ અપાવનારું છે તે પણ ૭–૮મા ફકરામાં જણાવ્યું છે.

૧૨મા ફકરામાં કહ્યું છે કે એની ગાડી-સાથે જોડેલા ઘોડાઓ ચામડાના પટા વડે જોડેલા હોય છે. આ નક્ષત્રના ઉપર જણાવેલા બે મોટા તારાઓ એક લીટીમાં છે ને તેની પાછળ બીજા બે તારાઓ પણ એક લીટીમાં છે.—એ પ્રમાણે એ યશ્તમાંનું બધું બીજું વર્ણન આ સુંદર નક્ષત્ર "પુનર્વસુ"નું જ છે. એ પુનર્વસુ, પુષ્ય અને આશ્લેષા—એટલે અશીશરૂંધ, તિષ્ય અને પારેન્દિ — પાસે પાસેનાં નક્ષત્રો છે, અને તેથી જ "તિષ્ય" માટે અશીશવંઘે, ને પારેન્દિએ માર્ગ સાફ રાખ્યો, કે તિષ્યની પધરામણી થાય ને વરસાદ પડે ને ધાન્ય પાકે; એમ "તીરયશ્ત"માં જણાવેલું છે.

## "હઓમો" તે કોણ?

"તીરયશ્ત"ના ૩૩મા ફકરામાં જણાવ્યું છે કે "જે રસ્તાઓ તરફ આબાદી કરનાર, દુનિયાની વૃદ્ધિ કરનાર હોમ (ઇજદ) જાય છે, તે તરફ તે વાદળાં બનાવનાર સ્વચ્છ બાફને આગળ ધસડી જાય છે." આ હઓમ તે સંસ્કૃત "સોમ" છે, એને એ "સોમ"ને માટે ઋગ્વેદના ૯ મા મંડળનાં અનેક પ્રકરણો લખાયેલાં છે. અજબ જેવું છે કે આપણી યશ્નોમાં પણ "હઓમ"ને લગતી યશ્ન ૯ મી છે! એ "સોમ" તે ચંદ્ર જ છે, જે પોતાના વાસણમાં દેવતાઓ—ફરેશ્તાઓ પાસેથી અમૃત ભેગું કરે છે. ચંદ્ર પોતે અમાસ થયા પછી પોતાના શરીરરૂપ વાસણમાં સૂર્યનું—દેવતાનું—તેજ રોજ વધારે ને વધારે ભરતો જઇ પૂનેમ પર એ વાસણ અમૃતથી-તેજથી— છલાછલ ભરી દે છે. એ કથા કવિનાજ અલંકારોથી ભરેલી છે, અને એ "સોમ પોતે" ઝાડપાનની તેમજ દુનિયાની વૃદ્ધિ કરનાર છે, અને એનું અમૃત માણસ જાતને મળે, ને તે પીનાં માણસ દિવ્યાનંદ ભોગવે, એ ખ્યાલથી "સોમવલ્લરી" નામની જડી તે કાળના આર્યોએ શોધી કાઢી, અને તેને ઇરાની આર્યોએ "હોમની સલી" કરી. એ જડી કૂટીને તેમાંથી નીકળતો માદક રસ બ્રાહ્મણો પીને મસ્ત બની તે જાણે ચંદ્રનું અમૃત પીને દિવ્યાનંદ ભોગવતા હતા!

આ સોમ-ચંદ્ર પણ "જરયો વોઉરૂકશેમ" ક્રાંતિવૃત્તમાંથી જ પસાર થાય છે, એટલે ઉપલા ફકરામાં એ "હઓમ ઇજદ" પણ એ વર્ણનમાં આવી જાય છે. વળી આ "સોમ" ખુદ મૃગશીર્ષ — Orion — નક્ષત્રનો અધિદેવતા છે, એટલે એ "હઓમ" એમ "મૃગશીર્ષ" નક્ષત્ર અને ચંદ્ર એ બન્નેનો સંબંધ બતાવે છે.

## "વાતેમ" તે કોણ?

ઉપલાં અનેક નક્ષત્રો સાથે એ યશ્તમાં "વાતેમ"નો પણ ઉલ્લેખ આવે છે. એ "વાતેમ" તે પવન નથી, પણ નક્ષત્ર છે. 'ચિત્રા' નક્ષત્રથી ઉત્તરમાં "સ્વાતિ" નો બહુ જ ઝળકતો તારો છે, તેનું જ બીજું નામ "વાતેમ" છે. જ્યોતિષ ગ્રંથોમાં સ્વાતિનાં નામોમાં એ નામ પણ છે. એનું યુરોપિયન નામ Arcturus છે અને તે "ભૂતપ" — Bootes ના તારાપુંજની એક હેઠેનો ઝળકતો તારો છે. એની ચાલ બીજાં નક્ષત્રો કરતાં વધારે છે, અને જૂના ગ્રંથોમાં એની જગા જે બતાવેલી છે, તે જોતાં તે હાલમાં ઘણો દૂર ગયો છે. આપણી યશ્તોમાં આવતા "ગોવાદ" યજત યા "વાતેમ" એ "સ્વાતિ" નક્ષત્ર જ છે. "સ્વાતિ"નાં બીજાં નામોમાં વાયુ પણ છે, અને તેજ 'વાતેમ'

તરીકે અવેસ્તામાં "ગોત્રાદ યજત" તરીકે આરાધાય છે. વેદમાં જેને મરૂત કહેવો છે તે પણ એજ છે. "આસ્તાદ યશ્ત"માં ૭મા ફકરામાં "નેમો વાતો દષિશ્ર મજદધાતો" કહ્યું છે તેમાં પણ "વાતો" એટલે "પવન" નહીં પણ આ "સ્વાતિ" નક્ષત્ર છે. એ "પવન" પર મુનકફલ છે, તેથી વરસાદનાં વાદળાંને ખેંચી લાવી પવન મારફતે તેને જમીનપર વરસાદ રૂપે વરસાવે છે. "તીરયશ્ત"માં તેથી જ આ "વાતેમ"નું નામ છે. "મૃગશીર્ષ" Orion નક્ષત્રથી માંડી "તિષ્ય"થી શરૂ થઇ "સ્વાતિ" સુધી વરસાદની ઋતુ ધ્યાનમાં લેવાય છે. "સ્વાતિ" નક્ષત્ર પણ શુભ છે, એનો દેખાવ પરવાળા જેવો લાલ છે. "વનન્ત" યા "ચિત્રા" કરતાં પણ એનો તારો બહુ જ વધારે પ્રકાશિત છે. એ આકાશમાંના પહેલા વર્ગમાંના તારાઓમાંનો એક છે.

## "વએમ" તે કોણ?

અવેસ્તામાં "રામ યજત" છે અને તે "વએમ" યા "વયમ" તરીકે આવે છે, અને જેને "બઘેમ" તરીકે "રામયશ્ત"માં કરદા ૧લાના ૧લા ફકરામાં શરૂઆતમાં જ કહેલો છે, તે તો "ઉત્તરાફાલ્ગુની" નક્ષત્ર છે, જેનું બીજું જૂનું નામ ભગમ છે, અને જેનો "દેવતા" અગાઉ જણાવેલા "વસુ"ઓમાંનો ભગ છે, જેને "ગાથા"માં ને અવેસ્તામાં "બગા" યા "બઘેમ" કહેલો છે, એનું અંગ્રેજી નામ Denebola છે ને એ Beta leonis પણ કહેવાય છે. એ તારો "આપસ" તારાની પશ્ચિમોત્તરમાં આવેલો છે, અને સિંહ રાશિમાં એ છેક પૂર્વ તરફનો બીજા વર્ગનો તારો છે. અભ્યાસીઓ જોશે કે આ બધાં નક્ષત્રો "પુનર્વસુ" (અશીશવંઘ) અને "સ્વાતિ"–વાતેમની વચમાં આવેલાં છે, અને એ બધાં વરસાદ લાવવામાં મદદ કરે છે.

## "બાનુ" ને "ખરેમ" તે કોણ?

એક બીજા નક્ષત્રનું નામ પણ "તીર યશ્ત"માં છે, અને તે કરદા ૧લાના બીજા ફકરામાં "બાનુઓ" તરીકે જણાવેલું છે. એ બહુવચનમાં છે કેમકે એના પાંચ તારા છે. એ "હસ્ત" નક્ષત્રને નામે મશહુર છે, અને એનાં બીજાં નામો ભાનુ અને અર્ક પણ છે. "હસ્ત"ને હાથી સાથે કશી લેવાદેવા નથી. લોકોની અણસમજનું એ કારણ છે. "હસ્તી" એટલે હાથી, તેની સાથે "હસ્ત" બોલ નજીકનો લાગ્યાથી એ ભુલાવો ઉત્પન્ન થયેલો છે. "હસ્ત" એટલે તો "હાથ" એ નક્ષત્રના પાંચ તારા આપણા હાથની પાંચ આંગળીઓનાં નાકાં બતાવે છે. હાથની આંગળીઓ પ્રમાણે વચમાંના ત્રણ તારા વચલી ત્રણ આંગળી જેવા છે ને આજુબાજુના બે તારા નાની આંગળી અને અંગુઠા પ્રમાણે છે. એ નક્ષત્ર "વનન્ત" ચિત્રાની પશ્ચિમ–દક્ષિણે છે, અને એમાં કદી કદી મોટો વરસાદ આવે છે. ગ્રીકો એને Corvus કહેતા હતા અને તેનો અર્થ Crow કાગડો છે. અભ્યાસીઓએ યસ્તોમાં આવતા "ખરેમ" શબ્દને "ગધેડો" ગણીને તે પર ખૂબ લેખો ને ભાષણો આપ્યાં છે, અને તેથી મને ઘણી રમુજ પેદા થઇ છે. આ "ખરેમ"નો એક અર્થ "ગધેડો" છે ખરો, પણ "ખરેમ"નો જૂનો અર્થ "કાગડો" છે. ત્રણ પગનો ગધેડો નહીં, પણ ત્રણ પગનો કાગડો એમ ઓળખવાનું કારણ એ છે કે એ "કાગડા"ના ત્રણ પગ એટલે ત્રણ તારા નીચે છે ને બે તારા ઉપર છે. એ "અપો"

છે, કેમ બધાં જ નક્ષત્રોને-યજતોને-અવેસ્તામાં "અષો' કહેલાં છે. મજદા અહુરાની અષોઈને ટેકો આપનારાં છે. આ "હસ્ત" નક્ષત્રનો "દેવતા" "સવિતા" એટલે સૂર્ય છે. એ નક્ષત્રનાં બીજાં નામોમાં "અરૂણ" પણ એક નામ છે. મરહુમ મી. રૂસ્તમ બનાજી હમણાં જીવતા હતે તો જે સત્ય તેમને પણ જડયું નહોતું, તે આ લેખમાંથી તેઓ મેળવી શકત.

## ઉપસંહાર

આ "તીર યસ્ત"માં આવેલા બધા તારાઓ-નક્ષત્રોના નામ ઉપર પ્રમાણે બરાબર મેં ઉકેલી આપ્યાં છે. જ્યોતિષ શાસ્ત્રની મદદ વગર, દાદાર અહુરમજદની અને પેગમ્બર સાહેબની મહેર અને પ્રેરણા વગર, આ કાર્ય બની શકને નહી જે વિજ્ઞાનીઓ આજના કહેવાતા "સુધારા" ને નામે ગર્વથી જ્યોતિષશાસ્ત્રને ધિક્કારે છે યા અવગણે છે, તેઓ મોટી ભૂલ કરે છે. આજના "સટ્ટાવાળાઓના જોશીઓ" ભોળા લોકોને પોતાના એ શાસ્ત્રના અધૂરાં જ્ઞાનથી છેતરે છે ને ધન રળે છે, પણ તેથી એ શાસ્ત્ર કંઇ ખોટું નથી. માણસ અધૂરો છે, કુદરતના ભેદ એને બધા મળી શકતા નથી, પણ ખંતથી અભ્યાસથી, અનુભવથી તેણે આજ સુધીમાં ઘણું ઘણું શોધ્યું છે. જ્યોતિષશાસ્ત્ર દસ હજાર વર્ષથી પણ ઘણું જૂનું હશે. એનાં ઉંડા ને ખરા મર્મો આપણા મહાન પેગમ્બર સાહેબની "ગાથા"માં સમાયેલા છે. એ "ગાથા" ના પાયા ઉપર જ તે પછીના જ્ઞાની આબેદોએ "યશ્તો" લખેલી છે. એમાં કવિતા છે, પ્રેરણા છે, અને માણસના કુદરત સાથેના સંબંધની પિછાન છે. એ "યશ્તો" પણ કંઇ ફેંકી દેવા જેવી નથી, પણ આપણા માનને પાત્ર છે. એ લખાઇ તેને ચાર હજાર વર્ષોથી ઉપર થયાં છે, અને વખતના મારામાં એમાંનું જ્ઞાન ઢંકાઇ ગયું, ભુલાઇ ગયું, અને પાછલા વખતના જરથોસ્તીઓ એનો ખરો અર્થ મેળવી શકયા નહીં.

એક બીજી વાત તે આપણી ધર્મક્રિયાઓને લગતી છે. કોઇપણ ધર્મ માત્ર નીતિ વચનો ઉપર નભી શકે નહી. તમામ ધર્મોની સાથે આધ્યાત્મિક સંબંધો બંધાયેલા છે, એટલે એોછીવત્તી ક્રિયાઓ તો બધા ધર્મોમાં છે ને તે રહેવાની. બહેદીનોથી કંઇ ધર્મ સચવાય નહીં, એટલે તેઓ ધર્મનો સમાજ જાળવી શકે નહી. બ્રાહ્મણો, મોબેદો, પાદરીઓ, કાજીઓ, ભલે "ધર્મના ધંધાદારી" કહેવાય, પણ ઢોરને બાંધવાનો જેમ ખીલો યા ખૂંટો હોય છે, તેમ એક ધર્મના સમાજને એકત્ર ને જોડેલો રાખવા તેનાં મંદિરો રાખવાં જ પડે, ને તેથી તે મંદિરને લગતુ બધુ કાર્ય જોઇ લેનારો ખાસ વર્ગ પણ હોય. આપણા મોબેદો ભલે આજે અજ્ઞાન હોય, ધર્મને નામે ધંધો કરતા હોય, પણ એઓ જે હાલતે પહોંચ્યા છે તેના જવાબદાર તો બહેદીનોજ છો। વળી મેં ઉપર "વનન્ત" સિતારાની વાતમાં કહ્યું છે તેમ કેટલોક ઇતિહાસ, કેટલીક આધ્યાત્મિક બાબતો ક્રિયાઓને નામે સચવાઇ રહી છે. તે બધુ સમજવાની જરૂર છે. પશ્ચિમના ખ્રિસ્તી લોકોના સંસર્ગમાં આપણે આવ્યા, ને ત્યાંની બહારની "ચાઇચાઇ," મોજમજાહ, વગેરે જોઇ આપણે તેઓની નકલ કીધી. અને આપણું સાચું ઝવેર છોડી દઇને આ જડવાદી લોકોના જેવા થવા તાલીદી વસ્તુઓને બહારના ભપકા જો આપણે લેવા જઇશું, તો આપણી

નાની કોમનું સંગઠન છૂટી પડશે અને આપણો સમાજ જોતજોતાં વિખેરાઇ જશે. ધર્મને–સાચા ધર્મને–માત્ર નીતિ સાથે જ નહીં, પણ ખરી આધ્યાત્મિકતા spirituality સાથે કામ છે, તેથી એને કાંઇ rationalism સાથે સરખાવાય નહી. આ વિષય બહુ ઉંડા વિચાર માગી લે છે, અને માત્ર સુધારાને નામે આખા ધર્મનું અંગ જ જો આપણા થઇ બેઠેલા નેતાઓ કાપી નાખશે તો જોતજોતાં સ્વતંત્રતાને નામે સ્વચ્છંદિતામાં સામાન્ય જનો ઉતરી પડશે. જડવાદી યુરોપે આજે તેના સમાજની શી હાલત કીધી છે તે જુઓ! એ બધાં પેલી કહેવાતી વ્યવહારૂતા rationalism–નાં પરિણામ છે! આપણી કોમ ભલે બધી ચર્ચા કરે, માત્ર નીતિરીતિની વાતમાં "ધર્મ" કદી સમાઇ જતો નથી. એ સવાલ આપણી જિંદગીનો, આપણા વર્તનનો, આપણા સમાજનો, આપણા પૂજ્ય પેગમ્બરે આપેલા અમૂલ્ય આધ્યાત્મિક વારસાનો, અને આપણા આતમાને મજદા અહુરાના સંબંધનો છે.

મારે સ્પષ્ટતાથી કહેવું જ જોઇએ કે આપણાં "ધર્મ"ને છેલ્લાં બે હજાર વર્ષથી કોઇ બરાબર સમજ્યું નથી. હું નાચીઝ છું, અને એવું કહેવા મારે હું માફી ચાહું છું, પણ મારા સાહેબે જે "સત્ય" દુનિયાને પાછું દેખાડવા મને આજ્ઞા આપી છે, તે હું સ્પષ્ટતાથી સૌની આગળ કહી બતાવું છું. ધર્મ–આપણો ધર્મ શું છે તે જ પ્રથમ તો આપણે ત્યાંનો કોઇ પક્ષ સમજી શક્યો જ નથી. બધા જ પોતાને ખરા ધર્મી ને જ્ઞાની સમજે છે તે તો માણસનો સ્વભાવ છે. પેગમ્બર સાહેબે "ગાથા"ના હા ૩૨ના પહેલા શ્લોકમાં એજ કહેલું છે. પણ સામાન્ય બુદ્ધિ અને પ્રતિભા genius વચ્ચે ઘણો ફેર છે. પ્રતિભાને જે રોશની ખુદા તરફથી મળે છે તે જુદી જ છે. હાલ તો આટલું બસ છે. આ લેખથી આપણા બધા વિદ્વાનો જોશે કે આપણાં ધર્મપુસ્તકો–ખાસ કરીને ગાથા અવેસ્તાને આવી રીતે કોઇએ ઉકેલ્યાં નથી. એમાં ખુદાઇ પેગામો છે, આપણે ધારીએ છીએ તેવું સાદું જ્ઞાન નથી. હું ઇચ્છું છું કે આપણા નાના મોટા અભ્યાસીઓ આ વિષયને હવે ગંભીરતાથી હાથમાં ધરે, "સ્કોલરશીપ"નો ગર્વ બાજુએ મૂકે, અને આપણાં ધર્મપુસ્તકોનો આ નવી રોશનીમાં અભ્યાસ કરે. હજી તો બહુ લેખો મારે લખવાના છે, "ગાથા"નું કામ પૂરું કરવાનું છે, એટલે પ્રભુ પાસે માગું છું કે તે મારી કોમને સદ્‌બુદ્ધિ બક્ષે, રોજની તારીમારી બધા છોડી દે અને પેગમ્બર સાહેબના કલામોને હૈયે ધરી જ્ઞાન મેળવી સુખમાં, શાંતિમાં, સંપમાં અને સ્નેહમાં સર્વ સાથે રહે! આમીન!

# Synopsis Of Research Work Done In The Zoroastrian And Vedic Scriptures.*

Truth is stranger than fiction and facts are more enchanting than fancies Most valuable legacies have been left to us by our great departed ancestors of most remote times, whc had attained profound spiritual enlightenment from above and who had lived a most disciplined and examplary life to show us the path of Righteousness and Purity that would make our own living successful and worthy of our Creator. But, alas! the dust of time settles on this enlightenment and the ages that follow have to grope into the darkness that again unsettles the worldly life. But Parmatman is merciful and He sends his messengers again from time to time to revive the light, to lessen our own sufferings by our own disciplined efforts and to get again that lost peace of mind which is the true goal of all living beings on this earth. Such great messengers or Prophets and Rishis have come to earth from time to time at long intervals—messengers like Zarathushtra the Vedic Rishis, Rama, Krishna, Buddha, Sankaracharya, Dayanand Sarasvati, Ramakrishna Paramahansa, Gandhiji and other great Souls—but in the intervals there come lesser Souls, who too have taken to the path of Righteousness, who have to keep the light burning as bright as possible which was left by the great Rishis.

However humble we may be, we must realise the glow of our own internal light and throw what lustre we can on that

---

*Lecture given by shri A. F. Khabardar on 6 th october 1953 at the Kuppuswami Sastri Research Institute, Mylapore, Madras.

× × મહીડાકુમારશ્રી નરેન્દ્રસિંહજીએ વર્ષે રૂા. ૩૦૦ની મદદની ઇચ્છા દર્શાવનારો પત્ર ગઇ તા. ૧૪મીનો મને લખેલો તે પત્ર મને મારે સરનામે નહીં મોકલતાં પરિષદને સરનામે મોકલ્યો હશે તે શ્રી...ઉપેડી વાંચી મને છેક ગઇ તા. ૨૯મીએ સાંજે મોકલ્યો. તે અગાઉ એ વાત પેપરોમાં પ્રસિદ્ધ થઇ હતી એટલે પત્ર નહીં મળ્યા બાબત મેં ગયા રવિવારના 'ગુજરાતી'માં લખ્યું હતું તે પ્રગટ થઇ ગયું છે.

× × જે જોયું જાણ્યું ને અનુભવ્યું તે પરથી કોઇ સ્વમાની માણસ પરિષદના બંધારણની આવી સ્થિતિમાં કામ કરી શકે નહીં, ગુજરાતને જે કરવું હોય તે કરે. કોઇ કશું જ નહીં કરે તો મુનશીજી આટલું કરે છે તે બહુ છે. હું છું ત્યાં સુધી "વિશ્વગ્રંથમાળા"નો કેઇ ગ્રંથ બહાર પડે તેમ નથી. બધું પછી કરશે. ગુજરાત કે હિંદુસ્તાન ડેમોક્રસીની પોપટિયા વાતો જ કરે છે. બાકી કોંગ્રેસથી માંડી તમામ સંસ્થાઓ પૂરા 'હીટલરીઝમ'થી જ ચાલે છે. મેં તો જાતે પેસીને બધું અનુભવ્યું છે. આ બધા દંભી ચાલકો જાણતા નથી કે "મીયાં ગોરે મૂઠી મૂઠી ને અલ્લા ઉઠાવે કુપ્પા!" પાપનાં ફળ ગુલામીમાં જ મળે!

× × ભાઇશ્રી દશરથલાલ તો પોણા બે વર્ષથી આવ્યા જ નથી. મારામાં જ કંઇ ખામી હશે એટલે હું એમને આકર્ષી શકતો નથી. × × શ્રી મુનશીજી મારી પાસે આવીને દિલગીરી જાહેર કરી ગયા ને બીજાઓને પણ કહ્યું કે ખબરદાર સાથે અમથી ગડબડ એ ... ..ને માટે કીધી! સત્ય આખરે બહાર આવ્યું છે ને કઢંગો માણસ "ભવન"માંથી ગયો છે, × × એને લીધે વગર કારણે શ્રી મુનશીજીએ વીસ વર્ષની અમારી મિત્રાચારીમાં ખતરો નાખ્યો પણ પ્રભુએ મને ન્યાય આપ્યો છે.

(૮)

મુંબઇ, તા. ૧૯–૧૦–૧૯૪૩.

× × પરિષદમાંથી તો મેં ગઇ તા. ૧૩મી સપ્ટેમ્બરે રાજીનામું આપી દીધું છે પણ હજી તે દબાવી રાખે છે ને ચાર પત્રો લખ્યા છતાં તે મધ્યસ્થ સભા આગળ મંત્રીશ્રી મૂકતા નથી! × × મેં આ પદ સ્વીકાર્યું તે અણુજાણપણામાં હતું જે મારી ભૂલ હતી. જે થયું તે થયું. હું તો એવી કશી ચર્ચા પણ ઇચ્છતો નથી. કારણ કે પ્રભુના માણસને માનાપમાન જેવું કંઇ નથી. પણ મારી વધુ નબળી થતી તબિયતમાં પરિષદના કલાર્કનું કામ હું કરી શકું તેમ લાગ્યું નહીં એટલે રાજીનામું આપ્યું. પેપરોમાં ગઇ તા. ૩૦ મીથી આવી ગયું છે પણ કોઇએ કશી ચર્ચા કીધી નથી એટલે સંતોષ થયો છે. હવે તો પરિષદ ગમે ત્યાં જાય ને ગમે તે થાય તેની મને ચિંતા નથી. મુનશીજી બધું સંભાળી લે કે સૌને પૂરા પડવા શક્તિમાન છે, × × સાંભળ્યુ છે કે ભાઇ દશરથલાલ હમણાં શ્રી બલુભાઇ ઠાકોરની જયંતિ ઉજવવાનાં કાર્યમાં રોકાઇ પડયા છે. હવે તો જો ઉપર મળાતું હશે તો કોઇક દિન ત્યાં એમને મળીશ, અહીં તો એમને અવકાશ મળતો નથી.


BHARATIYA ... LIBRARY

( ૯ )

મુંબઈ, તા. ૮-૧૧-૧૯૪૩.

× × પરિષદની બેઠક વડોદરામાં ભરવાની છે. × × લેડી વિદ્યાબ્હેન નીલકંઠને પ્રમુખપદ આપ્યું છે. ચીમનલાલ શાહ તો રા. રામનારાયણ પાઠકને લાવવા માગતા હતા પણ તે મોંઢા પડી ગયા છે ને કચવાયા છે એમ સંભળાય છે. લુહાર ને લોઢું આપે કૂટાયા કરશે. × × મેં તો દસ માસથી હાથ ધોઈ નાખ્યા છે × × રા. બલુભાઈ ઠાકોરની જયંતિ ઉજવવાની સભા "જન્મભૂમિ" ઑફીસમાં જ્યોતીન્દ્ર દવેના પ્રમુખપદે મળી હતી ને ત્યાં ભાઈ દશરથલાલ પણ ગયા હતા ને એ માટે હવે તૈયારી કરે છે એમ સંભળાય છે. સારૂં છે. બલુભાઈએ પણ આપણા સાહિત્યની ઘણી સેવા કીધી છે ને તેમને એ માન ૨૫ વર્ષ પર આપતે તો તેઓ બીજાઓ માટે વિરોધ નહીં કરતે. પણ હજી પણ આપે તો સારૂં, મતભેદ ભલે હોય પણ હૃદયભેદ નહીં જોઈએ. રા. વિજયરાયે "ગુજરાતી સાહિત્યની રૂપરેખા"નો ગ્રન્થ લખ્યો છે. તેમાં એમણે હવે મારાં કાવ્યોને ન્યાય આપ્યો છે ને બહુધા સમતોલવૃત્તિથી લખ્યું છે. અજબ પલટો થયો છે! તમે જોશો કે કાળ પોતાનું કામ કર્યે જાય છે. જ્ઞાન વધે તેમ અંધારાનાં પડળો ખસતાં જાય છે.

( ૧૦ )

મુંબઈ, તા. ૩-૧૨-૧૯૪૩.

× × મદ્રાસથી અહીં ગુજરાતમાં આવીને હું તો તદ્દન સ્વપ્નભંગ થઈ ગયો છું × × ગુજરાતીઓની પોતાની રીતે પોતાની સંસ્થાઓ ચલાવ્યે જાય તેજ ઠીક છે. હું તો દૂર હતો તેજ ઠીક હતું ને હજી પણ પાસે છતાં દૂરજ રહેવા માગું છું. જૂથાણાં, પ્રપંચ, આપખુદાઇ, હુંપણું એ બધાંથી હું દૂરજ ભાગું છું. પ્રભુ જ્યાં છેજ નહીં ત્યાં મારે રહેવું શા કામનું! × × "ગુજરાતી સાહિત્યની રૂપરેખા" મોટે ભાગે સમતુલાથી લખાયલું છે, અને એમાં એમના આગલા દુર્ગુણો ક્વચિતજ દેખા દે છે. વય વધતાં ને વધારે વાંચતાં ને અનુભવતાં જુવાનીની ઉચ્છૃંખલતા કમી થાયજ. એમાં એમની (વિજયરાયની) વિવેચનાએ સમતુલા જાળવવા યત્ન કીધેલો છે.

( ૧૧ )

મુંબઈ, તા. ૩ જી જાનેવારી ૧૯૪૪.

× × પરિષદસંમેલનની વાત છાપાંમાં વાંચી છે. મુનશીમેળો ભરાઈ ગયો એટલે બસ. "લેખકમિલન" થયું ને તે માટે મેં આજેજ ફરી જાહેરાત વાંચી કે એ કાંઇ પરિષદ સામે ઊભું થયું નથી, પણ માત્ર લેખકો બધા છૂટથી દર વર્ષે મળે તે માટે છે! × × મારી પાસે પરિષદસંમેલનમાં ગયેલું કોઇ આવ્યું નથી એટલે મને કાંઇ ખબર હજી સુધી મળી નથી......ત્યાં ગયેલ હતો. પણ એ તો બે ત્રણ માસે કોઇકવાર મને મોં બતાવી જાય છે. મેં તો અપાત્રે નહીં પણ કુપાત્રે દાન કીધેલાં છે.

( ૧૨ )

મુંબઇ, તા. ૨૯–૨–૧૯૪૪.

આ માસ મારો બહુ રોકાણનો ગયો છે. "નંદનિકા" પ્રકટ કરવાનો નિર્ધાર કર્યો છે. × × દસ બાર દિન બેસી એનાં ૨૦૨ સૉનેટો બધાં નવ વિભાગમાં–નવ ગગનમાં વહેંચી નાખ્યાં છે ને હવે તેમ વધારે ઠીક લાગે છે. × × આ માસમાં મને બ્લાડપ્રેશર છે. પ્રભુ જે કરશે તે ઠીક જ કરશે.

( ૧૩ )

મુંબઇ, તા. ૩ જી એપ્રિલ ૧૯૪૪.

આ પત્ર શરૂ કરીને લખી શક્યો નહીં એટલે ચાર દિને ફરી આજે લખું છું. આખું જીવન જ એવું ગયું છે. તમે લખો છો કે આરામ લ્યો ને આ બધું કામ ન કરો, પણ આરામ લઇ મેં જાણ્યો નથી. હું તો કર્તવ્યમાં જ આરામ લઉં છું. લખતો ને કામ કરતો બંધ થાઉં તો આઠ દિન પણ જીવી શકું નહીં, શરીરની વેઠ કરતો જાઉં ને મન પ્રફુલ્લિત રાખીને મારું સાહિત્યનું ને જ્યોતિષનું કામ (પેટ ભરવા) પણ રોજ કર્યે જ જાઉં છું. મિત્રો ને બીજા મળવા આવે તેટલો વખત આરામ મળે એ ઘણો છે. × × 'લખેગીતા' હમણાં નહીં છપાય, કાગળો સસ્તા મળે ત્યારે જ કમતી કિંમતમાં એ પ્રગટ કરવી છે. × × મામાભાણેજો એકમેકનાં વખાણ કર્યા કરે ને બીજાઓને તોડી પાડે એ આજનું વિવેચન છે. એ બધા રાગવિરાગથી હું પર થઇ ગયો છુ. એક બે જમાના પછી અભ્યાસ ને સંસ્કૃતિ જ્યારે ખરી રીતે ગુજરાતમાં વધશે ત્યારે જ ખરા સાહિત્યની ને કળાની પિછાન થઇ શકશે. હાલ તો "સામાસામી બેઠા ઘૂડ" જેવી વાતો ચાલે છે.

( ૧૪ )

મુંબઇ, તા. ૧૭–૫–૧૯૪૪.

× × હું તો ગુજરાતીઓ સાથે કામ પાડીને થરાઇ ગયો છું. મોટે ભાગે વૃત્તિ જ સીધી ને પ્રામાણિક નથી. સ્વરાજ્યથી આ દેશમાં સુખ જોવાનો દિવસ આવે એમ હવે મને તો લાગતું નથી. ઇશ્વરેચ્છા.

'ગાથા'નું કામ ધીરે ધીરે ચાલે જ છે. હમણાં હું મૂળ પાઠ, તેનું વૈદિક ભાષામાં બધા સ્વરભાર સાથે અનુલેખન અને તેનો અંગ્રેજીમાં અનુવાદ કરી રહ્યો છું. બહુ ભારી કામ છે. ત્રણ અધ્યાય પૂરા કીધા છે, બાકી ચાર છે તે દોઢેક માસમાં પૂરા થશે. સાથે અંગ્રેજી અનુવાદ પણ આપો એમ પારસી ભાઇઓનો આગ્રહ થયો છે. એ પણ ઠીક છે. આ કાર્યથી સ્પષ્ટ થઇ જાય છે કે 'ગાથા'ની ભાષા પૂર્વવૈદિક જ છે ને તે બીજી કોઇ નથી. મારા પેલા પારસી વિદ્વાન હિતસ્વી તો આ જોઇને મૂર્ચ્છા જ પામશે અને વળી ઝાડ તોડી પાડશે! × × તમે 'દર્શનિકા' પાછી વાંચો છો એ તો

તમારા પોતાના આત્માની જ ચઢતી દશા બતાવે છે. એ કર્મયોગનું પુસ્તક છે. "ગાથા"નો જ જાણે ઉત્તરભાગ છે. × × હમણાં ત્રણેક દિન પર કાઠિયાવાડ-વેરાવળથી બે જણ આવ્યા હતા – દર્શને – વૃદ્ધ હતા. 'દર્શનિકા' ને 'ભજનિકા'થી બહુ મુગ્ધ હતા ને બધું મોઢે બોલતા હતા. એવા તો આવ્યા જ જાય છે. સાહિત્યકારો કરતાં એવાનું મૂલ્ય હું વધુ આંકું છું. જનસમાજમાં સાહિત્ય એમ પ્રસરે તો જ તેની કિંમત છે.

( ૧૫ )

મુંબઇ, તા. ૫-૬-૧૯૪૪.

× × પ્રભુએ જે કંઇ ચેતન મૂકેલું છે તેનો સદુપયોગ કરીને જનસેવા કરીને તેમને પ્રભુમાર્ગે દોરવા એ જ કર્તવ્ય છે. ગુજરાતી કવિઓ ને લેખકો પ્રકાશમાર્ગ છોડીને દંભ પાછળ ભટકે છે એ જોઇને હું હતાશ થયો છું. પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપે!

( ૧૬ )

મુંબઇ, તા. ૮-૮-૧૯૪૪.

× × બે માસ સુધી તમારો પત્ર ન હોતો એટલે વિચારમાં હતો, અને તમે આપેલા સમાચારથી હું દિલગીર થયો છું. કર્મની ગતિ ન્યારી છે. બીજાઓને માટે પણ આ જીવનમાં આપણને સહન કરવું પડે છે. મને તો એવા ઘણા અનુભવ થઇ ગયા છે, પણ પ્રભુ પર વિશ્વાસ ને શ્રદ્ધા રાખીને રહેશો. જે થાય છે તે સારૂં જ છે, સારાને માટે જ થાય છે એમ માનીને સંતોષ પકડશો. વખત જરૂર સત્યાસત્ય ઉઘાડું પાડશે.

× × મારા લેખોએ ને મારાં વ્યાખ્યાનોએ આખરે ગુજરાતના વિવેચકો પર અસર કીધી છે. બ. ક. ઠાકોરના 'અર્થઘનત્વ' પર સુન્દરમે પ્રથમ 'ફાલ્ગુની'માં વિરોધ કીધો ને પછી હવે વિજયરાયે 'માનસી'માં તેમ જ વિશ્વનાથ ભટ્ટે 'ઊર્મિ'માં ખુલ્લું લખ્યું છે કે એ બધો એકાંગી પ્રચાર હતો, અને કવિતામાં બધાં અંગો સરખાં અગત્યનાં છે ને વાણી ને કવિત્વની સિદ્ધિ અને એકાકારતા થવી જોઇએ! હવે શું બાકી રહ્યું? સત્ય તે સત્ય જ છે. મેં મૂળથી જ્યારે આ બધું બતાવ્યું ત્યારે બધા મારી સામે હતા. વીસ વર્ષથી ગુજરાતી કવિતાને સારી પેઠે હાનિ કરવા દઇને હવે આ સ્વયં મહાન થઇ બેઠેલા વિવેચકોને કાંઇ ધ્યાન આવ્યું છે અને જાગ્યા છે! મને લાગે છે કે પરિષદના મારા ભાષણમાં મેં આ વિષય પર વધુ પ્રકાશ નાખ્યો હતો ને ચોક્કસ અંગ્રેજી ગ્રંથો વાંચવા તેમાં ભલામણ કીધી હતી તે હવે તેમણે વાંચ્યા હશે! આખું રામાયણ વાંચી રહ્યા પછી જ એમને ખબર પડી કે સીતા રામની પત્ની હતી!

( ૧૭ )

મુંબઇ, તા. ૩૧-૧૦-૧૯૪૪.

× × હમણાં તો કેટલાક માસથી તબિયત એવી થઇ છે કે કાંઇ માનસિક શ્રમ ઝાઝો લઇ શકાતો નથી. થોડું વાંચી કરીને – થોડું જ્યોતિષનું કામ પેટને માટે કરીને

દહાડા કાઢું છું. 'નંદનિકા' હવે તમે નિરાતે વાંચી હશે અને હજી પણ કંઈ કંઈ વાંચવા ગમતું હશે. હું પોતે પણ કોઈક વખત એ લઈ બેસું છું ને પાછો આનંદ મેળવું છું. "માતૃભૂમિ"ના ગઈ તા. ૨૨ મીના અંકમાં પાનું ભરીને બે અવલોકનો આવેલાં છે. છંદ પર ને કવિતા પર. સારાં છે. હજી કોઈ બીજું શિષ્ટ અવલોકન આવ્યું નથી. છંદ માટે તો મારી ખાતરી છે કે સમજ્યા વગરના ગમે તેવા અભિપ્રાયો આપણા મહાઅભ્યાસી લેખકો ચીતરી મારશે. પણ મને શ્રદ્ધા છે કે વખત જતાં, અભ્યાસ વધતાં હમણાંની જે "ડફોળ" વ્યક્તિઓ પ્રચાર કરીને પોતાના ખોટા મતો પ્રવર્તાવે છે તે લુપ્ત થતાં આ મહાછંદની શક્તિઓની ને યોગ્યતાની કદર જરૂર થશે. × × શ્રી ઠાકોરે કવિ ન્હાનાલાલની ને મારી સામે ઘણી ધૂળ ઉડાવી છે અને અમારા શુભ પ્રસંગોએ સ્પષ્ટ વિરોધ જાહેર કીધો હતો. હવે એ પોતે પણ પોતાના ઉત્સવ માટે પ્રચાર કરી રહ્યા છે અને અનેક ઠેકાણે હાર પહેરવા પણ ગયા છે! આપણને તેની પરવા નથી, ઢેડ મંડળના "સ્વામી" પણ ક્યાં નથી હોતા? આ તો 'આપકી લાપસી ને પરાઈ કુસકી' વાળી વાત કરે છે! × × હમણાં એકાદ માસ પર શ્રી સંજ્ઞનાએ "ક્લાન્ત કવિ કે ક્લાન્ત કવિ" નામે ૬૦-૬૫ પાનાંની પુસ્તિકા શ્રી ઉમાશંકરના એ નામના ગ્રંથ પર લખી છે ને તે શ્રી વિજયરાયે પ્રગટ કીધી છે × × શ્રી ઉમાશંકરની તો તમામ "ગિલીટ" ઉતારી નાખી છે પણ ઠાકોરની અર્થઘનતા ને આધુનિક કવિઓની અજ્ઞાનતાનાં તેમાં છોડાં ઉડાવ્યાં છે! ઠાકોરના ગુરૂ અંગ્રેજ કવિ ઇલ્યટે જેની પાસેથી આ અર્થઘનતાનું તૂત તેમણે મેળવીને ગુજરાતને ૨૫-૩૦ વર્ષથી ઊંધે માર્ગે દોરી હતી, તેણે પોતાની ભૂલ કબૂલ કીધી છે ને પોતે જ આ અર્થઘનતાની પોલ ઉઘાડી પાડી છે. તે બધું એ લેખમાં છે! ઠાકોરિયા કવિઓનો હાલ જોવા જેવો થયો છે. મગન-કોલક હમણાં અહીં માસે ગઈ કાલે મને મળવા આવેલો તે વડોદરા લેખકમિલનમાં જઈ આવ્યો ને કહેતો હતો કે ઉમાશંકર ને ઠાકોરની આખી ટોળી ખૂબ ગુસપુસ કરતી હતી ને ત્યાં વિષ્ણુપ્રસાદે પણ અર્થઘનતાના સિદ્ધાંત સામે ભાષણ કીધું હતું! તમને કહેતો આવ્યો છું કે આ પોલ બહુ વર્ષ નહીં ચાલે ને કવિતાના મહા સિદ્ધાંતોને આવા વાયરાથી કાંઇ આંચ આવશે નહીં અને સમય થતાં સત્ય ઉપર તરી આવશે જ. તે આખરે બન્યું છે, એ પુસ્તક જરૂર મંગાવીને વાંચશો. મારી ખાતરી છે કે ઠાકોરિયો વર્ગ એ પુસ્તકની કંઈ નોંધ નહીં લે. પણ બને તો "ગુજરાતી"માં એ ચર્ચા તમારા જેવાએ કરવા જેવી છે જેથી આ સત્યને વધારે પ્રકાશ મળે. × × મને હાર્ટ તપાસવા મહાત્માજીએ ડૉ. ગીલ્ડરને ગઈ તા. ૪થીએ મોકલ્યા હતા. જેમ ને તેમ છે ને તદ્દન આરામ લેવા જ કહી ગયા છે.

(૧૮)

મુંબઈ. તા. ૧૪મી ડીસેમ્બર ૧૯૪૪,

× × કવિ ન્હાનાલાલ સામે ઠાકોરે કંઈ જેવો તેવો પ્રચાર કીધો નથી, પણ હવે સાવ ભોંઠ પડ્યા છે. ન્હાનાલાલને તેમની સાચી જગા મળી જ છે.

(૧૯)

બાનુ મેન્શન, બી, બ્લૉક, બીજે માળે,
ખંબાલા હીલ, મુંબઇ, ૨૬

તા. ૨૩, ઑક્ટોબર ૧૯૫૧.

× × મેં તમારા પર જે વિશ્વાસ મૂકયો છે તે પ્રભુના ઘર સુધી કાયમ રાખશો. હું તમને સદા આશીર્વાદ આપતો રહીશ. હવે બહુ દહાડા જીવવાની મને આશા કે ઇચ્છા નથી. આ દુનિયાની બુરાઇ ને કૃતઘ્નતાથી ધરાઇ ગયો છું, આજકાલ તો સ્વાર્થ અને દગો એજ આ દુનિયાનું ચાલતું નાણું છે. × × હવે તો પ્રભુ આપણને પાછા મેળવે તેવી કોઇ આશા નથી.

(૨૦)

114, San Thome High Road, Mylapore,
Madras 4. January 2, 1952.

× × હવે બહુ દિન શરીર ટકે એમ લાગતું નથી. આ બધાંને અહીં લાવીને સારે ઠેકાણે ઠેર પાડયાં છે, હવે પ્રભુ જે કરે તે ખરૂં તમો ભાઇ પર ને સોલીસીટર પર શ્રદ્ધા રાખીને મેં બધું કીધું છે તે શ્રદ્ધા કાયમ રખાવશો અને મને કંઇ થાય તો મારા કુટુંબને બરાબર જોઇ લેશો. × × બને તો તુરત મદ્રાસ આવીને કોઇ સારા વકીલને રાખીને બધું બરાબર પાર ઉતરાવશો. મારા આત્માના આશીર્વાદ તમો પર ઉતરશે, મારૂં બીજું કોઇ નથી. જેમને પોતાના માનેલા, મિત્રો માનેલા તે અમારા શત્રુ થયા છે ને બેઇમાન બન્યા. તે લોક સુખી નહી રહે, તમે જોશો કે એ બધાંના હાલ શા થશે, × × મારે તમને જણાવવું જોઇએ કે જયોતિષની એક જાણીતી ગણતરી પ્રમાણે આવતી ૩૧મી જાનેવારી-એક માસમાં-મારે માટે બહુ ખરાબ છે, જીવન બંધ થાય તેવો યોગ છે. જેમાંથી ઉગરી જવાનો પણ એક યોગ છે × × તમને મારા પોતાના મેં ગણ્યા છે ને મારા કુટુંબને મેં તમારા હાથમા સોંપ્યું છે તો પ્રભુને હાજર જાણીને બધું યથાયોગ્ય કરશો ને તેમને ભૂખે મરવા કે રવડવા દેશો નહીં. આખા જીવનની સેવા છતાં ગુજરાતે મને કંઇ જીવ જેવી મદદ કીધી નથી.

(૨૧)

મદ્રાસ, ૪,
તા. ૧૮-૧-૧૯૫૨.

× × મેં તમોને લખ્યું તેમ મારો આ માસ નીકળવો ભારી છે. ૩૦-૩૧ બહુ જ ભારી છે. તેમાં કંઈ કશું થયું તો તમારે તુરત ઉપાય લેવાના છે. કોઇ પણ રીતે મારૂં બધું તપાસી લેવા ને કૉર્ટમાં નોંધાવવા તમારે અહીં વગર ઢીલે આવવું પડશે. × × × મેં બહુ ધૈર્યથી વર્ષો કાઢયાં. મારૂં જીવનકાર્ય પૂરૂં કરવા જ હું મંડ્યો રહ્યો. હવે તો

અહીં શાંતિમાં રહીને જો જીવીશ તો કરીશ, નહીં તો પ્રભુએ જે ધાર્યું હશે તે થશે. આપણું ચાલ્યું કંઈ થતું નથી. પણ હજી પણ તમને લખું છું કે તમારા પર મૂકેલો વિશ્વાસ સાચો પાડશો ને મારા કુટુંબને સાચવી લેશો જેથી પ્રભુ ને મારો આત્મા તમારા પર આશીર્વાદ ઉતારશે. × × મારે મરતા માણસને ને તરછોડી દીધેલા જેવાને પછી શું કરવાનું હોય? કૃષ્ણાર્પણુ જ ને! × × હવે આશા રહી નથી. પ્રભુને સોંપી દીધું છે.

( ૨૨ )

મદ્રાસ, ૪.
તા. ૧૬–૬–૧૯૫૨.

× × ને આવતી તા૦ ૧૨ મી જુલાઈની આસપાસ મૃત્યુ સંભવ છે. એમાંથી નીકળાય તેમ લાગતું નથી. પણ હું કેટલીક યોગક્રિયાઓ મારા સ્વ. ગુરુના વચનથી કરી રહ્યો છું. મારે સંશોધનનું બહુ કામ બાકી છે. હજી ઘણું લખવાનું છે. × × હવે તો ઑગસ્ટ જોઉં તો પછી કંઈક કરીશ.

( ૨૩ )

મદ્રાસ, ૪.
તા. ૧૮–૬–૧૯૫૨.

× × હવે તા૦ ૧૨ મી જુલાઈથી પાંચ દિન મૃત્યુયોગના છે. તેમાંથી બચવું મુશ્કેલ છે. કેટલીક યોગક્રિયાઓ કરું છું ને આયુષ્ય લંબાય તો જે પવિત્ર કાર્યને હાથમાં લીધેલું છે તે પ્રભુ કૃપાએ પૂરું થાય. હવે તો પ્રભુના હાથની વાત છે. મને કંઈ થાય તો તમો નેક ભાઈઓ તુરત બધું સંભાળી લઈને વ્યવસ્થા કરશો. મેં તમારા પર બધો વિશ્વાસ મૂક્યો છે ને મારા કુટુંબને તમે મારા ભાઈ જેવા બનીને જોઈ લેશો. પીરોજા હજી બિછાનામાં જ છે. હવે ઊઠી શકે તેમ લાગતું નથી.

( ૨૪ )

મદ્રાસ, ૪.
ઑગસ્ટ ૨૦, ૧૯૫૨.

× × એમ વિઘ્ન તો વહી ગયું છે પણ મને હાર્ટના હુમલા પાછા જરા સખત થવા માંડ્યા છે. પીરોજા હજી બિછાનામાં જ છે. હવે ઊઠવાનો સંભવ લાગતો નથી. પણ નાજાં એક માસથી ઘણી માંદી છે. એને કંઈ internal pelvic સોજો છે ને તેથી બજે પગે ભારે ચસકા નીકળ્યા છે. રાત દિન રડી કાઢે છે. મારાથી એક રાત પણ બે કલાક સુવાતું નથી. એની માવજત મારે માથે પડી છે. દવા–ઇન્જેક્શન ચાલુ છે પણ કંઈ ફેર નથી. હવે ચાંદરાત પછી કંઈ ફેર પડવાની મને આશા છે પણ તેટલાં એનો દુઃખવજાટ દેખાતો કે સંભળાતો નથી. પ્રભુનો ભેદ તો તે જ જાણે છે.

( ૨૫ )

મદ્રાસ, ૪.
તા. ૧૦-૧૦-૧૯૫૨.

× × હવે પગ ફરતા નથી. લકવાનું જોર વધ્યું છે. પૈસા વિના ખાવાની પણ તાણ છે. દવાદાક્તરમાંજ બધું તણાઇ જાય છે. પ્રભુ જે કરે તે ખરૂં. ચિ. નાજાં હજી એમ જ છે ને બહુ સતાવે છે. નરગીસ પણ તેમ જ છે. બહુ ધીરજ રાખીને ગમ ખાઉં છું. મારા છેલ્લા દિવસો આવા જશે તે ધારેલું નહીં પણ મને દોઢ વર્ષથી ખરાબ દશા જાય છે જે હજી ત્રણ માસ બાકી છે. તે પૂરી થશે પછી આ પણ પૂરું થશે. પછી સાહિત્યખેડનમાં કે પછી પ્રભુધામમાં વાસો થશે. મારા મનની શાંતિ મેં ખોઇ નથી. ઘડીભર અકળામણ થાય તેને દાબી દઉં છું.

( ૨૬ )

મદ્રાસ, ૪.
તા. ૧૪-૧૦-૧૯૫૨.

લખવાને દિલગીર છું કે મારાં પત્ની પીરોજા ગઇ કાલે સોમવારે સવારે ૧૧ વાગે સ્વર્ગવાસ પામ્યાં છે. જેવી ઇશ્વરેચ્છા! ચાર દિનથી તબિયત બહુ જ બગડી ને બહુ ઇલાજો કીધા પણ કાંઇ વળ્યું નહીં. છેવટ સુધી સાવધ હતાં ને બહુ જ શાંતિમાં પ્રાણ મૂકયો. અમે બધાં પાસે જ હતાં. × × પ્રભુએ ૫૪ વર્ષે અમારી જોડી ખંડિત કીધી. બિચારીએ આખું જીવન પોતાની ફરજ બજાવીને સૌની સેવા કીધી. × × ને છેવટ સુધી ટળવળ્યાં. સૌનું કર્મ સૌ ભોગવશે. હવે મારા હાથ પગ મૂકાઇ જાય છે. મારૂં હવે કોઇ રહ્યું નથી. ત્રણ દિન અગાઉ નરગીસ પાસે વચન લીધું કે બાપને છોડે નહીં ને આજ્ઞાંકિત રહે. હવે એ બહુ રૂવે છે, શું કરીએ. અમારાં ભાગ્ય કમી થયાં. જેવી પ્રભુની મરજી.

( ૨૭ )

મદ્રાસ, ૪.
તા. ૨૩-૧૦-૧૯૫૨.

× × ૫૪ વર્ષનો સંબંધ કાંઇ સહેજે ભૂલાય તેવો નથી. ડગલે ડગલે ખોટ માલમ પડે છે. મારી તો અખંડ સેવા ને માવજત કીધી ને મને ટકાવી રાખ્યો. હવે તો એકલવાયો થયો છું ને તુરતમાં કાંઇ સુજતું નથી. ઘર ખાવા ધાય છે. છોકરીઓ પણ બહુ ગમ ખાઇ ગઇ છે, પણ હું સમજાવીને રાખું છું. પ્રભુને જે ગમ્યું તે ખરૂં.

(૨૮)

મદ્રાસ, ૪.
તા. ૪-૧૨-૧૯૫૨.

× × અમે કોઈ અમારા શોકનું પ્રદર્શન કરતાં નથી. પ્રભુની આજ્ઞાને માન આપીને ધૈર્ય ધારીને બેઠાં છીએ ને કાર્યરત રહીએ છીએ. બાકી જે ખાડો જીવનમાં પડયો તે કાંઈ હવે પૂરાવાનો નથી. હૃદયના તંતુ તૂટી ગયા તે ન તૂટયા કેમ થાય? એ તો પળેપળ અંતરમાં ડોકા મારે છે. અને અમારાં હૈયાં અણબોલ વાત કર્યા જ કરે છે. સંતાપ જેવું કશું નથી. પરગામ ગયા જેવું જ ગણું છું ને થોડા દિવસમાં હું પણ જઈશ એ જ વિચારથી ધૈર્ય છે. નાજાં તો શૂન્ય જેવી બની છે. સારો દિન સુઈ રહે છે. એની મોટી ગડબડ તો બધી બંધ થઈ છે, પણ મગજે બે વરસની અસર છે તે જતી નથી. કંઈ દવા લેતી નથી કે ઉપાય કરવા દેતી નથી. સ્વભાવ બહુ ચીઢીઓ ને ઝઘડાખોર થયો છે ને બન્ને બેનો ઘડી ઘડી મારફાડ પર આવે છે. તે મુકાવતાં મને ઘણો આઘાત પહોંચે છે. નરગીસ પણ સમતોલપણું રાખતી નથી. એના માથામાં પડેલો ઘા હજી ઠીક થતો નથી ને તેથી એનો સ્વભાવ પણ બગડી ગયો છે. મારે એકલાને વૃદ્ધાવસ્થામાં આવું જોવાનું આવ્યું છે. × × આવતા ફેબ્રુઆરિ–માર્ચમાં પાછી મને મોટી ધાન છે.

(૨૯)

મદ્રાસ, ૪,
તા. ૨૫-૧-૧૯૫૩,

× × હવે વૃદ્ધાવસ્થામાં ને ઘરની બીજી ઉપાધિમાં તબિયત ઠીક રહેતી નથી. હવે તો પ્રભુ જ મને આ સ્થિતિમાંથી છોડવે તેમ છે. બન્ને પુત્રીઓની ભારે કનડગત છે. પાસે કોઈ બીજું નથી ને કોઈ મળતું નથી. માણસોની પણ ઘણી આપદા છે, થોડે થોડે દહાડે પકડાઈને ચોરીમાં ચાલી જાય છે.

[ આ પછીના એમના અવસાન પર્યંત લખેલા અને એમના કૌટુમ્બિક જીવનની કરૂણતા દર્શાવનારા કેટલાક પત્રો હજી મદ્રાસ હાઈકૉર્ટમાં પડેલા છે ]

(૩૦)

મદ્રાસ, ૪,
તા. ૨૯-૭-૧૯૫૪

× × ચિ. પેસી અને પરમ અહીં આવેલા છે અને અમે સૌ (નરગીસ સિવાય–કે મુંબઈ આવવા ના કહે છે) અહીંથી ૩૧મી જુલાઈએ નીકળી ૪થી ઑગસ્ટે ત્યાં આવીશું. બાંદરામાં ઘર રાખેલુ છે, ત્યાં આવશો ત્યારે ઘણીઘણી વાતો કરીશું.

## શ્રી ફરામરોઝ ધનભુરાને પત્ર.

(૩૧)

114, San Thome High Road, Mylapore
Madras, 4. તા ૨૮–૭–૧૯૫૩.

મહેરબાન ભાઇજી ફરામરોજ ધ. ધનપુરા
(તિલક રોડ, વલસાડ)

× × હું આવતા માસ ઑગસ્ટની શરૂઆતમાં મદ્રાસ પાછું છોડીને મુંબઇ રહેવા જાઉં છું. સરનામું હજી ખબર નથી, પણ તે તમને પાછળથી "કયસર" યા "જામે"માંથી મળી શકશે. મેં અહીં ખૂબ કામ કીધું છે. બાકીની ૪ ગાથાઓનો પણ તરજુમો પહેલીની માફક તમામ અંગ્રેજીમાં જ કીધો છે. ૭૦૦ ઉપર પાનાં થયાં છે તે પહેલી જેટલો જ મોટો આ ગ્રંથ પણ થશે. મારૂં જીવનકાર્ય મેં પૂરૂં કીધું છે. સાહેબે ઘણી મહેર કીધી છે. તમે સૌ ખુશીમાં હશો. સૌને દુઆ.

લિ. શુભેચ્છક
અરદેશર ફ. ખબરદાર.

ન્હાનાલાલ પુસ્તકે પુસ્તકે ભલે પોતાની સહી કરે. એમણે એક રાસ લખ્યો કે ગુજરાત એને જરૂર કંઠસ્થ કરી લેવાનું. અને એની માલિકી એકની મટી લાખોની થવાની—અને તે પણ એક વર્ષ, બે વર્ષ માટે નહીં, પચીસેક વર્ષથી ગુજરાત ન્હાનાલાલના રાસ ગાતાં હજી થાક્યું નથી.

ખબરદારની 'ગુણવંતી ગુજરાત' ઉપર ખબરદારની માલિકી રહી જ નથી. એ સાહિત્યકારે સમજીને જ એને "અમારી ગુણવંતી ગુજરાત" કહી છે. એથી આગળ વધી બૃહદ્ ગુજરાતની ભાવનાને સ્પષ્ટતા આપીને કદી ન ભૂલાય એવી ભાવસંપત્તિ આપી :

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,
ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત"

આ સમૃદ્ધિ પામેલું માનસ રાષ્ટ્રભાવનાને—સંસ્કારભાવનાને ગુજરાતની બહાર પણ ચિરંજીવી રાખવા માટે કેટલું સહાયભૂત થાય એ કહેવાની જરૂર જ નથી.

— રમણલાલ વસંતલાલ દેસાઈ

# જય વિજય

શ્રી સુન્દરમ્

તુજ જય કાજે જીવન હો અમ,
કદમ કદમ હર શ્વાસ શ્વાસ,
જલી રહો તવ દિવ્ય પ્યાસ.
તુજ જય કાજે.

આ આંખોના સ્મિત આંસુડાં,
આ ઉરના ઉચ્છ્વાસ નિસાસા;
આ મન કેરી આશ નિરાશા,
આ તન કેરા થાક વિસામા:
વહો વહો તવ ચરણ ધૂલિનો,
સ્પર્શ ઝંખતો અખિલ અર્ઘ્ય અમ.
તુજ જય કાજે.

એ સ્થિર શાંતિ કરુણ નયનની,
એ શક્તિ ભુવનંભર બલની,
એ જ્યોતિ આત્મા અવિકલની,
ઓ ઝલક મુદાની — ગૂઢ પ્રણયની:
લસો લસો આ વિશ્વ રસંતો,
પરમ પ્રેમ અભિષેક શીશ અમ.
તુજ જય કાજે,

# કવિશ્રી ખબરદારને અંજલિ

શ્રી જહાંગીર માણેકજી દેસાઈ

(મુક્તધારા છંદ)

બોતેરી[1] કાં ભાવી, કવિ? કહે સમજાવી, અંતે
ગૂઢતા સમાવી કશી તુજ કેરે ધ્યાન?
યજશ્નેના પ્રકરણ[2] સંખ્યા તારે હૈયે વસી?
કુસ્તી તાર બોતેરનું લાધ્યુ તત્ત્વજ્ઞાન?
સંતો ને મહંતો તો એકોતેર કુળ તારે—
તેં તો કીધું બોતેર પેઢી તણું કલ્યાણ! ૧
કોકિલા શો કૂજતો તું—ગૂંજતો કૈં દિવ્ય ગાનો,
ધપ્યો જા તું—ધસ્યો જા તું પથ નિરવાણ!
"ઇકા"વાળા[3] અદી વ્હાલા! કલકલ નદીનાળાં
વહી સદીઓ નિરાળાં દેશે સ્મૃતિદાન.
બોલ્યું ચાલ્યું માફ કરી સાફ દિલે ભૂલી જજો,
ખુલી જજો તારે કાજે વૈકુંઠ મકાન! ૨

---

૧ બોતેર વર્ષની ઉંમર (૧૮૮૧ – ૧૯૫૩)

૨ યજશ્નેના 'હા'ની સંખ્યા બોતેર છે

૩ એમના ઘણા ખરાં પુસ્તકોનો અંત "ઇકા"માં આવે છે જેમ કે કલિકા, દર્શનિકા, ભજનિકા વગેરે. આમાં એમણે કવિ શ્રી મલબારીનું અનુકરણ કર્યું છે.

# કવિવર ખબરદારને—

શ્રી મીનુ દેસાઇ

(રાગ:- "નાગરવેલીઓ રોપાવ")

ગુર્જર સાહિત્ય શણગાર, કવિવર વંદન વારંવાર
જીવનની જ્યોતિના ઝબકાર, કવિવર વંદન વારંવાર — ગુર્જર૦
આપે ઊર્મી ઉલ્લાસ, ધૂમાવી સુરગંગાને પાર
રડાવે સ્નેહ આંસુ ચોધાર, કવિવર વંદન વારંવાર — ગુર્જર૦

(સાખી)

રાષ્ટ્ર-પ્રેમી તું કવિ! ભવ્ય ભજન દેનાર,
રગેરગ સિંચ્યો સદા, કાવ્ય સેવા સંચાર.

પ્રતીક ગુજરાતનું પ્રેરક! જગમાં ધન્ય જીવન જીવનાર;
ગાઇ ગુણવંતી ગુજરાત, કવિવર વંદન વારંવાર — ગુર્જર૦
કેકા તુજ કવિતાની, કરાવે ઉર ઉરમાં રણકાર,
દીધા ભારતનો ટંકાર, કવિવર વંદન વારંવાર — ગુર્જર૦

(સાખી)

ચેતનવંતી તેં દીધી, કાવ્ય અમીરસ ધાર;
કલ્પનાની પાંખે વસી, આપ્યો જીવન સાર.

પાઇ સ્નેહ અને વીરરસ, કરાવ્યા હૃદય મહીં ચમકાર,
કવિ તું પયગંબર અવતાર×, કવિવર વંદન વારંવાર — ગુર્જર૦

× "Poets are the prophets of god" એ ઉક્તિનો ભાવાનુવાદ.

# 'કલિકા'

શ્રી કનૈયાલાલ મા. મુનશી

ખબરદારની પ્રારંભની કવિતાઓ પર કવિ નર્મદનો પ્રભાવ સ્પષ્ટપણે દેખાઇ આવે છે, પરંતુ ગુજરાતમાં તે સમયે પ્રવર્તી રહેલાં સાહિત્યિક અને સાંસ્કૃતિક પરિબળોની અસર હેઠળ આવતાં – તેમ જ વિશ્વસાહિત્યના એમના સંપર્કથી – નર્મદની અસરમાંથી બહાર આવી એમની કવિતાએ પોતાની આગવી ભૂમિકા પ્રાપ્ત કરી લીધી. શબ્દલાલિત્ય, કલ્પનાશક્તિ, ઉર્મિમાધુર્ય અને રાષ્ટ્રભાવનાથી સભર બારેક કાવ્યગ્રંથો ગુર્જરીને ચરણે ધરી કવિ ખબરદારે ગુજરાતી ભાષા અને સાહિત્યને સમૃદ્ધ બનાવ્યાં છે. "કાવ્યરસિકા", "વિલાસિકા", "પ્રકાશિકા", "ભારતનો ટંકાર", "પ્રભાતનો તપસ્વી", "સંદેશિકા", "કલિકા", "રાસચન્દ્રિકા", "ભજનિકા" અને "દર્શનિકા" એ તેમની પ્રતિનિધિ કાવ્યકૃતિઓ ગણી શકાય.

આ સર્વમાં ઇ.સ. ૧૯૨૬ ની સાલમાં પ્રકટ થયેલી એમની ખંડકાવ્યની કૃતિ "કલિકા" અનેક રીતે વિશિષ્ટ હોઇ એમના કાવ્યસર્જનની યશકલગી સમ બની રહે છે. બાહ્ય આલંબનોથી સંપૂર્ણતઃ મુક્ત આ ખંડકાવ્ય ૩૭૫ કડીઓ અથવા મુક્તકોમાં સ્વયોજિત પ્રયત્નબદ્ધ મુક્તધારા છંદમાં રચાયેલું છે – અંગ્રેજી "બ્લૅન્ક વર્સ"ની માફક. સારીય કૃતિ પ્રિયાની પ્રશસ્તિમાં લખાઇ છે અને પ્રત્યેક મુક્તક ભિન્ન ભિન્ન મનોદશાઓ અથવા ઘટનાઓનું સુંદર શબ્દચિત્ર રજૂ કરે છે. આ રજુઆત બહુશઃ વિસ્તારપૂર્ણ પરંતુ કલાત્મક રીતે યોજાયેલાં રૂપકો દ્વારા થઈ છે. એમાં નથી કોઈ વસ્તુ કે પાત્રો અથવા નથી કોઇ નાટ્યોચિત પરિસ્થિતિઓ કે આતુરતાભરી આત્મલક્ષિતા. ઘણા પ્રસંગોએ, કલ્પના વિસ્તારના આવરણમાં રૂંધાઈ જતી લાગે છે અને વાચક માટે કશુંય અનપેક્ષિત રહેતું નથી. મહાન બનવા માટે કવિતામાં એવી સર્વોત્કૃષ્ટ કલા હોવી જોઇએ કે જે જીવન્ત કુદરતી વિકાસનો આભાસ રજૂ કરી શકે – પરંતુ આ ખંડકાવ્ય તો એક જ ઘાટમાં એકસરખી કંડારેલી નાની નાની કલાકૃતિઓના એક સંગ્રહસ્થાન સમું બન્યું છેઃ સંગ્રહસ્થાનમાં કલાકૃતિ તેને આપેલા ક્રમાંક પરથી જેમ ઓળખાય છે તેમ અહીં પણ મુક્તકોનાં ઝુમખાં તેમને આપેલા ક્રમાંકોથી જ પ્રચિત બને છે. "કલિકા"ની આ મર્યાદાનો ઉલ્લેખ કર્યા બાદ એટલું તો સ્વીકારવાનું રહ્યું કે એનાં અનેક મુક્તકો શબ્દ-સંપૂર્ણ છે, રંગથી આકર્ષક અને રેખાથી પ્રમાણબદ્ધ, ક્વચિત અતિરેકભરી પરંતુ ગગનગામી કલ્પના વિહારથી ભરપૂર. આવો એક નમુનો જોઇએ :

પ્રભાતે દિગંત પર અર્ધ સૂર્યબિમ્બ ઉગે,

* * *

એ આવ્યો મ્હેરાબ!– પ્રિયા દેશે શો જવાબ? (મુક્તક, ૮)

ઘણીયે વખત કલ્પનાની ગુંથણી પણ કુમાશભરી હોય છે:

ચાલી જતી રજનીના કેશમાંથી ખરી પડી
ક્ષિતિજના આંગણામાં ચન્દ્ર પડ્યો હોય,
પ્રિયા કેરી વેણીમાંથી ખરીને પડેલું એવું
મોગરાનું ફૂલ દેખી મન મારૂં મોહ્યું.

કવિ કેટલીક વખત સાદા અને સરળ શબ્દોથી કાવ્યપંક્તિને અનેરા જાદુથી ચમકાવે છે:

હતી નહીં પ્રથમ તું મારી એમ ધારી લેતી,
પણ તારા આત્માતણી કીધી મેં જ શોધ;
તેથી તું તો થઇ મારી પોતાની વિશેષ હવે:
હું જ તારો જોગીઓ, ને હું જ તારો જોધ.

અને એક વધુ સુંદર કલ્પના:

ઊંચી ગજસૂંઢ જેવી આંબાની બે ડાળ વચ્ચે

* * *

પ્રિયા સરી પડી ત્યાંથી મારી દે છલંગ! (મુક્તક, ૨૨૧)

આ ચિત્ર તો એથી ય વધુ સુરમ્ય છે:

તળાવને તીરે જોડ આંબલા છે ઊભા ઝૂકી,

* * *

અને તારી આંખે હું સમાયો મને જોઉં! (મુક્તક, ૩૩૬–૩૭)

"વિદાયગીત"ની પંક્તિઓ અનુપમ કલાવિધાનથી સભર છે.

જાઓ, મારાં ગીત, હવે ઘરની શી પ્રીત આ'વી,
જવું રહ્યું દૂર તે તો ચૂરની છે રીત;

* * *

જગત આ હૃદયને ભૂલી જશે–ભૂલવા દો,
જાઓ, મારા ગીત, ઝગી રહો પૂરનૂર! (મુક્તક, ૩૬૭)

* * *

જાઓ, મારાં ગીત, બધું મધુરૂં મધુરૂં લાગ્યુ,
હતું અબ કાલે, તે, શો તેનો અફસોસ?

* * *

કટુતા સૌ રહો મારી: મધુરતા હો તમારી:
જાઓ, મારા ગીત, આપો આનંદ અમોઘ! (મુક્તક, ૩૭૩)

આવો છે "કલિકા"ના સુંદર કલ્પનાવૈભવ, રૂપકોના પ્રાચુર્યથી સામાન્ય અસર ક્ષતિ પામે છે પરંતુ કલાની ઉત્કૃષ્ટતા વિશિષ્ટ રીતે વિકાસ પામી, રહેલા વાઙ્મયનો સ્પષ્ટ નિર્દેશ કરે છે.

# કવિ ખબરદારનો ભક્તિરસ

પ્રો. ફીરોઝ કા. દાવર

જે વાક્યનો આત્મા–તેનો અર્થ અને અભિવ્યક્તિ–રસપ્રચુર હોય તેનું નામ કાવ્ય. કાવ્ય–મીમાંસકો મથી મથી થાક્યા છે પણ રસની વ્યાખ્યા તેઓ આપી શક્યા નથી. પરંતુ તેઓ સર્વાનુમતે માને છે કે રસથી સૌન્દર્યદર્શન થાય છે, આનંદની ઉત્પત્તિ થાય છે અને એક પ્રચ્છન્ન સંગીતથી ચિત્ત પ્રસન્ન થાય છે. કવિતામાં કલ્પનાનું ઉડ્ડયન છે, બુદ્ધિની સ્થિરતા નથી; તેમાં ઉર્મિનો આવેશ છે, તર્કનું ઠરેલપણું નથી. કવિતાને પગ પણ છે, પાંખો પણ છે. પગથી તે વાસ્તવિકતાની ભૂમિ ઉપર ઉભી રહે છે; પાંખથી તે ભાવનાશીલતાનાં વ્યોમમાં વિહાર કરે છે. વળી સૌ વનિતાઓ પેઠે કવિતાસુંદરીને પણ આભૂષણોનો શોખ છે, અને તેથી અનેક અલંકારો ધારણ કર્યા વિના તે ભાગ્યે જ આપણી દષ્ટિએ પડે છે. ખબરદાર એક કવિ હોવાથી આ સૌ ગુણો તેઓ પૂરતા પ્રમાણમાં ધરાવે છે, પરંતુ એક ઉચ્ચ કોટિના કવિ હોવાથી તેમનાં કાવ્યો રસપ્રદ હોવા ઉપરાંત બોધપ્રદ પણ છે. એક મહાન કવિ તેના યુગનો સંદેશ ઝીલે છે અને તેની પ્રેરણાત્મક વાણીમાં તે સૌને સુણાવે છે. જે કવિતામાં જીવનની સમીક્ષા નથી અથવા તત્ત્વની ચર્ચા નથી તે કદાચ સુંદર કે આકર્ષક હશે પરંતુ તે સાગરનાં ફીણ સમાન છીછરી છે, સાગરનાં તળિયાં જેવી ઉંડી નથી. કવિતાને બુદ્ધિ સાથે સીધો સંબંધ નથી તેમ તે બુદ્ધિથી વિમુખ પણ નથી. કવિને જે સત્યો સાંપડે છે તે તેને આંતરપ્રજ્ઞાદ્વારા સાંપડે છે, અને તર્કથી કસીને નહિ પણ કલ્પનાના રંગ ચડાવી તે તેને રજૂ કરે છે. જો તે તર્ક, દલીલ કે તકરાર કરવા બેસે તો કવિતાનો પ્રાણ ઉડી જઇને તે નિરસ લાગે છે. આપણે સત્ય અને સૌન્દર્યને જુદાં પાડીએ છીયે, જ્યારે વસ્તુતઃ તે એક જ પરમતત્ત્વનાં બે પાસાં છે. ખબરદારની વિશિષ્ટતા એ છે કે એમની કવિતામાં સત્ય રસથી પરિપૂર્ણ થયા વિના અને સૌન્દર્ય અને શિવનો સાજ સજ્યા વિના વ્યક્ત થતું જ નથી. ગદ્યકાર માહિતીનો ઢગ ખડકી શકે છે: કવિ વ્યંગ્યનો અથવા પ્રતીકાત્મકતાનો આશ્રય લે છે, અને તેથી તે હકીકતનો નીચોડ અને સત્યનું નવનીત પીરસી શકે છે. જેમ આત્મા વિના દેહ સુંદર હોવા છતાં નકામો છે તેમ સત્યમ્, શિવમ્ અને સુંદરમ્‌ના સંયોગથી ઉત્પન્ન થતા રસ વિના એક કાવ્યની કિંમત નહિવત્ છે. જગતના કવિઓની મહત્તા માત્ર તેમની આકર્ષક શૈલી કે શબ્દ ભંડારથી કે ઉપમા અલંકારોની ચમત્કૃતિથી નહિ, પણ તેમનાં ચિંતનમાં ઉંડાણ અને તેમણે દર્શાવેલ સમાજકલ્યાણકારી સંદેશ

ઉપરથી જ ઉત્તરે મપાય છે. જેમ ચિંતન ઉંડું, દૃષ્ટિ વિશાળ અને કલ્પના ગગનગામી તેમ સ્વાભાવિક રીતે વાણી પણ રસમય બને છે અને તેમાં એક નૈસર્ગિક ગુંજન અને ધીમુ સંગીત ઉત્પન્ન થઇ જાય છે.

ખબરદાર પ્રથમ કક્ષાના કવિ હોઇ આવા ગુણો સારા પ્રમાણમાં એમના ગ્રંથોમાંથી આપણને મળી રહે છે. વળી એક સમર્થ સાક્ષર તરીકે પણ તેઓ યોગ્ય સન્માન પામ્યા હતા અને ગુજરાતી સાહિત્યપરિષદનું પ્રમુખસ્થાન પણ એઓએ શોભાવ્યું હતુ. આ માન એક પારસી માટે તો ખચિત વિરલ ગણાવું જોઇએ. ખબરદારમાં વૈવિધ્ય પાર વિનાનું છે. તેમણે "રાષ્ટ્રિકા"માં રાષ્ટ્રભક્તિનાં કાવ્યો રચ્યાં છે. એમનુ "ગુણવંતી ગુજરાત" નામનું કાવ્ય તો નર્મદના "જય જય ગરવી ગુજરાત"ની પેઠે આપણું પ્રાંતિક રાજગીત બની ગયું છે, અને ગુજરાતની બહેનોને કંઠે રમી રહ્યું છે. શૂરાતન ઉપજે એવું "હલદી ઘાટનુ યુદ્ધ" અને પ્રેરણાથી પ્રોત્સાહિત કરે એવું "ભરતભૂમિનું જય ગીત" એ પણ એમની જ કલમની પ્રસાદી છે. દાદાભાઇ, ફીરોઝશાહ, મલબારી, ગાંધીજી અને સાહિત્ય વીર હાજીમહમદ અલ્લારખિયા શિવજી ઉપર લખેલાં અંજલિ ગીતોનો પણ સમાવેશ "રાષ્ટ્રિકા"માં થયો છે. વળી ખબરદારરચિત પંક્તિ—"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત"—એમનો વતનપ્રેમ પ્રદર્શિત કરે છે, અને વર્ષો સુધી મદ્રાસમાં રહી ગુજરાતથી વિખૂટી પડેલ વ્યક્તિનું વતનપ્રેમી માનસ છતું કરે છે. એમની "કલિકા" ઉપરથી જણાય છે કે એઓ પ્રણયકવિ છે અને એમની "રાસચંદ્રિકા" ઉપરથી એઓ રાસકવિ છે એ પણ નક્કી કહી શકાય. નરસિંહરાવ અને ન્હાનાલાલનું અનુકરણ કરી એઓએ નવીન છંદો સર્જ્યા છે, જેમાં મુક્તધારા અને અખંડપદ મુખ્ય કહી શકાય. વિનોદી મનસ્થિતિમાં ખબરદારે ન્હાનાલાલના કાવ્યો ઉપર "પ્રભાતનો તપસ્વી" અને "કુકુટ દીક્ષા", બ. ક. ઠાકોરના કાવ્ય ઉપર "અવરોહણ" અને અખા ભગતના છપ્પા ઉપર લખા ભગતના છપ્પા વગેરે ચાતુર્યભર્યાં પ્રતિકાવ્યો પણ લખ્યાં છે.

એઓ ઝાઝું ભણ્યા નહોતા અને યુનિવર્સિટીમાં પ્રવેશ પણ પામ્યા ન હતા. છતાં પોતાની જ કુશળતાથી અને મનનચિંતનથી એઓએ વિશાળ જ્ઞાનોપાર્જન કર્યું હતુ ખબરદારે "The Silken Tassel" નામનું પુસ્તક લખી અંગ્રેજી ઉપરની પોતાની પ્રભુતાનો સૌને પરચો કરાવ્યો હતો, જ્યારે બીજાં બે અંગ્રેજી પુસ્તકો અપ્રકટ રહ્યાં હતાં મુંબાઇ યુનિવર્સિટી તરફથી "ગુજરાતી કવિતાની રચનાકલા" ઉપર એમણે વ્યાખ્યાનો આપ્યાં હતાં. એક ખાસ શોખ તરીકે જ્યોતિષનું જ્ઞાન પણ એમણે સંપાદન કર્યું હતુ, સંસ્કૃત અને અવસ્તાનો પણ એમનો અભ્યાસ હતો. ગાથાનું સંશોધન અને ભાષાન્તર કરી અને તેની ઉપર એક વિદ્વત્તાભરી પ્રસ્તાવના લખી એમણે પારસીઓના આ ધર્મ પુસ્તક ઉપર અવનવો પ્રકાશ પાડયો હતો. વળી ઇરાની જરથોસ્તીઓએ ધર્મના રક્ષણાર્થે ઇરાનથી હિંદ સ્થળાન્તર કર્યું તે વિષય ચર્ચતું "ઇરાનશાહનો ગરબો" નામનું ૯૧ કડીનું એક કાવ્ય રચી એઓએ પારસીઓની વધુ સેવા બજાવી હતી. ધંધે વેપારી હોવા છતાં, આર્થિક સ્થિતિ તંગ હોવા છતાં, ગુજરાતથી બહુ દૂર મદ્રાસમાં નિવાસ કર્યો હોવા છતાં, વર્ષો સુધી લબાએલી બિમારીનો

સામને ફરી ખબરદારે વિપુલ પ્રમાણમાં ગુર્જરસાહિત્યની જે સેવા કરી છે તે લગભગ અદ્ભુત ગણાવી જોઇએ.

આપણે જોયું કે ખબરદાર વિચારક છે, તત્ત્વજ્ઞ છે અને તે સાથે ભક્ત પણ છે. નરસિંહ મહેતાથી તે દયારામ પર્યંતનું ગુજરાતી સાહિત્ય ભક્તિપ્રધાન હતું. જાણે ધર્મ સિવાય બીજો વિષય જ ન હોય અને પ્રભુમિલન સિવાય બીજી સઘળી બાબતો ગૌણ હોય એવી સાહિત્યની સ્થિતિ હતી. દલપતરામનાં કાવ્યોમાં અને તેમના પછી લૌકિક વિષયો સાહિત્યમાં ચર્ચાવા લાગ્યા. એમ છતાં હજી પણ ભક્તિરસનો પ્રવાહ મહદ્ અંશે નહિ તો પણ ઠીક પ્રમાણમાં અવિરત ચાલુ છે. ગુર્જર સાહિત્યમાં ખબરદારનું નામ અમર કરનાર ઘણે ભાગે એમનાં ભક્તિ કાવ્યો છે અને તે સૌ એમનાં "ભજનિકા," "કલ્યાણિકા" અને "નંદનિકા"માં સમાએલાં છે, જ્યારે સૌમાં શિરમોર સમાન "દર્શનિકા" તત્ત્વજ્ઞાન અને ભક્તિના સુંદર સમન્વય સમાન છે. તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન ગર્વ ધરી બુદ્ધિ અને અવલોકનદ્વારા સૃષ્ટિના સકળ ભેદો ઉકેલવાનો પ્રયાસ કરે છે. ભક્તિ નમ્રતાથી શ્રદ્ધા દ્વારા ઇશ્વરનું શરણું શોધે છે. ભક્તિ એ ઇશ્વર આગળ રજૂ થતી ઇચ્છા નથી, બલકે ઇચ્છાનું અને મનુષ્યની સઘળી શક્તિઓનું સમર્પણ છે. માનવીએ કરવા જેવું કર્યું છે, હવે જે ઇશ્વરેચ્છા હોય એ ખરી એમ વિચારી તે સર્વસ્વ ઇશ્વરને જ અર્પણ કરી દે છે અને તે વામન વિરાટમાં સમાઇ જવા તલસે છે. "ભજનિકા"ની નીચેની પંક્તિઓ ઉપરથી આ તલસાટ પ્રત્યક્ષ થાય છે :—

મંદિરિયાં નવ વાસો રે, ખોલો દ્વાર!
અંતરિયાં નવ ત્રાસો રે, ખોલો દ્વાર!
સાત સમુદ્ર ને નવખંડ ઘૂમ્યો;
તોય હું આતમ પ્યાસો રે, ખોલો દ્વાર!
અરે ધગતા સૌ બાહ્ય વિલાસો રે, ખોલો દ્વાર"

ભક્ત આ અવનિમાં માત્ર એક પ્રવાસી છે; એનું સાચું નિવાસસ્થાન તો ઇશ્વરના સાંનિધ્યમાં છે. સામાન્ય માનવી આ જગતને પોતાનો મુકામ માની લે છે, પરંતુ ભક્ત તો ઘડીભર પ્રભુને ભૂલતો નથી અને જગતના અનેક ભોગવિલાસ છતાં તેને પ્રભુની જ લગની લાગી છે, "કલ્યાણિકા"માં કવિ કહે છે :—

"પ્રભુ! તારાં તેડાં તે આવશે કયારે?
ઉભો તારી આંગણે જોતો હું વાટ:
પ્રભુ! તારા શબ્દ સુણાવશે કયારે?
કયારે મારા ટાળશે ઉરના ઉચાટ?
વાદળ ખસશે, આભ ઉઘડશે,
ખોલશે બારી અદીઠ;
લાખો સૂર્યોનાં તેજ ઝબૂકશે,
કરશે ત્યાં મુજ મીટ!"

સ્વર્ગની લાલચ પણ ભક્ત નકારે છે. સ્વર્ગના ભોગવિલાસ તો જગતના આનંદ પ્રમોદનું જ અતિશયોક્તિભર્યું અનુકરણ છે. ભક્તને તો ભગવાન વિના કશું ખપતું નથી, અને અનંત આત્માને અનંત બ્રહ્મમાં જ ભળી જવાની તીવ્ર ઇચ્છા છે. "કલ્યાણિકા"માં કવિ કહે છે :–

"તારા સ્વર્ગને શું કરું, નાથ હો!
મને એક જ તારો સાથ!
પૃથ્વી પાતાળ આકાશ મેં શોધ્યાં,
શોધ્યા વિશ્વ પ્રકાશ;
ઓછાં અધુરાંને શું કરું, આખર
ઓછી અધુરી રહે આશ રે:
મને એક જ તારો સાથ,
માપ્યાં સુખ સૌ સ્વર્ગનાં ને
માપી દિશા ને વાટ:
આત્મ ભરે નભપાર ઉછાળા આ,
અંતર મારૂં વિરાટ રે:
મને એક જ તારો સાથ."

મધરાત્રિમાં ઊંઘી પડેલા ભક્તને ભગવાન ક્ષણભરનાં દર્શનની ઝાંખી કરાવી પાછા અદૃશ્ય થાય છે, ત્યારે ભક્તની તાલાવેલીનો પાર રહેતો નથી, પરંતુ 'ભજનિકા"ના અંતભાગમાં કવિને પ્રતીતિ થાય છે કે ઈશ્વરનાં કાયમનાં દર્શન એમને થશે. તેઓ કહે છે કે :–

"પૂર્વે પ્રભાત આ પ્રગટે, પ્રવાસી હો!
સૂર્યનાં સઢ ધીમે ધીમે ખૂલે;
ઝીણી ઝીણી મારા સાહેબની નાવડી,
ઝૂલતી દિગંતમાં નયને ઝૂલે...
પાછળ છે આખી આ પૃથ્વી, પ્રવાસી હો!
સામે આ સિંધુ સભર ભર્યો;
એ રે દિસે મારા સાહેબાની નાવડી!
એ રે દિગંતનો જ્યોતિ નર્યો."

"ભજનિકા"નાં ઉત્તરનાં કાવ્યમાં તો કલ્પના અને કુદરતનો સુમેળ સધાયો હોય એ અને ઈશ્વરનું સામ્રાજ્ય જાણે સમીપ આવી ખૂલતું દેખાય છે :–

"જાગ પ્રાણપંખી! આ કલ્લોલ રે!
જોની, ઉપરે આ નવલા દેશ!...
ક્યાં સરી પૃથ્વી ને ક્યાં સર્યાં વાદળ!
ક્યાં રવિ, તારા ને ચંદ!

આ શાં આવે અજવાળાં અપાર્થિવ?
હો શા આનંદ આનંદ રે!
જોની. ઉઘડે આ નવલા દેશ!
એક કૂલંગે વીતશે આકાશને ને
બીજીએ દેવોનાં ધામ;
ત્રીજીએ સુણશું ત્યાં પડઘા પ્રભુના, હો!
પ્રાણપંખી! વિશ્રામ રે!
જોની ઉઘડે આ નવલા દેશ!

ખબરદારનો સૌથી લોકપ્રિય મહાગ્રંથ તે "દર્શનિકા". એઓ પોતે "નિવેદન"માં કહે છે તેમ:—"સાડા ત્રણ માસની ટૂંકી મુદતમાં આ ૭ હજાર લીટીનો પ્રવાહ અખંડપણે વહ્યો અને ભદ્રરૂપ પામ્યો.'' જગતનાં ઘણાં મહાન કાવ્યો દુઃખમાંથી થતા ચિંતનમાંથી ઉદ્ભવ્યાં છે અને ખબરદારના જીવનમાં પણ તેમ જ થયું. તેમનાં જ્યેષ્ઠ પુત્રી તેહમીના જુવાન વયે દેવલોક પામ્યાં, અને જેમ આંગ્લ કવિ ટેનિસને તેના મિત્ર હૅલમનાં અવસાન પછી In Memoriam નામનું પ્રથમ કોટિનું ચિંતનાત્મક કાવ્ય લખ્યું, તેમ ખબરદાર પણ આ ભારે આઘાત પછી જગતના ગૂઢ પ્રશ્નોનો ઉકેલ કરવા પડ્યા; તેથી એમનું દુઃખ હળવું થયું અને ગુર્જર સાહિત્યને એક અમૂલ્ય ગ્રંથનો લાભ મળ્યો. જેમ ગીતા કર્મની ભૂમિકાથી ઉપડી જ્ઞાનમા પ્રવેશે છે અને છેવટે ભક્તિમા પરિણમે છે તેમ ખબરદાર પણ કર્મ કરવાનો ઉપદેશ આપી તત્ત્વચર્ચામાં ચડી જાય છે અને છેવટે જ્ઞાનની પરાકાષ્ઠા તેઓ બુદ્ધિમાં નહિ પણ શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિમાં મેળવે છે. આ પુસ્તક અનેકવાર વાંચવાનું મન થઇ જાય છે, અને એમાં તત્ત્વજ્ઞાન અને રસિકતાનો એવો વિરલ સુયોગ સધાયો છે કે એક વાર હાથમાં લીધા પછી તે મૂકી દેવાનું મન થતું જ નથી. તેઓ કહે છે કે દુઃખ માનવસર્જિત હોય અથવા ઈશ્વરનિર્મિત પણ હોઇ શકે. માનવસર્જિત દુઃખો ઉપર ખેદ દર્શાવી કવિ કટાક્ષ કરે છે:—

"જાતીનાં બંધનો, જ્ઞાતિનાં બંધનો,
બંધનો કૈંક વળી ધર્મ કેરાં:
માનવી એમ બંધાઇ નિજ બંધને
સરજતો દુઃખ પોતે નમેરાં...
માનવું હોય તે સર્વ માને ભલે,
કે પછી સિંધુમાં સર્વ વામે;
જગતમાં દુઃખ કે જુલમ શું છે કમી,
કે વધારો બીજા ધર્મ નામે!"

પરંતુ પ્રારબ્ધના બળે ભોગવવાં પડતાં દુઃખથી અનુભવ મળે છે અને ચારિત્ર ઘડાય છે. સોનું જેમ અગ્નિથી શુદ્ધ થાય છે તેમ દુઃખ રૂપી અગ્નિપરિક્ષાથી માનવીને

બોધ મળે છે, કેમ કે ઠોકર ખાધા વિના ચાલવાનું શીખાતું નથી અને પડ્યા વિના ચડવાનું પણ શક્ય બનતું નથી. દુઃખ કોઇને ગમતું નથી એ ખરૂં પરંતુ તેનું આધ્યાત્મિક મૂલ્ય ઘણું છે. કવિ કહે છે:–

થાય સર્જન નહિ દુઃખ ગર્જન વિના,
દુઃખનો એ જ છે ભેદ પૂરો
બીજનાં દહન ને થાય ઘનગર્જનો,
ને સભર વરસતો મેઘ શૂરો...
આ બધી વેદના, આ મુરાદ બધી,
શ્રેય સીડી તણી છે જ પગથી:
એજ પગથી ઉપરેથી જવું સર્વને,
તો જવું કેમ ના વીર ડગથી!"

"દર્શનિકા"ના પાંચમા ખંડનું નામ "ધર્મચક્રનું ધુમ્મસ" આપવામાં આવ્યું છે, ધર્મને નામે જે ઝઘડા અને વિતંડાવાદ ચાલે છે તે વખોડી કાઢવાની કવિની નેમ છે, પરંતુ એ ખંડમાં અન્ય ધર્મો ઉપર કવિએ જે ઉગ્રતાથી આક્રમણ કર્યું છે તેથી આ કાવ્યના શાંત રસનો ભંગ થતો લાગે છે. એ પંક્તિઓ કવિએ ન લખી હોત તો બહેતર થાત એમ છતાં ખંડના અંત ભાગમાં એઓ એવા અનુમાન ઉપર આવે છે કે સત્ય સાપેક્ષ છે, અને આજના સર્વ ધર્મો એક જ સત્ય ધર્મની જુદી જુદી શાખા-સમાન છે, એઓ કહે છે કે:–

"જ્યોતિરૂપે દીઠું કોઇએ સત્યને,
કોઇએ શાંતિરૂપે નિહાળ્યું;
જોયું તે કોઇએ શુચિ પવિત્રાઇમાં,
કોઇએ સ્નેહમાં સત્ય ભાળ્યું;
માણ્યું આનંદરૂપે વળી કોઇએ,
કોઇએ જાણ્યું કર્તવ્યરૂપે;
એક છે કિરણ પણ સપ્તરંગે દિસેઃ
સર્વ નિજ રંગની ધૂપ ધૂપે!"

જીવન શું છે એની ઉપર કવિએ અનેક તર્કો કર્યા છે, સંશયમાં પણ પડ્યા છે, સંશયનું નિવારણ પણ કર્યું છે. એમની વિચારસરણી ઉપર હિંદુ ધર્મની અસર જણાઇ આવે છે, પરંતુ જરથોસ્તી ધર્મ અનુસાર એઓ સંન્યાસમાં માનતા નથી, જીવન પાણીના પરપોટા સમાન માયાવી છે એ એમને સ્વીકાર્ય નથી, અને સઘળાં કાર્યો કર્તવ્યોનો ત્યાગ કરી, મનુષ્યસેવાથી વિમુખ બની ઇશ્વરમાં ભળી જવું એવી એમની માન્યતા નથી.

અમેરિકા કવિ લૉંગફેલોના પ્રસિદ્ધ Psalm of Lifeમાં દર્શાવેલ મત પ્રમાણેજ એઓ પણ સ્પષ્ટ સુણાવે છે કેઃ-

"જીવન માયા સમું છે, થયું તેથી શું?
શું થયું જીવન છે સ્વપ્ન જેવું?
શું થયું જીવન છે વ્યર્થ મૃગજળ સમું?
અગર નભ કુસુમ છે જીવન એવું?
જીવન એ છેજઃ એ સત્ય કયમ ભૂલવું?
જીવન જીવનાર શું ન્હોય સાચો?
જીવન છે સત્ય ચૈતન્ય આ જગતનું,
હોય કાયા ભલે કુંભ કાચો."

જરથોસ્તી ધર્મ અને ગીતા અનુસાર કાર્યરત રહેવામાં કવિ જીવનનું રહસ્ય સમજે છે અને કુશળતાથી કર્મ કરી લોકસંગ્રહ સાધવો તે યોગ સમાન ગણે છે. તેઓ લખે છે કેઃ-

"કાર્ય કર, કાર્ય કર, કાર્ય કર સતત તું!
કાર્ય વિણ જગતમાં કો ન મુક્તિ;
શું પડી શોકમાં કાર્યને ભૂલતો?
કાર્યમાં ધર્મની સર્વ જુક્તિ,"

સેવા પરોપકારનાં કાર્યો કરવાથી માનવી આનંદી રહી શકે છે. "દર્શનિકા" શોકમાંથી ઉદ્‌ભવેલું હોવા છતાં તેમાં કવિનો પ્રધાનસૂર આશાવાદી છે, અને દુઃખનાજ વિચારો કરી ઉદાસ અને ખિન્ન રહેવાની મનોવૃત્તિ એઓને ગોઠતી નથી. એમનાજ શબ્દોમાં કહીએ તો :-

"ફૂલ નહિ જુએ નિજ રંગ સૌરભ કશું,
તદપિ કાંટા જ નિરખે શરીરે,
તો પછી વ્યર્થ છે જીવન એ ફૂલનું,
જીવતું મૃત્યુ એ જીવન ચીરે!"

એમ છતાં જીવન સ્વાર્થમાં નથી, પરમાર્થમાં છેઃ જીવન પરિગ્રહ કરીને નહિ પણ ત્યાગીને ભોગવવાનું છે. કવિ કહે છે કેઃ-

"જીવનને રાખવા, જીવનને ચાખવા,
જીવનની સાક્ષખી જાણવી એ;
જીવન હળવું નથી જીવનરસ રાખવા,
જીવન રળવું ઘટે માનવીએ;

જીવન લેનાર પણ જીવન આપે બધું,
આપશે તેજ પોતાનું કરશે;
સૂર્યનું તેજ લઇ ચંદ્ર આપે ફરી,
ચંદ્રની ચાંદની તેજ ઠરશે!"

સર્વોચ્ચ જીવનનો ભેદ કવિને પ્રેમમાં મળી રહે છે, અને નાના પાયા ઉપરથી પ્રેમને વિકસાવવાથી તે જ્યારે વિશ્વપ્રેમમાં પરિણમે ત્યારે સાધકનું જીવન ધન્ય થાય છે. સ્નેહ વિષે કવિના સુંદર ઉદ્‌ગારો છે :—

"સ્નેહ છે વિશ્વચૈતન્યની સાંકળી,
પરમ બંધુત્વમાં સર્વ સાંધે;
સૃષ્ટિનો શ્વાસ એ, જીવન ઉલ્લાસ એ,
સેંકડો સ્વર્ગથી સ્નેહ વાધે!"

સૌ પયગમ્બરોએ વિશ્વબંધુત્વનો આદર્શ ભાવિ જગત સમક્ષ ધર્યો છે, જો કે આધુનિક યુગમાં તો તેની સિદ્ધિ લગભગ અશક્ય દેખાય છે. એમ છતાં એ દિશામાં શ્રદ્ધાપૂર્વક જો પ્રયાસ કરવામાં આવે તો હાલમાં જણાતી આંતરરાષ્ટ્રિય શત્રુતા ઘણે અંશે નિવારી શકાય. સ્નેહનાં સામ્રાજ્યમાં દૃઢ માન્યતા ધરાવનાર કવિ કહે છે :—

"એક દિન તોય આ જગતમાં આવશે,
—હો ભલે લાખ વર્ષો પછી તે,
સ્નેહનું સત્ય સામ્રાજ્ય જ્યારે બધે
વ્યાપશે જગતમાં રૂડી રીતે!
એક આશા અમર સર્વ અંતરતણી,
એક શ્રદ્ધા બધાં જીવનકેરી;
એક જ્યોતિ અચળ સાળ આત્માતણી,
ભાવના એક મનની અનેરી.
જીવવું એટલે જળવું ને ઝળકવું:
તો સદા હૃદયમાં સ્નેહ સ્થાપો!
આવજો સ્નેહજયકાર કરતાં અદલ:
સ્નેહનું વિશ્વસામ્રાજ્ય વ્યાપો!"

જરથોસ્તી ધર્મપુસ્તકોમાં "ફ્રશોકેરેતી" (જગતનાં નવસર્જન)નું વર્ણન આપવામાં આવ્યું છે તે પ્રમાણે એ સતયુગમાં વૃદ્ધાવસ્થા, દુઃખ, પાપ, મૃત્યુ, આપત્તિ, અનીતિ વગેરે તમામ પ્રકારની પીડા અને અનિષ્ટનો છેવટનો નાશ થશે, અને પ્રેમ, આનંદ અને શાંતિ સર્વથા ફેલાઈ અહુરમઝદનું સામ્રાજ્ય સ્થપાશે. પરંતુ આ ફ્રશોકેરેતી કે millennium કે સતયુગ કે રામરાજ્ય આપણાં મળતાં નથી, પરંતુ તે માટે નૈતિક

અને આધ્યાત્મિક ખીલવણીની અને વજ્રનિશ્ચયી પ્રયાસની ભારે આવશ્યકતા રહે છે. વિના અધિકારે કોઈ પણ પરીક્ષામાં સફળતા મળતી નથી, તો ધિક્કાર, પાપ અને ભ્રષ્ટાચારમાં ખદબદતા જગતને એક સુંદર સવારે રામરાજ્યનો ઓચિંતો અનુપમ લાભ મળી જાય એ માની શકાતું નથી, જગતને આ મહાન સિદ્ધિ જોઇતી હશે તો તે માટે યોગ્યતા કેળવ્યા વિના છૂટકો નથી. ખબરદારના પ્રેરણાત્મક શબ્દો પ્રમાણે :

"સર્વ અન્યાય અને જુલમ સહેવા જગે;
સર્વ અપરાધ અને દોષ ક્ષમવા,
સર્વ ફરિયાદને હૃદયમાં ગાડવી;
સર્વ નિજ દેહના દોર દમવા;
જ્ઞાન, ડહાપણ, વિનય, ધૈર્ય ને સત્યતા
રાખવાં જીવનસ્વાતંત્ર્ય કાજે;
ને જીવન જ્યોતિ સ્નેહે જળાવી જવું:
ધન્ય એ જીવન જગતે વિરાજે!"

પારસીઓ ક્યારે પોતાના જ આ ધર્મબંધુનાં કાવ્યો વાંચશે અને વખાણશે: ક્યારે તેમની સાચી મહત્તા સમજી શકશે? માતૃભાષા પ્રત્યેની આપણી ઠપકાપાત્ર ઉપેક્ષા જ આ સ્થિતિનાં કારણરૂપ ગણી શકાય. ખબરદારની કદર હિંદુભાઈઓ પૂરેપૂરી કરે અને પારસીઓ તેમને વાંચે પણ નહિ તે તો જાણે શેકસપીયરની સાચી કિંમત ઈંગ્લાંડમાં નહિ પણ ભારતમાં અંકાતી હોય એવું બેહૂદું લાગે છે. પરંતુ હાલમાં માતૃભાષાદ્વારા કેળવણી અપાય છે ત્યારે તે ભાષા ઉપર પ્રભુતા મેળવવા સારુ પારસી વિદ્યાર્થીઓ હવે બીજી ભાષા તરીકે સંસ્કૃત લેતા થયા છે. એટલે ફેરવાએલા સંજોગોમાં પારસીઓને નિશાળમાં અને કૉલેજમાં ખબરદારનાં અમૃતસમાન કાવ્યો પોતાની ગરજે વાંચવાં જ પડશે, અને વાંચ્યા કે વખાણ્યા વિના છૂટકો જ નથી. ત્યારે જ આપણને જણાશે કે જે અમૂલખ ધનની આપણે અદ્યાપિપર્યંત અવજ્ઞા કરી હતી તે ધનના તો આપણે જ સાચા વારસો છીએ આ રીતે પારસી કવિઓના શિરોમણિ કવિ ખબરદાર મોડે મોડે પણ પારસીઓને પોતાની રસિકતાથી રસબસ કરશે, અને પારસી હૃદયમાં પોતાનું ચિરસ્મરણીય સ્થાન જમાવશે.

# 'દર્શનિકા'નું તત્ત્વદર્શન

શ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી

ભારતીય તત્ત્વદર્શનના ઇતિહાસની મને લાગે છે કે અન્ય દેશોથી અસાધારણ ગણાય એવી–એક વિશિષ્ટતા છે. ઉપનિષદો, બ્રહ્મસૂત્ર, ભગવદ્ગીતા, જૈન અને બૌદ્ધદર્શનો, સાંખ્ય અને યોગ વગેરે તત્ત્વમીમાંસાઓએ જે જ્ઞાનસમૃદ્ધિ આપી એ એટલી વિપુલ, એવી ગહન, એવી નવનવોન્મેષશાલિની જણાય કે આપણા તત્ત્વજિજ્ઞાસુઓની અને તત્ત્વજ્ઞાનીઓની બુદ્ધિ એ વિપુલતાનો વ્યાપ માપવાના, એ ગહનતાનો તાગ લેવાના, અને અવનવા ઉન્મેષોની પ્રતીતિ કરવા–કરાવવામાં રમ્યા કરી. જેને 'સ્વોપજ્ઞ' અથવા પરંપરાપ્રાપ્ત નહિ પણ મૌલિક કહીએ એવી પર્યેષણાને પ્રતિષ્ઠા પામવાનો જાણે કે અવકાશ ન રહ્યો. શંકરાચાર્યાદિ જે આચાર્યોએ તત્ત્વજ્ઞાનની પર્યેષણામાં પોતાની બુદ્ધિનો પ્રભાવ દર્શાવ્યો એઓએ પણ પોતાના મતની પ્રતિષ્ઠા માટે ઉપનિષદો, સૂત્રો અને ગીતા એ પ્રસ્થાનત્રયીનાં પ્રમાણોનો આશ્રય લીધો, પોતાની પ્રતિભામાં જે 'ઉપજ્ઞા'નો–મૌલિકતાનો–ચમત્કાર હતો તેને સ્વીકાર્ય કરવા માટે પર-પ્રેરિત પ્રકાશ તરીકે–પરપ્રકાશ તરીકે જ જનતા સમક્ષ મૂક્યો. અને ત્યાર પછી તો તત્ત્વજ્ઞાનના વિષયના જે પર્યેષકો આવ્યા તે સર્વનું લક્ષ્ય એક જ રહ્યું: ઉપનિષદોના અર્થો કરવા, ભગવદ્ગીતાના અર્થની વિવેચના કરવી, પોતાને જે જીવનદૃષ્ટિ કે અધ્યાત્મદૃષ્ટિ અભિપ્રેત હોય તે જ ગીતાનું તાત્પર્ય છે એમ સિદ્ધ કરી બતાવવું. આ પ્રમાણે આપણા વિશ્વવિશ્રુત જ્ઞાનગ્રન્થોમાંથી પોતાની દૃષ્ટિ તારવવામાં તત્પર બનેલા આપણા તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓની સ્વતંત્ર પર્યેષણા કુંઠિત બની

આ પરિસ્થિતિમાં ખબરદારની 'દર્શનિકા'માંથી તરી આવતું તત્ત્વદર્શન મૌલિક નથી એમ કહેવું પડે ત્યારે આટલું સ્મરણમાં રાખવું પડે કે મૌલિકતાના આ અભાવમાં ખબરદારને સારો સથવારો છે. બીજી વાત એ યાદ રાખવી ઘટે કે 'દર્શનિકા' એ કાવ્યગ્રન્થ છે, દર્શનગ્રન્થ નથી. કવિની મૌલિકતા વસ્તુની અપૂર્વતામાં નહિ, પણ વસ્તુના કલ્પનાપરિષ્કૃત કલામય દર્શન–નિરૂપણમાં જોવાની હોય છે.

કવિ ખબરદારે પોતે જ 'દર્શનિકા'ના નિવેદનમાં સ્વીકાર કર્યો છે કે "માનવજીવન અને વિશ્વસંબંધ માટે આજસુધીમાં એટલું લખાયું છે કે આ કાવ્યમાં કોઇને કશું નવું નહીં પણ લાગે એ સ્વાભાવિક છે.

× × મારી કાવ્યપ્રેરણાએ આ મોટા કાવ્યમાં માનવજ્ઞાનના સંચિત ભંડારમાંથી લૂંટ ચલાવેલી દેખાશે. × × સર્જક સદા લૂંટતો આવ્યો છે, પણ તે પાછું નવસ્વરૂપે બક્ષવાને માટે. × × સર્જક કવિની નવી સૃષ્ટિ પણ એવી જ જૂની સૃષ્ટિની લૂંટમાંથી બંધાય છે. સર્જકની કળા તેને પાછી નવી જીવંત સૃષ્ટિની વ્યવસ્થામાં આવિર્ભૂત કરવામાં છે."

આ વિસ્તૃત કાવ્ય કવિને મોટી પુત્રીના મૃત્યુથી થયેલા હૃદયના આઘાતમાંથી ઉદ્‌ભવ્યું છે. કરુણ રસમાંથી જ્ઞાનનો શાંત રસ ઉદ્‌ભવ્યો. કવિએ આ કાવ્યમાં પોતાના જીવનભરના અનુભવોનો પરિપાક પીરસ્યો. કઠોપનિષદ્‌માંની નચિકેતાની કથા સૂચવે છે તેમ મૃત્યુએ અનેક અધિકારી મનુષ્યોને તત્ત્વજ્ઞાનાભિમુખ કર્યાં છે. ખબરદાર નિશ્ચયપૂર્વક ખાનગી ખોટને જાહેર રૂપ આપવાનું નાપસંદ કરીને, એ ખોટની તીવ્ર વેદનામાંની નીતરીને હૃદયમાં સ્થિર થયેલી જ્ઞાનની શાંતિને કાવ્યવિષય બનાવવા તત્પર થયા હતા.

તત્ત્વજ્ઞાન અને જેનો વિષય અનેક સ્થળે તત્ત્વજ્ઞાનની નિકટ આવી પહોંચે છે એવો ધર્મ એ આધ્યાત્મિક ક્ષેત્રની પર્યેષણા ઉપરાંત માનવે કરેલી વિજ્ઞાનની ઉપાસના પણ માનવજ્ઞાનને વધારનારી અને દૃઢ કરનારી બની છે એવો સ્વીકાર કરીને ખબરદારે આ કાવ્યમાં "ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય કરવા યત્ન કીધો છે." કાવ્યના વિષયને કવિએ નવ ખંડમાં વિભક્ત કર્યો છે, અને એ પ્રત્યેક ખંડને નિરૂપ્યમાણ વિષય–વિભાગને અનુરૂપ નામ આપેલાં છે. એથી એ ખંડના નામો વાંચવાથી જ ખંડના વિષયનો પર્યાપ્ત ખ્યાલ આવી શકે છે. એ નામો છે: સૃષ્ટિની અસ્થિરતા, મૃત્યુનું નૃત્ય, જીવનનું ગાન, વિકાસની વેદના, ધર્મવાદનું ધુમ્મસ, અનંતત્વની સાંકળી, વિશ્વચૈતન્યનો યોગ જીવનનું કર્તવ્ય, અને સ્નેહનો વિશ્વધર્મ. આ નવ ખંડોમાં કરેલા વિષયનિરૂપણનું સારદર્શન કવિએ પોતે આ પ્રમાણે કરાવ્યું છે:

"આજના પ્રચલિત કોઇ પણ ધર્મને પૂર્ણ ગણવો એ અહંતા જ છે, કારણ કે આજના સર્વ ધર્મો એક જ સત્યધર્મની જૂદી જૂદી શાખા જેવા છે. વિશ્વ અને વિશ્વનિયંતાનું સત્ય જ્ઞાન જેને થયું છે, તે એ બધી જૂદી જૂદી પ્રત્યક્ષ ધર્મવિધિઓથી પર છે. તેને મન તો વિશ્વનો એક જ ધર્મ સત્ય છે, અને તે સ્નેહનો વિશ્વધર્મ છે, માનવબંધુતાનો મહા ધર્મ છે."

પ્રથમ ખંડમાં કવિ આવી પ્રશ્નપરંપરા પૂછે છે:

"તો પછી જગતમાં જીવન ને મૃત્યુ શું?
સુખ અને દુઃખની વાત શાની?
સારું નરસું કશું? સ્વર્ગ કે નરક શું?
સત્ય ને અમૃતની શી નિશાની?

દેહ ને આત્મ શું? પરમ ચૈતન્ય શું?
માનવીજીવનમાં સાર કેવો!
વિશ્વઅંધારમાં આંખ શું નિરખશે?
ક્યાંથી આનંદ લવભાર લેવો?"

આ પ્રશ્નોની અને આ પંક્તિઓમાં નિર્દિષ્ટ ન થયેલા અન્ય પ્રશ્નોની વિચારણા કવિએ કવિની રીતે કરી છે તેથી એમાં ભાવમય પ્રત્યાઘાતો છે, અદમ્ય જિજ્ઞાસા અતૃપ્ત રહેવાથી થતી હૃદયની વેદના છે, અને આ પ્રત્યાઘાતોને અને વેદનાને વ્યક્ત કરવાને યોજેલી દૃષ્ટાન્તોની ઉપમાનોની પરંપરા છે.

કવિ પૂછે છેઃ *જગતમાં કશું સ્થિર નથી તેથી જ શું જગત માયા કહેવાય છે? જગતમાં પૂર્ણતા નથી, જગતનું તંત્ર પૂર્ણ સમજાતું નથી તેથી આ જગતને સ્વપ્ન જેવું ગણ્યું છે?* પ્રશ્નો પૂછીને કવિ સ્વપ્નની તત્ત્વપરીક્ષા આદરે છે; ડાહ્યાઓ જગતને સ્વપ્ન ભલે કહે, પણ આપણા ઉરથી પળેપળે અથડાતું જગત ખોટું કેમ કહી શકાય એવી શંકા દર્શાવે છે; અને કહે છે કે સ્વપ્ન પણ જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી સત્ય છે, સત્યના અનુભવ પણ સત્ય જેવા છે. આવી સ્વપ્નમીમાંસા કરતા કવિ સર્વત્ર સ્વપ્નનું દર્શન કરે છે–જીવનમાં, જગતમાં, નિદ્રામાં, અને જાગૃતિમાં; આ સકળ સૃષ્ટિ પ્રભુનું સ્વપ્ન છે એવી કલ્પના કરે છે; અને માનવે કલ્પેલું પ્રભુરૂપ પણ માનવનું સ્વપ્ન છે એવું વિધાન કરે છે. સ્વપ્નની એમણે કરેલી આ કાવ્યમય મીમાંસામાં કદાચ મુખ્ય મુદ્દો અસ્પષ્ટ રહે છે, "જગત સ્વપ્ન જેવું છે" એવા જ્ઞાનીજનના કથનનું ખરું તાત્પર્ય અનિર્દિષ્ટ રહે છે. એ તાત્પર્ય એ છે કે સ્વપ્નનો અનુભવ પણ સત્ય છે, એ સ્વપ્નગત અનુભવનું પરિણામ વાસ્તવિક જાગ્રત જીવનમાં વાસ્તવિકરૂપે સંક્રાન્ત થાય છે, પરંતુ સ્વપ્નાનુભવનાં સ્થળકાળનાં પરિમાણો, કારણકાર્યના સંબંધો, જાગ્રત જીવનથી વિલક્ષણ છે, અને એ જ રીતે જાગ્રત જીવનના વૈવિધ્યમય અનુભવો, સર્વવસ્તુઓમાં અન્તિમ એક અદૃશ્ય વાસ્તવિકતા રહેલી જોનારી પારમાર્થિક સત્તાની દૃષ્ટિએ, વિલક્ષણ છે. અર્થાત્ જાગ્રત જીવનની તુલનાએ સ્વપ્ન તે સ્વપ્ન છે. અને તે જ પ્રમાણે પારમાર્થિક સત્યની તુલનાએ વ્યાવહારિકજીવન સ્વપ્નસદૃશ છે આવી સાપેક્ષ દૃષ્ટિએ જ્ઞાનીઓએ જીવનને સ્વપ્ન જેવું ગણ્યું છે એ મુદ્દાનો કવિએ ઉલ્લેખ કર્યો નથી–અને ન કર્યો એમાં બહુ આશ્ચર્ય પામવાનું પણ કારણ નથી, કારણ કે 'દર્શનિકા' કાવ્ય છે, દર્શનશાસ્ત્ર નથી.

કવિએ બીજા ખંડને "મૃત્યુનું નૃત્ય" અને ત્રીજા ખંડને "જીવનનું ગાન" એવું નામ આપ્યું છે. આ નામકરણમાં રહેલી પોતાની વિવક્ષા ખંડ બીજાની આ પંક્તિઓમાં વ્યક્ત કરવાનો કવિનો ઉદ્દેશ જણાય છેઃ

"જીવનનું ગાન છે પરમ મોહે ભર્યું,
તો નથા મૃત્યુનું નૃત્ય ક્રમતી;
એકના સૂર તનતાર જગવે બધા,
અન્યની લયલીલા શાંત રમતી."

"લયલીલા" શબ્દપ્રયોગ દ્વિઅર્થી છે; મૃત્યુ નૃત્ય કરે છે, લયની (લયબદ્ધ ગતિની) લીલા કરે છે એ અર્થની ભેગો લયલીલા એટલે લયની–વિનાશની–લીલા એ અર્થ ભળી જાય છે. આ શ્લેષચાતુરીમાં જ 'મૃત્યુનું નૃત્ય' એ શીર્ષકની સાર્થકતા સમાપ્ત થતી નથી. હિંદુઓ રુદ્રને સંહારક દેવ માને છે, અને રુદ્રની સંહારપ્રવૃત્તિને તાંડવલીલા કહે છે, એ જ્ઞાનમાંથી નૃત્ય શબ્દનો પ્રયોગ કવિને સૂઝયો એવું અનુમાન આ શીર્ષકને પૂર્ણ સાર્થકતા આપવા માટે આપણે કરી શકીએ. મૃત્યુનો પ્રભાવ સર્વભક્ષી છે, માનવને એની જીવનઅભિલાષા હજી અપૂર્ણ હોય ત્યાં ઊંચકી જાય છે, સ્નેહીઓને વિરહવ્યથાનો અનુભવ કરાવે છે. તે છતાં એ સર્વસાધારણ ઘટના છે તેથી જ એનો શોક કરવો રહેતો નથી; મૃત્યુથી જગત નવજીવન પામે છે, મૃત્યુ છે તો જીવનનું જીવનત્વ છે; મૃત્યુ ન હોય તો માનવી જીવનની અમીરી જાણે નહિ; "મૃત્યુ છે જીવનનો અંત મીઠો;" મહાજીવનનું દ્વાર ઉઘાડનારા મૃત્યુમાં નિરખનારા સૌંદર્ય નિરખે છે; એવાં આશ્વાસનવચનો ઉચ્ચાર્યા પછી કવિ મૃત્યુ પછીના જીવનની શક્યતાનો વિચાર કરે છે અને પૂછે છેઃ "મૃત્યુમાં અંત શું સર્વ આવી ગયો!" મૃત્યુ પાછળ કંઈ જ નથી એ વાત એમનું હૃદય માની શકતું નથી. એમને શ્રદ્ધા છે કે:

> જન્મ છે જીવનનું દ્વાર એ એક, તો
> મૃત્યુ છે જીવનનું દ્વાર બીજું"

અને પોતે બોધ લે છે, બોધ આપે છે, કે:

> મૃત્યુના ઘાટ પર જીવન ખેલી રહ્યું,
> માનવીએ મળ્યું માણી લેવું;
> ગાન પૂરું થશે, નૃત્ય પણ અટકશે;
> તોય એ બેઉનું જાદુ કેવું!"

ત્રીજા ખંડમાં કવિ જીવનના મિથ્યાત્વનો અસ્વીકાર કરીને કહે છે:

> "જીવતું મૃત્યુ છે જીવન આ તેહનું,
> જેહને જીવન આ વ્યર્થ લાગે."

અને ઉમેરે છે કે વ્યોમથી અમૃત મેઘ વરસી રહ્યો છે, એ મહાપૂરો જેગ ઝડપી લેવો ઘટે:

> "નહીં ઝીલ્યાં અમૃત કો એક અંજલિ ધરી,
> પામશે જીવનરસ એમ ક્યાંથી!"

અગણિત યુગો પહેલાં જગતમાં જીવન પ્રકટયું અને અનેક રૂપે પાંગરતા જીવનના અન્તિમ ફળરૂપે આખરે માનવી ઉત્પન્ન થયો. માનવીથી વિશ્વ બોલતું બન્યું. પૃથ્વીની અને ગગનની સમૃદ્ધિ આખા મહામાનવીજીવનમાં રસ ભરે છે, છતાં માનવી જીવનને

પરું પિછાણી શકતો નથી. માનવે સમજવાનું એ છે કે આ જીવન આપણું ગણીને સ્વાર્થદૃષ્ટિથી, કોઈ કંજૂસ પોતાની પૂંજી જાળવે ને વધારે તેમ, જાળવવાનું નથી. જીવનનું પ્રકાશમય સત્ત્વ સ્નેહ, સેવા અને સત્કર્મમાં છે. અને માનવી તો વિશ્વપતિના દરબારનો પ્રિયતમ ગવૈયો છે એણે વિશ્વનાં ગુણગાનમાં રાચવાનું છે.

પણ એ જગતમાં માધુર્ય છે અને કટુતા પણ છે, આનંદ છે અને શોક પણ છે, સુખ છે તેમ જ દુઃખ છે. સરવાળે બધું દુઃખમય છે; સુખ ક્યાં હશે? એ પ્રશ્ન અનુત્તર રહે છે. એ દુઃખમાં મંગલમય હેતુ રહ્યો છે તેનું દર્શન કરાવવું. એ દુઃખ તે પ્રકૃતિના વિકાસપ્રયાસમાંથી પરિણમતી – અનુભવાતી – વેદના છે. એવી પ્રતીતિ કરાવવી, એ 'વિકાસની વેદના' નામના ચોથા ખંડનો ઉદ્દેશ છે.

ખરું છે, માનવી ઉપર દુઃખનાં ઝાડ ઊગે છે. પણ અંધકારને દૂર કરીને જે તેજ-સૌન્દર્ય પ્રકટે છે, તે અગ્નિ વિના શક્ય નથી. તેજ અર્પનાર અગ્નિ છે. તે પ્રમાણે દુઃખનાં ઝાડ એ અગ્નિ જેવાં–ઊગે છે તો જ એ ઝાડનાં મધુર ફળો મળે છે. જીવનમાં જ્યાં કટુતા ભાસે છે, ત્યાં જ જીવનનો મિષ્ટ માવો રહ્યો છે. તોફાન જ વાતાવરણને નિર્મલ બનાવે છે, શાન્તિનું દ્વાર ખોલે છે. વિશ્વમાં તેજ અને અંધાર છે તેની પાર જે મહાતત્ત્વ છે તે વિશ્વવૃક્ષનું મૂળ છે, એ વિશ્વવૃક્ષમાં રસ પૂરનારું છે. વિશ્વમાં જે અંધાર છે તે આ મહાતત્ત્વનો સંકેત છે, અને તેજ પરમચૈતન્યનો સંકેત છે:

"એ મહાતત્ત્વ સંકેત અંધારમાં
જાય ચૈતન્યનું તેજ ફૂટવા–
એ જ છે વેદના વિશ્વ અંતર તણી
ચાહ જ્યાં તેજ-આનંદ લૂંટવા"

આ મહાતત્ત્વથી ખબરદારને મહત્ તત્ત્વ અર્થાત્ પ્રકૃતિ ઉદ્દિષ્ટ છે અને તેથી જ ઉપર ટાંકેલી પંક્તિઓનું વક્તવ્ય એઓ ફરી અન્ય-શબ્દોમાં આ રીતે રજૂ કરે છે:

'પ્રકૃતિની શક્તિ જ્યાં વિકસવા જાય ત્યાં
માનવીને ભરે દુઃખભાસે."

અને મધુરતા અને કટુતાના, સુખ અને દુઃખના, સહવાસના ઉલ્લેખથી શરુ કરેલા આ ખંડનું સમાપન એ જ ઉલ્લેખના પુનરાવર્તનથી કરે છે:

"જગતમાં જીવન જે મધુરમાં મધુર છે,
તે અધિક દુઃખમાં રહે દળાતું:
મિષ્ટમાં મિષ્ટ ફળ વૃક્ષ પર હોય તે
કીટ ને પક્ષીનો ભક્ષ થાતું."

પાંચમો ખંડ "ધર્મવાદનું ધુમ્મસ" માનવની, બુદ્ધિની પરિમિતતાનું, અને, એ પરિમિતતામાંથી એની સમગ્રદર્શનની અશક્તિમાંથી અને સત્યના એક, અંશનું જ દર્શન કરી શકે એવી એની શક્તિમર્યાદામાંથી પરિણમતા મતભેદોનું નિરૂપણ કરે છે. માનવી જેમ અંધકારમાં તેમ શુદ્ધ તેજમાં પણ અંધ બને છે, અને "સ્વર્ગંગા" સમા આછા-ઉજળા તેજમાં જ આખો સંસાર મોહી રહે છે – મોહાવૃત બને છે. અને પૂર્ણ સત્ય ન જાણી શકતો માનવી, કાર્યનું કારણ ન જોઈ શકવાથી વિધિ, ભાગ્ય, કર્મ કે નસીબ –જે કહો તે–"ભૂત" સર્જે છે; નીતિનાં, જ્ઞાતિનાં ધર્મનાં આપકલ્પ્યાં બંધનોમાં બંધાઈને દુઃખ સર્જે છે, સ્વર્ગની અને નરકની, દેવ અને ફિરસ્તાઓની, કલ્પના કરે છે, ધર્મની કચાકચિ જોઈને કવિ ખેદમય ઉદ્ગાર કરે છે :

"આ બધા ધર્મના શા બખેડા?"

× ×

"સર્વની જ્યોતિ છે સર્વને કાજ, ત્યાં
ધર્મ ઝગડા કશા વ્યર્થ જગમાં ?"

અને કવિ ફરિયાદ કરે છે કે માનવી બુદ્ધિમાં પળપળે સત્ય ને જૂઠની જાળ વણાતી રહે છે; જગતનાં નીતિવ્યવહારનાં સૂત્ર જગતને જગતમાં જોડી રાખે છે; પણ માનવી મહાસત્યની ઝાંખી કરવાને જગતની પાર દૃષ્ટિ નાખતો જ નથી, જગતની જાળની પાર દૃષ્ટિ કરવા માટે આત્મનાં તેજ વિનાની પાંગળી બુદ્ધિ અસમર્થ છે.

"ઘેરું ધુમ્મસ પ્રભાતે પડે, તેહમાં
સૂર્ય નિજ કિરણ પૂરી ઝગાવે,
તેજ અંધાર ગૂંથાય એ ધુમ્મસે,
પણ નહીં સૂર્ય તેમાં સમાવે;
એ જ ધુમ્મસસમાં નીતિવ્યવહારમાં
સત્ય ને જૂઠ આ જગત દેખે."

માનવને દેખાયા છે ધર્મ ને સત્યના અંશ. એને પૂર્ણ સાચો ઉત્તર સાંપડતો નથી. "કંઈ જ કહેવાય નહી" એવો સતત કોયડો એની સમક્ષ પડ્યો છે. માનવી લવારો કરે છે–પણ કદાચ વિશ્વની ભાષા-મૌનભાષા–જૂદી હશે.

'સિંધુ આ વ્યોમને સતત પ્રશ્નો પૂછે,
વ્યોમ દે ઉત્તરો સતત મૌને."

'અનંતત્વની સાંકળી' એ છઠ્ઠો ખંડ આરંભમાં માનવી કાચી કાયાની માયામાં ફસાઈને નિત્યક્લેશ વેઠે છે એવું વિધાન કરીને, દેહનું મહત્ત્વ હોય તો આત્માના નિવાસસ્થાન તરીકે જ છે એમ કહે છે, અને માનવીને મોંઘો આત્મા મળ્યો છે, પણ

દેહવાસના એ આત્માને ઢાંકી રાખે છે એ માટે ખેદ વ્યક્ત કરે છે. દેહ જીવનનું વાહન છે, દેહ પોતે જ જીવન નથી.

અનંતતત્વને એક છેડે પ્રભુ છે, અન્ય છેડે માનવી છે; એ બે કોટિઓની વચ્ચે રહીને જીવન ઉકલ્યા કરે છે.

"જે અનંતતત્વની સાંકળીમાં ગુંથ્યું,
તે જ સાંપ્રત અહીં માનવીનું;
સાંકળીની કડી એક જીવને જડી,
તે કડીમાં રહે જીવન બીનું;
વેંતભર પાટ છે એ કડીનો અહીં,
માનવીજીવન છે એક બિંદુ;
એટલું બિંદુ પોતાનું કહી માનવી
જાય ભરવા અનંતત્વસિંધુ!"

આ અનંતતત્વમાં સૌ સમાયું છે—એમાં જ આગિયા ઝબૂકે છે, એમાં જ તારાઓ છે. નાનું મોટું સર્વ એમાં જ છે. પ્રભુ એ અનંતતત્વની અંદર છે ને એની પાર પણ છે. પણ એ અનંતતત્વની પાર કોઈની દૃષ્ટિ પહોંચતી નથી—અને "દૂર ને દૂર પ્રભુભાસ ખસતો" પણ કવિને માનવના ભાવિ વિકાસમાં શ્રદ્ધા છે. પ્રગતિ એ વિશ્વનો નિયમ છે, અને માનવજીવન પણ પ્રગતિને પંથે છે:

"દોડતા જગતની પાર આ દોડતો
માનવી ભાવિમાં શું ન કરશે?
વાદળાં ફોડીને આજ જે ઊડતો,
તે ન શું ચંદ્ર પર જઈ ઉતરશે?"*

અને વિશ્વના જીવનનું સતત ગુંથાતું આ જાળું છે તે ભવિષ્યનો માનવી તોડશે એ સંભવ કવિ સ્વીકારે છે, અને આશાભર્યો ભાવિ-પ્રશ્ન પૂછે છે:

"ફોડી તે માંહીથી, કો મહાસ્વપ્ન શું,
નિકળશે નરજીવન કેવું ત્યારે?"

સાતમા ખંડનું નામ છે "વિશ્વચેતન્યનો યોગ." આમાં યોગ-શબ્દનો પ્રયોગ કવિએ હેતુપૂર્વક કર્યો જણાય છે. નિવેદનમાં એમણે કહ્યું છે: સોળ વર્ષની નાની ઉંમરમાં જ એક સંસ્કારી સિદ્ધ યોગીનો મને સંબંધ થયો હતો, જેની કૃપાથી મનુષ્ય અને પ્રભુના મહાસંબંધના કેટલાક ગૂઢ પ્રશ્નો ભણી મારા હૃદયનું આકર્ષણ થયું હતું, અને તેની જ કૃપાથી યોગસિદ્ધિના મર્મ હું મેળવી શક્યો હતો." અને આ સાતમા

*ત્રીસ વર્ષ પહેલાનું આ ભવિષ્યદર્શન આજે સાચું પડ્યું છે-સં.

ખંડની સમાપ્તિમાં માનવીદેહની કરોડમાં રહેલા "પ્રભાદોર"નો, એ પ્રભાદોરમાં ગૂંથાયેલા "સપ્તમણિ"નો, અને એ સપ્તમણિઓમાં છુપાઈ રહેલ "સપ્ત દિવ્યેન્દ્રિયો"નો ઉલ્લેખ છે તે કવિને મળેલા "યોગસિદ્ધિના મર્મ"નું સાક્ષ્ય પૂરે છે.

મૂળ પ્રકૃતિ એક છે, અને એ જ જૂદા જૂદા ઘાટ ધારણ કરે છે. માનવીએ દેહને આત્માથી ભિન્ન ગણ્યો છે, ચૈતન્યરૂપ આત્માને ઘેરી વળતી દેહની દિવાલો બાંધી છે પણ–

'દેહ ને આત્મની પરમ સંલગ્નતા
પ્રીછશે માનવી પૂર્ણ જ્યારે,
તૂટશે એ દિવાલો બધી દૃષ્ટિની,
ને થશે મુક્ત ચૈતન્ય ત્યારે"

જે ચૈતન્યમય શુદ્ધ આનંદ છે તે પ્રકૃતિની પાર છે, પ્રકૃતિના ભોગમાં એ લભ્ય નથી, સ્થૂળ દેહ અને સ્થૂળ પંચેન્દ્રિયો એ આનંદ–અનુભવ કરાવી શકે તેમ નથી. "શુદ્ધ આનંદ છે શુદ્ધ ઉરસ્નેહમાં, જે વસે અમર ચૈતન્ય સાથે."

" પંચ જ્ઞાનેન્દ્રિયો અને પંચ કર્મેન્દ્રિયો સ્થૂળ વ્યવહાર જ જુએ છે, ચલાવે છે; પણ–

"પણ રહ્યું પર પરમ જ્ઞાન ચૈતન્યનું
તે મળે ગુપ્ત સપ્તેન્દ્રિયોથી."

એ ગુપ્ત સપ્તેન્દ્રિયોનું સ્વરૂપ કવિએ ગુપ્ત જ રાખ્યું છે. એ સપ્ત ઇન્દ્રિયો ક્યાં છે એ એમણે કહ્યું છે. માનવીના દેહવૃક્ષના થડ થકી ટોચ તક જતો, બરડાની કરોડમાં, "પ્રભાદોર" છે; "એ પ્રભાદોરમાં ગુપ્ત અદ્ભુત રીતે સપ્તમણિ છે ગુંથ્યા જ્યોતિફૂલે." પંચતત્ત્વમાં વહેતો સૃષ્ટિનો પ્રાણ બોંતેર ક્રોડ નાડીઓને જગાવે છે, અને એ પ્રાણથી ચેતતો જીવન–અગ્નિ પ્રથમ મૂળ મણિને ઝળાવે છે, અને ત્યાંથી નીચે વહે છે. એ નિમ્નવહન અજ્ઞાન, માયા, પાપ અને દુઃખનું કારણ છે. એ પ્રબળ શક્તિને ઊર્ધ્વ દિશામાં વાળવાથી એ પ્રભાદોરને પંથે ચડશે–અને એક પછી એક મણિગ્રન્થિ ખુલી જતાં સૂક્ષ્મદર્શનતણું તત્ત્વ જડશે, એ સપ્ત દિવ્યેન્દ્રિયોને પણ એ પ્રભાદોર ખુલાવશે; અને જેમ જેમ એ સપ્ત દિવ્યેન્દ્રિયોનું ક્રમિક ઉદ્ઘાટન થશે અને ભવ્ય પંથે પ્રયાણ થશે તેમ તેમ જીવનવૃક્ષ કલ્પવૃક્ષ બનશે અને ત્રિવિધકાલનું જ્ઞાન પ્રાપ્ત કરશે.

આ પંચદોર શું? આ સપ્તમણિઓ શું? આ સપ્તેન્દ્રિયો શું? કવિ કહેતા નથી. હું અનુમાનસાહસ કરું છું. પ્રભાદોર તે મનુષ્યના પૃષ્ઠવંશમાં રહેલી, મૂલાધારથી બ્રહ્મરંધ્ર સુધી આધારભૂત ચક્રોની વચ્ચે થઈને જતી સુષુમ્ણા નાડી હોય. સાત મણિઓ તે મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધ અને સહસ્રદલ સહસ્રાર એ

મૂલાધાર (ગુદા)થી બ્રહ્મરંધ્ર પર્યંત આરોહતા સાત ચક્રો હોય. પણ મારું અનુમાન અહીં થંભી જાય છે; સપ્ત ઇન્દ્રિયો પર્યન્ત એ અનુમાન પહોંચતું નથી.

વસ્તુત: "દર્શનિકા"નું તત્ત્વદર્શન આ સપ્તમ ખંડને અંતે સમાપ્ત થાય છે. આઠમા અને નવમા ખંડનું પ્રયોજન એ તત્ત્વજ્ઞાનથી સુસંગત એવા જીવનવ્યવહારનો, સદાચારનો, સાત્ત્વિકભાવનો, વિશ્વબન્ધુત્વનો ઉપદેશ આપવાનું છે. આઠમો ખંડ 'જીવનનું કર્તવ્ય' પ્રબોધે છે માનવીજીવનની મહાજ્યોતિમાં વ્યક્તિએ નિજ જ્યોતિ જોડવાની છે, પણ અજ્ઞાન ન જાય ત્યાં સુધી જીવનજ્યોતિ જાગતી નથી. જ્ઞાનવિકાસ અજ્ઞાનને દૂર કરે છે, ગુણોની વૃદ્ધિ અવગુણોને ન્યૂન કરીને નષ્ટ કરે છે, જુવાની જાળવવી, અહંકાર-ગર્વ તજવો, દૈહિક વિલાસોમાં નિમગ્ન ન રહેવું, સાચી સાધુતા—બહારની નહિ, અંતરની સાધુતા—રાખવી. અને—

"પૃથ્વીમાં પાય છો ધૂળ રગડાય પણ
ઉંચકવું શીશ આકાશ અડવા!"

— આ માનવજીવનનું મહાધ્યેય સિદ્ધ કરવા પ્રયત્નશીલ રહેવું.

આઠમા ખંડમાં આ બોધ આપ્યા પછી નવમા ખંડમાં "સ્નેહનો વિશ્વધર્મ" ઉપદેશ્યો છે. એ સ્નેહ સકળ બ્રહ્માંડમાં વ્યાપતા ચૈતન્યરૂપ આત્મા જેવો, સકળ બ્રહ્માંડમાં વ્યાપક છે, અને વ્યાપક રાખવાનો છે. આપણા પોતાના અંતરનો પરમસંવાદ આપણે સાંભળીએ તો વિશ્વસંવાદનો—આ સ્નેહનો—દોર હાથમાં આવે. આ સ્નેહ તે જગતનું આનન્દસૌન્દર્ય છે, સર્વને પરમ બંધુત્વમાં સાંધનારી વિશ્વચૈતન્યની સાંકળી છે; એ સ્નેહ જ વિશ્વધર્મ છે; એ સ્નેહવિણ જીવનરસવૃદ્ધિ નથી. એ સ્નેહ વિના ઐક્યાનુભવ નથી.

"દેશ ને કાળ ને જાતિથી અપરિમિત
સ્નેહ સદ્ધર્મ છે વિશ્વ કેરો,"

એથી જ કાવ્યસમાપન કરતા કવિ "અદલ" કહે છે:

"આવજો સ્નેહ—જયકાર કરતાં અદલ:
સ્નેહનું વિશ્વસામ્રાજ્ય વ્યાપો!"

તત્ત્વદર્શનને કાવ્યવિષય બનાવતી આ 'દર્શનિકા'માં કાવ્યતત્ત્વ આણવાનો કવિએ સમાન પ્રયત્ન કર્યો છે. વિષય આવો હોય ત્યાં કાવ્યતત્ત્વે સાદૃશ્યની, ઉપમારૂપકની, દૃષ્ટાન્તની પરંપરાને આશ્રયે રહેવું પડે. આ કાવ્યમાં એ સામગ્રી ભરપૂર છે, પણ જેમ વિષયનો પથરાટ વધી જવાથી એનું ઉંડાણ ઓછું થયું છે તેમ—કદાચ સરળતા સાધવાના લોભમાં—વિષયની જે ભવ્યતા છે તે આ કાવ્યકલામાં પ્રતિફલન પામી નથી. છતાં ક્યાંક

અર્થની સંદિગ્ધતા, કવિના માનસસમક્ષ રહેલ ચિત્રની અવિશદતામાંથી, આવીને ઊભી રહે છે-દા.ત. "અગ્નિની ખાણુ પર માનવી બેસતો, ફૂટી કે ફૂટશે કંઇ ન જાણે"એ પંક્તિમાં 'ખાણુ' એટલે શું એ અસ્પષ્ટ રહે છે, અને સ્ફોટક mine માટે 'ખાણુ' શબ્દ વપરાયો હશે એવી શંકા જાય છે. ક્યાંક શબ્દાનુરવની લીલામાં કાવ્ય સરી પડે છેઃ દા. ત. "પલકની ખલક બંધાય જે ઝલકમાં" એ પંક્તિમાં અને એવી અનેક પંક્તિઓમાં ક્યાંક અનુવાદમય ભાષાની શંકા જાય છેઃ દા. ત. ૨૨૮ મા મુક્તકમાં "માટીનું પૂતળું, ખેલતું જંતુના ભોગ માટે" એમાં "જંતુના ભોગ" એ Creature Comforts-નો અનુવાદ હોય એમ માનવાને મતિ લલચાય છે. ૧૦૭ મા મુક્તકમાં "પાપનો અંત્ય વિનિમય ગણ્યો મૃત્યુમાં" એમાં exchange ના અર્થમાં 'બદલો' એ અર્થનો 'વિનિમય' શબ્દ return, result, reward એ અર્થમાં ("બદલો"ના બે અર્થના સંભ્રમથી) વપરાયો છે. ક્યાંક ક્ષુલ્લક શબ્દપ્રયોગ ઘુસી જાય છે,' ક્યાંક વાક્યરચના ગદ્યગંધી-ગદ્યમય-બની જાય છે. ક્યાંક શબ્દના ખરા લિંગ પરત્વે ભ્રમ થાય છે. ક્યાંક શબ્દ અશુદ્ધ સ્વરૂપે આવે છે (પુનર્સર્જન, મનોશુદ્ધ) અને ક્યાંક ચરણાન્તલય સાધવા ખાતર શબ્દના સ્વાભાવિક ઉચ્ચારણ ઉપર અત્યાચાર થાય છે-દા. ત. "કર્યાનો" એ નિર્બલ-સંયોગાન્ત શબ્દના પ્રાસમાં, પ્રબલ-સંયોગયુક્ત "દિનચર્યાનો" શબ્દનો ઉપયોગ, અને "ભણુકતું," "ઝણુકતું" એ શબ્દોનો, ચરણાન્ત લય ખાતર, "ભણુક્તું," "ઝણુક્તુ" એવા ઉપાન્ત્ય-અકાર-રહિત ઉચ્ચાર કરવાની અવશતા.

આ ક્ષતિઓ છતાં આ 'દર્શનિકા' આપણું એક ચિન્તનપ્રધાન વિશાળ કાવ્ય બની રહે છે એમાં ના નથી, અને છતાં સહૃદય વાચક આમાં હૃદયસંતૃપ્તિથી વંચિત તો રહે જ છે.

# ‘ખબરદાર’ કોણ ?

## (પુષ્પાંજલિ)

શ્રી ફિરોજશાહ રુસ્તમજી મહેતા

ખબરદાર! એમને ‘કવિ’ કહી પરવારી ન જશોઃ એમના સમસ્ત કાવ્યામૃતનું રસપાન કરી એમને ‘કાવ્યનું મૂર્તિમંત સ્વરૂપ’ જ સમજી લેશો.

*　　*　　*　　*

ખબરદારે કેવળ કાવ્યમય કે કથામય લખ્યું નથી અજબ ગજબ કલ્પનામય લખ્યું છે. માટે જ એમને ‘કવિ’ ‘કવિવર’ કે ‘કવિશ્રેષ્ઠ’ કહી આપણે કૃતાર્થ થઈ શકીએ.

*　　*　　*　　*

કવિ બે પ્રકારના આવેઃ ‘મનયાન્ત્રિક કવિ’ (Poets of Energy) અને ‘કળા-કવિ’ (Poets of Art). શ્રી ખબરદાર આ બીજા પ્રકારના કવિ, એટલે જ ખરા કવિ.

*　　*　　*　　*

પ્રભુએ સર્વને માનવ-મન આપ્યું છેઃ મને, તમને અને બધાને સૌ કોઈ એ માનવ-મનને વ્યક્તિગત રીતે દાખવે છે; કવિવર ખબરદારે નિજ જીવનમાં આ માનવ-મનને ઊર્મિપૂર્ણ, સુસ્વરિત અને લયબદ્ધ એમ કલ્પના રસ અને કળા વડે સૂક્ષ્મસ્થૂળતાથી સતત ઝળકાવ્યું-દર્શાવ્યું: કાવ્યને ગૌરવશીલ કર્યું: કાવ્યપ્રિય જનતાને મોહવશ કરી દીધી-તેને આભારવશ બનાવી દીધી.

*　　*　　*　　*

ખબરદારનાં કાવ્યો કેવાં ? તર્ક અને તરંગ જોતાં અદ્ભુત સ્વરૂપ અને શોભા જોતાં કળાવંત-સંપ્રસર જોતાં મિષ્ટ અને પ્રવાહિત-વિષય જોતાં વિવિધ અને વિમળ-

ઉદ્દેશ અને આદેશ જોતાં ઉન્નત અને ઉત્કૃષ્ટ–ઉંચેટ એને આરોગતાં અને ગાતાં, દિવ્યામૃત સમ આહ્લાદક અને આનંદપ્રદ.

* * * *

કોઇ શત–સહસ્ત્રપદ્ય–પંક્તિઓ સર્જતાં પણ 'કવિ' ન થઇ શકે: ખબરદાર પોતાના કોઇ પણ એક કાવ્યથી 'કવિ' જાહેર થઇ શકે! અહોભાગ્ય ગુજરાતનાં જેને આવો એક પ્રથમ પંક્તિનો પ્રખર કવિ સાંપડયો અને જેણે ક્રમભાગ્યે, ક્વચિત જ જડે એવા એક કવીશ્વરને હંમેશને માટે ગુમાવ્યો!

* * * *

ખબરદાર :

નાદસ્વરનું સુરેખ નૃત્ય નાચતો કાવ્યાકાશનો ઝળહળતો તારલો.
રસચંદ્રિકા રેલાવતો શીતળ મધુ શશી.
કાવ્ય–વ્યોમનો તપ્ત તેજસ્વી રવિ.

* * * *

કવિઓ સદાય એક વાતાવરણ ધરાવે છે: એ વાતાવરણનું નામ 'કાવ્ય-તરંગ' (Poetical Imagination). આ વાતાવરણ એ જ ખબરદારનું સુખવાસી સદન, અને એ વાતાવરણ જ એમનું આનંદમય વા દર્દમંદ જીવન! એ વાતાવરણ વડે એ જગતનું અને જગતની પેલી પારનું સમસ્ત સૃષ્ટિનું સૌંદર્ય અવલોકતા અને એ અવલોકનમાંથી એમની વાણી (Utterance) આપોઆપ ઉદ્ભવતી: એ વાણી તે એમનું કાવ્ય.

* * * *

કવિ અને કિરતાર: બન્ને પોતાની સૃષ્ટિના સર્જનહાર: કિરતાર નવી નવી સૃષ્ટિઓની કલ્પના કરે–કવિ નવનવી કલ્પનાઓની સૃષ્ટિ રચે. ખબરદારનું જીવન આખું આવી અસંખ્ય સૃષ્ટિઓ રચવામાં ખપી ગયું–ખલાસ થઇ ગયું! માનવ–જીવનના પ્રત્યેક ક્ષેત્રને અવલંબેલી, આવી રંગબેરંગ 'નવ રસ' સૃષ્ટિઓ દ્વારા એમણે જીવનના અંત લગી શારદા દેવીની, ગુર્જર ગિરાની, ગુર્જર સાહિત્યની અને વીરરસ કાવ્યો રચી સ્વદેશની યે અમૂલ્ય સેવા બજાવી, સર્વત્ર પોતાનું નામ–કામ અમર કર્યું.

* * * *

ઓ અમારા પ્રિય 'ધરા' કવિ! વર્ષોવર્ષ આપે અમને એકેકી એવી ઉત્તમોત્તમ રસગાથા આપી છે કે જેની ગુણગાથા તો જેટલી ગવાય એટલી ઓછી! ૧૮૯૫ થી આરંભીને, અર્ધ સૈકા ઉપરના સમયમાં આપે ગુજરાતને અને ગુર્જરગિરાને આપની અનેકવિધ કલાકૃતિઓ અર્પી, ઉત્તમ પંક્તિના એક કવિ લેખે, લેખક લેખે, ભાષાભિજ્ઞ લેખે, વિવેચક લેખે અને તત્ત્વચિંતક લેખે જે અનહદ અને અમૂલ્ય સેવા બજાવી છે તે સર્વનો પરિપૂર્ણ આભાર તથા ઋણ-સ્વીકાર કરવો તો અમારે માટે અશક્ય જ છે.

*  *  *  *

કવિવર! પ્રથમતઃ આપે અમને 'કાવ્ય રસિકા'માં રસમસ્ત કરી, 'વિલાસિકા'માં વિલસાવી, 'પ્રકાશિકા'થી પ્રકાશિત કરી, 'રાષ્ટ્રિકા' અને 'ભારતના ટંકાર'થી વીરતામાં તન્મય કરી, 'સંદેશિકા'થી સતેજ કરી, 'કલિકા'ની કુસુમ-કળીઓનો પરિમલ પ્રસરાવી, 'રાસ-ચંદ્રિકા'ની રસસરિતામાં રસતરબોળ કરી, 'પ્રભાતનો તપસ્વી' તથા 'કુકકુટ દીક્ષા'ના પ્રતિકાવ્ય રૂપ હાસ્ય હોજમાં હોમાવી, 'દર્શનિકા'ના દિવ્યાનંદમાં ડૂબાડી, 'કલ્યાણિકા'ના કીર્તન કરી હેમક્ષેમ આણી ઉતાર્યા; એ આપની અમર અને યાદગાર કાવ્યકૃતિઓનું, આપના વિયોગે અમારે તો હવે માત્ર સસ્નેહ અને સાભાર સ્મરણ જ કરવું રહ્યું!

*  *  *  *

કવિવર! ધન્ય ગણું છું, તે ઘડી, જ્યારે જીવનમાં હું આપને પહેલો મળ્યો-ધન્ય સમજું છું તે રસપ્રદ રાતો અને તે સુભાગી દિવસો, જ્યારે મને આપનો સુખદાયક સંસર્ગ થયો-અને હું આપની પ્રીતિને અને આપના નિકટ પરિચયને પામ્યો।

કવિ શ્રી અરદેશર ફ. ખબરદાર! આપે અમને ઘણાં ઘણાં મધમીઠાં ગાયનો સુણાવ્યાં. પારસીઓ માને છે કે પરલોકનું સર્વોત્તમ સુખધામ તે 'ગરોનમાન' યાને ('Abode of Song') છે. આ 'Abode of Song'માં, લાયકને લાયક મળી રહે એવા કુદરતના અચળ નિયમાનુસાર આપનો નિવાસ એ 'ગાયનગૃહ'માં નક્કી થઈ જ ચૂક્યો હશે, એવી દૃઢ માન્યતા ધરાવી, હું આપના અમર આત્માને સસ્નેહ અને માનસહિત સંભારી, આ મારી જેવી તેવી પુષ્પાંજલિ અર્પણ કરી કૃતકૃત્ય થાઉં છું!

# શ્રી અ. ફ. ખબરદાર –

# ગુજરાતના એક ચિરંજીવ કવિ

શ્રી. હિંમતલાલ ગણેશજી અજારિયા.

કવિ ખબરદાર તેમના અનેકવિધ કાવ્યગ્રંથોથી – "ગુણવંતી ગુજરાત" કાવ્યથી તો ખાસ – એટલા બધા જાણીતા છે, કે હું માનું છું તે પ્રમાણે તેમને માટે કોઇ બીજા સ્મારક વિષે વિચાર કરવાને અવકાશ જ નથી – તેમની કૃતિઓ સુંદરમાં સુંદર સ્મારક તરીકે મોજુદ છે અને રહેશે જ. તેમની પ્રશસ્તિ જમાને જમાને લખાયા કરે એ સંભવ છે – લખાવી જોઇએ એ જરૂરનું પણ છે. માનવસ્વભાવ એવો વિસ્મરણશીલ છે કે પોતાના મોટામાં મોટા ઉપકારકોને પણ તે ભૂલી જાય છે. સાહિત્ય અને કાવ્યક્ષેત્રમાં ખબરદારે ચિરંજીવી કામ કરેલું હોવા છતાં ભૂલકણા માનવને વખતે વખતે યાદ કરાવવું પડે ખરું.

અંગ્રેજોના આવ્યા પછી હિન્દમાં અને ગુજરાતમાં પણ નવો જમાનો શરૂ થયો: જીવનમાં તેમ જ સાહિત્યમાં જે નવો પલટો આવ્યો તેને ઝીલનાર, સમજાવનાર અને પ્રવર્તાવનાર જે અનેક સુધારકો અને ઉપદેશકો ગુજરાતને સાંપડ્યા તેમાં સાહિત્યક્ષેત્રે અને જીવનક્ષેત્રે યાદગાર કામ કરી જનારા નર્મદ અને દલપતે જેમ કવિ અને સુધારક તરીકે આજીવન કામ કર્યું તેમ તે પછીના જમાનામાં ગુજરાતને સુધારકો અને ઉપદેશકો – દેશોપકારક કામમાં પ્રવૃત્તિ કરનારા – તો અનેક મળ્યા, પરંતુ સાહિત્યક્ષેત્રે કામ કરનારાઓમાં તેવું કામ આજીવન કરનારા તો ગોવર્ધનરામ સિવાય બીજા તો ઘણા થોડા થયા છે. તેવી અતિ અલ્પ નામગણનામાં પણ ખબરદાર અવશ્ય સ્થાન પામે છે. ગુજરાતમાં સંસારક્ષેત્રે અને સાહિત્યક્ષેત્રે કામ કરનારાઓ જુદી જુદી પ્રવૃત્તિમાં રોકાયેલા હોય, સાહિત્યપ્રવૃત્તિ તો તેમની એક જાતની આનંદપ્રવૃત્તિ હોય એમ જ લાગી આવે છે. જીવનની ઇતર પ્રવૃત્તિઓમાં લાગેલા હોવા છતાં, સાહિત્યની પ્રવૃત્તિને જ મુખ્ય ગણનારા, અને એ રીતે સાહિત્યજીવન – કવિજીવન ગાળનારા તો ન્હાનાલાલ અને ખબરદાર બે જ હતા.

ખબરદારે કિશોર અવસ્થામાંથી કવિજીવન શરૂ કર્યું અને તે લગભગ યાવજ્જીવન ચાલુ રાખ્યું. પ્રારંભમાં દલપત—નર્મદના તે અભ્યાસી હતા અને પછી સાહિત્યાકાશમાં જેમ જેમ નવા નવા તારકો પ્રકાશતા ગયા તેમ તેમ ખબરદાર પણ પોતાના જીવનમાં અને કવનમાં નવા નવાં તેજ આમેજ કરતા ગયા. જીવનની વિવિધ પ્રવૃત્તિઓમા રસની સૂક્ષ્મ સમજ ધરાવનાર કવિ ખબરદારે પ્રભુદત્ત કવિત્વના પ્રભાવથી એટલાં જુદી જુદી પ્રતિનાં કાવ્યો આપણને આપ્યાં છે કે તે દ્વારા કુદરતને, મનુષ્ય સ્વભાવને કે સંસારની વિચિત્રતાભરી ઘટનાને જાણવા અને માણવા પુષ્કળ સામગ્રી સાંપડી રહે છે તેમણે વિલાસ અને પ્રકાશ માટે, દેશભક્તિ અને પ્રભુભક્તિ માટે, સંદેશ અને દર્શન માટે એમ આનંદ અને ગાન આપનારાં એટલાં બધાં કાવ્યો એવી સરળ, સુંદર, મધુર, મનોગમ અને શ્રવણપ્રિય ભાષામાં આપણને આપ્યાં છે કે તેના અભ્યાસ અને વાચનથી જમાનાઓ સુધી ગુજરાત પોતાને ધન્ય ગણી રહેશે. ખબરદારનાં લખાણ મનોરંજક અને તૃપ્તિદાયક હોવા સાથે એવાં સુવાચ્ય અને સુસ્વાદ્ય છે કે તેના ભણકારા લાંબા વખત સુધી સ્મરણમાં ઘુમ્યા કરે છે આવા અનેક ગુણોવાળાં તેમનાં લખાણ આસ્તિક્ય અને પ્રભુપરાયણતાથી એવાં ઓતપ્રોત થઇ રહ્યાં છે કે તેમનું આંતરિક જીવન પ્રભુમય—પ્રભુપરાયણ જ બની રહેલુ હોવુ જોઇએ એમ આપણને લાગી આવે છે

તેમણે જરથોસ્તી ધર્મને સમજાવનારૂં અંગ્રેજીમા પણ પુષ્કળ લખાણ કર્યું છે અને તેને માટે સારી પ્રતિષ્ઠા પણ પામ્યા છે. ગુજરાતી લખાણોમાં સર્વવ્યાપક શ્રદ્ધાનો જે અંત પ્રવાહ વહેતો માલુમ પડે છે તે તેમના જીવનની પવિત્ર ભાવનામયતા પુરવાર કરે છે. આવા શ્રી ખબરદાર જે લખાણો આપી ગયા છે, તે બધાં જ્યાં સુધી ગુજરાત અને ગુજરાતી ભાષાની હયાતી હશે ત્યાં સુધી સતત સ્મરણીય રહેશે જ. આપણે ઇચ્છીએ કે ગુજરાતી પ્રજા આ અમર વારસાને અપનાવતી, સંભારતી, ભોગવતી રહે.

# સ્વ૦ કવિશ્રી ખબરદાર

## — એક પુણ્ય સ્મરણ —

શ્રી બેજન ન. દેસાઈ

૧૯૪૦ માં સ્વ. કવિશ્રી સાથે મારો સૌ પ્રથમ પરિચય થયો ગુજરાતના એક ખ્યાતનામ વિવેચક તે વેળા યાદ આવ્યા. એમણે આપેલું વર્ણન આબેહૂબ મારી દૃષ્ટિ સમક્ષ સાકાર થયું, કદાવર દેહ, દેદિપ્યમાન કાંતિ, રસલીલ લોચનો અને સાક્ષાત પાંડિત્ય ભરેલું વિશાળ કપાળ! લખીને ગયો હતો એટલે એમણે મને ઓળખી લીધો હોય કે કેમ!... પણ આવકારના આ એમના શબ્દો–'આવો બેજન!' કોઈ જુગજૂની મિત્રતા હોય તેમ એ વાતે વળગ્યા! લગભગ બે કલાક પછી ધ્યાનભંગ થયેલા યોગીની જેમ મેં એમનો નિવાસ છોડયો.

એમના વ્યક્તિત્વથી અંજાયેલો હું તે વેળા કૉલેજનો એક વિદ્યાર્થી હતો. ગુજરાતી ભાષા (મુખ્ય વિષય) સાથે બી. એ. અને એમ. એ. કરવાનો પાકો નિશ્ચય મેં તે વેળા જ કરી લીધો. તે વેળા ઝેવિયર્સમાં અધ્યાપકો તરીકે ખાદરાયણ અને ઝાલા સાહેબનું માર્ગદર્શન કમાલનું અને સોનામાં સુગંધ – કવિશ્રીનો સતત સંપર્ક! કૉલેજનું મારું વિદ્યાર્થીજીવન આર્થિક સંકડામણોથી ભરેલું એટલે બપોરના દોઢથી મોડી સાંજ સુધીની નોકરી! આવો કષ્ટભર્યો કાળ જાણે કયાંયે પસાર થઈ ગયો! અત્યારે એમ લાગે છે કે એ સ્મરણ હજી ગઈકાલનું જ છે!

૧૯૪૨ પછીનાં વરસો તો મારે માટે અદ્ભુત રીતે ચિરસ્મરણીય રહેશે. સ્વાતંત્ર્યનાં આંદોલનોથી ધમધમતી મુંબઈની કૉલેજો – તેમાં રોજ સવારના સાડાસાત વાગ્યે કવિશ્રીને ત્યાં મારે અચૂક જવાનું. રોજ એમને ત્યાં જવાનું પ્રયોજન આ હતું: તે વેળા કવિશ્રી પોતાના ગુજરાતી સાહિત્યના લેખનની સાથે સાથે એક મહાભારત સંશોધન-કાર્ય કરી રહ્યા હતા. જરથોસ્તી ધર્મના પ્રવર્તક નબી જરથુશ્ત્રની પવિત્ર ગાથાવાણી વેદના પ્રકારમાં ભાષાંતરી રહ્યા હતા. અવેસ્તા–પહેલવીના મારા તે કાળના

અભ્યાસ દરમ્યાન મને એમની કેટલીક દલીલો ગળે ઉતરતી નહિ. વેદના પ્રકાશમાં ગાથાનો અભ્યાસ કરવાની વાત મારા જેવા યતિકંચિત્ અભ્યાસીને માટે એટલી બધી વજુદ વિનાની લાગતી કે મ રે એમની સાથે કમાલનું વાગ્યુદ્ધ થતું. પોતાનાથી નાની વયના યા ઓછા અભ્યાસવાળાઓનું દૃષ્ટિબિંદુ એ કેટલી બધી ધીરજથી સમજતા ને પછી પોતાની દલીલ પેશ કરતા તેનું ભાન તો મને બહુ પાછળથી થયેલું. તે વેળાએ મેં કવિશ્રીને મહાન જર્મન ભાષાશાસ્ત્રી ને પંડિત ગેલ્ડનર સંપાદિત અવેસ્તાનો આખોય મોટો પોથો અભ્યાસને માટે આપ્યો. એ ગ્રંથમાં આપેલાં અન્ય શબ્દ-રૂપોમાંથી યોગ્ય શબ્દરૂપો પકડીને એમણે પરપરિત શબ્દોને ઠેકાણે ગાથાના છંદના અર્થ, વિચાર, શૈલીને અનુરૂપ બીજી હસ્ત-પ્રતોનાં અન્ય શબ્દ-રૂપો લઇને સંશોધન કરવા માંડયું. સાથે મોનિયર વિલ્યમ્સનો કોષ તથા મેંક્ષમુલરના વ્યાકરણનો એટલો તો બહોળો ઉપયોગ કરવા માંડયો કે જે એ લખતા ગયા તેના પર શાસ્ત્રોક્ત મહોર પડતી ગઇ અને એમ કરીને એમણે પહેલી ગાથા 'અહુનવઇતિ' ઉપર શબ્દે શબ્દના ભાષાંતર, ટીકા, સમજણથી ભરેલાં લગભગ ૭૦૦ ઉપર પાનાં લખી નાખ્યાં; સાથે વળી 'સવૈયા'માં આખી ગાથાને ગુજરાતી કવિતામાં ઉતારી.

કવિશ્રી, તે વેળા, પોતાનું બધુ જ લેખન-કાર્ય પોતાના અતિ વિશાળ પલંગ ઉપર ચોપડીઓના ઢગની વચમા અર્ધ બેઠી-અર્ધ સૂતેલી અવસ્થામાં રહીને કરતા. વળી બપોરના ૨ યા રા થી ૪ સુધી પોતાના જ્યોતિષ-વ્યવસાયને આરોપતા. હવે, એ ગ્રંથ છપાવવાને માટે, પારસી કોમના દાનવીર શેઠ પેસ્તનજી પોલસન તૈયાર થયા. તેમાં પણ કવિશ્રીના ઘણા શુભેચ્છકો ને મિત્રોએ ખૂબ શ્રમ લીધેલો ગ્રંથમા વપરાયેલી જુદી જુદી ભાષાઓ અને એમણે ઉચ્ચારણ માટે તૈયાર કરેલી ખાસ લિપિમાં-આખી 'અહુનવઇતિ' ગાથા છાપે કોણ એ પ્રશ્ન ઊભો થયો!... કારણ કે મુદ્રણ માટે ટાઇપ પણ નવા ઢાળવાના હતા! સાંજ વર્તમાન દૈનિક તથા છાપખાનાના માલિક શેઠ ફરેદુન મહેતાએ એ મોટું કામ એમના 'જોબ' વિભાગના વડા શ્રી મારતરની સહાયથી માથે ઉપાડવાનું બીડું ઝડપ્યું!... પણ કવિશ્રીનો વળી એક ખાસ નિયમ આડે આવ્યો. એ કદી પણ પોતાના હાથની લખેલી પ્રતો છાપખાનામાં આપતા નહિ-એ બીકે કે તે ગુમાઇ જાય! કવિશ્રીની કવિતાઓ પણ આવીજ રીતે લખાતી...સડસડાટ...એક જ પ્રત...પહેલી અને છેલ્લી! છાપવા માટે કવિતાની પ્રતો ઉતારવાનું કામ, તે વેળા, સ્વ. કવિ નૈનમ કરતા અને ત્યાર પછી હું કરતો હતો. ત્યારે ગાથાની લગભગ ૭૦૦ ઉપર હસ્ત-પ્રતો (ફુલસ્કેપ સાઇઝની) અને તે પણ ચાર કે પાંચ ભાષામાં ઉતારવાનું કામ કરે કોણ? કવિશ્રીની નજર આવી આવીને મારા ઉપર ઠરી. અવેસ્તા, સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજી ભાષાઓથી સભર એમના લેખો ઉતારવાનું કાર્ય મેં એકે ભોગે માથે લીધું. સવારના ળા થી હાા તથા શનિવારે અર્ધો દિવસ અને રવિવાર તથા રજાનો આખો દિવસ એમ એ કામ કટકે કટકે ચાલુ થઇ ગયુ-અને છપાતું ગયું. રોજ સાંજે છાપખાનામાં જઇ મુદ્રસની પહેલી નકલો જોવાનું પણ મેં માથે લીધું. ચાર-પાંચ પાનાં જોતાં મને ત્રણથી ચાર કલાક થતા. કવિશ્રીએ એ કાર્ય માટે ખૂબ લાગણીભર્યો ઉદ્ગારો આ મહા ગ્રંથમાં કર્યો છે.

રોજ સાંજના વિદ્વાન મિત્રોની મંડળી કવિશ્રીને ત્યાં ભેગી થઇ હોય જ. શ્રી હર્ષદભાઇ, શ્રી કોલક, શ્રી રતુભાઇ દેસાઇ, શ્રી જેહાંબક્ષ વાચ્છા, શ્રી મૂળરાજ અંજારિયા, શ્રી હીરજીબહેદીન, શ્રી મીનુ દેસાઇ, જ્ઞાને અને વયે વૃદ્ધ એવા સેવા-ભેખધારી શ્રી બરજોરજી ભરૂચા વગેરે મિત્રો આવતા. બે ત્રણ વેળા પહેલવીના પ્રખર પંડિત એરવદ બમનજી ધાભર પણ ત્યાં આવેલા. ધાભર સાહેબને ત્યાં લાવનાર તે સ્વ૦ એરવદ માદન સાહેબ. અવેસ્તા-પહેલવીના સાક્ષર માદન સાહેબ, તે વેળા, દાદર અથોરનાન મદ્રેસાના આચાર્યપદે હતા; અને નયનજ્યોત ખોઇ બેઠેલા છતાં (હિંદુસ્તાનના ઘણા વેદપાઠી પંડિતોની જેમ) અવેસ્તા-ગાથા-પાઝંદના દરેક પાઠો-તેના સટીક ભાષાંતર સહિત-એમની જીભને ટેરવે હતા. આ બન્ને વિદ્વાનોની દલીલબાજી, છતાં બન્ને પક્ષે છતી થતી આત્મીયતા તથા બન્ને મિત્રોની વિદ્વદ્‌યોગ્ય એવી વર્તણૂક વગેરેએ મારા જેવા જુવાન અભ્યાસીના મન ઉપર બહુ ઊંડી અસર કરી છે. અભ્યાસમાં મતાંતર છતાં સહિષ્ણુતા રાખવાનો મોટો પાઠ હું ત્યાંથી જ શીખ્યો એમ કહું તો ચાલે. મારી ગઝલોને સુધારવાનું કાર્ય જેમ શયદા સાહેબ અને જનાબ આસિમ રાંદેરી કરતા તે જ પ્રમાણે મારી છંદોબદ્ધ રચનાઓને ઓપ આપવાનું કાર્ય કવિશ્રી ખબરદારે અને કવિશ્રી બાદરાયણે કરેલું. એમ. એ. ના વિદ્યાર્થીઓની યોજાતી ચર્ચા-સભાઓમાં મારી દલીલો બહુ ચટાકેદાર રહેતી અને તેના કારણરૂપ કવિશ્રી સાથેનો મારો અંગત પરિચય હતો.

કવિશ્રી નાનાલાલે એમના જીવનની સંધ્યાએ કવિશ્રી ખબરદાર સાથે કરેલો પત્રવ્યવહાર મેં વાંચ્યો છે. કવિશ્રી ખબરદારનું દિલ કેટલું સ્વચ્છ હતું તેનો પુરાવો આ પત્રો જ છે. એમના કવનનાં પણ લગભગ ઘણાં પાસાં ધીરજથી અવલોકવાની તક ખુદ કવિશ્રીએ પોતે જ મને કરી આપેલી. એમના પર આવતા વિદ્વાનો, કવિઓ અને વિવેચકોના પત્રો, એમને હાથે લખાતી જતી કવિતાઓ-એ બધું જ મને વંચાવતા-એટલું જ નહિ પણ એમના અપ્રકટ ગ્રંથોની હસ્ત-પ્રતો તો કવિશ્રીએ ખુદ મને પાસે બેસાડીને વાંચી છે. તે ગ્રંથો આ રહ્યા — "Leaf and Flower", "The Rest *House of the Spirit*", *મનુરાજ-મહાકાવ્ય, સમ્મેલીતા.* તે *અપ્રતિમ દિવસો* તો હું મારા જીવનની અંતિમ ઘડીઓ સુધી ભૂલીશ નહિ.

એમના વાચનાલયમાં અંગ્રેજી, ગુજરાતી, હિંદી, મરાઠી વગેરે ભાષામાં લખાયેલાં કવિતા અને કવિતાની રચનાકલા વિષેનાં પુસ્તકો ખડકાયેલાં રહેતાં. અંગ્રેજી છંદો વિષેનું એમનું જ્ઞાન ખૂબ જ વિશાળ હતું અને એમની આગળ જ્ઞાનાર્થે આવતા પ્રાધ્યાપકો અને આચાર્યો આજે પણ ભીના હૃદયે મારી આગળ વાતો કરે છે ત્યારે મારા સ્મૃતિપટ ઉપર એવા કેટલાયે યાદગાર પ્રસંગો તાજા અને જીવંત થાય છે કે જ્યારે છંદોબદ્ધ કવિતા અને ગઝલો લખવામાં સ્વ. કવિશ્રીએ મને કેટલી બધી મદદ કીધી હતી!

મારી સાથેનો કવિશ્રીનો અગંત સંબંધ બાપ-દીકરા જેવો હતો. અમીર હૃદયના પિતાતુલ્ય મારા એ ગુરુશ્રીને મારું હૃદય અત્યારે પણ નમી રહ્યું છે. ગાથાની હસ્ત-પ્રતો

ઉતારના જતો ત્યારે સવારના બે કલાક દરમ્યાન ચાહ-નાસ્તો તો હોય જ. મારી શરમાળ પ્રકૃતિ એટલે 'નહિ-નહિ' કરતા મારા જેવા જુવાનિયાના અંતરતળમાં બેસીને પ્રેમપૂર્વક મારી પાસે બધું આરોગાવતા. રવિવાર અને રજાના દિવસોએ એમની સાથે લીધેલાં સાદાં પ્રીતિ ભોજનો-એટલા બધા ઉમળકા સાથે બહાર ક્યાંય પણ મેં આરોગ્યાં હોય એવું મને યાદ આવતું નથી!...સિવાય કે સ્વ. બલ્લુભાઈ (ઠાકોર) સાથે ત્રણેક વેળા અને સ્વ. રામનારાયણભાઇ (પાઠક) સાથે બેએક વેળા જમતી વખતે આવા જ પ્રકારની સ્નેહગાઢ અનુભવી છે.

કવિશ્રી પોતે જ કહેતા કે "સાગર આટલો બધો મહાન છે છતાં પણ એ પોતાનો કિનારો સાચવી રાખે છે, છોડતો નથી, અને છોડે તો જગતભરનું શું થાય? મહાનતા અને મર્યાદા એ બે સમશબ્દો છે." આ ઉપમાનું સાચું દર્શન અને મારા મહાન શિક્ષાગુરુઓ (સ્વ. ખબરદાર, સ્વ. ઠાકોર, સ્વ. પાઠક, સ્વ. બહેરામગોર અંકલેસરીઆં, સ્વ. મોરાબ બલસારા, શ્રી રતનજી ગોરવાલા શ્રી ડોસાભાઇ અને જેહાંગીર દેસાઇ)નાં જીવન અવલોકતાં થયું છે. મારા જીવનના અને અભ્યાસના પ્રવાહને સતત અને સરળ વહેતો રાખવામાં આ સીધા સાદા મહાન અભ્યાસીઓ જે રીતે મને સહાયરૂપ બન્યા છે તેનું ઋણ તો કદી પણ વાળી શકાય તેમ નથી જ.

એમના મરણની બરોબર એક મહિનો આગળ મારી દીકરી દીનાઝનું અવસાન થયું. તે વેળાનો કાળ મારી સખત કસોટીનો કાળ હતો. મારૂં જીવનાકાશ દુઃખવાદળોથી ઘેરાયેલું હતું. તે જ વખતે કવિશ્રી, એમના કુટુંબીજનોના આગ્રહને વશ થઇ ફરી પાછા, મદ્રાસ જઇ વસ્યા હતા. ત્યાંથી એમણે તા ૨૨-૬-૧૯૫૦ ના દિને મારી પર જે પત્ર લખ્યો હતો તે મારી ઉપરના એમના સઘળા પત્રોમાં છેલ્લો જ હતો.

થોડીક લીટીઓ અત્રે ઉતારવાની લાલચ રોકાવી શકતો નથીઃ

"મરચાં બિચારાં ફુલ જેવાં તેને કરમાઇ જતાં વાર લાગતી નથી. મારાં પણ બે સુંદર બચ્ચાં નાની વયે જ ચાલી ગયાં હતાં-તે યાદ તાજી થાય છે. પણ, દીકરા-એ તો દુનિયાનો રોજનો બનાવ છે. જેવું ખુદા સાહેબને ગમ્યું તે ખરૂં. તમોને તથા ચિ. નાજાંને ઘણોક આઘાત થયો હશે. પણ ધીરજ રાખીને એ સહન કરજો. જિંદગીના આવા બનાવો કદી ભુલાતા નથી, પણ વખત સૌ દર્દનો મલમ છે. એ દીકરી તો ફુલવાડીમાં રમવા ગઇ છે ને આ દુનિયાનાં-મારા જેવા વૃદ્ધ થઇ ગયેલાએ જોયેલાં-હજારો દુઃખોમાંથી એ છૂટી ગઇ છે. Whom the gods love, die young-તે તો તમે જાણો છો. ખુદા તમો બન્નેને આ સહન કરવાની શક્તિ બક્ષે! મારી ખરા જિગરની દિલસોજી માન્ય રાખશો.... સંસારમાં પડયા એટલે સંસારની લીલીસૂકી જોવાની છે. માટે ધીરજ રાખીને મન શાંત રાખજો ને ચિ. નાજાંને દિલાસો આપજો."

આ પત્ર પછી એમનું એક ભેટ-પુસ્તક 'કીર્તનિકા' મળેલું; તે પણ એમણે આપેલાં એમના સઘળાં ભેટ-પુસ્તકોમાં છેવટનું જ. વધુમાં આ પત્ર, કવિશ્રીના વધુ સંશોધન કાર્ય

વિષે તથા મુંબઈ ફરી પાછા આવવાની એમની ઇચ્છા વિષે વેધક પ્રકાશ ફેંકે છે. આ રહ્યા એમના તે શબ્દો :

(વધુ સંશોધન કાર્ય વિષે)–

"તમે જાણીને સંતોષ પામશો કે મેં બીજી ચાર ગાથાનો તરજુમો તમામ નોટ્સ સાથે અંગ્રેજીમાં કીધો છે ને વૈદિક કવિતા પણ અહુનવઇતિની માફક કીધી છે. લગભગ ૭૦૦ પાનાં ચાર-માસમાં લખ્યાં છે! મારી ગુજરાતી ભજનોની ચોપડી "કીર્તનિકા" ૧૭૦ પાનાની હમણાં જ બહાર પડી છે, તેની પ્રતો આવશે ને મોકલીશ. લખવાનું કામ તો રોજ ચાલે છે, બીજું કરું પણ શું? પણ ગાથાનો તરજુમો મારે હાથે પૂરો થયો, તે ખુદાનો ને પેગમ્બર સાહેબનો ભારે પાડ છે!"

(મુંબઇ ફરી પાછા આવવાની ઇચ્છા વિષે)–

"અહીં મદ્રાસ આવ્યા પછી મારા પર ઘણું બધું વીત્યું છે...મને અહીં જોનારું કોઇ નથી. હવે ઉંમર ૭૨ ની થઇ ને પગ હવે ટરતા નથી ને હાર્ટના હુમલા પણ થતા જાય છે. મુંબઇ આવવા વિચાર કીધો છે, પણ ત્યાં કોઇ ઘર મળતું નથી. જોગેશ્વરી કેવું છે? હું ત્યાં રહી શકું? આટલે દૂર મળવા કોઇ આવે?......જો જોગેશ્વરી સારું ને સગવડભર્યું હોય ને કોઇ ઘર યા ફ્લેટ ત્રણ ચાર સગવડ પડતા રૂમ સાથેનું–તમે સારી કબારો ને સામન જોયેલો છે–સવાસો સુધીના ભાડાનું મળતું હોય તો......જણાવજો"

આ પત્રનો મેં આપેલો જવાબ એમને મદ્રાસમાં નહિ મળ્યો હોય એમ બનવા જોગ છે, કારણ કે આગળના એક પત્રમાં એમણે મને લખેલું કે મારા કોઇ પણ આગળના પત્રો એમને મદ્રાસમાં મળ્યા ન હતા!

કવિશ્રીના જીવન અને કવન વિષે લખવાને માટે મારી પાસે સ્મરણોની અને બીજી સામગ્રીઓની મોટી અલગાર છે... પણ સમયના અભાવે અત્યારે તો હું અહીં જ અટકું છું! મારી સામે કવિશ્રીના પત્રોમાંનો એક બીજો પત્ર (તા. ૧૩-૩-૫૦નો) પણ પડયો છે તેમાંના એમના શબ્દો આ ગ્રંથના વાચક-વૃંદ આગળ મૂકી આ પુણ્ય-સ્મરણનું લેખન અત્રેજ થંભાવું છું :

"આ જિંદગી એટલે તો આત્માની કસોટી છે. દુ:ખનો શું મુંઝારો છે! ભલે ને આવે...ખુદા સાહેબ જે આપે તે બન્ને હાથે લેવું, કદી તે બાપ પરથી જરા પણ યકીન કમી કરવું નહીં...દુ:ખને તો આવવાજ દેવું જોઇએ કે તેમાં કર્મ કપાઇ જાય... મેં હજારોનાં–રાજા મહારાજાથી ગરીબોનાં–ભાગ્ય જોયાં છે તેમાં મુસીબતો વગરના કોઇ નથી. એ તો આપણી ઉત્તમ તકો છે."

"ધિક્ પ્રૌઢ વયે પણ બાળ સમી પરપાલવની મમતા" એવા તીવ્ર ઉપાલંભવાળું 'સ્થિતિ દર્પણ' કાવ્ય "મન ટેક વિવેક ન એક રહ્યો, ઊછળે નહીં રક્ત કદી!" કહી વેદના રજૂ કરે છે. પારતંત્ર્યની વ્યથા 'રત્નહરણ' કાવ્યમાં રૂપકશૈલીમાં પ્રગટ કરાય છે. 'અનન્યભારત'ની ઉત્તેજક મનોહર પંક્તિઓ આ રહી-

"જ્યાં ઋષિજીવનનાં નક્ષત્ર અચળ ઝળહળતાં,
જ્યાં નવજીવનના અમી યુગે યુગ મળતાં,
જ્યાં વર્ષા ભક્તિરસનીર ગંગ શું ભળતા,
જે સજાય ઉર ધનથી રે.
તું તવાય નિજ તનથી રે .."

'પ્રકાશના પગલાં'માં જ "દે હાક, અને ખૂણેખૂણેથી ધસશું હારોહાર, હો ભારતમાત, પુકાર!" જેવો ચિરંજીવ નાદ છે. "દુર્જને ન્હાતાં ફિતુર ગણાતું, દુર્જને ન્હાતાં-પાપી" એ કવિ માટેની દશા વિચારતાં જ કવિને "ભડકા ભડભડે હો!" એવી દર્દીલી ચીસ પાડવી પડે છે. "આજ તો શૂરનું છે કામ" કહેતા કવિ તેથી જ "આપણે ભારતપુત્ર તમામ" કહીને, આહ્વાનવાણી ઉચ્ચારે છે, "ધરા ડોલશે, જ્યાં ઊછળશે સાઠ ક્રોડ એમ હાથ!" બીટનબંધુને રણજંગે સહકાર આપવાનું ય ક્યાંક કવિ કહે, તો એ કાળબળ જ ગણાય.

સુરુચિ, ઇતિહાસગૌરવ, વેદના, પડકાર, શૂરાતન, બધું આ વીર રાષ્ટ્રીય કાવ્યોમાં ઝળહળે છે. ભાવલક્ષી લયછટા, સરળ ગતિની રચના અને પ્રેરક ચિત્રાંકન એમાં છે. તે સાથે કૃત્રિમ, કઢંગી પ્રાસકારીગરી ('ભારતમાતાને ભૂલતો મા!' ગીતમાં કે બીજે વળી 'જૈવા'ના મેળ માટે 'સ્વદેશ પપૈયા' જેવો પ્રયોગ!) અને અરસિક વા અનુચિત ઉપમાન યોજના પણ છે. તો પણ ૧૯૧૧ માં બ્હાર પડતા આ સંગ્રહમાં જોમ, ઊંડાણ અને વિશુદ્ધિ પ્રગટ કરતી કવિની દેશભક્તિ પ્રબલ લાગણીનો ટંકાર સંભળાવે છે જ.

'રાષ્ટ્રિકા' ખબરદારનો વધુ મહત્ત્વનો રાષ્ટ્રકાવ્યોનો સમુચ્ચય છે. એમની અભિનવ પદરચનાઓનું તાલબદ્ધપણું અને ભાવાર્થ સૂચકપણું અહીં કેટલીક કૃતિઓમાં દૃષ્ટિગોચર થશે. ૭૨ કાવ્યોમાં ગુજરાત, કથાનક, અંજલિ, ભારતપુત્ર, દેશદશા, પ્રોત્સાહન, કર્તવ્ય અને સંગ્રહ નામે કવિએ વિભાગો આપ્યા છે. સ્વત્વગૌરવ, આત્મપરીક્ષણ, યુયુત્સાનાદ, ઉદ્‌બોધન, સ્તવન એમ વિવિધ રૂપે આ સંગ્રહનાં કાવ્યો ધ્યાન ખેંચે છે. પ્રો. પાઠકે આપણા જમાનાના વાતાવરણનો ઉત્સાહ તેમાં ચિરંજીવ થયેલો જોયો છે. કવિશ્રીએ અહીં નોંધ્યું છે, "મારી કવિતાના રચનાના પ્રારંભકાળથી જ આ રાષ્ટ્રકાવ્યોની પ્રેરણા મને થતી આવી છે, ને વખત જતાં તે સારી પેઠે ફૂલી ને ફાલી છે." 'હલદીઘાટનું યુદ્ધ' કે 'સદાકાળ ગુજરાત' કે 'માની હાક' જેવાં કાવ્યો આપણા સાહિત્યમાં શૌર્ય, દેશદાઝ અને પ્રોત્સાહનપ્રેરણાનાં ગીતો લેખે કદી વીસરાશે નહીં એમની વાણીમાં

જે ભરતીનો અનુભવ થાય છે, અને એમની લયપસંદગી અને રજૂઆતમાં, વાતાવરણને પ્રાણભર્યું બનાવતું જે બળ જણાય છે, તે ખબરદારની આવી કાવ્યરચનાઓ પરની હથોટી દર્શાવે છે.

"તુજને જીવનભર મેં ચાહી," "જય જય કરવા તારી જગતમાં, અર્પણ કરિયે જાત!", "મુખી પડ્યા કે હઠ્યા પછાડી? ધસો ધજા લો હાથ ઉપાડી, ફરકાવ્યા જાઓ ધૂનભેર; ધર્મભાર શૂરો જ વહે એ, એક પડે ત્યાં ઊઠે તેર! હો ગુજરાત, હો ગુજરાત!", "રણશીંગાં ફુંકાય ફરી આ: કર્મવીર! હઠશો નવ લેશ!", "મરવું તો શૂરાને ગરવું, કાયર ખોળે ઘરના ગોખ!", જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મહોલાત", કે "કાયર, ડરકણ, બીકણ બીરુ: હાકે ધ્રૂજતાં જેનાં હાડ; નબળા, ઢીલા, પોચા, જડસા, સહેજે તૂટે જેની નાડ; એવા સૌમાં જે બોલાતા, એવા પુત્ર તણી જે માતા, તેણે એ પુત્રોની સાથે કેવી પ્રથમ પડાવી ત્રાડ? કોણે કીધી પ્રાણ-બિછાત?—સૌની પહેલી ગુજરાત!" જેવી ચોટીલી યાદગાર પંક્તિઓથી સભર ગુજરાતનાં ગીતોનો ગુચ્છ સમગ્રતયા કવિની અસાધારણ સિદ્ધિ છે. ભવ્ય ભાવનાઓ, ઉત્સાહભર્યા ઉદ્ગારો, વિશુદ્ધ અચલ ધ્યેયનિષ્ઠા, અને વિશાળ દૃષ્ટિ સાથે અહીં ગુજરાતની પ્રકૃતિ, વિશિષ્ટ સંસ્કારશોભા અને તવારીખ વ્યક્ત થાય છે. કવિત્વને સફળ કરે એવી અસ્ખલિત ચિત્રણા અહીં મળે છે. દીર્ઘસૂત્રીપણું ન હોત તો અને ક્યાંક ડોકાતી પ્રાસની અસ્વાભાવિકતા ટળાઈ હોત તો આ ગુચ્છ વધુ સુભગ નીવડ્યો હોત.

'હલદીઘાટનું યુદ્ધ' ગુજરાતનું લાડીલું 'શૂરા બાવીસ હજાર'નું અમર યુદ્ધગીત છે. એની વેગીલી છટાવાળી લયરચના, એમાનાં ખંડેખંડનાં પ્રાણધબકતાં શબ્દચિત્રો, એમાંની વીર કરુણ અદ્ભુતની જમાવટ, વાતાવરણને ઉપાડતી શબ્દરચના અને ઇતિહાસપ્રસંગને સ્પષ્ટ સુરેખ ચીતરતી કલ્પનાશક્તિ, આ યુદ્ધગીતની સંપત્તિ છે. "ચાલો હલદીઘાટે"નો કવિપુકાર જાણે આપણા ચિત્તમાં પડઘો પાડ્યે જ રાખે છે. "ધડધડ થાય ધડાકા, ખૂબ તોપતણા ચોપાસ; કડકડ તૂટી પડતું, નીચે આવે આકાશ!" કવિની કલમ કેવી સ્વાભાવિક ઝડપથી ધબકે છે? 'વીર બાળક બાદલ'માં પણ રોમાંચક ઇતિહાસકથાનક આકર્ષક રીતે મૂર્ત થયું છે. જુસ્સાભર્યું 'ટ્રાન્સવાલમાં ત્રાસ'વાળું કાવ્ય પણ નિરૂપણ અને વસ્તુની દૃષ્ટિએ ગુજરાતી કવિતાનું વિશિષ્ટ કાવ્ય બને એમ છે.

દેશભક્ત કર્મવીરો દાદાભાઈ, ફિરોજશાહ, શ્રદ્ધાનંદ, ગાંધીજી આદિ, કવિસાહિત્યકારો મલબારી, નર્મદ, હાજીમહમદ, કાન્ત, કલાપી, નાનાલાલ, ગોવર્ધનરામ દિ અને ગુરુ જાલભાઈ બરડાને અંજલિ અર્પતા ગુચ્છમાં કવિનો ગુણગ્રાહી ભાવ અને એમની વર્ણનાત્મક શૈલી જણાશે. ક્યારેક એમાં કલ્પના પણ ખીલી ઊઠે છે. "એ ગાંધી સંત સુજાણ"ના કેટલાક ખંડો તો ઊંચા કવિત્વથી સ્મરણીય નીવડે એવા થાય છે. કવિ ગાંધીજીના વીરત્વને અને ઉદાત્ત ચારિત્ર્યને સમુચિત અર્ઘ્ય અર્પે છે:

# ગુજરાતનો રાષ્ટ્રીય શૌર્યકવિ

પ્રા. હસિત હ. બૂચ

કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર પારસી કોમમાં જન્મ્યા, અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી જ ભણ્યા, ત્રણેક દાયકા ગુજરાતથી દૂર મદ્રાસમાં વસ્યા, ત્યાંય વ્યવસાય રહ્યો વેપારીનો, વગેરે પ્રતિકૂળ ગણાય એવા સંજોગોને કારણે નહીં, પણ એમની સનિષ્ઠ સતતવાહી સ્વાભાવિક અને સૌન્દર્યાનુરાગી કાવ્યસેવાને કારણે જ અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં પ્રતિષ્ઠા અને શિક્ષિત સમાજમાં લોકપ્રિયતા વર્યા છે. નવલકથાક્ષેત્રે રમણલાલ વસંતલાલ દેસાઈ અને કવિતાક્ષેત્રે કવિ ખબરદાર, ગુણવત્તા અને મર્યાદાની દૃષ્ટિએ પણ સાથે યાદ આવે એમ છે. બન્નેની ભાષા સરળ શિષ્ટ મનોહર, ઉભયનું વલણ સમકાલીન વાતાવરણને સોત્સાહ ઝીલવાનું–યુગલક્ષી, તો દોષની હદે ય જઈ શકતો બેઉનો વાચ્યાર્થ-વિસ્તારશોખ પણ ખરો જ. શ્રી રમણલાલની કટાક્ષકલા ખબરદારમાં લગભગ નહીં જ. એ બેઉ વચ્ચેનો કેટલોક સાહિત્યિક ભેદ તો એમને હસ્તગત સાહિત્યસ્વરૂપોના ભેદને કારણે પણ છે. એ જ કારણે કદાચ બન્નેના વાચકસમૂહના પ્રમાણ અને પ્રકારમાં ભેદ રહ્યો અને રહે પણ ખરો।

પેઢીઓ પર્યન્ત પ્રજા સંભારે, પ્રસંગે પ્રસંગે યાદ કરે, એવી એકાદ-બે પંક્તિઓ લખી જનારી કલમ પણ ભારે ખુશનસીબ કહેવાય. કવિ ખબરદારની કેટલીક પંક્તિઓ પર એ સદ્ભાગ્યની વર્ષા થઈ છે. એમની કવિતાના બહિરંતર અંગોની સમીક્ષા કરતાં સહૃદય કાવ્યજ્ઞોએ એની ક્ષતિઓ પણ બતાવી છે જ. એ કવિતાની સરળતા ભવરચાનોથી વેગળી જ ગઈ હોય એવું હંમેશાં બન્યું ય નથી, એની પ્રયોગપ્રીતિ ક્વચિત્ ક્વચિત્ રૂઢિપરસ્તી જ થઈ જાય છે, કૃત્રિમતા, શિથિલતા, એકવિધતા કે રસવિમુખતા એમાં અનુભવાયે ખરી, તો યે ગુજરાતી કવિતામાં એનું સમગ્રતયા મૂલ્ય માન પ્રેરે એવું છે એમાં શક નથી. ઈ. સ. ૧૮૯૫ માં 'પારસી મુગ્ધ કવિ' તરીકે જણાતો અરદેશર ક્રમેક્રમે ગુજરાતી કાવ્યક્ષેત્રનો એક યશસ્વી કવિ બને છે. "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત" કે "ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત" જેવી પંક્તિઓ આપનાર કવિને ગુજરાત ક્યારેય કેમ ભૂલે! ચીનમાં બાળકો કવિ ઉમાશંકરને ઘેરી વળીને કંઈક ગાવાનો આગ્રહ કરે છે ત્યારે એમને કંઠેથી પણ ખબરદારની પંક્તિઓ વહેતી થાય છે "અમે હિન્દી, હિન્દી, હિન્દી, છે હિન્દ અમારે દેશ!'

કવિ ખબરદારના વિપુલ કાવ્યપ્રવાહમાં એમની શૌર્ય અને દેશભક્તિથી ઉર્જ્વલ અને ઊછળતી રચનાઓનું સ્થાન સર્વોપરી છે. દલપતરામ, નર્મદ, હરિલાલ ધ્રુવ કે ન્હાનાલાલ કરતાંય વધુ પ્રમાણમાં અને વધુ હૃદયસ્પર્શી રાષ્ટ્રીય વીર કવિતા ખબરદારે આપી છે. આવાં કાવ્યોની ચોટ પરત્વે તો મેઘાણી જ એમની નજીક આવે "ગુજરાતને રાષ્ટ્રભાવપોષક કાવ્યોના એમની પેઢીના તો ઉત્તમ આપનાર" (શ્રી. વિજયરાય વૈદ્ય), કે એમની "કાવ્યપ્રવૃત્તિનું સૌથી વિશેષ તેજસ્વી પાસું" (શ્રી. સુન્દરમ્) એ પ્રકારે એમનાં આવાં કાવ્યોની અનન્યતા બતાવાઇ છે એ યથાર્થ છે 'દર્શનિકા,' 'ભજનિકા,' કે 'કલિકા' જેવી રચનાઓ રોચક છે, પણ ખબરદારનાં રાષ્ટ્રીય કાવ્યો લાંબા સમય સુધી વ્યાપક ભાવકવર્ગને આકર્ષે એવાં છે. એનું ઓજસ્ અને એની પ્રૌઢ સ્ફૂર્તિ ઊંચી ભૂમિકાનાં છે. કવિની શક્તિ અહીં જ એના સ્વભાવિક ઉછાળાથી અને છટાથી ખીલે છે.

'ભારતનો ટંકાર' (૧૯૧૯), 'રાષ્ટ્રિકા' (૧૯૪૦) અને 'ગાંધી બાપુનો પવાડો' (૧૯૪૮) એ ત્રણ કૃતિઓ ખબરદારની વીર રાષ્ટ્રીય કવિતાની પ્રતિનિધિ છે. એમાં 'રાષ્ટ્રિકા' સૌથી વધુ સત્ત્વશાળી છે. રાષ્ટ્રસ્તવ, દેશદશાવર્ણન, આહ્વાન, ઉદ્‌બોધન, શ્રદ્ધા, ઉત્સાહ, ભક્તિ, એમ વિવિધ ભાવનિરૂપણ એમાં છે. દેશની કરજીયાત ફકીરી' જોઇ એમનું હૃદય રડે છે, પણ એ વિલાપ કરતાં એમની કવિત્વસિદ્ધિ તો છે આત્મગૌરવ અને ઉત્સાહનું વાતાવરણ જીવન્ત કરવામાં. સ્વાર્પણ, અભય અને કર્તવ્યનિષ્ઠાની જોસીલી વાણીમાં યાદ આપતી કવિવાણી નિશ્ચય અને સંપ ઉદ્‌બોધતી ઇતિહાસનાં પાનાંને ય સજીવ બનાવે છે. વ્યથાઉદ્‌ગાર કરતાં ઉત્સાહનું ગાન-ગર્જન કવિને વિશેષ ફાવે છે. ગુજરાત અને ભારત પ્રત્યેનો એમનો ભક્તિભાવ ઉત્કટ છે એવો જ વિશુદ્ધ છે, એની પ્રતીતિ આપતી એ કવિતા છે.

સ્વપ્ન, મનન, ગુંજન અને ગર્જનના ચાર ગુચ્છોના સંગ્રહ રૂપ 'ભારતનો ટંકાર' આપણે પ્રથમ વિચારીએ. એનાં ૨૭ કાવ્યોમાં 'સ્વપ્ન', 'રત્નહરણ', 'પ્રકાશનાં પગલાં', 'ભારતનો વિજય ધ્વજ', 'શંખનાદ', એ કવિની શક્તિ સૂચવે છે 'સ્વપ્ન' આરંભે ને અંતે પ્રકૃતિવર્ણનની સુરેખતાથી કલાત્મક ઐક્ય સિદ્ધ કરતું કાવ્ય છે.

"આજ બધે અંધાર વહી આ પથરાયો, ઉર છાયો;
તારા પણ સહુ ઝુમાતા કંઇ પલકારી, નિશ સારી;
આભ રહ્યો મુજ ઊંડું તમ માપી, નભ વ્યાપી,"

શિખરે શિખરે, કુહરે કુહરે જેમની શુદ્ધ રાખ પડી છે એવા, પડછાયા રૂપે દૃષ્ટિસંમુખ તરવરતા ભારતના ગત વીરોની ઉદ્દીપક યાદે કવિવાણી નિશ્ચય ઉચ્ચારે છે, "અમ કમ્મર કસીએ તંગ, અમ નસમા ભારત વહે છે, અમ રૂધિરે ભારતરંગ!" કાવ્યને અંતે ધીમે ધીમે આંખ ખોલતી ઉષા કુસુમોને રૂપેરી ચુમ્બન કરે છે અને તેની ફીકીના હાસ્ય બધે છવાય છે એવા વર્ણનમાં કવિ આશાદોર ગૂંથી દે છે, 'નવજીવનની લહરીઓ અહીં વાશે, નવ આશે."

"જગના પાપ ઉઠાવ્યાં માથે, જગ પર ઢોળ્યા અમૃત હાથે;
અર્ધઉઘાડા અંગે છૂપી ઢાંકયો ધ્રુજતો દલિત સમાજ;"

અથવા,

"હાલ્યાં ચેતન મૃત મટીમાં, ફાલ્યાં જડ હૃદયોથી ફૂલ,
હિમઢગલેથી ભડકા ઊઠયા, ઝબકી સોનારજ ભર ધૂળ;
પથ્થરની પ્રતિમા ત્યાં ચાલી, ફૂટી મૃગજળમાં પણ ડાળી,
જનજનના મનમાં નવરંગે પાછી ઊગી આશ - અતુલ;
એવી વતી કોની આણ!... એ ગાંધી સંત સુજાણ"

નામદચરિત્ર નિરૂપતી કવિની આ પંક્તિઓ જુઓ: 'ગુણવંતી ગુજરાતે નર્મદ, નર્મદથી ગરવી ગુજરાત!" અને "એની નાનમ ગઈ વપુ સાથે; એની મોટપ આપણ માટ!' અંજલિકાવ્યોમાંના ઘણાંખરાં ખબરદારનાં સફળ કાવ્યો છે. મૃત્યુ વિષેનો મંગલ વિચાર, વીરત્વનું ઉદાત્ત ગાન, હૃદયની આર્દ્રતા અને અસ્ખલિત વાણી, આ કાવ્યોમાં સારા પ્રમાણમાં વરતાય છે.

'અમે ભરતભૂમિના પુત્રો' ગીતમાં વાણી, લય અને ભાવનો વેગીલો ઉત્સાહ સ્પષ્ટ છે. 'ભરતભૂમિનું જયગીત' લાવણી દેશાભિમાનની જ્વાલાથી પ્રદીપ્ત છે. એનો ગનગનતો શૌર્યધ્વનિ આકર્ષક છે. "ભરતભૂમિના ચર પુત્ર તે રથા અમે શું રડી રડી!" જેવો એનો લલકાર દંડોળનારો છે. તે પછીનો દેશદશા વર્ણવતો ગુર્જ કવિની શક્તિની સાચી પ્રતીતિ કરાવે એવો નથી. "જુગજુગના દબાયા ભાવો સિંધુ શા ઉછાળા નાખે" જેવી કોઈક જ પંક્તિ ધ્યાન ખેંચે. પ્રોત્સાહનનાં ગીતોના ગુચ્છમાં લાવણી 'દેવીનું ખપ્પર' વેધક રહેલ પાડે છે. "ભર ભર મારું ખપ્પર ભેધા" પુકારતી "જુગજુગની પ્યાસી" ભારત મૈયાના ખપ્પરમાં શિર કાપીને ધરવાનો કવિઆદેશ છે. 'દમણગંગા' આ ગુચ્છમાં શા માટે?

ભારતની આંખમાં નવચેતન જોતા કવિ નવયુગનું વ્હાણું વિધિનું વ્હાયું છે, માટે 'પા લ્યો પ્રાણકટોરા"નો આદેશ સંભળાવે છે. 'જાગે તેનાં છે અજવાળાં" એ સત્ય કવિ યાદ આપે છે. અનાયુધ યુદ્ધનો નવો સરદાર કવિ બિરદાવે છે. દેશનો જવાંમર્દ ફાટી આંખે પોતાની ડોકજેતી જોયા કરે એ ન સહી શક્તા કવિ "મૂછે હાથ દઈ ઠેકીને ઝટ પૂરી દો ખાઈ!" સમી હાકલ પણ ગજાવે છે, કારણ "પાંચાલીનાં ચીર છૂટે ત્યાં "ટૂં-ટું ની રાહ-મર્યત ન જ હોય. પૂર્વનાં "સેન ચાર્યાં" એ અનુવાદ ઢાળમાં "સતનાં વાર્યાં વહાવ્યાં" ગાતા કવિ શ્રીદનને ય કહે છે:

"પૂર્વ ને પશ્ચિમ છેડા એ બાંધી સાંકળિયું આકાશ,
આવ રે, સ્નેહે બંધાઇને પૂરિયે જગબંધુત્વની આશ!"

દમનની લાઠી જ ભારતધ્વજની કાઠી થવાની છે એ ખુમારી સેવતા કવિ ભૂતનાં સ્વપ્ન મોંઘાં હોય, ભાવિ મીઠું હોય, એ ભલે, પણ યાદ આપે છે જ, "આજ તણાં કર્તવ્યો કેમ કરે અણદીઠાં!" ભારતની પત જાળવવા પ્રેરતા કવિ તારાઓના પંથ અંધારા જ હોય છે એમ કહે છે. પ્રસ્થાનનો નાદ જગાડતી આ પંક્તિ, "જેને ડગલાં ભરવાં વાટે; તેને ભાર કશા નિજ સ્કંધ? કે "જાગે તેનાં છે અજવાળાં, નહિ તેનાં અંધારાં; ઘંટા વાગે: અંતર જાગે: ધનધન થયાં સવારાં" જેવી પંક્તિ યાદ રહે તેમ છે.

'ગાંધી બાપુનો પવાડો' એમની આ કોટિની ત્રીજી કૃતિ છે. એ રચાયો છે "જનલોકને માટે." ગાંધીજી માટે, "જ્યાં જ્યાં પુનિત પગલાં એનાં પરવર્યાં, ત્યાં ત્યાં કરતાં કથીરનુ હેમ, એવો એનો પ્રેમ!" જેવાં સાદાં સુભગ ચિત્રો એમાં છે. મહાત્માજીના જીવન–સંદેશ–મૃત્યુને અહીં કવિ આમભોગ્ય રૂપે આલેખવા પ્રયત્નશીલ છે. એમાં કલાત્મક નિરૂપણ મોટે ભાગે દેખાતું નથી અને ક્યારેક ગદ્યાળવી અરમણીયતા પણ તેમાં છે. કવિનાં બીજાં શિષ્ટ કાવ્યો ગાંધીજીનું જે વ્યક્તિત્વનિરૂપણ સાધે છે તે જોતાં, આ પ્રયત્ન નબળો જ લાગશે. કિશોર પ્રૌઢસમુદાય માટે આ કૃતિ ઉપયોગી અવશ્ય મણાય

કવિ શ્રી ખબરદારની કવિતામાં આપણી રાષ્ટ્રીય કવિતામાં ગાંધીયુગના નવ કવિઓમાં જણાય છે તેવી દલિતદીન પીડિતની કારમી ચિત્રણા યા આર્થિક સંઘર્ષનો વલોવી નાખતો કે પ્રકોપઝરતો ઘેરો ઉદ્‌ગાર નથી. ગાંધીયુગનાં આંદોલનોનું ઉદાત્ત ગરવું તેજોમય પાસું તેમાં વધુ પ્રગટ થયું છે. એમ લાગે જાણે, કે મહાત્માજીના પુણ્ય પ્રભાપૂર્ણ વ્યક્તિત્વથી આકર્ષાઇને કવિ એ યુગનું ઉત્સાહથી ગાન ગાય છે. ગાંધીજીની સત્ય–અહિંસા–પ્રેમની ભાવના કવિને આકર્ષે છે. "નવજુગના નવમોહનનો બોલ" એ ઝીલે છે. "વિશ્વ સકળ ઝબકારી રહી આ ભારત યજ્ઞની જવાળા" રૂપે ગાંધીમાંઆ વિશુદ્ધ સંગ્રામનું એ ગીત ગાય છે. પરંતુ એમની મનોસૃષ્ટિમાં મધ્યકાલીન રાજપૂતી શૌર્યનાં ઝળહળતાં ચિત્રો જ વધુ ઊઠાવ પામતાં જણાય છે. એમની એવી કવિતા અજબ વાતાવરણ રચી દે છે. નરસિંહરાવમાં સામાજિક વૈષમ્ય પરત્વે, કે મેઘાણી–સુન્દરમ્–ઉમાશંકર આદિમાં આર્થિક સંઘર્ષ અંગે જે ઉગ્ર રેખાનાં મંથનચિત્રો કે ઉદ્‌ગાર વચનો જોવા મળશે, તે શ્રી ખબરદારની કવિતામાં લગભગ નથી. એમની રાષ્ટ્રીય વીર કવિતા શ્રી. નાનાલાલની એવી કવિતાની યાદ પ્રેરે છે. ઉત્સાહ, જુસ્સો અને ઉદ્‌બોધન શ્રી. ખબરદારને ફાળે છે. શ્રી નાનાલાલ સમૃદ્ધ નિરૂપણ છતાં આટલી સ્વાભાવિકતા મૂર્ત કરી શકતા નથી. કોઇ પણ પ્રજા ગૌરવ લે એવી સરળતા અને તેજસ્વિતા શ્રી. ખબરદારની શૌર્ય-દેશભક્તિની કવિતામાં ઠીક ઠીક સધાઇ છે.

વિપુલતાને કારણે પુનરુક્તિ, એકવિધતા, શિથિલતા કે પથરાટ અને નીરસ, અણોચિત, કૃત્રિમ રચના ઉપરાંત ક્વચિત્ ઔચિત્યભંગ સૂચવતી કલ્પના જેવી ક્ષતિઓ થી, ખબરદારની આ પ્રકારની કવિતામાં છે; પરંતુ એ ક્ષતિઓની ય ઉપરવટ થઈને વધારવી નીવડે એવી ગુણસંપત્તિ એમાં વધુ છે. પ્રબલ લાગણી મર્મવેધક બની ઓજસ્ભરી કોમળતા સાધતી હોય એવી એમાં પંક્તિઓ અને સળંગ કૃતિઓ પણ મળે છે. પ્રાસાદિક ભેંસાશી વ.ની, સર્વત્ર સાવ અપૂર્વ નહીં છતાં નવીન કલેવર ધારતા લય પ્રવાહના ચમત્કારિક અર્થવાહી વેગવળાંક, ભાવનાનો સળંગ પથરાયેલો સાત્ત્વિક પરિમલ, કવિહૃદયની ઊંડી લાગણીનો નિખાલસ રણકાર અને વાતાવરણ સર્જતી સાહજિક કલ્પનાની વચ્ચે વચ્ચે જણાતી સુભગ વિદ્યુલ્લીલા આ રાષ્ટ્રીય વીર કવિતાને આપણા સાહિત્યમાં અને લોકહૃદયમાં પણ ઉચ્ચ સ્થાને સ્થાપે છે. ગુજરાતનાં પ્રેમનાં સ્તોત્ર તો ખુમારી ઉન્નતતા ધારે છે. ગુજરાતને રાષ્ટ્રીય કવિતાની અમૂલખ ભેટ આ કવિ દ્વારા સાંપડી છે. ગુજરાતી ભાષાનું અને કવિતાનું ઓજસ્ એમાં પ્રગટ્યું છે. ગુજરાત કવિ ખબરદારનું ઋણી જ બની છે.

કવિશ્રી ખબરદારકૃત અપ્રસિદ્ધ નાટક

# "મનુરાજ"

પ્રા૦ અનંતરાય મ. રાવળ

પરમાત્માનું શ્રેષ્ઠ સર્જન જે મનુષ્ય, જેને પરમાત્માએ પોતાની મંગલમયી યોજનામાં ઉત્તમ હેતુ સારવા માટે નિર્માણ કરેલ છે, તે કેટલીક વાર ચાહીને અને ઘણી વાર તો એને પોતાને ય ખબર ન પડે એમ પાપ, પ્રલોભન, વિકાર ઇત્યાદિમાં કેમ પડી જતો હશે એ વિષમ કોયડો હજારો વર્ષોથી સંતમહાત્માઓને અને આધ્યાત્મિક સૂક્ષ્મ વૃત્તિવાળા કવિઓ અને વિચારકોને મુંઝવતો રહ્યો છે. Paradise Lost, Faust, Pilgrim's Progress, પ્રબોધચંદ્રોદય, 'વિવેક વણઝારો', 'જિવરાજ શેઠની મુસાફરી' આદિ પરદેશી તેમ જ દેશી સાહિત્યમાંના ગ્રંથો આ કોયડાને તેના લેખકો જે રીતે સમજ્યા છે તે રીતે રજૂ કરવાના તેમના પ્રયત્નો મૂર્ત કરે છે. આ 'મનુરાજ' પણ એવી જ રૂપક ગ્રંથિ (allegory)ની પદ્ધતિએ મનુષ્યના પતન અને ઉદ્ધારના જીવનના Fundamental મૂલભૂત પ્રશ્નની આસપાસ ગૂંથાએલું નાટક છે. કવિશ્રી ખબરદારની ધાર્મિકતા અને અધ્યાત્મપરાયણ વૃત્તિનું દર્શન એમનાં કેટલાંક છૂટક કાવ્યો અને 'ભજનિકા' – 'કલ્યાણિકા' અને 'દર્શનિકા' એ કાવ્યગ્રંથોમાં જેમણે કર્યું હશે તેમને આ મહાવિષયને સ્પર્શવા – છણવાનો તેમનો અધિકાર તો સમજાઇ જશે જ. એમની એ વૃત્તિના ઉત્તરોત્તર થતા રહેલા વિકાસનું શિખર અહીં છે એમ પણ સમજાઇ જશે.

નાટકના વસ્તુની વ્યવસ્થા તેના વિષયનિરૂપણને સમજાવી દે તેવી છે. પહેલા અંકમાં દિવ્યમંડળ પ્રભુસર્જ્યા માનવનો મહિમા ગાતું હોય છે ત્યાં અહિમન (=માર, કળિ, સેતાન, વૃત્ર ..) ત્યાં આવી એ મનુરાજનું પોતાના પ્રભાવથી પતન કરવાનું બીડું ઝડપે છે. બીજા અંકમાં મનુરાજ પોતાના ઠાકોર સાહેબનું કાર્ય કરવા શિલાગઢ ઘોડા લેવા જાય છે એ હકીકત કહી કવિ બતાવે છે કે અહિમને પોતે કરેલા પડકારને પાળવા પ્રવૃત્તિ આરંભી દીધી હોય છે, ને એનો દાવ સફળ થતો હોય છે. મનુરાજ માર્ગ ભૂલી, મોહિનીના આકર્ષણમાં પડી છંદપુરીના મેળામાં સર્વસ્વ ગુમાવી બેસે છે. છતાં પોતાનો આત્મા એણે નથી ગુમાવ્યો અને મેનાનું ગીત (અંતરાત્માનો સાદ) એ સાંભળી શકે છે એટલા પૂરતો એના ભાવિ ઉદ્ધાર માટેનો સંભવ મોકળો રહ્યો છે. ત્રીજા અંકમાં અહિમનપ્રેરી આસુરી સૃષ્ટિથી પીડા પામી મનુરાજ આત્મહત્યા કરવા પ્રેરાય છે, પણ ત્યાં પ્રજ્ઞા કે ડહાપણનું સ્વરૂપ સાગર એને બચાવે છે. ચોથા અંકમાં અંધકારનું છેદન અને ચેતનની શુદ્ધિ થાય છે અને મનુરાજનો ઉદ્ધાર થાય છે.

પાંચમા અંકમાં કવિએ પરમાત્માની સર્જનયોજનાનો મર્મ સમજાવવા સફળ પ્રયત્ન કર્યો છે અને પુણ્યની સાથે પાપને ય કેમ પરમાત્માની યોજનામાં સ્થાન મળ્યું છે એ કોયડાનો પોતાને લાધેલો ઉકેલ કવિ ત્યાં આપે છે.

આખું ય નાટક રૂપકાત્મક છે એ વાંચનારને વગર કહ્યે સમજાઇ જાય તેમ છે. એમાં હૃદયની સદ્ અને અસદ્ વૃત્તિઓને દિવ્યમંડળ ને તમોમંડળ કહી, પાપભાવનાને અહિમન કહેવામાં આવેલ છે. મનુરાજ જે કર્માનુબંધી સુખ – દુઃખ ભોગવતો જીવન-યાત્રાનો પથ કાપતો જીવાત્મા છે, તે પ્રભુએ તેને સોંપેલ કાર્યની–જીવનહેતુની–બજાવણી કરતાં વચમાં વિકાર-વાસના પ્રલોભનમાં પડી માર્ગભ્રષ્ટ બને છે એ અહીં સારી રીતે બતાવાયું છે. આથી ગુણ–દુર્ગુણ, શુભ ને વિકારી વૃત્તિઓ ને વાસનાઓ અહીં માનવી પાત્રો બની જઇ અમૂર્તનું મૂર્તિવિધાન (abstractનું concrete) કરે છે. કવિને કેટલીક વાસ્તવિકતારુપથી વિગતો મૂકવી પડી છે તે આ હેતુ સાધવા જ. હવે abstract ને concrete કરતાં કેટલે અંશે બધી જ concrete બાબતો abstract ભાવનાને સુસંગત નથી રહી શકતી અથવા રહે છે તે જોવાનું- કાર્ય વાચકો પોતાની મેળે કરી લે એ ઇષ્ટ છે.

આ નાટક આખુંય ગટેના *Faust*ની નાટ્યશૈલીનું સ્મરણ કરાવે એવું છે–ચિંતનપ્રધાન ને ભાવનાપ્રધાન. (જાણે તત્વચિંતનનું કાવ્ય 'દર્શનિકા' લખ્યા પછી તત્વચિંતનનું નાટક અહીં ખબરદાર લખવા બેઠા!). બીજી દૃષ્ટિએ, ગુજરાતી નાટકોમાં કવિશ્રી ન્હાનાલાલનાં ભાવનાપ્રધાન નાટકોની પદ્ધતિનું પણ આ ગણાશે. કવિ ન્હાનાલાલનાં નાટકો ભાવનાપ્રધાન, સંવાદો ડોલનશૈલીમાં ને વચમાં કાવ્યો–ગીતો, તેમ અહીં વિષય ભાવનાપ્રધાન, સંવાદો અખંડ પદ્યમાં ને વચમાં ગીતો. કવિનું લક્ષ જેટલું પોતાના કથયિતવ્ય પર છે એટલું સ્વાભાવિક રીતે જ વસ્તુની અટપટી ગૂંથણી, પાત્રવિધાન ને એવીતેવી બાબતો પર ન હોય. છતાં વસ્તુસંવિધાન ને પાત્રાલેખનમાં ક્યાંય કવિએ ખામી કહીએ, એવી ઊણપ બતાવી નથી. પણ નાટકનું આ સ્વરૂપ જોતાં એ તો સ્પષ્ટ દેખાઇ આવે છે કે દૃશ્ય નાટક પાસે રખાતી અપેક્ષાઓ આની પાસે રખાય નહિ. દૃશ્યતાની બાબતમાં કવિ ન્હાનાલાલનાં નાટકોને માટે જે કંઇ કહેવાય તે આને પણ લાગુ પડશે.

નાટકનાં પાત્રોના સંવાદ માટે શેક્સપીયરનાં અંગ્રેજી નાટકોની *Blank Verse*ની માફક, તેમ જ કવિ ન્હાનાલાલની ડોલનશૈલી માફક, અહીં અખંડ પદ્યનો ઉપયોગ થયો છે. સળંગ, અખંડ, પ્રવાહી પદ્યરચના માટે સૌને કોઇ અનુકૂળ છંદની આવશ્યકતા સમજાઇ છે. તેમાં અનુષ્ટુપ, પૃથ્વી, અપદ્યાગદ્ય, વનવેલી, મુક્તધારાની સાથે આ પ્રયોગનેય ગણવાનો હક્ક આમાં પ્રધાનતત્વ એના નિયામક તત્ત્વ જેવું છે. વચમાં અવારનવાર આવતાં ગીતો કવિની કવિપ્રતિભાનું ઘણી વાર ઉત્તમ દર્શન કરાવી જાય તેવાં છે.

એવા રા. ખબરદારના આ ભાવનાપ્રધાન, રૂપકાત્મક, કાવ્યનાટકને સહૃદય બની સમજવાનો પ્રયત્ન આવશ્યક છે.*

*આ નાટક હજી અપ્રકટ છે–સં.

# ખબરદારનું તત્ત્વદર્શન

ડૉ. જનાર્દન પંડ્યા

કવિ ખબરદારનું માનસ 'વિલાસિકા' પછી ઉત્તરોત્તર ભક્તનું બનતું ગયું હતું. "કાળના પવન ખાતો, સહેતો, ઝોલા ખાતો છતાં સ્થિર, બ્રહ્માંડમાં નજર કરતો પરંતુ જીવનનાં જળ પી પી લીલોછમ રહેતો, ચોગમ સ્વાનુભવમાંથી જ સૌન્દર્ય ઉપજાવતો, સૌન્દર્યમાં રાચતો મહાવૃક્ષ જેવો એ કવિ છે.'[1] આ કવિની જીવન ઝાંખી બતાવી આપે છે કે કવિની વિલાસવૃત્તિ ધીરે ધીરે ઉદાત્ત અને ગંભીર બનતી ગઇ છે. આ ગંભીર અને ઉદાત્ત મનને મૂર્ત કરતું કાવ્ય "દર્શનિકા" છે. કવિ ખબરદારની દાર્શનિક દૃષ્ટિ માટે પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી લખે છે: 'વિલાસિકા' જેવામાં કિરતારની કળા નરી કલ્પનાની દૃષ્ટિમાં જોવાતી, હવે એ અખંડ અનુભવની વાત થઇ ગઇ છે. પોતાના પ્રત્યયની સ્થિરતા, મનુષ્યના ઉત્તરોત્તર ઉન્નત ભાવિ વિશે શ્રદ્ધા, અને તેથી ઉપજતી સ્વભવ્યતા ખબરદારનાં આ પ્રકારનાં કાવ્યોને કાવ્યો તરીકે મહાન બનાવે છે, અને ઉન્નત જીવન શોધતા, પડતા આખડતા, સૌ સંસારીઓમાં આશા પ્રેરે છે. દુઃખવાદી હોય, અજ્ઞેયવાદી હોય, નાસ્તિક હોય તેને પણ એ કવિતા, અનુભવની ને દૃઢ પ્રત્યયની રમણીયતા, ઘડીભર તો જુદી ભોમમાં લઇ જાય છે. "પ્રભુ સંભારે રે અમને પળપળે" એવા એકાદ સાદા વાક્યનું સ્વયંભૂપણું જ બતાવી દે છે કે તેમનાં કાવ્યોમાં દેખા દેતાં તત્ત્વદર્શન અને ભક્તિ આડંબર નથી પણ તેમના વાસ્તવિક અન્તર જીવનનો શબ્દ દ્વારા સાક્ષાત્કાર છે.

ખબરદારનો તત્ત્વદર્શી તેમ જ પ્રભુભક્તિનો કાવ્યવ્યાપાર (ગીતવ્યાપાર) 'ભજનિકા', 'કલ્યાણિકા' દર્શનિકા' તેમજ એમનાં ધર્મના મહાન ગ્રન્થ 'ગાથા'માં વિકાસ અને વિસ્તાર પામ્યો છે. 'ભજનિકા'ની પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં કવિ લખે છે "પ્રકૃતિ અને પુરુષની લીલાથી ઉદ્ભવેલું આ બ્રહ્માંડ ચાહે તેટલું વિશાળ અને અનંત હો, પણ મનુષ્ય તેને પોતાની આંખની કીકીમાં ને કલ્પનાના અણુમાં સમાવી દેવાની હામ ભીડે છે. એ લીલાનું સૌન્દર્ય સદાય તેને આકર્ષી રહ્યું છે. તત્ત્વજ્ઞાનીઓ અને વિજ્ઞાનીઓ પોતપોતાને માર્ગે એ સૌન્દર્યનું પૃથક્કરણ કરતા રહ્યા છે, ત્યારે કવિઓ એ સૌન્દર્યનાં ગાન કરતા કરતા તેનું રહસ્ય પોતાની કલ્પનાની અણીથી ઉકેલતા તેમાં પોતાના હૃદયભાવને અનેકવિધ રેડે છે."[2]

---

૧ કવિ ખબરદારની દાર્શનિક કવિતા—વિ. ર. ત્રિવેદી.

૨ ભજનિકા—ખબરદાર પૃ. ૯.

આ હૃદયના ભાવો 'ભજનિકા'માં કેવા રેડાયા છે તેનો થોડો રસાસ્વાદ ચાખીયે. 'ભજનિકા'માં કવિના હૃદયમાં ઉદ્‌ભવેલા ઊંડા ભક્તિભાવનું મંથન છે. તેમજ કવિ પોતે કહે છે તેમ એમના કેટલાક આધ્યાત્મિક અનુભવો એમાં સમાયેલા છે: 'વિલાસિકા' પછી કવિ ખબરદારનું માનસ ઉત્તરોત્તર ભક્તનું બનતું ગયું છે. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી લખે છે તેમ "કાળના પવન ખાતો, સહેતો, ઝોકા ખાતો છતાં સ્થિર, બ્રહ્માંડમાં નજર કરતો પરંતુ જીવનનાં જળ પી પી લીલોછમ રહેતો, ગોગમ સ્વાનુભવમાંથી જ સૌ દર્ય ઉપજાવતો, સૌન્દર્યમાં રાચતો મહાવૃક્ષ જેવો એ કવિ છે."૩

"ભજનિકા'માં "ભજ, મન", "દ્વાર" "હારી જાઉં રે", "પાંખડી", "મરજીવો", "કરુણા", "બંધન", "દીપ" "ચીનગારી", "દર્શન", "પ્રભુના ધબકારા", "અલખ ધન", "દિલની વાતો", "અંતરની જ્યોત", "સંતાકૂકડી", "સુરસદેશ"–આ ભજનોમાં કવિનો તત્ત્વ વિચાર, હૃદયનો મીઠો તેમજ ઊંડો ભક્તિભાવ ઊતર્યો છે.

ઇશ્વરના સ્મરણ વિના મન સુગંધ વિનાનાં ગુલાબ જેવું છે. પ્રભુનો પ્રેમ કે પ્રસાદના પમરાટ પામવા કવિ મનને દુઃખભંજન ભગવાનને ભજવાનું કહે છે. કવિ 'ભજ, મન'માં કહે છે.

આપ સુગંધ વિના ગુલ કેવું?
છે પ્રભુનામ વિના મન તેવું;
ગુલ સમ પ્રભુ પ્રભુ પમર સમર હું,
રજ રજ બન ગુલતાન,
ભજ, મન! દુઃખ ભંજન ભગવાન."

શૂન્યમાંથી જે આખા વિશ્વની ઉત્પત્તિ થઇ, અંધકારમાંથી ચેતન–તેજ પ્રગટ્યું અને બધે ઓંકારનો બ્રહ્મનાદ જાગ્યો–એ ઉત્પન્ન કરતી વિશ્વવિભૂતિનો પાર કોઇ પામી શકતો નથી. આ વિચાર "હારી જાઉં રે" માં નીચેની પંક્તિમાં કવિ બતાવે છે.

શૂન્ય વિશેથી વિશ્વ ઉઠાડ્યું,
તિમિર વિશેથી તેજ ઉગાડ્યું,
વારે પાડ્યું શબ્દ ફૂંકી ઓંકારના રે,
પામું પાર ના રે.

આ કાવ્યમાં એક તરફ પ્રભુના ગુણની અપારતા, અનંતતા અને બીજી તરફ એ ગુણ ગાનારની અતિપરિમિત શક્તિઓ–આ બે વચ્ચેનું અસાધારણ અંતર ભક્તાત્માને મૂંઝવે છે, અને થકવે છે–એ વિચાર મધ્યસ્થી છે.

૩ વિવેચના–પૃ. ૧૧૧–પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી.

'પાંખડી'માં કવિ પ્રભુને પોતાના અસ્થિર મનને સ્થિર કરવા, જગતના વાવાઝોડામાંથી ઉગારવા, જીવનનાં વિકટ પંથને કાપવા, પ્રભુની સહાયતા માટે, પ્રભુના કર માટે વિનવે છે.

ભક્ત હૃદયને, ભક્તિભીના કોઇ સંસ્કારી જીવને ઘડીભર પરમ તત્ત્વની ઝાંખી થઇ, પરમતત્ત્વનો અનુભવ થયો, પરમસત્યની ઓળખ થઇ એમ લાગે છે પણ એ દર્શન એટલું ક્ષણજીવી હોય છે કે જોતજોતામાં અલોપ થાય છે અને મનુષ્ય એને સંપૂર્ણ રીતે હૃદયમાં ઊતારે ન ઉતારે ત્યાં તો એ અદૃશ્ય થાય છે. એ સંસ્કારી જીવ પાછો એ તેજની શોધમાં ભટકતો રહે છે. એ આત્મા સાથે પરમ પિતા જાણે સંતાકુકડી રમી મનુષ્યને થકવે છે–આ વિચાર 'સંતાકુકડી' ગીત–ભજનમાં વ્યક્ત થાય છે.

"સાગર ને સરિતાનાં શોધ્યાં મેં પાણીડાં,
ઊંડાં ઉદર એનાં ખાલી કીધાં;
સરકી ગયો મારો સાહેબો શું ત્યાંથીયે !
સૂની બખોલનાં દર્શન લીધાં:
ક્યાં છે સંતાયો.
ફૂંકતા પવનને ઉતાર્યો મેં શ્વાસમાં,
ઊડતી દૂર વીજળીને બાઝી પડયો;
મૂકયું મેં મુખ મારું મેહુલાની ધારમાં,
નહી રે સાહેબો મારો ક્યયે જડયો;
ક્યાં છે સંતાયો.

પ્રભુસ્વરૂપનાં વર્ણન કરતાં, પ્રભુનું સંતાવું, તેની ભક્તિ કરતાં તે માટેની સતત જિજ્ઞાસા, પરમતત્ત્વ સમજવાની, એને પોતામાં ઊતારવાની તરસ વગેરે 'ભજનિકા'માં વિશેષ પ્રમાણમાં જણાય છે, આ કાવ્ય એનું ઉત્તમ દૃષ્ટાંત છે.

પ્રભુનો પ્રસાદ પામતા કવિને–ભક્તિમય સંસ્કારી આત્માને અત્યંત આનંદ થાય છે અને આનંદમાં મસ્ત રહી કવિ "રામરામજી"ના બોલનો પોતાના આત્મામાં એકતાલ જગાવે છે.

'ભજન સાચી કવિતાનું સ્થાન લે તે માટે સાચી ભક્તિ ધૂન માત્ર, પ્રભુસ્વરૂપનો મોહ માત્ર, કે સંસારમાંથી વિરક્તિ માત્ર'–જરૂરનું નથી. પણ હૃદયના ભાવને, શ્રદ્ધા અને વિવેકથી સુન્દર ભાષા અને રૂપોમાં ઊતારવા જોઇએ. આ આખું સ્વરૂપ 'નવલા દેશ'માં મૂર્ત થાય છે. પ્રભુનાં તેજ લાધે ત્યારે–

ધીમા ધીમા આવે વાયરા ને
મીઠી મીઠી લાગે લ્હેર;

ઉર્ના કપાળ આ શીતળ થાશે
શમશે સૌ તેનાં ઝેર રે,
જોતી, ઉઘડે આ નવલા દેશ.

પ્રભુના નવલાદેશની જાણ ભક્તને થતાં એનામાં નવું ચેતન, નવો પ્રકાશ ઝબકે છે. કવિની ભાવોર્મિ, ભાવના, કલ્પના અને બુદ્ધિ એકરસ બની એ પ્રકાશને વાણીમાં પ્રગટાવે છે, અને સૌને એ પ્રકાશનું રહસ્ય બતાવી એનો રસાનંદ કરાવે છે. કવિ કહે છે "બધી જીવનસરિતા પરમાત્માસાગર ભણી વહે છે, અને એજ તેનો કલ્યાણપંથ છે,[૪]" 'કલ્યાણિકા'નાં કાવ્યોનો અને ભજનગીતોનો પ્રવાહ એ પરમાત્માસાગર ભણી વહે છે. એમાં કવિ પોતે કહે છે તેમ "કવનકાળમાં કવિ હૃદયે જે જોયું છે, અનુભવ્યું છે, તેને વાણીમાં મૂર્ત સ્વરૂપ આપ્યું છે.[૫]" કવિના આ સંગ્રહમાંના કાવ્યો કલ્પનાનું પરિણામ નહીં પણ આધ્યાત્મિક અનુભવનો એમનો નિચોડ છે, પ્રભુનો જે સન્દેશ કવિહૃદયે ઝીલ્યો તેને વાણીમાં મૂર્ત કરવાનો એમણે પ્રયત્ન કર્યો છે. આ સંગ્રહમાં "પ્રભુપ્રેમના પાગલ", "આત્માનો સગો", "પ્રભુનો સાથ", "મુસાફર", "દેવનો મોક્ષ", "પ્રભુની પ્રીત", 'પડછાયા", "પ્રાર્થના", "સોદાગર", "કર્મચરિત્ર" "આત્માનંદ" – આ ભજનગીતો લોકહૃદયને સ્પર્શી એના હૃદયના ભાવને રસાનંદમાં એકરૂપ બનાવે છે.

"પ્રભુપ્રેમના પાગલ"માં ઈશ્વરના પ્રેમમાં મસ્ત થઈ ગયેલા કવિહૃદયની ઊર્મિ વહે છે. જગતના બાહ્ય પદાર્થમાં એમને રસ નથી, એમની સર્વ વૃત્તિઓ કેવળ ઈશ્વર તરફ વળી છે. 'દેવનો મોક્ષ" – આ કાવ્યમાં કવિ કહે છે કે બાહ્ય પૂજાઓ કરવાથી પ્રભુપ્રસાદ પ્રાપ્ત થતો નથી પણ એમાં ભક્તિભાવ રેલાય તો જ પ્રભુને પ્રાપ્ત કરી શકાય. આત્મા-પરમાત્માનો સંબંધ આંતરિક છે, એને બહારની પૂજા જરૂરી નથી. જ્ઞાનથી સત્યાસત્યનો વિવેક સાધી ભક્તિથી પ્રભુની આરાધના કરો તો જ આત્મા અને પરમાત્માનું સાચું રહસ્ય પ્રાપ્ત થાય અને આત્મા પરમાત્મા સાથે જોડાય. ગીતા પણ આ વસ્તુ બતાવે છે. આ કાવ્યનો "જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું" – એ મીરાંબાઈના ભજનનો ઢાળ છે. "પડછાયા" – પ્રભુની બાહ્ય ઉપાસના ફક્ત પડછાયા છે. મનને મોહ આપનારી માયા છે, એ 'પડછાયા' ત્યજી સાચી ભક્તિ અને જ્ઞાનથી પ્રભુપ્રસાદ પ્રાપ્ત કરવા કવિ કહે છે:

"ધૂપ દીપ મંદિરમાં કીધાં,
ઘણુંયે વગાડી ઘંટા;
નહીં તુજ દેવે આંખ ઉઘાડી:
એ સૌ મિથ્યા ટંટા!
મનવા! છોડ બધી તુજ માયા!

---

૪ કલ્યાણિકા–પૃષ્ઠ ૧૨ (પ્રસ્તાવના). કવિ ખબરદાર.

૫ એજન;

પાણીમાં મોજા પર સરતાં,
બિંબ શશીનાં સળકે:
પાણીમાં શું જોય? ઉપર જો!
ચંદ્ર ખરો નભ ચળકે!
મનવા! છોડ બધી તુજ માયા!

મનુષ્યના સંસારબજારમાં ઘણી વસ્તુઓ છે. કેટલીક સારી, કેટલીક નરસી. આમાં સત્યાસત્યનો વિવેક બુદ્ધિથી કરવો જોઇએ—એ 'સોદાગર' કાવ્યમાં કવિ બતલાવે છે. 'માનવસેવા' એજ પ્રભુસેવા છે અને એ સેવા એજ પ્રભુની સાચી સેવા છે. આ વિશ્વમાં દરેક જીવમાં એક જ પરમાત્મા વસે છે. ફક્ત એનાં રૂપ જુદાં છે. એ પાત્ર જુદાં છે. આ પાત્રો નીચે ઇશ્વરનું ચેતન છુપાયું છે, માટે દરેક જીવમાં એક જ ઇશ્વરનો અંશ છે એ જાણી એની જ સેવા કરવામાં જીવની જુદાઇ મટી જશે અને બધે એકતા સધાશે. બધે એક જ ચેતનપ્રકાશ પ્રસરશે. આ ભાવ ઊતારવાનો કવિએ "લોકદેવની સેવા"માં પ્રયત્ન કર્યો છે. કવિ કહે છે:

સેવા કરો રે લોકદેવની!
પ્રભુના ચરણ છે એ જ જી,
ઓળખાય જે અણુગણુ નામથી,
ઘટઘટમાં રહ્યો તે જ જી:
સેવા કરો રે લોકદેવની!—"

ગીતામાં પણ આ સનાતન ભાવ પ્રગટ થયો છે. ગીતા કહે છે કે મનુષ્યનાં કર્મ આસક્તિહીન હોવાં જોઇએ. આ સૂર 'કર્મચરિત'માં છે. કવિ કહે છે:

કર્મે તપ, તીરથ ને પૂજા,
કર્મે ત્રિભુવન પાયા:
કર્મ જ જન્મતણું છે કારણ
કર્મે સહુને વા'લા!
બાબા, છોડ કર્મની માયા.

જેવી અંતરની ઊર્મિ, જેવો મનનો ચિત્તવ્યાપાર તેવાં જ કર્મ સાંપડે છે—આ વસ્તુ 'કર્મનાં પ્રતિબિંબ' કાવ્યમાં બતાવવામાં આવી છે.

કર્મ, જ્ઞાન અને ભક્તિ—જીવનને સર્વાંગી કરતાં આ ત્રણ તત્ત્વોનું ચિંતન આ સંગ્રહમાં આવતાં ગીત—ભજનોમાં કવિએ કર્યું છે. જૂના રાગો, લોકઢાળ વગેરેનો સારો ઉપયોગ આમાં થયો છે. મનુષ્યજીવનના અંદરના ભાવ શબ્દદ્વારા ચીતરે અને એ ભાવ

જે રૂપે મૂર્ત થાય અને એનાથી મનુષ્યનાં હૃદયમાં એકાદ ભાવનું ઉદ્દીપન થાય એ જ કવિની સિદ્ધિ.

કર્મ, જ્ઞાન અને ભક્તિ—ત્રણ વસ્તુનું ચિંતન કરતા કવિ ખબરદાર તત્ત્વના મર્મ દર્શન અર્થે ચિંતનના પંથે આગળ ધપે છે. એમના ચિંતનનો, તત્ત્વ ફિલ્સૂફીનો અમૂલ્ય ગ્રન્થ 'દર્શનિકા' છે. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે કે "તત્વદર્શી કવિતા એ તર્કજન્ય નથી; એકલી કલ્પના તેને ઉત્પન્ન કરતી નથી. ઉંચી તત્ત્વદર્શી કવિતા નિરપેક્ષ અનુભવમાંથી ઉદ્‌ભવે છે. તે અનુભવમાં કવિને એવી સુંદરતા લાગે છે, શુદ્ધ સત્ય એવું સ્પષ્ટ દેખાય છે કે તેને ઊર્મિથી કવિ ભીંજવી નાખે છે, અને કલ્પના વડે મેઘધનુષ્ય જેવું દૃષ્ટિગોચર જાણે બનાવી દે છે. કવિઅનુભવની ઊર્મિમય ભૂમિકા અને કલ્પના-જ્યોતિ શબ્દસૃષ્ટિમાં અજબ કામણ પૂરે છે."[૬]

'દર્શનિકા'ને નવ ખંડમાં વહેંચ્યું છે. પહેલો ખંડ "સૃષ્ટિની અસ્થિરતા", બીજો ખંડ "મૃત્યુનું નૃત્ય", ત્રીજો ખંડ "જીવનનું ગાન", ચોથો ખંડ "વિકાસની વેદના", પાંચમો ખંડ "ધર્મવાદનું ધુમ્મસ", છઠ્ઠો ખંડ "અનંતત્ત્વની સાંકળ", સાતમો ખંડ "વિશ્વચૈતન્ય યોગ", આઠમો ખંડ "જીવનનું કર્તવ્ય" અને નવમો "સ્નેહનો વિશ્વધર્મ." "દર્શન માત્રમાં જિજ્ઞાસા, દુ:ખના જ્ઞાનથી પ્રવૃત્ત થયેલી હોય છે. માણસની ચેતના ઉપર થયેલા દુ:ખોના અભિઘાતથી, તે દુ:ખ નિવારવાની જિજ્ઞાસા થાય છે, એ ફિલ્સૂફીના મંડાણનું એક અમર સૂત્ર ગણાવું જોઈએ. પ્રસ્તુત કાવ્યમાં પણ દર્શનની જિજ્ઞાસા દુ:ખથી થઈ છે. આ દુ:ખને કવિની પ્રિય પુત્રીનું મરણ એ એક દૃષ્ટિએ ખરું છે, પણ કવિ, માત્ર વ્યક્તિગત દુ:ખ જ નથી જોતા, પણ વિશ્વ બધામાં તેને દુ:ખ જણાય છે."[૭]
આ માટે જ કવિ કહે છે :

"ઉકળતા ઉષ્ણ લાવા સમી જીંદગી,
દાઝતી – દઝવતી જોઈ દાઝું"

પૃથ્વી અસ્થિર છે, પૃથ્વીમાં વસ્તુઓ ક્ષણભંગુર છે, જીવનમાં જે સુખો દેખાય છે, તે પણ ક્ષણભંગુર છે.

જીવન આ તો બધું છે ઘડી વારનું,
ક્ષણિક ખીલી જવું છે સુગાપ,
વાદળાં આવીને જાય આકાશમાં,
છાય સરિતા ઉપર જાય સરતી;
સિંધુનાં સતત મોજાં ઊઠી ઊછળી,
જાય ભાંગી ભરી તીર ભરતી—

---

૬ વિવેચના—પૃષ્ઠ ૧૧૦. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી.

૭. કવિ ખબરદાર કવનોત્સવ અભિનંદન ગ્રન્થ – 'દર્શનિકાનું દરશન' – ૨૧૦ શ્રી રામનારાયણ પાઠક—પૃષ્ઠ ૨૨૪.

એક આવે ને બીજું જાય — 'એ સાયકલ ઑફ બર્થ એન્ડ ડેથ' — સનાતન છે. જગતમાં ઈશ્વરની આ કૂંચીનો કોઈ પાર પામી શકતા નથી. આ વિશ્વમાં સુખ સ્વલ્પ છે, દુઃખ સોગણું છે. આનંદના દિવસ જીવનમાં બે-ચાર હોય તો વિપતિમાં વર્ષો અનેક ગાળવાં પડે છે. મનુષ્યજીવનમાં શાંતિ અને તોફાનના સિંધુ ઊછળે છે, રાગ ને દ્વેષના મોજાં તેમાં છે, શોક અને આનંદની વિરલ આરસી મનુષ્ય છે અને આશા-નિરાશાથી એ ભરેલો છે. કર્મ સાથે ઝઘડતો રહે છે અને પાપ અને પુણ્યનો એ અજબ થેલો છે. મનુષ્યમાં આ બધું છે એટલે આ વિશ્વમાં એક ગોટો કોયડો છે. માનવીનું જીવન જેટલું રહસ્યમય છે એટલું જ એ ક્ષણભંગુર છે — આ વસ્તુ પહેલા ખંડમાં બતાવવામા આવી છે.

જેવી રીતે જીવનનું રહસ્ય આપણે સમજી શકતા નથી તેવી રીતે મૃત્યુનો નાચ આપણે સમજી શકતા નથી. છતાં મૃત્યુ એ જીવનનું બીજું દ્વાર છે. જન્મના દ્વારમાં પેસતાં આપણને હસવું આવે છે, જગત રીઝે છે, તો જીવનના બીજા દ્વાર મૃત્યુમાં પેસતાં મનુષ્ય શા માટે ખીજાય છે. મૃત્યુ જો ન હોય તો જીવન જીવન કેવી રીતે રહેઃ મૃત્યુ વગર જીવન માત્ર એક છાયા સમાન બને છે. રાત્રિ નહીં હોય તો દિવસ કેમ કહેવાય? જીવનના નવજીવનનું પાનું ઊઘાડવા મૃત્યુની જરૂર છે, માટે મૃત્યુનો ભય રાખવો નહીં જોઈએ.—આ મૃત્યુ ઉપરના વિચારો આ ખંડમાં છે.

મનુષ્યનું જીવન કંઈક બીજેથી આવ્યું છે તો પછી જીવન આપણું કેમ કહેવાય? જીવનનું મૂલ્ય અર્પણમાં છે લેવામાં નથી. જીવન પોતા કરતાં બીજા માટે છે. બીજાની સેવામાં આપણી સેવા આવી જ જાય છે. જીવનનું મૂલ્ય જગત આંકશે. જીવનની પૂંજી પણ જગત આંકશે. જીવનનુ ગાન-બધાને ગમે એવું, બધાને ઉપયોગી થાય એવું ગવાય તો જ એની વિશિષ્ટતા છે. કવિ કહે છે :

જે જીવે તે ન જગમાં જીવે એકલું,<br>
કે જીવે તે ન નિજને જ માટે;<br>
જે મહાજીવનનો જીવન આ અંશ છે,<br>
તે સકળ જીવનને જોડી આંટે.

જીવન આ વિશ્વ ચૈતન્યનો અંશ છે. એનાં ગાન સભરસથી ભરપૂર હોવાં જોઈએ. જીવનની મૂલવણી કર્મના સાફલ્યથી થાય છે. જીવનને રાખવા, જીવનની રસિકતાનો આનંદ પામવા જીવન શું એ જાણી લેવું જોઈએ. જીવન સમગ્ર કર્મ, જ્ઞાન અને ભક્તિ-સેવાથી સભર હોવું જોઈએ. આ આલાપોથી જ જીવનગાન રસમય લાગશે.

પ્રકૃતિની શક્તિ સુખદુઃખની રચયિતા છે. આ શક્તિથી જ પાપ કે દુઃખ-અધર્મ બધું ઉત્પન્ન થાય છે. માનવજીવનમાં પરિવર્તન લાવવા માટે, મનુષ્ય હૃદયમાં નવચેતન લાવવામાં દુઃખની પણ આવશ્યકતા છે, કારણ કે એનાથી મન શુદ્ધ થાય છે. દુઃખમાંથી જ સુખ જન્મે છે, સુખ અને દુ ખ બન્ને પ્રકૃતિની લીલા છે. એનાથી મનુષ્યે સંતાપ કરવો

નહીં જોઇએ. આ વસ્તુ અનિવાર્ય છે. મનુષ્ય એને ટાળી શકતો નથી. સુખ અને દુઃખ ધટ સાથે જડાયેલાં છે. એ તો ઇશ્વરની શક્તિનાં પુતળાં છે. આ વસ્તુની "વિકાસની વેદનામાં" ચર્ચા થઇ છે.

મનુષ્ય ધર્મવાદના ધુમ્મસમાં ઘસડાઇ અનેક સત્ય અસત્યોની ચર્ચા કરે છે. ધર્મના જુદા જુદા વિચારો બતાવી માનવીઓ આપસઆપસમાં પોતાના ધર્મની વિશિષ્ટતા માટે ઝધડાઓ કરે છે પણ આ ઝધડાઓમાં પરમેશ્વરની ચૂંથણી જગતમાં થાય છે. આ ઝધડાઓમાં ઘણા અધર્મો થાય છે. આ વિચારો 'ધર્મવાદનું ધુમ્મસ' એ ખંડમાં કવિએ મૂક્યા છે. અનંતત્વની સાંકળ – એમાં બ્રહ્મ અને બ્રહ્માંડની ચર્ચા કરવામાં આવી છે. કવિ કહે છે:

બ્રહ્મ તો જેમનું તેમ રહે નિત્ય, પણ
સર્વ બ્રહ્માંડ આ જાય ફરતું:
જળ ફુવારાતણું ઊછળી ઊડતું,
તોય પાછું ફુવારે ઊતરતું;
શુદ્ધ છે જ્યોતિ એક જ અનંતત્વની,
વિવિધ રંગી વસ્યાં જીવન તેમાં;
રંગ ભૂંસી બધા શુદ્ધ જ્યોતે જવું,
માનવી ચાહ તે છે જ એમાં.

આ અદ્વૈતભાવ—આત્મા-પરમાત્માના સુમેળની વાત આ ખંડમાં કરવામાં આવી છે. જીવનનું કર્તવ્ય શું–એની ચર્ચા કરતાં માનવે જીવનમાં ઉચ્ચ અભિલાષા, ઊંચા વિચારો અને ઊંચી ભાવના રાખવી જોઇએ. જીવન આખું કર્તવ્યમય થવું જોઇએ. આસક્તિ વગરનાં કર્તવ્યો કરવામાં શ્રેય છે. વિચારની શુદ્ધતા માટે, કર્મની નિર્મળતા માટે ઊંચા ભાવોની જરૂર છે. માનવે કર્મ, દુર્ભાગ્ય, પ્રતિકૂળ સંજોગો બધામાં અડગ ઊભા રહેવું જોઇએ. પ્રભુની શક્તિ પર વિશ્વાસ રાખી જીવન જીવવું જોઇએ. એ શક્તિના તેજની સાન્નિધ્યમાં રહી માણસે જીવનનું કર્તવ્ય કરવું જોઇએ. એમ કરવામાં ઇશ્વર પ્રસાદ પ્રાપ્ત થાય છે.

વિશ્વમાં મહાશક્તિ સ્નેહની છે. વિશ્વનો ધર્મ પ્રેમનો છે. સ્નેહ અને શક્તિની સમતુલા જ્યાં સચવાઇ છે ત્યાં જીવનનું સત્ય સિદ્ધ થશે કારણ કવિ કહે છે તેમ:

સ્નેહવિણ જીવન રસએકતા નવ્ય લહે,
શક્તિ વિણ પ્રગતિ કે ન હોય વૃદ્ધિ;
શક્તિ વિણ સ્નેહ છે અબળ ને પાંગળો
સ્નેહ વિણ શક્તિ છે તેમ અંધી;

જ્યારે સ્નેહ સત્યનું સામ્રાજ્ય સ્થપાશે ત્યારે જ માનવીજીવન ખરું ઝળકશે અને જીવનમહિમાનો પ્રભાવ વધશે.

આ સ્નેહના પર્વની ઊજવણી માટે વિશ્વની બધી વસ્તુઓ: ગ્રહ, ચંદ્ર, તારા બધાને કવિ આમંત્રે છે. કારણ કવિ કહે છે:

એક આશા અમર સર્વ અંતરતણી,
એક શ્રદ્ધા બધાં જીવન કેરી;
એક જ્યોતિ અચળ સકળ આત્માતણી
ભાવના એક મનની અનેરી,
જીવવું એટલે જળવું ને ઝણુકવું,
તો સદા હૃદયમાં સ્નેહ સ્થાપો!
આવજો સ્નેહ જયકાર કરતા અદલ;
સ્નેહનું વિશ્વસામ્રાજ્ય વ્યાપો.

આખી 'દર્શનિકા'માં કવિની અડગ શ્રદ્ધા સ્પષ્ટ દેખાય છે. માનવપ્રકૃતિના સંશયો, તેના મનમાં ઉપજતા ભાવવિકારો, તેના હૃદયમાં ઊછળતી શંકાની છોળો, અને આ બધા તોફાનો પછી પોતાનાં ઊંડામાં ઊંડા અંતરમાંથી અકથ્ય પ્રકારે પ્રસરતી શાન્તિ—આ બધું એક પછી એક 'દર્શનિકા'મા નજરે પડે છે. આ યુગમાં માનવ જાતિનો "God is our fellow-man" — આપણો માનવ બંધુ એ જ આપણો પરમેશ્વર અને એની જ કોટે આપણી સ્નેહમાળા પરોવીએ, એનાં જ ચરણો આપણે સેવવાં એ જ આપણો ભવિષ્યનો ધર્મ છે — આ વિચાર કવિએ 'દર્શનિકા'માં સ્પષ્ટ કર્યો છે. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી લખે છે તેમ "વિષમતા, વિસંવાદ, ક્રૂરતા, અસ્થિરતા ને અજ્ઞાનથી ભરેલા મનુષ્યના અટપટા રંગોવાળા જીવનનો કોયડો જ રજૂ કરી કવિ ખબરદાર અટક્યા નથી. સત્યાન્વેષી દૃષ્ટિથી તેમને જે ભેદ સમજાયો, તે ઉચ્ચ કલાથી 'દર્શનિકા'માં તેમણે આલેખ્યો છે".[૮] ખબરદારની કવિતામાં લંબાણ છે, કોઇ કોઇક વાર વિષયોનું પુનરાવર્તન થવા પામ્યું છે, છતાં "ખબરદારની કલામાં કલાનો આડંબર નથી; નથી વળી તેના ભારેખમવેડા, લજ્જાળુ સુંદરી પેઠે તે ઘૂંઘટ પાછળ મુખ રાખી વાચકના ચિત્તને ખેંચી રાખે છે".[૯]

કવિનું ધર્મ અને તત્વજ્ઞાનનું મુખ્ય અર્પણ એમની સંશોધિત ગાથા છે. ગાથાના આ પુસ્તકમાં કવિ કહે છે તેમ "અહુનવઇતિ ગાથા"ના પાઠ સાથે અંગ્રેજીમાં ને ગુજરાતીમાં તરજુમા આપ્યા છે તેમ જ ગાથાના મંત્રોને વૈદિક ભાષામાં તેના

૮ વિવેચના—પૃષ્ઠ ૧૧૬—કવિ ખબરદારની દાર્શનિક કવિતા—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી.

૯. વિવેચના—પૃષ્ઠ ૧૧૭.

સ્વરભારો સાથે ઊતાર્યો છે.[૧૦] આથી ગાથાનું સંશોધન રસમય અને દરેક સમજી શકે એવું થયું છે. ગાથાના દરેક શ્લોકનો ગુજરાતી અનુવાદ – સામાન્ય બીનપારસી બાંધવોને પણ પારસી ધર્મની વિશિષ્ટતા, એનું રહસ્ય, એનું તત્ત્વ જાણવા માટે ઘણો ઉપયોગી થઈ પડે છે. વિચારભેદ હોય, કોઈક જગ્યાએ જૂના વિચારોનું ખંડન કરી નવું સંશોધિત માર્ગદર્શન પણ થયું છે. એ તો નિયમ છે કે ખંડનમાં જ મંડનનાં બીજ છે. કવિએ બુદ્ધિ, ભાવ અને ચિંતન બધાનો વ્યાપાર આ ગાથામાં સંગ્રહ્યો છે. ગાથા ઉપરનો આ નવો પ્રકાશ ગ્રંથ ખરેખર રસિક, કવિત્વમય, ચિન્તનાત્મક છે. એમાં જીવન અને આત્માની કવિતા વિલસે છે.

ખબરદાર આમ ભજનિક, ચિન્તક અને તત્ત્વસંશોધક એ ત્રણે રીતે આપણને જોવા મળે છે. આત્મા અને પરમાત્માની એકતા સાધી, જીવન અને વિશ્વચૈતન્યનું ચિંતન કરી ધર્મનું સાચું દર્શન કર્યું અને એનું તત્ત્વસંશોધન એમણે કર્યું છે.

૧૦. ગાથા પુસ્તકમાં ખબરદારની પ્રસ્તાવના પૃષ્ઠ ૧૩.

# ત્રણ સુખદ સ્મરણો

શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

એ હતું તો ભાવનગર, પણ ૧૯૨૪નું–અને, એ સાલના એપ્રિલનું, સાતમી સાહિત્ય પરિષદના દિવસોનું ભાવનગર. આ પણ છે ભાગનગર જ; મહિનો યે એપ્રિલ અને સાલ ૧૯૬૧ની, જેના આરંભે અહીં પડોશમાં જ સરદારનગરમાં ૬૬ મી વાર દેશની રાષ્ટ્રીય મહાસભા ભરાયલી, જે પ્રસંગની 'માનસી'–સ્મરણિકામાં ભારતનો ટંકારમાંનું 'પ્રકાશનાં પગલાં' ('પ્રભુની મોંઘી એ માતા! એ સુંદરતાની કુંજ!') ધ્યાનમંત્ર તરીકે છાપ્યું છે. સંગ્રહમાં એ ૧૯૧૯ માં છપાયા પહેલાં પણ, ભણતો ત્યારે એ તથા 'શૌર્યનાં સ્મરણ' આદિ જે રમણીયરામના 'સમાલોચક'માં વાંચેલાં તેનું પ્રેરણાપાન કર્યું હતું. સુન્દરતાની કુંજ એવી પ્રભુની મોંઘેરી એવી આપણી ભારતમાતાનું એ સ્તવન. એ પછી થોડે વખતે, કોઈક સંસ્થાના ઉત્સવ પ્રસંગે, અહીંના કૈલાસબાગ નજીકના –બ્રહ્મવિદ્યા મન્દિર–થીઑસૉફિકલ લૉજ–માં કિશોરીઓના મધુર કંઠે ગવાતું સાંભળેલું તેની મીઠી હલક આ ક્ષણે પણ મન-હૃદયમાં તાજી થાય છે.

હવે દૃશ્ય બદલાય છે. સને ૧૯૨૩ માં એક દિવસે મને દેખો, સ્થળ છે મેડોઝ સ્ટ્રીટ સંભાઇને બનેલ બેકહાઉસ લેનમાંનું અસલ વારામાં તબેલો હશે તે સાહિત્ય સંસદના 'ગુજરાત'નું સ્થાનક ત્યાં મારી અંધારી કોટડીમાં, અધિક જ્યેષ્ઠ, ૧૯૭૯ના એ માસિકમાંના મુજ લિખિત ગ્રન્થાવલોકનનાં શોધનપત્રો તપાસતો બેઠો છું. 'રાષ્ટ્રગીતો' નામે ત્યારની સરસ મજાની સુમનમાલાના એ અવલોકનમા કવિશ્રી ખબરદારની રાષ્ટ્રીય કવિતા વિષે (એના પછી આવતા વિસ્તૃત બે પાનાં જેટલા રસવિવેચનની પહેલાં) લખાયુ છે કે કવિ એમા "અન્તિમ બલિદાનનો અકથ્ય મહિમા ગાય" છે અને "ભારતની જુગેજુગની પરાધીનતાને શતધાર આંસુએ રડે" છે.

એ વિવેચને (જૂઈ અને કેતકીમાં 'અપૂર્વ કાવ્યસંગ્રહ') ત્યારે જ એમનું ધ્યાન ખેંચ્યુ હશે એટલે વળતે વર્ષે સાહિત્યપરિષદના પહેલા જ દિવસે બેઠક શરૂ થયા પછી પોતે મને વ્યાસપીઠે બોલાવી પછી ઉતારે પાનવાડીમાં ચા માટે નોતર્યો હતો. એ સ્થળેજ વળતા દિવસના પ્રભાતે, ત્યારે અપ્રકટ 'કલિકા'ની શરૂઆતની કેટલીક કડીઓ, પોતે પ્રયત્નબદ્ધ કહેતા એવી રીતે પઠન કરી સંભળાવી હતી.

પ્રત્યક્ષ મેળાપનો બીજો પ્રસંગ ૧૯૩૭ માં મદ્રાસમાં બન્યો હતો. એ વર્ષે પહેલી વાર પોંડિચેરી ગયો હતો. ત્યાંથી પાછા વળતાં મુંબઈની ઝવેરી–પેઢી સૂરજમલ લલ્લુભાઈની શાખામાં એક રાત રહ્યો હતો ત્યારે (મેં આપેલી ખબર પરથી) પોતે જાતે ત્યાં મોટર લઈને આવ્યા હતા. અગાઉ બધા થીઓસૉફિને ભજતા તેમ હવે તમે જુવાનો અરવિન્દને ભજો છો એવી કંઈક ટકોર પણ તેમણે કરી હતી. પછી પોતે મને મદ્રાસના સુપ્રસિદ્ધ 'મરિના'–સમુદ્રતટે સાથે ફરવા લઈ ગયા હતા. ત્યાંના મોટા માછલીઘરમાં, માછલાં કેટલી બધી જાતનાં હોય છે એ પહેલી જ વાર જાણ્યું.

એ સમય પહેલાં, વચ્ચે, સન્દેશિકામાંનાં અમુક કાવ્યો પર ડૉ. ટૉમ્સનનું જે અસ્વીકૃત ઋણ, તે ફરજને અંગે મારે 'કૌમુદી'માં (આષાઢ ૧૯૮૧) ચીંધીને દાખવવાનું થયું હતું, પણ ત્યાર બાદ એક કે બે વર્ષે, તેમનો વહેપાર હજી ખુશ હાલતમાં તેથી, ત્રૈમાસિકને તેમણે રૂ. ૧૦૦) બક્ષ્યા હતા એ સ્મરણ સુખદ છે.

છેલ્લું એવું સ્મરણ (સાલ યાદ નથી. ૧૯૪૦ ની આસપાસ હશે.) એટલે છેલ્લો મેળાપ. એ દિવસે આગળથી ઠરેલી ગોઠવણ મુજબ, મારા હોમિયોપથિક જોષ–જાણુ મિત્ર ન. ચં. વકીલ મારી જન્મકુંડળી લઈને સાથે આવ્યા હતા.

આપણા એ 'અદલ' કવિ તો (એક વાર કહેતા હતા તેમ) પારંપરિક યોગની ચોથી–પાંચમી ભૂમિકાએ પણ પહોંચ્યા હતા એટલે તેમનું જ્યોતિષજ્ઞાન પણ સહજોપલબ્ધમાન હતું; તેથી, કુંડળી જોઈ લીધા પછી ગત ને આગામી જીવનની વાતો ટપોટપ બોલી ગયા. એમાંની આ તો સૌ જાણીએ છીએ તે સાચી જ છેઃ વાણી તથા કલમને વશ હું રાખતો નથી માટે વારંવાર આફત મારે માથે નોતરી લઉં છું.

# કવિશ્રી ખબરદાર સાથે પ્રશ્નોત્તરી

શ્રી ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

તંત્રી : 'નવચેતન"

કવિ ખબરદાર જોડે એમના જીવનના ઉત્તરકાળમાં મારે બહુ ઘનિષ્ટ તો નહિ પણ સામાન્ય પત્રવ્યવહારનો સંબંધ બંધાયો હતો. આજથી એકવીશ વર્ષ પૂર્વે એટલે કે ૧૯૪૦માં મેં એક પત્રદ્વારા એમને કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા, જેમના જવાબ એમણે મને લખી મોકલ્યા હતા. મેં મોકલેલા પ્રશ્નો મારા જ શબ્દોમાં અને કવિએ મોકલેલા ઉત્તરો એમના જ શબ્દોમાં—જરા પણ ફેરફાર વિના—અત્રે આપ્યા છે.

*          *          *          *

પ્રશ્ન : ગુજરાતી સાહિત્ય અત્યારે પ્રગતિ કરી રહ્યું છે કે પીછેહઠ ?

ઉત્તર : ગુજરાતી સાહિત્ય બેશક સારી પ્રગતિ કરી રહ્યું છે. ધીરે ધીરે સાહિત્યનાં અનેક અંગો ખીલતાં જાય છે. નવલિકા સાહિત્ય સૌથી વધારે આગળ ધપી રહ્યું છે. અનુકરણ અનુવાદ રૂપાંતર, અનુરણન—એવું બધુ દુનિયાનાં બધાં જ સાહિત્યમાં થાય છે. છતાં એમાંથી જ થોડી થોડી મૌલિકતા પણ આવતી જાય છે. નવલકથાસાહિત્યમાં શ્રી. મુનશીની બેત્રણ પ્રતિભાશાળી નવલકથાઓ પછી વિશેષ પ્રગતિ થયેલી જોવામાં આવતી નથી. પછી ભલે સ્વાર્થથી કે મમત્વથી બીજાઓનાં નામ આગળ ધરવામાં આવે. ઇતિહાસ અને ચરિત્રનિરૂપણના સાહિત્યમાં હજી ઝાઝું આગળ વધાયું નથી. નિબંધનું સાહિત્ય થોડુંક મળ્યું છે. વિવેચનામાં તો મોટે ભાગે પક્ષો પડી ગયેલા છે અને પોતાના વર્ગની નિર્ભેળ પ્રશંસા ને સામા વર્ગની નિંદા—યા તેનું મોટા ભાગનું દોષદર્શન—એ જ જાણે ઊંચું વિવેચન કહેવાય. આપણા જૂના શિષ્ટ કવિઓની અને મરહૂમ લેખકોની કૃતિઓ પર અનેક દૃષ્ટિબિંદુઓથી જે વિવેચના થવી જોઇએ (અને તે બને તેટલી નિષ્પક્ષપાત રહેવી જોઇએ) તેવી વિવેચના—એકાદ બે અપવાદ સિવાય—હજી થઇ જ નથી. એ જ્યાં સુધી નહિ થાય ત્યાં સુધી આપણા સાહિત્યનું ખરૂં મૂલ્યાંકન થવું કઠણ છે.

કવિતાસાહિત્યમાં નવા નવા પ્રયોગો થાય છે, પણ તે વહેંતીયાના પગલાથી. ખરી કવિતાનો રાજમાર્ગ અશક્તિથી કે દેખાદેખીથી છોડી કઇ આડકેડીઓ પર કવિઓ ચઢી

જાય છે. વિચારપ્રાધાન્ય અને કવિત્વના નામે માત્ર શબ્દ કહેવાય છે. અને કવિતા એ વાણીની સિદ્ધ કલા છે તે જ ભૂલી જવાય છે. કલાનાં બંધન અને માર્ગદર્શન વગર ગમે તેવી પ્રતિભા ઝળહળી ઊઠી શકતી નથી, તે આપણા કવિઓ બરાબર સમજે તો તેમને સફળતા જરૂર વરશે.

આપણા સાહિત્યનો આ સક્રાંતિકાળ છે, એટલે હજી મંથન ઊતરવાને વાર છે. હૃદયની ધગશ છે તો વિશેષ પ્રગતિ જરૂર થશે.

* * * *

પ્રશ્ન: ગુજરાતી કવિતાનું ભવિષ્ય આપને કેવું લાગે છે?

ઉત્તર: ગુજરાતી કવિતાનું ભવિષ્ય ઊજળું જ છે કેળવણી વધતી ગઈ તેમ તેમ સમાજ, કવિતા અને જોડકણાં વચ્ચેનો ફેર સમજતો થયો છે. છેલ્લાં ૪૦ વર્ષમાં શ્રી. નરસિંહરાવે બતાવેલી નવી દિશામાં આપણી કવિતાએ ઘણી પ્રગતિ કીધી છે. અને કંઈ કંઈ નવા પ્રયોગો કરીને આપણી કવિતાને આગળ ધપાવવા કવિઓએ પ્રયાસ કર્યા છે. ઝીણવટથી જોનારને એક વસ્તુ સાફ દેખાય છે કે આ યુગમાં થયેલા મોટા ભાગના કવિઓએ આપણી જૂની કવિતાનો દોરો છોડી દીધેલો છે અંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓના અભ્યાસને પરિણામે શુદ્ધ ગુજરાતી–ગુજરાતી આપણા કવિઓ લખતા નથી. અને આપણી ગુજરાતી ભાષાના ખરા મરોડ પર તેમનું પ્રભુત્વ જામતું નથી, સારા ગદ્યલેખકો પોતાની ભાષાશૈલી કવિતાની ભાષાની નજીક લાવવા હંમેશ પ્રયત્ન કરે છે, તે જ બતાવે છે કે કવિતા કેટલી કલા માગી લે છે. કવિતાનું ભાવદર્શન કરાવવા ગદ્ય કામ આવતું નથી (આ વાત મેં વિસ્તારથી યુનિવર્સિટીનાં મારાં વ્યાખ્યાનોમાં સમજાવેલી છે) અને તેથી પદ્યની ઉત્પત્તિ થઈ છે; એટલે જ કવિતાની રચનાકલામાં વાણીની સિદ્ધિ અને સચોટતા સંપાદન કરવાની જરૂર છે. આજકાલ તો "જે જલદીથી નહિ સમજી શકાય તે કવિતા" એવું લક્ષણ આપણા નવીન કવિઓને પ્રિય થઈ પડયું હોય એમ લાગે છે. પણ ખરી કવિતાની અપૂર્ણ સમજથી આપણી નવીન કવિતા મોટે ભાગે એટલી કર્કશ, ક્લિષ્ટ અને છંદોભંગવ્યાધિપીડિત (આવો મોટો શબ્દ હોય તેટલે જ નવીનો સમજી શકે!) થઈ છે કે આપણો સમાજ કવિતાને નામે જ ભડકે છે અને એ હવે નહિ સમજાય એમ જાણીને ગદ્ય તરફ વળે છે, પણ સ્વપ્નમાંથી જ સત્યદર્શન થતાં માનવ સત્ય તરફ જાય છે, એમ આપણી કવિતા પણ સત્ય પંથે પડશે જ એવી મને આશા છે. આ વાત કેટલાક હવે સમજ્યા છે, તેમાં જ મને આપણી કવિતાનું ભવિષ્ય આશાવંતું લાગે છે.

* * * *

પ્રશ્ન: કવિતા લખવાની પ્રેરણા આપને ક્યારે જાગે છે? આપ આપનાં કાવ્યો કઈ રીતે સર્જો છો?

ઉત્તર : કવિતા લખવાની પ્રેરણા તો દિવસે કે રાતે, કામમાં કે અવકાશમાં, અને કેટલીક વેળા ઊંઘમાં સ્વપ્નામાં પણ જાગે છે. મારું આખું જીવન કવિતામય જ ગયું છે. ઉદરપોષણાર્થે કામ ધંધાનાં રોકાણો ગમે તેવાં હોય છતાં કવિતાનું ચૈતન્ય મને કદી છોડી ગયું નથી. ધંધામાં અનેક જાતના માણસોનો પ્રસંગ થાય અને તેમનાં વાણી વર્તનમાંથી અનેક ભાવોનું સૂચન થાય. પ્રકૃતિનાં લાખો રૂપો અને તેનાં પરિવર્તનો તો દૃષ્ટિ આગળથી રોજ ને રોજ પસાર થાય. કોઇ વેળા એ જોતાં–અનુભવતાં, તુરત જ હૃદયમાં તણખા પડે ને વાણી ફૂટે. અને મનમાં ને મનમાં કેટલીક કડીઓ રચાઇ પણ જાય. પછી અનુકૂળતા મળતાં એ મારી નાની પોથીમાં ઊતારી લઇને આગળ-દોરો લંબાય ને કવિતા પૂરી થઇ જાય. કોઇ વેળા આખી કવિતા મોઢે જ રચાય ને પછી કાગળ પર ઉતરે. માંદગીમાં મારી સ્વર્ગસ્થ પુત્રી તહેમીના કે મારા મિત્ર અંબાલાલ ઠાકર મારી પાસે બેસે તેમની પાસે લખાવી લઉં. "કલિકા", "દર્શનિકા" કે "ઋતુરાજ" જેવાં મોટાં કાવ્યો પણ એમ જ મનમાં રચાયાં છે, ને દિવસો ને મહિનાઓ સુધી કવિતાનું વાતાવરણ સતેજ રહે છે. કામમાંથી પરવારતાં રાતે કે સવારે એ બધું લખાય ને દોરો આગળ લંબાય. પ્રેરણા વગર કદી પણ કવિતા લખવા હું બેઠો નથી. કે કોઇએ મંગાવી તેથી તે તુરત લખી આપી નથી. પ્રભુની મહેરથી વાણી પર એવો કાબૂ મૂળથી જ રહ્યો છે કે બધી રચના સાંગોપાંગ ઝરાની માફક ઊતરતી ને આગળ વહેતી જ રહે. ક્વચિત્ જ કોઇ શબ્દ મારાં કાવ્યોમાં મેં પાછળથી ફેરવ્યો હોય. આ બધી સિદ્ધિ કંઇ પોતાની મેળે આવી ગઇ નથી. બહુ નાની વયથી મેં કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કીધો હતો અને આપણા સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ગ્રંથો ઉપરાંત અંગ્રેજી ભાષામાંનું વિવેચન સાહિત્ય મેં સારી પેઠે વાંચ્યું છે. દુનિયાની કેટલીક ભાષાઓના ઉતમ કાવ્યગ્રંથોના અભ્યાસથી કાવ્યરચનાકળાનું રહસ્ય મેં મેળવી લીધું છે. વાણીની સિદ્ધિ વગર કોઇ પણ કવિતા અમર બનતી નથી ભાવ, ભાવના, કલ્પના, વિચાર, ચિંતન, એ બધાં કવિતાનાં આનુષંગિક અંગો છે; એ બધાં એકરસ બનીને વાણીના સિદ્ધ રૂપમાં સહજ ઊતરે અને વાંચતાં-સુણતાં સામાનું હૃદય વીંધાય—એ જ કવિતા.

* * * *

પ્રશ્ન : તમારા અત્યાર સુધીના કાવ્યસંગ્રહોમાં (પ્રગટ થયેલા) ક્યા કાવ્યસંગ્રહને તમે સર્વોત્તમ ગણો છો અને શા કારણે?

ઉત્તર : મેં તો કવિતાનાં અનેક ક્ષેત્રો ખેડ્યાં છે. જુદા જુદા વિષયના મારા કાવ્યસંગ્રહો તે દર્શાવે જ છે. પણ આજ સુધીના મારા પ્રગટ થયેલા ગ્રંથોમાં "દર્શનિકા" સર્વોત્તમ છે, એ તો ગુજરાતના ઘણા વિવેચકોએ અને વિદ્વાનોએ કહ્યું છે ને તે બરાબર છે. "દર્શનિકા" જેવો ગ્રંથ લખવાનો વિચાર મને મારી પચ્ચીશેક વર્ષની વયમાં આવ્યો હતો, પણ એ માટે જીવનના પૂરા અનુભવની તથા માનવજીવન અને પ્રભુની સૃષ્ટિના સંબંધો સમજવાની જરૂર હતી. અનેક ધર્મોનો અભ્યાસ, અદ્યતન વિજ્ઞાનની સાચી સમજ અને પ્રભુની મહેરથી મળેલા કેટલાક આધ્યાત્મિક-અનુભવો-એ બધું ધીરે ધીરે જામતું ગયું અને હૃદયનાં ઊંડાણ ભરાતાં ગયાં. તેમાં મારી

વ્હાલી પુત્રી તહેમીનાના મરણથી એ ઊંડાણમાં તણખો પડ્યો. "દર્શનિકા", બહુ મોટું કાવ્ય થશે એમ તો મેં પ્રથમ ધારેલું જ નહિ. બહુ તો ૩૦૦-૪૦૦ પંક્તિ થશે એમ હું પ્રથમ માનતો. પણ પછી તો એ આખું વસ્તુ દૃષ્ટિ આગળ ઊઘડી ગયું, ને જીવનના મર્મ ઉકેલતું આ કાવ્ય નવ ખંડમાં લખાયું ને સાડા ત્રણ માસમાં પૂરું થયું. આપણા ઘણા વિવેચકોએ એને પોતપોતાના દૃષ્ટિબિંદુથી ઉકેલવાના પ્રયત્ન કીધા છે, પણ એમાંની આધ્યાત્મિકતાનો હજી કોઈએ સ્પર્શ પણ કીધો નથી. બહુ મોટા ફલક પર એ ચીતરાયેલું છે. માનવજીવન પર ચોમેરથી પ્રકાશ ફેંકતું આવું વિસ્તૃત કાવ્ય-ચિંતનકાવ્ય મેં બીજી કોઈ ભાષામાં વાંચ્યું નથી. એમાં મારાં બધાં વાચનનો-બધા અનુભવોનો નિચોડ છે. મોંઘું હોવા છતાં ગુજરાતીમાં એનો સારો ઉપાડ થયેલો ગણાય. અનેક ગુજરાતી વિદ્વાનો ને કાવ્યરસિકોએ મને કહ્યું છે કે તેમણે આ કાવ્ય ત્રણ, ચાર કે દસ વેળા વાંચ્યું છે ને હજી વાંચ્યા જ કરે છે. એની બીજી આવૃત્તિ હમણાં છપાય છે.

* * * *

પ્રશ્ન: તમારા અપ્રગટ રહેલા ગ્રંથોમાં કયો ગ્રંથ તમને સર્વોત્તમ જણાય છે અને શા કારણે?

ઉત્તર: મારાં અપ્રગટ પુસ્તકો તો હજી બાર-તેર છે. તેમાં બે સંગ્રહો-મારાં વ્યાખ્યાનો અને લેખોના-ગદ્યમાં છે. તે ઉપરાંત મુંબઈ યુનિવર્સિટી તરફથી મેં આપેલાં પાંચ વ્યાખ્યાનોનો સંગ્રહ યુનિવર્સિટી આ સાલની આખર સુધીમાં પ્રગટ કરશે. બે સંગ્રહ મારી અંગ્રેજી કવિતાઓના છે; અને બાકીનાં પુસ્તકો ગુજરાતી કવિતાનાં છે. એ સૌમાં મારો સૌથી મોટો ને સર્વોત્તમ ગ્રંથ "મનુરાજ મહાનાટક"નો થશે. એ આખું નાટક મેં નવા યોજેલા અખંડ પદ્યમાં (એટલે બ્લૅંક વર્સમાં) લખેલું છે ને એમાં દસ હજારથી ઉપર કાવ્યપંક્તિઓ આવશે. "દર્શનિકા" મારું ઉત્તમ ચિન્તનકાવ્ય છે, તો આ "મનુરાજ" મારું ઉત્તમ સર્જનકાવ્ય છે. એ મોટા પાંચ અંકોવાળું નાટક છે, અને એમાં માનસશાસ્ત્ર અને આધ્યાત્મિકશાસ્ત્રનું દર્શન છે. માનવનું પતન અને તેનો ઉદ્ધાર-એ જૂના પ્રશ્નને કેવળ નવીન સર્જનમાં ઉકેલ્યો છે. મારી પચ્ચીસ વર્ષની વયમાં આ નાટકનો વિચાર મને આવેલો અને મેં બે ત્રણ દૃશ્ય લખેલાં તે સ્વ૦ રણજીતરામ વાવાભાઈએ વાંચેલાં, ને વાંચી પોતે વિસ્મય પામેલા. પણ પછી એ બધું એમ જ પડેલું, તે છેક સને ૧૯૩૬ માં મારી મરણતોલ માંદગીમાં પાછું ઉદ્ભવ્યું, ને એની સમગ્ર કલ્પના ને પ્રેરણા મળી ગઈ. ચાર અંક અત્યાર સુધી લખાયા છે. પાંચમો લખાશે ત્યારે પૂરું થશે.

* * * *

પ્રશ્ન: કાવ્ય સિવાય ગદ્ય લખવામાં કયો વિષય તમને પ્રિય છે?

ઉત્તર: મારું મુખ્ય કાર્ય તો ગુજરાતી કવિતાનાં અનેક ક્ષેત્રો, બની શકતાં, ખેડવાનું જ મેં જીવનભર કર્યું છે. કવિતાને તથા સાહિત્યને લગતાં પ્રાસંગિક વ્યાખ્યાનો

માટે કે ચર્ચા માટે જ મેં ગદ્ય લેખો લખેલા છે, કે કવિતાનાં પુસ્તકોની લાંબી પ્રસ્તાવનાઓ લખી છે. મારાં અન્ય વ્યવસાયોને અંગે મને અવકાશ જ એટલો થોડો મળતો કે કવિતાનાં આટલાં પુસ્તકો હું લખી શકયો છું એ જ પ્રભુની મહેર છે.

* * * *

પ્રશ્ન : પરભાષાના કવિઓમાં તમારો સૌથી પ્રિય કવિ કયો છે?

ઉત્તર : પરભાષાના અનેક કવિઓ મને પ્રિય છે, કેમ કે એ સૌ કોઇ ને કોઇ ક્ષેત્રમાં સર્વોત્તમ હોય છે. મેં તો એ સર્વ ઉત્તમ કવિઓના ગ્રંથોનો પ્રેમથી અભ્યાસ કરેલો છે, તેમની જુદી જુદી કલારીતિઓની ખૂબીઓ પિછાની છે ને મારી કવિતામાં ઊતારવા પ્રયત્ન કીધા છે. તેમની કવિતામાંથી મને સારૂં લાગ્યું તે મારાં કાવ્યોમાં વિના સંકોચે મેં ઊતાર્યું છે. દુનિયાના બધા મોટા કવિઓ પોતાના પૂર્વજોના તેમ જ સમકાલીનોના ઋણી હોય છે. તમામ સાહિત્ય—ગમે તેવું કહેવાતું મૌલિક પણ—દીવામાંથી દીવા પ્રગટે તેવું રચાયેલું હોય છે. કોઇ પણ કવિ બધી બાજુએથી પૂર્ણ નથી હોતો. પૂર્ણ કવિ ને સર્જક તો માત્ર પરમાત્મા પ્રભુ જ છે. મને તો પ્રત્યેક મોટા કવિમાં કવિતાનું કોઇ ને કોઇ અંગ વિશેષ ખીલેલું લાગે છે. એટલે કોઇ એક જ કવિ મને સૌથી વિશેષ પ્રિય નથી.

* * * *

પ્રશ્ન: બંગાળી, હિંદી અને મરાઠી સાહિત્યની કવિતાઓ વિશે આપનો શો મત છે?

ઉત્તર : હિંદી ભાષા પર તો મારો કાબૂ સારો હોવાથી મેં એ ભાષામાંની જૂની નવી કવિતા ઠીક ઠીક વાંચી છે. હિંદીથી આપણી ગુજરાતી કવિતા—આપણા અદ્યતન શ્રેષ્ઠ કવિઓની કવિતા જોતાં—જરૂર ચઢીયાતી છે. બંગાળી ને મરાઠી ભાષાની કવિતાઓ મેં બહુ વાંચી નથી-સમય ને પ્રસંગ મળ્યો જ નથી—એટલે એ માટે હું કાંઇ કહી શકું નહિ. બંગાળી કવિતા જેટલી મેં વાંચી છે—શ્રી રવીન્દ્રનાથ ઠાકુરની સુદ્ધાં—તે જોતાં આપણી કવિતા એની હારમાં ઊભી રહે એવી છે. મરાઠીની કવિતા મને આપણી કવિતા જેટલી સારી લાગતી નથી. દેશભક્તિની કવિતાઓમાં તો આપણી ગુજરાતી કવિતા હિંદની બધી ભાષાઓની કવિતાથી ચઢે એવી છે. પાશ્ચાત્ય કવિતાની અસર હિંદની બધી ભાષાઓની કવિતા પર પડી છે ને બધે નવીન પ્રયોગો થયા જ કરે છે. પણ એ વિષયમાં આપણી કવિતાએ વિશેષ પ્રગતિ કીધી છે, એમ મને લાગે છે.

* * * *

પ્રશ્ન: આપ જ્યોતિષ જાણો છો એ શું ખરી વાત? શોખ તરીકે?

ઉત્તર: જ્યોતિષશાસ્ત્રનો મેં ઠીક ઠીક અભ્યાસ કરેલો છે—સામુદ્રિક શાસ્ત્રની સાથે. મદ્રાસમાં, ઊટીમાં તેમ જ અહીં મુંબઇમાં મેં હજારો માણસોની જન્મકુંડળીઓ

જોઇ છે. મદ્રાસ ઇલાકામાં તાડપત્ર પર લખાયલા જ્યોતિષના કેટલાક જૂના "નાડીગ્રંથો" છે, તેમાંથી પણ હું ઘણું શીખ્યો છું. મેં પોતે એ વિષયમાં ઘણી નવીન શોધ કરેલી છે. એ વિષય ને એ વાત એવાં વિશાળ છે કે અહીં તે પર વધુ લખાય તેમ નથી. છેલ્લાં ૩૦ વર્ષમાં કરેલી મારી ઘણીખરી આગાહીઓ ખરી પડી છે. હમણાં પથારીમાં પડ્યાં પડ્યાં પણ એ કામ હું મુંબઇમાં કરૂં છું ને સેંકડો જણ પૂરતો સંતોષ લઇને જ્યોતિષશાસ્ત્રમાં શ્રદ્ધા પરોવીને ગયાં છે.

* * * *

પ્રશ્ન: આપની ખાસ ટેવો ને અમુક ચીજો માટે આપને ખાસ વલણ હોય તો તે જણાવશો?

ઉત્તર: મને કોઇ પણ ખાસ ટેવ નથી. કોઇ પણ જાતનો માદક પદાર્થ–પાન સોપારી સુદ્ધાં–હું લેતો નથી. નિયમિત ભોજન–સ્વચ્છ અને સાદું–સિવાય વચમાં હું કશું ખાતો નથી. પચાસ વર્ષની ઉંમર સુધી હું રોજ કસરત કરતો અને સાધારણ માણસ કરતાં મારા અંગમાં કુદરતી બળ વધારે રહેતું ક્રિકેટનો પણ હું ઠીકઠીક રસિયો હતો. મારો "સાયેટિકા" વધ્યા પછી ડૉક્ટરની સલાહથી એ બધું મારે છોડવું પડયું. ચિત્રકલા, સંગીત વગેરેનો ઘણો શોખ હતો, તે બધું સમયને અભાવે માત્ર કવિતામાં સમાવી દેવું પડયું. કવિતા ઉપરાંત ફિલસૂફી, ધર્મશાસ્ત્રો, માનવવંશશાસ્ત્ર, જ્યોતિર્વિદ્યા, જ્યોતિષશાસ્ત્ર, માનસશાસ્ત્ર, કંઇક વૈદકશાસ્ત્ર, સામાન્ય વિજ્ઞાન, એ સર્વ વિષયોનો મેં અભ્યાસ કીધો છે. મારી કવિતામાં એ સર્વનો નિચોડ મેં સમાવેલો છે.

* * * *

પ્રશ્ન: આપનો પ્રિય વિનોદ(Recreation) કયો?

ઉત્તર: જુવાનીમાં કસરત અને ક્રિકેટ હતાં. ત્યાર પછી તો વાંચન અને જ્યોતિષ શાસ્ત્રમાં નવું નવું સંશોધન, એ જ વિનોદ છે.

ઉપરની પ્રશ્નોત્તરીથી કવિતા તથા સાહિત્ય વિશેના કવિશ્રી ખબરદારના વિચારો તેમજ એમનું સમગ્ર માનસ તથા એમની કેટલીક ટેવો સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

"મને થયું એમને મળું; પણ અગાઉ કોઇ વેળા મળેલો નહિ. એ ગુજરાતના લાડીલા કવિને હું સાહિત્યક્ષેત્રે હજી પા પા પગલી માંડનારો એ કેવો આવકાર આપશે! વળી એમની તબિયત ખરેખર રહેતી નથી. આર્થિક મુશ્કેલીઓ પણ ભારે છે, એમનું મન મુઝાયેલું ને દિલ દુઃખાયેલું છે વગેરે સાંભળ્યું હતું, તો કવિને મળવું કે કેમ એ માટે ગૂંચવાડો થયો. બીજે માળે લઇ જતા દાદરના પહેલા પગથિયે ઊભો હું વિમાસણ કરી રહ્યો હતો, મન મક્કમ કર્યું કે કવિને મળી જ લેવું. મુંબઈ ફરી ક્યારે આવવાનું થાય અને આવવાનું થાય તો ય એમના દર્શનનો લાભ ત્યારે મળે કે ન ય મળે. તો હમણાં જ પ્રયત્ન કરી જોવો શો ખોટો!

ને મેં બારણા પરની ઘંટડી દબાવી. સહેજવારે બારણું ખુલ્યું. પુખ્ત વયનાં બહેને મારે કોનું કામ હતું તેની પૃચ્છપરછ કરી, મારું નામ પૂછ્યું અને મને અંદર લઇ જઇ બેસાડ્યો. હું જ્યાં બેઠો હતો ત્યાં વિરાટ કાયાની એક વ્યક્તિ ધીમે ધીમે આવી. ઊંચું કદ, ભવ્ય લલાટ, મોટી મૂંછો, હસતા હોઠ. છાપામાં છબી જોયેલી એટલે હું ઓળખી ગયો કે કવિશ્રી અરદેશર ખબરદાર આ જ. પહાડી બદન હતું પણ નબળી તબિયતને લઇ એ મુશ્કેલીથી ચાલતા હતા. મેં એમને વંદન કર્યાં.

અમે બેઠા. વાતોએ વળગ્યા. ઘણી ઘણી વાતો કરી–મુખ્યત્વે ગુજરાતી સાહિત્યને સ્પર્શતી. ગુર્જર સાહિત્યના વિકાસમાં મનપર લે તો પારસીઓ શું શું કરી શકે એ વિષે એમણે ઘણું ઘણું કહ્યું અને એ દિશામાં આગેકદમ ઉપાડવા મને પ્રેરણા અને આશિષ આપ્યાં. "નર્મદ સાહિત્ય સભા, સૂરત" જેવી અગત્યની સાહિત્યસંસ્થાનું મંત્રીપદ મને મળ્યું તે માટે એમણે હર્ષ દર્શાવ્યો અને એ સભાના પ્રમુખ પ્રા. વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી વિષે પોતાનો આદર વ્યક્ત કરતાં એમણે કહેલું કે કેટલાક વિવેચકો વિવેચકધર્મ ભૂલીને ટીકાકારને બદલે ટીકાખોર બને છે, પણ વિવેચનના ક્ષેત્રે વિષ્ણુપ્રસાદ પોતાનું કાર્ય આદર્શ વિવેચકને છાજે એ રીતે બજાવે છે.

હું માસીને ત્યાં પહોંચ્યો ત્યારે મેં ધારેલા સમય કરતાં હું સવા કલાક મોડો પડયો હતો. ને તે પછી જ અંધેરી ખાતે મળેલા ગુજરાતી સાહિત્યપરિષદના સિંહાસનેથી કવિ ખબરદારે આપેલા વ્યાખ્યાનમાં ગુજરાતી સાહિત્યની સેવા કરવા પ્રામાણિક પ્રયત્નો કરનાર થોડાક પારસી લેખકોમાં મારા નામનો ઉલ્લેખ કર્યો હતો.

[ ૨ ]

ઉપરના પ્રસંગને ઠીક ઠીક સમય પસાર થઇ ગયો. દરમિયાન કવિશ્રી સાથે થોડોક પત્રવહેવાર થયેલો. મારી બે કૃતિઓ માટે એમણે પ્રશંસાના બે બોલ લખી મોકલ્યા હતા અને એમનાં બે પુસ્તક પણ ભેટ મોકલ્યાં હતાં.

મુંબઇ જતાં હું ફરીવાર એમને મળવા ગયો. મને એમના ઓરડામાં લઇ ગયા. ત્યારે એ વધુ બિમાર હતા. એ ચાલી શકે એમ નહોતું. એ પલંગ પર સૂતા હતા. એમની વિરાટ-કાયાથી પલંગ ભરાઇ ગયો હતો.

સામાન્ય વાતચીત પછી કવિએ બાજુમાં પડેલું મોટું હસ્તલિખિત પુસ્તક ઉપાડયું ને મારા હાથમાં મુકતાં કહ્યું: હાલમાં એની પાછળ પડયો છું. તબિયત યારી આપે તો એ પહેલું પૂરૂં કરવું છે.

મેં એ પુસ્તકનાં પાનાં ફેરવ્યાં. શું સુંદર અક્ષર! સારા અક્ષરને 'મોતીના દાણા'નું બિરુદ અપાય છે પણ આ બિરુદ કવિના અક્ષર માટે ઝાંખુ લાગે છે. કવિનો કાગળ આવે ત્યારે મ એમના અક્ષર જોઇ રહીએ અને કાગળ નકામો થતાં તે ફાડી નાંખવાનું મન ન થાય. એમનાં લખાણ – કવિતા છાપવાનું છાપખાનાઓના જે કામદારોને ફાળે આવ્યું હશે તેમણે એમને જરૂર આશીર્વાદ આપ્યા હશે, મૂગો આભાર માન્યો હશે અને એવા અક્ષરે લખનારા ઘણા લેખકો હોય તો કેવું સારું એમ અવશ્ય ઇચ્છયુ હશે.

મારા હાથમાં મુકાયો હતો એ હતો કવિશ્રીનો તૈયાર થઇ રહેલો ગાથા ગ્રંથ.

એ ગ્રંથ સૂતાં સૂતાં એમણે પોતાની છાતી પર ટેકવ્યો, એનાં પાનાં ફેરવ્યાં અને મને સમજાવવા માંડયું. મારા જીવનનો એ એક અતિ સુખી કલાક હતો. કેટલા પ્રેમથી, કેટલી લાગણીથી કવિ મને એમનું લખાણ સમજાવી રહ્યા હતા! હું ત્યારે બધું સમજી શક્યો નહોતો. હું ધર્માભ્યાસી નહિ, ગાથાનો ખાસ જાણકાર નહિ, એટલે બધું તો કયાંથી સમજી શકું? છતાં એ દિને મેં ઘણું નવું નવું જાણ્યું. એ દિને મેં કવિને વધાર સારી રીતે ઓળખ્યા.

કવિશ્રી એમના લખાણમાંથી મોટે અવાજે વાંચતા હતા, ગાતા હતા અને મને સમજ પડે એ માટે વચમાં સમજણ રૂપે વિવેચન પણ કરતા હતા. આ સઘળો સમય કવિ પલંગ પર સૂતા સૂતા આ પ્રવૃત્તિ કરતા હતા. એકાદ કલાક થતાં મને લાગ્યું કે કવિ મારે લીધે બહુ શ્રમ લઇ રહ્યા છે. આવી નબળી તબિયતે એમણે વિશેષ શ્રમ લેવો સારો નહિ એટલે હવે અટકવા મેં એમને અરજ કરી. ફરી મળીશુ ત્યારે આ વિષયમાં વધુ વાતો કરીશું એમ જણાવ્યું અને ગાથા ગ્રંથ પ્રગટ થાય એ પૂર્વે એનો રસાસ્વાદ મને ચખાડવા માટે મેં એમનો અંતરથી આભાર માન્યો.

તે દિને "જાલ્ભાં મેન્સન"ના દાદરના પગથિયાં ઉતરતાં અને આગળ માર્ગ કાપતાં મને થયું: શું જીવ છે! આ વયે અને તબિયતે અવરતાનું અધ્યયન કર્યું. ધર્મનો અભ્યાસ કર્યો, એ અભ્યાસને આધારે બીજા ધર્મો સાથે જરથુસ્રના ધર્મના સરખા આવતા ભાગો તારવ્યા, આ ક્ષેત્રે સંશોધન કર્યું અને ગુર્જર સાહિત્યને આવો ગ્રંથ આપ્યો! એમનાં કેટલાંક વિધાનો ચર્ચાસ્પદ બનશે, એમની કેટલીક વિચારસરણી સાથે જરથોસ્તી ધર્મના બીજા કેટલાક અભ્યાસીઓ કદાચ એકમત ન થશે, પણ એ છતાં સૌ કોઇ એમની અભ્યાસવૃત્તિને ધન્યવાદ આપશે. અને આ ક્ષેત્રમાં વિશેષ સંશોધન કરવા સત્ય શોધોને પ્રેરણા પણ પાશે.

[ ૩ ]

કવિશ્રીની કાવ્યકૃતિઓનું મૂલ્યાંકન કરવાનો મને કોઈ અધિકાર નથી.

કવિશ્રી સાથની ઉપરની બે મુલાકાતો એ મારું મોંઘું સંભારણું છે.

કેટલાક સમય ઉપર દક્ષિણ ભારતનાં કેટલાંક સૌંદર્યધામો જોવા ગયો, ત્યાં અલ્પ સંખ્યામાં વસતા જરથોસ્તીઓને જોયા, તેમને મળતા–ભેટતા અનુભવ્યા. અને મને કવિની લીટી યાદ આવી.

જ્યાં જ્યાં એક જરથોસ્તી ખરો વસે
ત્યાં ત્યાં ઇરાનશાહ સદાય.

જેણે ઘણાં ઘણાં વર્ષો સુધી ગુજરાતથી દૂર વસ્યા છતાં ગુજરાતી સાહિત્યની એકધારી સંગીન સેવા કરી, આર્થિક મુશ્કેલીઓ અને નબળી તબિયત છતાં જેની કલમ માર્ગ કાપતી થંભી નહિ, હૃદયને ખૂબ પ્રિય એવાં સ્વજનની પહેલી વિદાયના અતિ કરુણ પ્રસંગમાંથી પ્રેરણા મેળવી જેણે ગુજરાતી કાવ્યક્ષેત્રને, કદાચ પોતાનું સર્વશ્રેષ્ઠ, સર્જન આપ્યું, જીવનની નમતી સાંજે પલંગમાં પડ્યા પડ્યા જેણે ધર્મનો ઊંડો અભ્યાસ કર્યો અને તેના મહત્ત્વના ભાગને ગુજરાતી કવિતાના રૂપમાં ગૂંથ્યો, જેણે તેની અગાઉ કોઈ પારસીએ ન આપ્યો હોય એટલો સમૃદ્ધ ફાળો ગુજરાતી ક્ષેત્રે અર્પ્યો, જેના મસ્તક ઉપર ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખનો મુગટ મુકાતાં જે આવો પહેલો પારસી પ્રમુખ બન્યો, જે ધર્મે ને રહેણીકરણીએ પારસી જરથોસ્તી હોવા છતાં અંતરે જે આદર્શ ગુજરાતી રહ્યો, ગુણવંતી ગુજરાતનો ગાયક બન્યો, ગુજરાતી સાહિત્યના ચમનનો નિષ્ઠાવાન બાગબાન બન્યો, એના જીવન અને કાર્યને હું સહૃદય સો સો સલામ કરું છું!

# સદ્ગત કવિ અરદેશર ફરામજી ખબરદારનો અેષો જરથુષ્ટ્રની ગાથાઓ પરનો નવો પ્રકાશ

શ્રી સોહરાબ હીરજીભાઈ ખાટલીવાળા

સદ્ગત કવિ અરદેશર ફરામજી ખબરદાર સાથે મને એક વાર ગુજરાતી ભાષાના અક્ષરો વિષે વાતચીત થતાં મેં એ સાક્ષરનો અભિપ્રાય માગ્યો કે આપણે ગુજરાતીમાં ઇ, ઈ, ઉ, ઊ અક્ષરોને બદલે જો અિ, અી, અુ, અૂ એવો પ્રયોગ કરીએ તો એ યોગ્ય ગણી શકાય કે કેમ, તો એમણે કહ્યું કે હિંદી અને મરાઠીમાં એવા પ્રયોગો થાય છે, પરંતુ ગુજરાતીમાં એવો પ્રયોગ થયો હોય તો એ વિષે ચોક્કસ માહિતી મળતી નથી. છતાં, મારે પણ એવું અવનવું કરવું છે કે કેમ એવું કુતૂહળતાથી પૂછ્યું. જો કે એમની સમક્ષ હું ચૂપ જ રહ્યો અને એ વાત ત્યાં જ અટકી, પણ હવે જ્યારે કવિ ખબરદાર વિષે એક લેખ લખી આપવા માટે મારા વિદ્વાન મિત્ર શ્રીમાન હર્ષદરાયે મને વિનંતિ કરી ત્યારે મને વિચાર આવ્યો કે મારે ગુજરાતીમાં પહેલ કરી આ લેખમાં ઇ, ઈ ઉ ઊ અક્ષરોને ઠેકાણે અિ, અી, અુ, અૂનો પ્રયોગ આરંભવો. છતાં અત્યાર પહેલાં જો ગુજરાતી પ્રકાશનોમાં એવો પ્રયોગ થયો હોય તો એ માટે ખુશીથી હું એના પ્રકાશકોને ધન્યવાદ આપી એવા લેખકોને આ પહેલ કરવાનું માન આપું છું. આટલો ખુલાસો ટુંકમાં રજૂ કરી આ લેખનો મૂળ વિષય હવે હું હાથ ધરીશ.

અીરાન અુપરના અસલ અીરાનવેજના આર્યજનોના અુતારાઓએ એ ઐયામ અગાઅુનાં અેશિયાના આ એક અનોખા અુપખંડની આબાદીઓમાં આરાધવાતા અનૂ, અિલ, અદદ્ અિત્યાદિ અશ્લીલ અીશોના અનુયાયીઓમાં અુચ્ચારાતી અનાર્ય અને અશિષ્ટ અપભ્રંશ અન્શાનીના અધિકારનો અને અીષ્મરૂપી અનેક અસુરોના અમાનુષી, અુગ્ર અને અધમ અનિષ્ટોનો અંત આણ્યો. એ અુપરાંત એની આસપાસના અીલામ અને અશુર અનરાકના અન્ય અિલાકાઓના આદિવાસીઓએ એ અંતરે અીશાનેથી આવી અુતરેલા અવનવા આર્યજનોની અનુપમ અને અલૌકિક અવેસ્તા અપનાવી એના અધ્યાયોમાં અુદ્દેશાએલા અકળ અીશ્વર અહુરમઝ્દ, એના અમર અમેશાસ્પંદો અને અધિષ્ઠિત અીજ઼દોની અિજ્યા અત્યંત અને અખંડ આનંદે આદરી. અીરાનના આર્યધર્મનો અૂજળો આદિત્ય અહીંથી અૂગ્યો આ આર્યજનોની અપૂર્વ અમૃતમય આદિ ગાથાઓ,

એની અસલી ઈમારત અને ઉચ્ચારણ, એનું અચૂક ઉકેલણ, અનિવાર્ય અર્થ, એમાંની આજ્ઞાઓ, ઉપાસનાઓ, અલંકારો, આશયો, અનુમાનો અને એ ઉપર અજવાળું આણતા અનેક આધારભૂત અગ્ર ગ્રંથો, અનુવાદો, ઉપદેશો, ઈતિહાસો અને આડકથાઓમાં ઊજવાએલી એની અખૂટ ઉત્તમતાનો આબેહૂબ અભ્યાસ આખરે અરદેશર એના એક અગ્રગણ્ય અધ્યાત્મજ્ઞાનીએ અંતર્ચક્ષુએ આલક્ષી એની એક ઉચ્ચતમ ઊર્મિગીતા અને એ આદિ ગાથાઓમાં ઓળખાવેલા આદર્શોની આકર્ષક આ કૃતિઓ એમણે અપાર અભિલાષાએ અભ્યાસીઓની અક્કલહોશિયારીમાં, આચાર્યોના આચારવિચારોમાં અને આમવર્ગોના અંગેઅંગમાં ઊંડી ઊતારી. અભિજ્ઞ અને અલ્પજ્ઞ અનુભવે એમના આત્મિક અભિપ્રાયોને એકસરખા આવકારતા, એટલે અહીં એમના અમુક અગત્યના અવલંબિત અને અગાઉ અવલોકનોનો ઉલ્લેખ આપણે અત્યારે ઊલટ અને ઉમંગથી આલેખીએ.

કવિ ખબરદાર ગગનવિહારી, તત્ત્વદર્શી, ભક્તિયોગી મહાત્મા હતા એટલું જ નહિ પરંતુ એક ઋષિ કે મુનિની જેમ દૈવી પ્રેરણાઓ મેળવતા અને સાથે વળી એ પીઢ સાહિત્યકાર, ખગોળશાસ્ત્રી, જ્યોતિષી, દ્રષ્ટા અને ભવિષ્યવેત્તા પણ હતા. એના એકાદ બે ઉદાહરણો હું અત્રે ટાંકું છું.

ખ્રીસ્તી સન ૧૯૩૧ માં કોઈપણ વ્યક્તિને એવો ખ્યાલ ન હતો કે માણસ માત્ર ટુંક સમયમાં જ ચંદ્ર કે ગ્રહો ઉપર પહોંચી જશે. આ એક અસંભવિત ઘટના ગણાતી અને તે વેળાના જીવંત મનુષ્યોના જીવનકાળમાં જ એવો બનાવ બનવાનું તો અશક્ય જ મનાતું હતું. સૂર્ય, ચંદ્ર કે ગ્રહોની સહેલગાહે નીકળવું, એવા અદ્દભુત પરાક્રમોના અહેવાલો તો આપણે દેવતાઓના સાહસકર્મોનાં વર્ણનોની કેટલીક પુરાણી કલ્પિત કહાણીઓમાં કે આધુનિક તરંગી નવલકથાઓમાં જ વાંચતા. છતાં કવિએ ત્રીસ વર્ષો પહેલાં ભવિષ્ય ભાખ્યું હતું કે માનવી પૃથ્વી ઉપરથી ઊડી ચંદ્રની પાટીને અડશે. આ રહી એમની એ પ્રેરણા પામેલી પંક્તિઓ:

> દોડતા જગતની પાર આ દોડતો માનવી ભાવિમાં શું ન કરશે!
> વાદળાં ફોડીને આજ જે ઊડતો તે ન શું ચંદ્ર પર જઈ ઊતરશે!
>
> —દર્શનિકા, મુક્તક ૨૧૦,

અને એમને ભવિષ્યનું આ સૂચન થયા પછીની એક જ પેઢીમાં અને "દર્શનિકા"નું પ્રથમ પ્રકાશન થયું ત્યારે જે લોકોએ એ વાંચી હતી તેમાંના ઘણાઓની હયાતીમાં જ અત્યારે આ પૃથ્વી પરનો માનવી ચંદ્ર પર ઊડી જવાની ખરેખરી સતત તૈયારીઓ કરી રહ્યો છે એટલું જ નહિ પરંતુ પૃથ્વી ઉપરથી અણુશક્તિ વડે એ જ માનવીએ અવકાશમાં ફેંકેલા ગોળાઓ ચંદ્રની પ્રદક્ષિણા કરી, એની માટીને અડી હવે તો ઠેઠ શુક્રના ગ્રહ સુધી પહોંચી ગયા છે!

કવિએ પંડે પોતાનાં મિત્રો અને સ્નેહી કે સંબંધીઓ પર ૧૯૫૨-૧૯૫૩ માં લખેલા કેટલાક ખાનગી પત્રો એના માલિકોની મહેરબાનીથી વાંચી જવાનું મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું અને એ પત્રવહેવાર પરથી મને એમ જણાયું કે કવિ સને ૧૯૫૨ના જુલાઈની આસપાસ યમદૂતનું નિમંત્રણ એમને મળશે એવી ધારણા સતત સેવી રહ્યા હતા, પરંતુ એ માસમાં કવિ એવી પ્રેરણા પામ્યા કે જો કે મૂળમાં એમનો જીવનઅંત એ જ સમયે નિર્માણ થએલો હતો તો પણ દિવ્ય કૃપાએ એમને એક વર્ષનું વધુ જીવનદાન બક્ષવામાં આવતું હતું, કે જેથી એ જરથુષ્ટ્રની બાકીની ચાર ગાથાઓનો અનુવાદ કરી એ પરનું સંશોધન પણ પૂર્ણ કરી શકે. આ કાર્ય સંપૂર્ણ કરી પ્રેરણા મળ્યાને પૂર્ણ એક વર્ષ વીત્યા પછી એ સ્વર્ગવાસી થયા. જે વ્યક્તિ વારંવાર અમુક સમયમાં કોઈ પણ પળે મૃત્યુ પામવાનો સંયોગ દેખાડે, તે પછી જ્યારે દિવ્ય પ્રેરણાએ હિંમતથી અને વળી બીજાઓ પર લખીને છડેચોક એમ જાહેર કરે કે એક વર્ષ વધુ ચોક્કસ જીવી પોતાનું નિયોજાએલું કાર્ય સંપૂર્ણ કરી શકશે અને તે પછી જ એ અગાઉથી પોતે ભાખેલા સમયે જ જીવનનિવૃત્ત થાય તો એ ઘટના કવિની દૈવી યોગસાધનાની પ્રતીતિ આપે છે.

પારસીઓના પૂજ્ય પયગંબર અષો જરથુષ્ટ્રની ગાથાઓમાં અહુરમજદ અને અમેશાસ્પંદોનો ઉલ્લેખ થયો છે, તો એ સર્વે કોણ હશે તેની ઓળખની એમને જે રીતે દિવ્ય પ્રેરણા મળી, તે હું એમના જ શબ્દોમાં વર્ણવું છું:

"જરથોસ્તી ધર્મના પાયા ગ્રંથ 'ગાથા'માં એક અહુરા મજદાની સાથે બીજા ૭ દિવ્ય અધિષ્ઠાતાઓની ફિલસુફી સ્થાપી છે તેનો ખુલાસો શો હશે? કોઈ અભ્યાસીઓ આ બીજા અધિષ્ઠાતાઓને યાને 'અમેશાસ્પંદો'ને અહુરા મજદાના ગુણો તરીકે ગણે છે, યા કોઈ તેમને તેનાં કિરણો તરીકે ગણે છે, અને ઘણાઓ તેમને ખરેખરી હસ્તી ધરાવતી જુદી જુદી મહાન દિવ્ય શક્તિઓ તરીકે ગણે છે ને માને છે, તેમાંનું ખરું શું હશે? આ બધા પ્રશ્નો મારા મનમાં ઉઠયા જ કરતા હતા, અને છતાં મારા મનની પ્રતીતિ પ્રમાણે તો માનવીજીવનની અને તમામ દુનિયાની વ્યવસ્થા તો જ્યોતિષ પ્રમાણે સૂર્યમંડળ, નક્ષત્રો વગેરે ચલાવતાં હતાં, એટલે એક બાજુએ જરથોસ્તી ધર્મના સ્થાપકની પ્રભુપ્રેરિત વાણીનો આદેશ અને બીજી બાજુએ જ્યોતિઃશાસ્ત્રના ઊંડા અભ્યાસ અને અનુભવથી તારવેલું સત્ય, એ બન્ને વચ્ચે ખરું શું હશે તેની ખોળમાં હું પડયો. સાથે સાથે હું પ્રભુની ઊંડી ભક્તિ કરીને તેની યાચના કરતો ગયો કે આ ભેદનો કંઈક ખુલાસો મને મળે એવો પ્રકાશ મને તે સાહેબ આપે. આખરે એ પ્રકાશ મને મળ્યો અને મને મારા ધ્યાનમાંથી ઉત્તર મળ્યો કે 'ગાથા'માંના અહુરા મજદા અને ૭ અમેશાસ્પંદો એ જ સૂર્યમંડળ છે અને એ જ મહાજ્ઞાન અષો જરથુષ્ટ્ર સાહેબે 'ગાથા'માં અચૂક રીતે ગૂંથી લીધેલું છે!"

ઉપલી વિગતો અને આ પ્રકાશ એમને તા. ૩૦ મી જુલાઈ ૧૯૪૧ ની સાંજે સાતેક વાગે એ જ વિષયના ધ્યાનમાં એ હતા ત્યારે એમને મળ્યો હતો, એમ કવિ

પોતાના ૧૯૪૯માં પ્રગટ કરેલા ગાથાગ્રંથનાં પૃષ્ઠો ૬૭૨ અને ૬૭૩ ઉપર જણાવી ગયા છે, પણ એમાં અતિ ગર્ભિત ધાટ તો એ હતો કે જે ઘડીએ એમને આ પ્રેરણા મળી તે જ ઘડીની બરાબર બાર વર્ષો પછી તે જ મહિને, તે જ દિવસે, તે જ સાંજે અને સૂર્યાસ્તની તુરત જ પછીના તે જ કલાકે એમના જીવનનો સૂર્ય પણ અસ્ત પામ્યો ! –

કવિએ આ રહસ્ય જ્યારે પ્રગટ કર્યું ત્યારે પહેલે તો એ વિષે પારસી ધર્મઅભ્યાસીઓમાં ચર્ચા જાગી ઉઠી, પણ એનો ખુલાસો અવેસ્તાના અન્ય લખાણોમાંથી જ મળી રહ્યો કે "સર્વે અમેશાસ્પંદો સૂર્ય સાથે સંબંધ ધરાવનારા એના સાથીઓ છે." હવે સૂર્ય સાથે સંબંધ ધરાવનારા એના સાથીઓ એ માત્ર ગ્રહો જ હોઈ શકે. (જુઓ ખબરદારનો ગાથાગ્રંથ પૃ. ૬૮૬). વળી પાછળથી મારા (એટલે આ લેખ લખનારના) વાંચવામાં એમ પણ આવ્યું કે ઓલ્ડેન્બર્ગ એ નામના એક વિદ્વાને જર્મન ભાષામાં "વેદોનો ધર્મ" એ શીર્ષકે એક પુસ્તક ઈસ્વી સન ૧૮૯૪માં પ્રગટ કર્યું હતું, અને એ જર્મન પુસ્તકના પૃષ્ઠ ૧૮૫ ઉપર વેદોમાં દર્શાવેલા ૭ આદિત્યો અને ગાથાઓમાં ઉલ્લેખાએલા ૭ અમેશાસ્પંદોની સરખામણી કરતાં ત્યાં ઓલ્ડેન્બર્ગે એવું જણાવ્યું છે કે અમેશાસ્પંદો જે અહુરમઝદની આસપાસ રહેલા છે, તે આ સિદ્ધાંત પ્રમાણે સૂર્ય અને એની પ્રદક્ષિણા કરી રહેલા ગ્રહો હોવા જોઈએ. ઓલ્ડેન્બર્ગનું અમેશાસ્પંદો માટેનું આ અનુમાન એક તો વેદો સંબંધી એક જર્મન પુસ્તકમાં જણાવાએલું અને બીજું તો એ અર્ધી સદી અગાઉનું પ્રગટ થએલું એટલે આ ચાલુ સમયના ઘણા પારસી અભ્યાસીઓ ભેગા ખબરદારને પણ એની ખબર ન હતી છતાં, એ અનુમાન ઉપર પોતે સ્વતંત્રપણે દોરવાઈ ખાસ પારસી અભ્યાસીઓ વચ્ચે આ વિચારનો પ્રચાર કરવાનું માન તો સદરહુ કવિ સાક્ષરને જ ઘટે છે.

હવે સદ્દગત ખબરદારે એવો જરથુષ્ટ્રની ગાથાઓ સંબંધી ભૌતિક બુદ્ધિપ્રયોગે કે દિવ્ય પ્રેરણા દ્વારા જે સંશોધન કર્યું છે તેમાંની કેટલીક મુખ્ય બાબતો એક પછી એક નીચે પ્રમાણે ટુંકમાં હું નોંધું છું :—

૧. ગાથાઓના છંદોમાં સ્વરભારની રચના છે કે, અને જો તે હોય તો એ છંદો ક્યા પ્રકારના સ્વરભારમાં રચાયા છે, તેની ખબરદાર પહેલાં અમેરિકા, યુરોપ કે એશિયાના અભ્યાસીઓને કોઈ રીતની ખબર ન હતી. તેઓ માત્ર એટલું જ જાણતા હતા કે જુદી જુદી ગાથાઓની પંક્તિઓમાં અમુક સંખ્યાની શ્રુતિઓ હતી અને દરેક પંક્તિની અમુક શ્રુતિઓ પછી યતિઓ આવતી હતી, પણ એ શ્રુતિઓના સ્વરભાર કે એના પ્રકાર વિષે એટલે કે એના ઉચ્ચારણમાં જાતિસ્વરભાર કે વૃત્તસ્વરભાર હતા તેનું અવેસ્તા ભાષાના મોટા મોટા કોવિદો, ઉપાધ્યાયો કે નિષ્ણાતોને કશુંએ ભાન ન હતું. કવિએ સિદ્ધ કર્યું છે કે ગાથાઓના છંદો જાતિસ્વરભારના છે, અને એ અનુદાત્ત, ઉદાત્ત અને સ્વરિત એવા ત્રણ સૂરો ધરાવે છે (પૃષ્ઠ ૫૮૯-૬૪૪).

૨. વૈદિક સ્વરભારોનું સાચું ઉચ્ચારણ એમણે જરથુષ્ટ્રની ગાથાઓ દ્વારા ખાસ કરી પ્રાગ્વૈદિક કાળમાં જ્યારે શબ્દોની સંધિ ન હતી ત્યારે ઋગ્વેદના શ્લોકોનો ઉચ્ચાર એના છંદોના જાતિસ્વરભારોને અનુસરી કેમ કરવામાં આવતા હશે, તેનો નિર્દેશ કર્યો છે અને ઋગ્વેદનો પહેલો જ શ્લોક એ પ્રમાણે સંધિઓ છૂટી પાડી તેના મૂળ પ્રાગ્વૈદિક રૂપમાં એક ઉદાહરણની જેમ ટાંકી દેખાડયો છે (પૃષ્ઠ ૬૪૨), સંસ્કૃતના અભ્યાસીઓ માટે આ એક અતિ અગત્યની શોધ છે, કેમ કે વેદકાળને અંતે અને શિષ્ટ સંસ્કૃતની પ્રગતિને સમયે સંધિના નિયમો બંધાયા તે પહેલાં વૈદિક ઋચાઓ જાતિસ્વરભારોનો સુમેળ સાચવી અને છંદોની રચનાને આધીન રહી વિના સંધિએ કેમ ઉચ્ચારાતી હતી, તેનું કવિએ અહીં સ્પષ્ટ પૃથક્કરણ કર્યું છે.

૩. ભાષાશાસ્ત્રના નિયમોને આધારે કવિએ જરથુષ્ટ્રની ગાથાભાષાને ઋગ્વેદની ભાષા કરતાંએ પ્રાચીન દર્શાવી છે (પૃષ્ઠ ૭૩૭-૭૩૮).

૪. ખબરદારે ચુકેલ કર્યો છે કે ગાથાઓમાં જણાવેલા દિવ્ય મંડળના પ્રભુપિતા અહુરમજદ એક વ્યક્તિ નથી પરંતુ એ અહુરા અને મજદા એમ બે અનાદિ તત્વો છે અને તેના મિલનથી જ અને તેની ઈચ્છાથી જ સૃષ્ટિનો ઉદ્દ્ભવ થએલો છે. જ્યારે અહુરા એ સૂર્યનો આત્મિક પ્રકાશ અને સૃષ્ટિના ચેતનનો અધિકૃત પરમાત્મા છે, ત્યારે મજદા એ સૂર્યનું ભૌતિક અંગ અને પ્રકૃતિની મૂળ સર્જન શક્તિ છે. (પૃષ્ઠ ૨૦૪, ૨૦૫, અને ૬૮૩).

૫. દિવ્ય મંડળના અધિષ્ઠાતાઓને સૂર્યમંડળના ગ્રહો, પૃથ્વીનો ઉપગ્રહ અને ચંદ્રના બિંદુપાતો સાથે કવિએ સરખાવ્યા છે. અષા એ ગુરુ કે બૃહસ્પતિ (પૃષ્ઠ ૬૯૧-૬૯૭), વોહુમન એ શનિ (પૃષ્ઠ ૬૯૭-૭૦૨), ક્ષથ્ર એ મંગળ (પૃષ્ઠ ૭૦૨-૭૦૪), ગઓ એ પૃથ્વી (પૃષ્ઠ ૨૦૫), હઉર્વતાત એ શુક્ર અને અમેરેતાત એ બુધ (પૃષ્ઠ ૭૦૮-૭૧૧), સ્પેન્તામન્યુ અને અંગ્રમન્યુ એ અનુક્રમે ચંદ્રના દક્ષિણ અને ઉત્તર તરફના બિંદુપાતો (પૃષ્ઠ ૭૧૭-૭૨૦). વળી ઠેકાણે ઠેકાણે બીજા બીજાઓનો ઉલ્લેખ કરી એ કયાં કયાં નક્ષત્રો કે એના અધિષ્ઠાતાઓ છે, તે પણ પ્રતિપાદન કર્યું છે. જેમ કે સરોષ એ શ્રવિષ્ઠા નક્ષત્રનો અધિપતિ (પૃષ્ઠ ૨૫૪), મિથ્ર અથવા મહેર એ અનુરાધા નક્ષત્રનો દેવતા (પૃષ્ઠ ૬૭૬), અષિશ્ વડુહવી એ પુનર્વસુ (પૃષ્ઠ ૭૪૧) વગેરે. વધુમાં, મિથ્ર, રશ્નુ અને સરોષ એ તુલા, વૃશ્ચિક અને મકર રાશિમાંનાં નક્ષત્રો છે, એ પણ જણાવ્યું છે. (પૃષ્ઠ ૭૪૧).

૬. કવિએ ગાથાઓની ફિલસૂફીને સાંખ્યદર્શન સાથે સરખાવી છે. (પૃ. ૨૦૫, ૬૭૯).

૭. ગાથાઓના અમુક શબ્દોના અર્થો પહેલવી કાળે, એટલે ઈરાન દેશમાં અવેસ્તામાંથી અપભ્રંશ થઈને આવેલી પહેલવી નામક એક પ્રાકૃત ભાષાના અધિકારના સમયે જે થતા હતા અને જે સેંકડો વર્ષોથી મનાતા આવ્યા છે, તેના ખબરદારે પ્રાગ્વૈદિક

કાળમાં થતા પ્રારંભિક અર્થો જ આપ્યા છે. (પૃષ્ઠ ૧૬૯–૧૭૬). એમાંના થોડાક શબ્દો એના પ્રચલિત અર્થો અને કવિએ દર્શાવેલી મૂળ સમજની એક ટીપ અહીં નમૂના રૂપે હું રજૂ કરું છું:

| શબ્દ | પ્રચલિત અર્થ | કવિની સમજ |
|---|---|---|
| ફ્રવરેઝ્ઈમ | પેદા કીધી | ગતિમાન કીધી |
| અએષ્મ | ક્રોધ | ઊષ્મ, કામવિકાર |
| દ્રેગ્વો | દુષ્ટ, જૂઠો | અજ્ઞાન જડવાદી |
| દએવ | દૈત્ય, શયતાન | એ નામની એક આર્ય જાતિ |
| મશ્ક્ય (મધ્યા) | માણસ | એ નામની એક આર્ય જાતિ |
| અસુરશ્તા | ધિક્કારેલ, અશક્ત | શબ્દહીન |
| ખ્વાશ | આનંદ | અંતર જ્યોતિ |
| હુમાંજ્દ્રા | સુમંત્ર, સારા મંત્રો | સ્વરમય કે સુસ્વર<br>મંદ્ર (સંગીતનું નીચલું સપ્તક) |
| ઉર્વાજ | સુખ, સંપત્તિ | ભેદ, મર્મ |
| અમુશ્તા | અણુસંભળાએલા | અનુદ્‌ઘોષિત |
| દામીવ (દામ) | દુનિયા | ધામ |
| ખ્રતુ | બુદ્ધિ | પ્રયોજન |
| દએના | અંતઃકરણ | ધર્મનો આદેશ |
| મિથહ્‌વચાઓ | ખોટું બોલનાર | વિરોધી બોલનાર |
| હુદાનુશ | ડાહ્યો, જ્ઞાની | સુદાનુ નામની પ્રજા |
| ઉર્વથો | દોસ્ત, મિત્ર | ધર્માચાર્ય |

કવિના સ્મરણમાં અને જે મહાન સદાચારીઓ અને સંતોએ અષો જરથુષ્ટ્રના આ પ્રાગ્વેદિક આર્યધર્મનો પ્રકાશ સામાન્ય પ્રજાજનોમાં ફેલાવી ગયા છે તે સર્વ દિવ્ય આત્માઓની સ્તુતિમાં "યેહ્‌હે હાતામ"ના પવિત્ર અવેસ્તા મંત્રનો કવિએ ગુજરાતી કવિતામાં જે અનુવાદ કર્યો છે (ગાથા ગ્રંથ પૃષ્ઠ ૧૨૭), તેનું અવતરણ આપી હું કૃતાર્થ થાઉં છું:

માનવલોક વિષેના જેને મજ્દા અહુરા જાણે એમ
સ્વાર્પણના પ્રતિ કાર્ય વિષે વધુ સાત્ત્વિકતાથી ભર્યો, વળી તેમ

અચળ અષોઇ તણા સંસર્ગે જીવનશુદ્ધિતણો રખવાળ,
એવાં સૌ નરનારીઓનું કરિયે આરાધન સહુ કાળ.

કવિશ્રીના દિવ્ય આત્માને અમારાં લાખો વંદન હો!

# "કલ્યાણિકા"નો શ્રદ્ધાદીપ

**પ્રા. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ એમ. એ; બી. ટી. (કુમાર)**

વિદ્યાપીઠોના ઉદય-વિકાસના સમયમાં જન્મેલા-ઉછરેલા છતાં વિદ્યાપીઠની સીધી અસરોથી અલિપ્ત રહેલા જાગીરદાર - વેપારી કવિ ખબરદારની સરસ્વતીસાધના અદ્‌ભુત અને અપૂર્વ છે. તેમનું વિવિધ ભાષા-સાહિત્યનું પરિશીલન અને મનન, બહુશ્રુતપણું અને સંવેદનશીલ હૃદય તેમની 'ધડા ધડાની ટોપીઓ પહેરેલી' કઇંનેક કૃતિઓમાં સ્પષ્ટપણે પ્રતિબિંબિત થાય છે. કલિકા ખંડકાવ્ય, 'કુકકુટદીક્ષા' અને 'પ્રભાતનો તપસ્વી' જેવાં કટાક્ષયુક્ત પ્રતિકાવ્યો, કિશોરકાળનાં દલપતશૈલીનાં કાવ્યો, નર્મદની લાગણીના ઊછળતા આવેશ વિનાના પણ વતનપ્રેમના ઊંડાણની પ્રતીતિ કરાવતા મર્યાદિત જુસ્સાવાળા 'રાષ્ટ્રિકા' 'પ્રકાશિકા' અને 'ભારતનો ટંકાર'નાં સ્વદેશગીતો, નાનાલાલના રાસ પછી બીજા કે ત્રીજા અનુક્રમે ગણાવી શકાય એવા ભાવનાશીલ અને મધુર મનોહર રાસગીતો...વગેરે વિવિધ પ્રકારની રસભરી વાનગીથી કવિશ્રી ખબરદારની વાઙ્‌મયવાટિકા મઘમઘે છે. તે સર્વમાં અવ્યક્તપણે વિહાર કરી રહેલો તેમનો 'અદલ હંસલો-આત્મા' ભજનિકા, કલ્યાણિકા, દર્શનિકા અને છેલ્લે છેલ્લે પ્રસિદ્ધ થયેલી 'કીર્તનિકા'માં સોળે કળાએ પ્રકટ થવા પામ્યો છે. કવિના પોતાના અંગત અભિપ્રાયો અને અનુભવો તેમાં કાવ્યમય આકાર પામ્યા છે, એટલું જ નહી પણ તેમાં તેમના માનસનો ઉત્તરોત્તર વિકાસ પણ સિદ્ધ થયેલો જણાય છે.

'કલ્યાણિકા'માં પરંપરિત ઢબના તથા નવા ભાવોની સાથે પ્રભુભક્તિવિષયક પ્રેમદર્શન અને તત્ત્વદર્શનનું આલેખન કરનારાં મોટા ભાગનાં ભજનો છે. 'ભજનિકા'માં પણ ભક્તિવિરતિનાં વિમલ વારિથી છલકાતો માદક માધુર્યપ્રવાહ વહેતો હોય છે. 'કીર્તનિકા'માં પણ એના એ જ વિચારો અને ભાવોનું મુખ્યત્વે પુનરાવર્તન જોવા મળે છે. પ્રિય પુત્રીના અવસાન બાદ કવિહૃદયમાંથી સ્વયંભૂ વહી રહેલી તત્ત્વદર્શી કવિતા તે 'દર્શનિકા'. અખાની પેઠે, પણ અખાથી તદ્દન નિરાળી જ રીતે ખબરદારે-કેટલાકની દૃષ્ટિએ 'મહાકાવ્ય' કહી શકાય એવી આ સુદીર્ઘ પદ્યરચનામાં તત્ત્વજ્ઞાન અને કવિતાનો સુભગ સુંદર સમન્વય સાધવાના પ્રયાસમાં મોટે અંશે સફળતા મેળવી છે.

આ કૃતિઓમાં આપણને સાચા ભક્તહૃદયની-'હરિજન'ની-પ્રભુ પ્રત્યેની અનન્ય અખૂટ શ્રદ્ધાનો રણકાર સંભળાય છે. તેમાં જીવનકલ્યાણના પંથ પર કાવ્યમય પ્રકાશ

એવી રીતે રેલાતાં હોય છે કે ભક્તિ અગર જ્ઞાનના માર્ગ પર પગલાં માંડી રહેલા સાધકના આંતરવિકાસ અને આધ્યાત્મિક અનુભવનું તેમાં સુરેખ સચોટ આલેખન થયેલું જોવા મળે છે. 'દર્શનિકા'માં તત્ત્વનિરૂપણનું પ્રભુત્વ છે, તો અન્ય ત્રણ કૃતિઓમાં ભક્તિભાવની ભરતીમાં જ્ઞાનતરણી તરતી જોવા મળે છે. આ મનોહર સુગેય રચનાઓમાં ક્યાંક ક્યાંક 'નાથ'ના સ્વરૂપને નિહાળી જીવનની રસલ્હાણ લૂંટવાનો તીવ્ર તલસાટ, એ અદમ્ય અભીપ્સા અસંતૃપ્ત રહેતાં સુધી દર્શનાતુર અધીરા હૈયામાં જાગેલી અસહ્ય વેદનાનો વલોવાટ–વલોપાત, ક્યારેક આશાનિરાશા વચ્ચે ઝોલાં ખાતા મનની મીઠી મૂંઝવણ, ક્યારેક પ્રીતમના સાન્નિધ્યરૂપી અમૃત–નિર્વાણની અપેક્ષા કરતા તૃષાર્ત કંઠની તીક્ષ્ણ આરત, ક્યારેક તદ્રુપ બની રહેલા આત્માના પ્રભુપ્રેમથી પાગલ બની રહેલા ઉરમાં ઊછળતી ઉલ્લાસ અને આનંદની મસ્તીના 'તુંહી તુંહી તુંહી'ના અનુભવોદ્‌ગાર; તો ઘણે સ્થળે માયાને પણ દેશવટો દેતી 'ભક્તિની ભવ્ય ઉર-ભરતી' અને પરમ તત્ત્વરૂપ પ્રિયતમની લગની અને મુખ્યત્વે વેદાન્તવિચારસરણી અનુસાર જગત અને માયાનું સ્વરૂપ, 'અનિર્વાચ્ય પરમતત્ત્વ' અને 'અગમની ઓળખ' 'અદ્વૈતનો આનંદ'...વગેરેની કાવ્યમય વાણીમાં કવિએ આલોચના કરેલી છે. સરલ પ્રાસાદિક સંગીતક્ષમ લલિત વાણીવિહારમાં કવિનું જીવનદર્શન તો છે જ પણ દર્શન કરતાં કવન–કવિની ચમત્કૃતિભરી વાણી–મહત્ત્વનો ભાગ ભજવે છે. અધ્યાત્મ–પ્રવાસીની–'કમળતલાવડીના હંસલા'ની-કલ્યાણયાત્રાનું નિદર્શન કરાવતાં ઘણાંખરાં કાવ્યોમાં કવિએ મનોરમ્ય સુંદર ઉપમા–રૂપકોની યોજના કરી છે. કેટલાંક પ્રતીકોમાં તો માધુર્ય, લાવણ્ય અને નાવિન્ય પણ વરતાઇ આવે છે. આથી ચિંતનાત્મક કાવ્યોનું તત્ત્વરહસ્ય દુર્બોધ કે ભારેખમ ન બનતાં, સરળ, સુરેખ અને વિશદ રીતે કાવ્યમય વાણીમાં વહેતું હોય છે.

સાધારણ રીતે કવિની ભાષા સાદી સરળ, લલિત અને પ્રાસાદિક છે. પરંતુ જ્યાં કવિની મંગળ જીવનદષ્ટિનું દર્શન થાય છે, કલ્પનાની નૂતનતાથી સભર બનતી પંક્તિઓમાં ઊંડું ચિંતન કે ફિલસૂફીનું ગૂઢ રહસ્ય પ્રકટ થતું હોય છે, 'પ્રભુ પ્રત્યેના કવિના પ્રેમ' વિષેની અચલ નિષ્ઠા તથા તેના 'દરસની તરસ'ની ઉત્કંઠાની તીવ્રતા વગેરેનું નિરૂપણ થતું હોય છે, ત્યાં ભાવને અનુકૂળ વહતી કવિની ભાષા ગાંભીર્ય, *ગૌરવ અને સ્વાસ્થ્યપૂર્ણ ઓજસ્ ધારણ કરતી હોય છે. આ ભજનોની વિશિષ્ટતા તેના* લયાનુસારી ઢાળ તથા તેનાથી નિષ્પન્ન થતી સંગીતમાધુરીમાં છે. ગંભીર ભાવોને વહતાં ઘણાં ભજનોનો ઢાળ દ્રુત લયનો છે. ધીરા લયનાં કેટલાંક ઉપદેશાત્મક કાવ્યો કાવ્યતત્ત્વને હાનિ પણ પહોંચાડે છે. વળી કલ્પનાના ચમત્કાર તો ક્યાંક ક્યાંક જ જોવા મળે છે. તેમાં ય ખાસ નોંધપાત્ર નવીનતા નથી. પરંતુ એ વીસરવું ન જોઇએ કે, ખબરદાર કલ્પનાના ઉચ્ચ ઉડ્ડયનોના કવિ નથી અને એ હકીકત તેમની કવિતા–કલાની મર્યાદા બની રહેતી નથી. વળી આર્જવથી ભર્યા કવિહૃદયની વાણીની સરળતા પણ એટલી બધી સભર છે કે કવિ પોતે જ "મારી કવિતાની પ્રાસાદિક સરળતાને લીધે તેમાં જાણે કશું રહસ્ય છે જ નહીં, એમ માની લઇને કેટલાક વિવેચકો થોડાકને ઉત્તમ કહી બીજીને અવગણે છે..." એવી ફરિયાદ કરતાં જણાવે છે કે, "હું તો પ્રત્યેક સંગ્રહમાં સમાજના બધા વર્ગોને કોઇ ને કોઈ કવિતા આનંદ આપી શકે એ વાત ધ્યાનમાં રાખીને બધી

જાતની કવિતા સરળ ભાવ વિચારથી માંડીને ઊંડામાં ઊંડા રહસ્યવાળી દાખલ કરું છું." કવિ ધર્મ અને અધ્યાત્મને એકરૂપ ગણે છે, અને આગળ કહ્યું તેમ, 'ભજનિકા' કે 'કીર્તનિકા'માં મોટે ભાગે પુનરુક્તિ લાગવાથી, હું આ લેખમાં માત્ર 'કલ્યાણિકા'માંથી જ અવતરણો આપવાનું પસંદ કરું છું.

કવિની દુઃખ પ્રત્યેની દૃષ્ટિ વિરલ અને નૂતન છે. વેદનારૂપી અમૃત વડે જામેલા, આંખમાંથી ઝરતા હૃદયકમલના રસને તે અદ્વિતીય અમૃતત્વ માને છે. તેમનો ભક્તિભાવ એટલે વિશ્વની વેદનાના અનુભવે આર્દ્ર બનેલા અંતઃકરણનો અમૃતરસ.

"આંખે ઝર્યા વેદનામૃતે જામ્યો હૃદય કમળરસ મારો
મારું અમી એ જડે ન બીજે કહીં: લ્યો, લ્યો, હે નાથ ઉદ્ધારો!
કૃપાધન! મારી આ થાળ સ્વીકારો!"

વિપત્તિમાં તો વિભુનો વાસ છે. વીર ભક્ત વેદનાની ભીતિથી ભડકતો નથી. કારમી કસોટીથી હિંમત હારતો નથી.' પણ તે તો એવી દૃઢ શ્રદ્ધા રાખે છે કે કસોટીની કાનસં મનને નિર્મલ બનાવશે અને જીવનનો નવો ઘાટ એરણ પર ઘડાશે.

"રહી કાનસ તારી ચોમેર ફરી, ઉર લોહનો કાટ જશે ઊતરી,
દેશે એ પછી કંચન શુદ્ધ કરી, પ્રભુ શ્રદ્ધા ધરું તુજ પારસમાં!
તારા ઘા પર ઘા ધમકારી રહ્યા, પ્રભુ! તોય તે ઝીલું હું પુષ્પસમા;
મારો જીવનઘાટ ઉતારી રહ્યા પ્રભુ! કેમ પછી ગણું તે વસમા!"

ખબરદાર પોતાની બધી જ કૃતિઓમાં વિપત્તિઓનો પુરુષાર્થભર્યો પુરસ્કાર–સ્વીકાર કરે છે. 'સંદેશિકા'માં તો દુઃખને પ્રભુની પ્રસાદી માની કવિ માગે છે: "દુઃખડાં દેજે રે અમને પળે પળે!" પ્રભુ પરની અખૂટ અતૂટ શ્રદ્ધા વ્યક્ત કરતા, દ્રુત લયના ઢાળના, મનોરમ રૂપકોથી ભરપૂર 'માધુરી' કાવ્યમાં કવિ એકરાર કરે છે:

'તારી આ વેદનાની મોંઘેરી ભેટ સૌ
હૈયે ધારી આ મારું જીવન વહું:
રે રે હો નાથ! એ જ તારી છે માધુરી–
તારી એ મહેરે સદા રંજિત રહું!"

ઊંડી ઇન્દ્રજાળ જેવા નિત્ય નવરંગી ચંચળ મનનું સ્વરૂપ દર્શાવતી 'મનબંધન'ની ધીર ગંભીર પદાવલિઓમાં કવિ કલ્પનાના બળે વેદનાનાં એક એક પગથિયાં ચઢતા જાય છે અને છેવટ કહે છે:

"એને તે હું શું પંપાળું? હરિખોળે બાળુ વહાલું!
અદલ મારું ભક્તિતાળું રે! હો હરિ! તુંમાં મન મારું કેમ વાળું રે!"

એ મનભ્રમરને પ્રભુપદ્મપંકજમાં પ્રલીન કરવા માટે પ્રેમપંથનું શબ્દચિત્ર રજૂ કરતાં કવિ વીર્યભાવયુક્ત આશાવરી–ગીતમાં ગાય છે કે:

આ તો પ્રીતતણું મંદિર છે, રંગભવન નથી કાંય,
શિર કાપી ઉંબરમાં મૂકે, તે જ પ્રવેશે માંહી!
પ્રભુ શું પ્રીત નથી કંઇ સહેલ, એ તો શિરસટ્ટાનો ખેલ!"

કારણ કે,

કાયા જીતે, માયા જીતે, જીતે જીવન ચરો,
પ્રીતમંદિરે પ્રભુને જીતે અદલ વિરલપદ પૂરો."

પરંતુ પ્રેમના પંથમાં પ્રવાસ ખેડનારને માયાની વિવિધ નામરૂપધારી, 'વસમી ઉપાધિઓ' નડે છે. માતા અને પછી પત્ની રૂપે સંસારને સર્જનારી 'મહા મીઠી કૃમની' માયાનો સાથ, રંગ પીંછી કે પાટી વિના આલેખાયેલા મેઘધનુષ્યના રંગ જેવો, ક્ષણભંગુર છે.

"અદ્ધર હિંડોળો એ માયાનો ઝૂલે, બેસી સકળ જીવ માંય,
સ્વર્ગ નરક ને મૃત્યુલોકે ચઢી ચાકે એ ઝોલાં ખાય!
પડે ગમ નહીં સતમારગની."

ઉપમાસભર આ કાવ્યમાં પારસી કવિ વેદાન્તસિદ્ધાન્ત જગન્મિથ્યા નો પડઘો પાડે છે:

"જન્મ ને મૃત્યુની વચ્ચે છે જીવન, સિંધુની ઊર્મિનું ફીણ!
મીણબત્તીમાં અદલ જે બળે, તે જ્યોતિ નથી કંઇ મીણ;
માની બેઠો તું જે અતલગની રે,
જીવ! જૂઠી તે માયા છે જગની!"

અખાની પેઠે ખબરદાર પણ બાહ્યાચાર અને દંભ–આડંબર પર કટાક્ષબાણ ારે છે અને મગનચંદ્રને બદલે "પાણીમાં મોજાં પર સરતાં" શશીબિંબથી સંતુષ્ટ ા થતાં, અંતરદીપ પ્રકટાવવા જણાવે છે:

"છોડ બધી તુજ આ દિલચરી, ભૂંસી દે ટીલાં ટપલાં!
પળપળ ફરતી છાયા શું રે આ શા અદલ બદલાં!"

પળે પળે રૂપ બદલીને માનવમનને મોહ પમાડતી, જગતમાં રમતી અને જગતને ામાડતી માયાને કવિએ 'જગની જોગણ'ની ઉપમા આપી છે. તેનાં મોહક રૂપ

તથા લીલાનું સુંદર વર્ણન કરતા કાવ્યમાંનું નીચેનું ઉત્પ્રેક્ષાચિત્ર કેટલું સરળ છતાં આબેહૂબ છે।

"ભેખ ધરીને બેઠી રાતે, પહેરી કાળી કફની;
તારક માળ સરે તુજ હાથે, જાણે રતિ સૌ દફની!
મોરી જગની જોગનિયાં!
તારા ઉલછ્ખીલાં છપ્પન કોટિ ઊડે છોગનિયાં."

એની 'ભભૂત ભરી આંખ' કદી આભમાં અધખૂલી ખૂલે છે તો સવાર થતાં એ "સોળ શણગાર સજી' રંગ રેલાવે છે. આમ તેના 'થનગન નિત્ય નવીન નખરાં'માં તે બધાંની નજર બાંધે છે। પણ ભક્ત કવિ તો નિર્લેપ રહી કહે છે:

"નહીં તુજ જોગે, નહીં તુજ ભોગે, માગું કો બંધનિયાં;
એક અલિપ્ત અદલ રહું જોતો સૌ તુજ આ ખેલનિયાં!"

માયાનાં મલિન આવરણોથી મુક્ત થવા અને શરણાગતને 'જેવો તેવો સ્વીકારી' લેવા માટેની 'પ્રાર્થના'માં કવિ આર્દ્ર વાણીમાં ટાગોરની કલ્પનાનું સ્મરણ કરાવતી–ભાવના રજૂ કરે છે:

"મને બાંધતાં તું જ બંધાઇ ગયો
મારે અંતર તું સપડાઇ ગયો,
હવે આખર તો ઓળખાઇ ગયો:
મારી મુક્તિ વિના નહીં તારી પ્રભો!'

ત્રીજા 'સાધન' ખંડનાં કેટલાંક ભજનોમાં કવિએ કર્મમીમાંસા ચર્ચી છે. જીવ માત્ર સ્વકર્મસૂત્રગ્રથિત છે એ વાલ્મીકિરામાયણની કલ્પનાનું અહીં સીધું જ અવતરણ છે:

"કર્મસૂતરના દોરા વણી વણી આપ જ મહીં ગૂંથાયા;
માયાના શણગાર સજાવી મંદિરદેવ સ્થપાયા!"

'કર્મ જ જન્મતણું છે કારણ' કહીને કવિ હિન્દુ તત્ત્વજ્ઞાનનો નિચોડ આપે છે:

"કર્મ કાળરૂપ સહુને બાઝે, એમાં સહુ અટવાયા;
કર્મ છૂટ્યે જન્માંતર છૂટે: અદલ ન રહો અથડાયા!
બાબા! છોડ કર્મની છાયા!"

વસ્તુ અને તેની છાયા જેવો કર્મ અને ફળનો સંબંધ દર્શાવતા કવિ કર્મનો મર્મ સમજાવે છે:

"રૂપ બને નિજ, જ્યોતિ જેવું, પડશે પછી પ્રતિબિંબ તેવુંઃ
એક છે મર્મ ને શાસ્ત્ર અપારાં! બાપુ! કર જ્યોતિથી કર્મ એ ન્યારાં!"

સાદી સરળ પણ સારંગ રાગની મધુર, લલિત ભાષામાં કવિએ 'સોદાગર'નું રૂપક યોજી પુણ્યમહિમા વર્ણવ્યો છે. લાખો સરિતાનો ક્ષાર ગ્રહી વર્ષાનાં મધુર વારિ વટાવતા સાગરનું અને અન્ય ગ્રહોને તેજદાન આપવા પરિભ્રમણ કરી રહેલાં સૂર્યનું દૃષ્ટાંત આપી, કવિ જીવરૂપી સોદાગરને સલાહ આપે છે કે:

"જીવ સોદાગર! કરી લે સોદો પુણ્યતણો સંસારમાં!
મન કેરી તુલા શુદ્ધ ગ્રહી તોળી દે કર્મ વિચારમાં!"

પુણ્ય એટલે નિઃસ્વાર્થ પરમાર્થપ્રવણ કર્મ. કવિ જનતાજનાર્દન અથવા 'લોકદેવ'ને તીર્થરાજ તથા 'અલખ નિરંજનના પદ' તરીકે ઓળખાવી કહે છે:

"આંતરડી ઠારો એ દેવની, એ નહીં જડ પાષાણજી;
ચેતન એનાં રે ઊઘડતાં કરશે જન્મ કલ્યાણજી!
સેવા કરો લોકદેવની."

કારણ સૂર્ય, મેઘ, તરુ, સરિત, ચંદન વગેરેની માફક

"સંત જીવે રે સંત જીવે જીવન જગત કાજ આપ
સ્નેહધારા રે સ્નેહધારા એની વરસી રહે અમાપ."

આ જાતનું ઉદાત્ત જીવન સ્વાભાવિક બને ત્યારે જ 'પૂર્ણ જીવનની સુંદરતા'નો સાચો 'યોગ' સધાય. આ બન્ને ભજનોમાં ભાષાની અને ભાવની સરળતા તથા ગંભીરતાનો સુંદર સંવાદ સધાયો છે. અહં–સીમિત મર્યાદા ઓળંગીને સમસ્ત વિશ્વ સાથે તદ્રૂપતા સાધવા મનને પડકાર છે. શાસ્ત્રીય ન્યાયસિદ્ધાન્તને કવિ કેટલી સરળતાથી મૂકી દે છે!

"નહીં બિંદુમાં સિંધુ ઊછળતો, સંખ્યામાં ન પતંગી;
પૂર્ણ જીવનની સુંદરતા રહે એક દિશા ન કદંગી
હું–તું કશુયે જીવનમાં નથી, એક જ વિશ્વ અભંગી!
રે મન! કાં રહે એકલરંગી?"

એ યોગ–સ્નેહસાયુજ્ય–સધાતાં કવિને 'ભીતર નખશિખ તું જ ભર્યો' એવી પ્રતીતિ થાય છે. વિવિધ ઉપમાઓને અંતે કવિ કીટભ્રમરના જૂના ભાવપ્રતીકનો નવા સંદર્ભમાં અન્વય કરે છે:

"સ્નેહસાયુજ્ય હું પામિયો, ત્યાં સાધું અવર શા યોગ!
નાથ! આ દેહમાં ડંખ પડે, તે તો કીટભ્રમરીના જોગ રે!"

'પ્રકાશ' અને 'આનંદ' ખંડોમાં કવિની આધ્યાત્મિક અનુભૂતિના ઊંડાણનો તથા અભિવ્યક્તિની અદ્ભુત છટાનો આપણને ઠીક ઠીક પરિચય થાય છે. "અગમ અરૂપ અગોચર અનહદ...એક અકળ અંતરનો વાસી" એવા 'અનિર્વાચ્ય અને અવર્ણનીય પરમ તત્ત્વ'નું સાંકેતિક નિરૂપણ કરતા કેદાર-ભજનમાં, બ્રહ્મ તો અનુભાવ્ય છે એ શ્રુતિવચન કવિ ઉચ્ચારે છે:

"નિર્ગુણના શા ગુણ હું ગાઉં ? કઇ ભાષા ઉપજાવું ?
એ અમી તો ચાખ્યે જ જણાતું અદલ હું કયમ દર્શાવું ?
રે પ્રભુ ! કેમ તને બતલાવું ?"

એ તો "અંધાએ ઉરસ્વપ્ન દીઠું કે, મૂંગે સાકર ખાધી" જેવું છે. એ 'અગમની ઓળખ' અધરી અને અધૂરી છે. કોઇ વિરલ અધિકારી જન જ પ્રકૃતિનાં પડોને ભેદી અલખ અક્ષરોને ઉકેલી શકે:

"ચેતન ચેતન અંતર ઝબકે, બહાર રહી છે માટી:
અક્ષર ઓળખનાર ઉચ્ચારે, નહીં બોલી દે પાટી !
સંતો ! કોણ અગમ સમજાવે ?"

તે માટે બાહ્ય પ્રસાધન-પ્રદીપો કે ઉપચાર નકામા છે; કારણ, આત્મા 'સ્વયંપ્રકાશ' છે.

"જન્મે જન્મે તું નવનવ દેહે, રાજે બની નવરાજ;
તારી એ હોડીનો તું જ સુકાની એ સાગર, એ જહાજ:
રણ એકલશૂરનાં જેવા રે,
જીવ ! દોહ્યલા તારાં દેવા રે !"

તત્ત્વચિંતનનું સુરેખ આલેખન કરનારાં 'સ્વયંપ્રકાશ' અને 'નવપ્રકાશ' ગીતોમાં યોજાયેલ ઉપમા-રૂપકો અને તેમની ભાષા ઉચ્ચ કવિપ્રતિભાનાં દ્યોતક છે. ઇશ્વરના સ્વરૂપનો વીજળી જેવો ઝબકાર ભક્તહૃદયને પ્રકાશિત કરે છે ત્યારે કવિ તેને પ્રેમના તારથી બાંધી રાખવા ચાહે છે. કલ્પના મૌલિક અને વૈજ્ઞાનિક જમાનાની છે:

"એ રે ઝબકારની પાંખો પકડવા લાવો કો સ્નેહનો તાર !
પલકી જરાક કરી ઊડી ન જાય એવો બાંધુ એ અંતરને બાર રે !
જશે પછી ક્યાં એ ઊડી ઝબકાર !"

પંચેન્દ્રિયોમાથી ઝરતું પુણ્ય જ્ઞાન પ્રાપ્ત કરી, પ્રભુ જ્યારે પધારે ત્યારે પંચામૃત રૂપે સમર્પણ કરવા કવિ 'અમૃતપાત્ર'માં જણાવે છે:

"રે રે પ્રાણુ! પ્રમાદ તજી દે! આવે પળ અણુધારી રે;
તુજ અમીપાત્ર અદલ છલકે, ત્યાં પ્રભુ લેશે સ્વીકારી રે,
પ્રાણુ! હવે તું છોડ અંધારી, તારી છે રંગત ન્યારી રે!"

એ 'અંધારી'માંથી મુક્ત થતાં આત્માને જે પ્રકાશનો ઉલ્લાસમય અનુભવ થાય છે તે અપૂર્વ છે :

"ગંગાસ્નાન દઈ અશ્રુનું રે કીધાં આત્મનયન રસલોલ;
એક એક કિરણે ઝૂલતો અદલ આનંદ ઝાકમઝોલ રે!
સંતો! એવાં ઊગ્યાં અજવાળિયાં એ જી!"

અજવાળાના આનન્દસિન્ધુમાં અવગાહન કરી રહેલા ભક્તકવિને 'પ્રણવશક્તિ'નું રહસ્ય સમજાતાં ગાય છે કે "ઓમ વિના નથી આરો!" હવે અગોચર પણ 'સર્વગોચર' થાય છે ત્યારે, કનકે રેલ્યા સૂર્યના જ્યોતિફુવારામાં, સંધ્યા ઉષાના કેશ સાથે થતી પ્રભુની અંગુલિલીલામાં, સાગરનાં મોજાંની સૂરાવટમાં...સર્વત્ર અને

"પ્રાણી પ્રાણીના પ્રાણમાં રે ઝગે તારું જ ચેતન એક;
ટોકી રહ્યો ઉરબારણાં: તારો ગજવું અદલ અહાલેક રે!
નાથ! બીજે ક્યાં જઈ તને શોધવો એ જી!"

'આત્માનંદ'ની આ સર્વોચ્ચ સ્થિતમાં કવિની કલ્પના અને કવિતા પણ હેલે ચડે છે, ત્યારે સકળ બ્રહ્માંડની ગોળી કરીને, જ્યોતિનો રવૈયો મૂકીને અને પંચતત્ત્વોનાં નેતરાં બાંધીને ભક્તિવલોણાનો અદ્ભુત ઠાઠ રચે છે. ભાષા, કલ્પના, લયમાધુરી, ચાપલ્ય, છટા, અલંકારવૈભવ, વર્ણનની ચિત્રાત્મકતા વગેરે દૃષ્ટિએ 'વલોણું' ઉત્તમ કાવ્યનો નમૂનો પૂરો પાડે છે.

"એક કોર પ્રકૃતિ એ નેતરાંને તાણે રે,
એક કોર પુરુષ ઘુમાવે રે;
ઘૂમે ઘૂમે ને મીઠું છલકે વલોણું રે,
ઉપર અમૃત તરી આવે રે!
હદ બેહદ હું તો ઊડું આકાશ રે"

બેહદ આકાશમાં ઊડતા કવિનું ભક્તિભર્યું હૃદય સતત અનુભવે છે :

"વિલસે વિશ્વલીલા વસંતે, નાથ નાચે અનંતે"

અને એ નાથની પ્રતીક્ષાની આરઝૂ કેવી છે!

"પ્રભુ! તારે હૈયે સમાવશે ક્યારે?
ક્યારે મારાં ચુંબશે ધગતાં લલાટ?"
"પ્રભુ! તારાં તેડાં તે આવશે ક્યારે?
જોઉં તારી જીવનભર અહીં વાટ!"

કારણ કે, એ શાંતિભરી સંધ્યાએ તેમને, અગોચર ધામના આહ્વાનની રૂપેરી "દૂરની ઘંટડી"નો રણકાર સંભળાય છે:

"સ્નેહ અને જીવન કેરાં આતિથ્ય મળ્યાં ભલાં,
પગમાં ભાંગ્યા કંટક ત્યમ આવ્યાં કર ફૂલ;
મટ્ટીની કાયામાં મ્હોર્યો પ્રાણ પ્રભાભર્યો;—
ફૂટે દીવી: થાય ભલે દીપક પણ ગૂલ!
વહાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી!"

હવે કવિને અસંતોષ કે અતૃપ્તિ નથી. તેમને દોરંગી દુનિયાના ડહાપણની પરવા નથી. વિશ્વને બદલે વિશ્વરૂપી વસ્ત્ર પહેરનાર પ્રભુનાં નામ અને ધામની "લાખેણી લેહ" લાગી છે. તેથી જ "કીર્તનિકા"માં "પ્રભુની બાથ" ભરી રહેલા અદલ હંસ કવિ ગાય છે:

"આખા આ વિશ્વને લે આભ ઊંડળમાં રે,
આભને તું રાખે તુજ હથેલીમાં રે!
મારા સ્નેહની રે બાથ અદલ તું જાણે રે;
રાખે તને ય ઉરથેલીમાં રે!
તારી તે બાથ કેવી મોટી છે, સાહેબા રે!"

કારણ, નિખાલસતા અને નિર્મલતાના ઘૃતથી ભર્યા હૃદયમાં શ્રદ્ધાદીપની અખંડ જ્યોત ઝળહળે છે. કવિ એ શ્રદ્ધાના તેજને સરળ પણ નવીન ઉપમા-વાણીમાં વ્યક્ત કરે છે:

"ધરતી માતા કરી દેશે કાયાનું કૂલડું,
પ્રાણે કો નવતારક ચેતવશે આકાશ;
મારાં ગીત વસંત ઉરે નવરાગ ઉડાવશે,
તેમાં ખીલશે ને ટમટમશે મારી આશ!"

ખબરદારનો એ શ્રદ્ધાદીપ ઉર ઉરમાં દિવ્ય પ્રકાશ પ્રસરાવે!

# રાષ્ટ્રીય કવિ ખબરદાર

**શ્રી લવકુમાર મહેન્દ્રકુમાર દેસાઈ એમ. એ**

કવિશ્રી ખબરદારના પોતાના અભિપ્રાય પ્રમાણે, અનેકવિધ ઐતિહાસિક પરિવર્તનોનાં મૂળ ધર્મભક્તિ અને દેશભક્તિમાં રહેલા છે. તે પ્રમાણે અભ્યાસ કરનારને જણાશે કે કવિની તમામ કાવ્યકૃતિઓમા આ બે પ્રવાહો જ, એકી સાથે અથવા તો ભિન્ન ભિન્ન રૂપે પણ, જોવા મળે છે. ધર્મભક્તિ અથવા પ્રભુભક્તિને તેઓ પ્રધાન અને રાષ્ટ્રભક્તિને ગૌણ માને છે; પણ એ બંનેના પાયામાં તો પ્રેમના વિશ્વધર્મની જ ભાવના રહેલી છે.

ઘણા કવિઓના મતે શૃંગાર સર્વોત્તમ અને કવિતાનુકૂલ રસ છે. કરુણ અને વીરનો તેઓ સહાયકારી રસ તરીકે વિનિયોગ કરે છે. પણ શ્રી ખબરદાર કહે છે કેઃ "નવે રસનો ધણી ને રસિયો કવિ વીર પણ છે." અને ખરેખર વીર સુભટો સમરાંગણમાં જીવના જોખમે પરાક્રમ રેલાવી માતૃભૂમિનું રક્ષણ કરવા ઝઝૂમે છે તેમ વીરરસના હિમાયતી વિરલ કવિઓ પણ સ્વરચિત રાષ્ટ્રકાવ્યોથી પ્રજાજીવનમાં સુપ્ત રહેલી તથા મહદ્ અંશે જાગૃત થયેલી કે જાગૃતિની પળની રાહ જોતી ઉત્કટ નિર્ભેળ દેશપ્રેમની ભાવનાનો ઉદ્રેક જન્માવે છે. તેઓ સુભટોમાં અને સામાન્ય નાગરિકોમાં રહેલા વતન માટેના વહાલને વીરત્વભરી વાણીથી બિરદાવે છે, એટલું જ નહીં પણ પોતાની વાણીના સામર્થ્યથી વીરોના વીરત્વને, તેમના વિજયને અનેરું ગૌરવ આપી, અન્યમાં પણ અનેરી પ્રેરણાના પીયૂષ રેલાવે છે.

ભાટચારણોની ઉદ્બોધક મુખપરંપરિત કવિતા ઉપરાંત, યુગમૂર્તિ નર્મદે અને ત્યારપછી હરિ હર્ષદ ધ્રુવે, સ્વદેશાભિમાનની લાગણી અને વીરરસના આવેશથી યુક્ત સંખ્યાબંધ દેશભક્તિનાં કાવ્યો લખ્યાં અને 'સહુ ચલો જીતવા જંગ'થી પડકાર કરી, સૈકા પછી ઉદ્ઘોષ પામનાર કોંગ્રેસ મહાસભાના શૌર્યમંત્રનો 'યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે'નો જાણે પૂર્વાલાપ ગાયો! ત્યારબાદ આરંભમાં ખબરદાર અને નાનાલાલ અને પછી મેઘાણીએ વતનપ્રેમનાં, રાષ્ટ્રભક્તિ અને તેને અંગેનાં શૌર્ય–સાહસ–બહાદુરીનાં, સ્વાર્પણનાં, વિજયસૂચનાં, દેશદશાનાં, કર્તવ્ય પ્રોત્સાહનનાં, સંગ્રામનાં, વીરોને અપાતી અંજલિનાં, ભારતનાં અને તેના નંદનવન સમા ગુજરાતના ગૌરવનાં સંખ્યાબંધ ગીતો–

કાવ્યો—ગુણુસંખ્યા ઉભય દૃષ્ટિથી લખ્યાં છે. અને એ રીતે ભારતી તથા ગુર્જરીની અનન્ય સેવા બજાવી છે.

'ગુજરાતના રાષ્ટ્રીય કવિ' તરીકે ખ્યાતિ પામેલા કવિ ખબરદારનાં આ પ્રકારનાં, ૨૭ કાવ્યો પ્રથમ વિશ્વવિગ્રહ વખતે પ્રકટ થયેલા 'ભારતનો ટંકાર'માં અને ૭૨ કાવ્યો બીજા વિશ્વવિગ્રહ વખતે પ્રકટ થયેલા 'રાષ્ટ્રિકા'માં સંગ્રહિત થયાં છે. તેમાં "અર્પણ બધું તુજને જ તો અર્પણ અવરને શું કરું?" નું 'અર્પણ' કાવ્ય ઉમેરીએ તો તેમણે પૂરી સદી નોંધાવી ગણાય! ભારતની ગરીબી અને ગુલામીનાં ચિત્રોમાં છવાયેલી કરુણની છાયા બાદ કરતાં મોટા ભાગનાં કાવ્યોમાં વીર રસ ઝબકે છે. દૂધ નહીં પણ 'અમીરસપાન' કરનારા, 'નાના પણ રાઈના દાણા'ને કવિ "સિંહતણા સંતાન, તમે હો!" ઉદ્બોધન કરે છે અને "વીરનું સ્વરૂપ શોધન" કરે છે:

"છળબળથી કંઈ વિકળ અબળ થઈ, ગણવો શું દેહ ગોઝારો?
કુંજરજૂથ નિહાળી બને શું કેસરીબાળ બિચારો?
ભલા, એ તો આગતણો અંગારો."

'સિંહવીર'નું કાવ્ય પદેપદે વીર્યભાવથી ઊછળતું છે.

"ત્રાડ અમારી તોડે ગગનને, ફોડે દિશાના કોટ;
તારક રજનિમાં જાય સંતાઈ, સાગર પામે ઓટ:
ચોટ અમારી ચંદ્રને; અમે સિંહણનાં સંતાન."

જુસ્સો અને પ્રેરણા—પ્રોત્સાહનભર્યાં 'રણે વિદાય' કાવ્યમાં શસ્ત્રસજ્જ વીરયોદ્ધાઓનું કેવું આબેહૂબ આકર્ષક અને અસરકારક શબ્દચિત્ર દોરાયું છે!

"આંખમાં અંજન, રણરસરંજન, ગુંજન યુદ્ધગીતોનાં;
વાંકી વાંકી પહેરી પાઘ પીળી આ, વીંધશો લોચન કોનાં?
તાણી તાણી આ મૂછ છે મરડી, કરડી રહ્યા હોઠ રાતા;
વારે વારે મુખ મારે ખુંખારા, ને તડપી રહ્યા પગ તાતા!
હણહણતો હય બારણે, વીરા! પેંગડે પાય ધરો જી!"

ઉપરે,

"વીરરસે રણકુંજ ઘૂમીને શિરનાં ફૂલ ઊડાડો!"

સમરમાં ધસવા માટે "નહીં દેહના મોહ, ઘરને નહીં નેહના રોહ" વગેરે દ્વારા ચરાતન ચઢાવી કવિ 'નવજીવનનાં આવાહન'માં ગીતાપ્રબોધિત બે કષ્ટ વિકલ્પો બતાવે છે:

"કાયરતાનાં વસ્ત્ર ઊતરશે, દુઃખ દુઃખ કહેતાં તરશે,
તરતાં હૃદય મઝા શી ભરશે! હો વીરા! રે આવો, આવો!"

"જીન કયે઼ નવજીવન જડશે, ભારતનાં સદ્‌ભાગ્ય ઉઘડશે,
કે રણુ પડનાં પ્રણુ સાંપડશે! હો વીરા! રે આવો, આવો!"

'અનન્ય ભારત'માં પોતાના દેશની ભૂતકાલીન ભવ્યતાની મુક્તકંઠથી પ્રશંસા કરતાં કવિ થાકતા નથી:

"જ્યાં ઋષિઋષિનાં નક્ષત્ર અચળ ઝળહળતાં,
જ્યાં નવજીવનનાં અમી યુગેયુગ મળતાં,
જ્યાં વહ્યાં ભક્તિરસનીર ગંગશું ભળતાં:
જે સજાઈ ઉરધનથી રે – ભવ્ય જે સજાઇ ઉરધનથી:
નથી નથી તુજ જેવી, ભારત! જગમાં અન્ય નથી! માત હો!"

એવી ભારતીય સંસ્કૃતિને ચરણે વીરભક્ત નિવેદન કરે છે:

"ઝગવો મરતાં ભ્રમ શબપુંજ, તારી મ્હોલાત!
એ ઢગ પર તુજ ધ્વજ રહો ઊડી, ભારત, મુજ માત!"

વળી,

"જુગ જુગમાં લઉં જન્મ અનેક, કરવા તુજ ખ્યાત;
જ્યાં તું ત્યાં પ્રભુ સત્ય વિરાજે, ભારત, મુજ માત!"

એ માની હાકલ પડતાં અને મોહનની મોરલીનો જાદુ વરતાતાં ભારતના ભડવીરો મેદાને પડ્યા:

"નથી મુએલાં મુડદાં પેલાં, મુડદાં એ સહુ ઊઠ્યાં:
હો મા! એક અભયનાં જાદુ નયન નયનમાં ઘુંટ્યાં!"
"સ્નેહતણી સમશેર કરે ને ઢાલ ધરી સંયમની:
હો મા! એક ફનાદિલને શું ડગવે ફોજ "આલમની!"

અને જ્યારે,

"ભડભડ ભડકા ભોનમ ભભકે, ઝાળ મઝેરી ઝવાય;
રાતી રાતી ઝુમ એ ભડકાની તણખે બધે આ તણાય:"

ત્યારે,

ઊંચા હિમાલય પર્વત પીગળે, ગંગા રહી છે રેલાય;
રાતી તાતી ઊગી આંખ ગગનની, દિશદિશ રહી રંગાય."

એ અવનવા સંમરાંગણના વર્ણનમાં કેવો રૌદ્રરસ અને સાથે સાથે વીર્યભાવયુક્ત ભક્તિરસ પણ રેલાય છે?

"ફાટે આભ, દિશા ડોલે, ને સાગર ડૂબે ભોમ:
રોમ રોમમાં ભાલા ભોંકે ભર અંધારે વ્યોમ:
ક્ષયના હાહાકાર ઊઠે રે! જયના રણુઝણકાર છૂટે રે:
સર્વ સમર્પણ તુજને, માતા! તુંથી જ સર્વ મિરાત!
ઘડીભર થંભી જા રે માત!

ગાંધીજીના સત્યાગ્રહને કવિ 'દેવાસુર સંગ્રામ'નું રૂપક આપીને અધ્યાત્મરહસ્ય સૂચવે છે:

"સમરાંગણ ક્યાં જઈએ શોધી? છે સમરાંગણ ઉર:
કુરુક્ષેત્ર કે થરમાપિલિથી અધિક વધે ત્યાં શૂર!
રણે એ ખેલે આતમરામ: આ તો દેવાસુર સંગ્રામ!"

આપણો આર્યમંત્ર 'તુમાખી શસ્ત્રસમૃદ્ધિ'નો નહીં પણ 'આત્મસિદ્ધિનો છે:

"જગ ભલે અસત્યે જીતે, જગ ભલે અધર્મે તણાય,
તુજ અંતરતેજ સુરીતે તું જાળવ એ તનમાંય;
છે તોલાવું દેવાંગણમાં દાનવ-માનવને યુદ્ધ-હો ભારત! રહેજે શુદ્ધ."

જ્યારે ભારતદેવીની આંખમાં નવચેતન ઊભરે છે ત્યારે 'જુગજુગની પ્યાસી' મૈયા, વીરત્વની અંજલિ, ખોબો કે પ્યાલીથી સંતૃપ્ત ન થતાં,

"જ્યોતિ જ્યોતિ ઘરઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું?
શિર કાપી ખપ્પરમાં નાખો, કરો કાળજું આખું!
ખપ્પર ભરો ભરો હો!'

સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા માટે અને ટકાવી રાખવા માટે એકતા હોવી આવશ્યક છે. બંને સંપ્રદાયોના મહાંખરા કાજીઓમાં ધર્મ, વર્ણ કે વર્ણના ભેદભાવ છોડી ભારતીય એક્તાનો ભાવ દૃઢ કરવા પર કવિ ખૂબ ભાર મૂકે છે. કવિનો મુખ્ય મંત્ર છે:

"એક જુઓ આકાશ આપણું, ભૂમિ આપણી એક,
નહીં જુદાઈ ધરીશું બનીશું દીન અરે એકેક!
"આપણે ભારત પુત્ર તમામ! અહોહો! એક માત-આરામ!"

આ ઉપરાંત ધ્વજને લગતાં ગીતો, ભારતપુત્રો-વીરોનાં ગીતો, કૂચગીતો, દાદાજી, ફિરોજશાહ, કાબરાજી, મલબારી, ગાંધીજી, શ્રદ્ધાનંદ, બરકા, નર્મદ, ગોવર્ધનરામ, મટુભાઇ, હાજીમહંમદ, કાન્ત, કલાપી, નાનાલાલ વગેરેને સંબંધકતી અંજલિગીતોમાં પણ કવિનો ભારત અને ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્ધરો પ્રત્યેનો પ્રેમ પ્રગટ થાય છે. નવીન અગ્નિશિખા છંદમાં રચાયેલું 'એ ગાંધી સંતસુજાણુ' કાવ્ય આખું જ સુવાચ્ય અને સુશ્રાવ્ય છે.

"હાલ્યાં ચેતન મૃત મટ્ટીમાં, ફાલ્યાં જડહૃદયેથી ફૂલ,
હિમ હગલેથી ભડકા ઊઠ્યા, ઝળકી સોનારજ બરધૂળ;
પથ્થરની પ્રતિમા ત્યાં ચાલી,
ફૂટી મૃશળમાં પણ ડાળી,
જનજનના મનમાં નવરંગે પાછી ઊગી આશ અતૂલઃ
એવી વર્તી કોની આણ!, એ ગાંધી સંતસુજાણુ."

કવિ ગાંધીજીને પચાસમે વર્ષે કેવી કવિત્વભરી વાણીમાં બિરદાવે છે!

"ગાંધર્વ આવો ગગનના! સર તમ સુરસદનના,
સ્નેહે ભર્યાં, સત્યે ઠર્યાં, ઘો આજ મોંઘા કવનના!"

એ ગાંધીજી ભારતીય કે વિશ્વવંદ્ય મહાન વિભૂતિ તો છે જ. પરંતુ તે ભારતીય એકતાની અતૂટ કડી સમા 'ગુજરાત'ના ગુજરાતી વીર છે, એ ગાંધીજી ભલે ભૂલી જાય, આપણે કેમ ભૂલીએ! ગુજરાતના વાણિજ્ય, વ્યાપાર, કલા અને ભક્તિસંપન્ન અધ્યાત્મ સંસ્કારને ગુજરાતના બધા જ કવિઓએ કવિતામાં સ્થાન આપ્યું છે—પણ,

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!
જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મહોલાત."

દ્વારા ગુજરાતની ભૌગોલિક સીમાઓને વિસ્તારનાર કવિ ખબરદારનો તો તેમાં મોટો હિસ્સો છે. "રાષ્ટ્રિકા'માં તો કવિએ અગિયાર 'ગુજરાતનાં ગીતો'નું જુદું જૂથ જ રચ્યું છે. અલબત્ત તેમાંનાં ઘણાં કાવ્યોમાં વિચારની કે કલ્પનાની નવીનતા કે અપૂર્વતા કરતાં એક જ ભાવની અન્ય ઢાળ કે છંદમાં પુનરુક્તિ જેવું જણાય છે. પરંતુ 'જીવનની મહોલાત' સમી 'રળિયામણી મરતી ગુણવંતી ગુજરાત' પ્રત્યેની તેમની પ્રીતિનો સચ્ચાઇભર્યો રણકો તેમાં સ્પષ્ટપણે સંભળાય છેઃ

"ધરતીનો સોહાગ સુભગ ભારતનો બાગ આ,
નંદનવનનું આંગણ, પરીઓની રસકુંજ!
ગુર્જર સુંદરીની જ્યાં ઊડે યોગમ ચાંદની,
વરસે દેવોનાય અદલ ત્યાં કુસુમપુંજ!"

કવિ ગુજરાતનાં હરિયાળાં ખેતરો, 'ફળફૂલવંતી કુંજો', 'ગિરિગહ્વરો', 'સર સરિતા રસભર અમીઝરણાં', પુણ્યતીર્થો, પશુપંખીઓ, વનસ્થ વનસ્પતિઓ વગેરેનાં મુક્તકંઠથી ગુણગાન ગાય છે. કવિ ગુજરાતની અસ્મિતાના પ્રાણ સમા ધાર્મિક ઔદાર્યનો ગુણ પારખે છે અને તેનાં ઠેરઠેર વખાણ કરે છે. ગુજરાતીની હૃદય-ઋજુતા પારસીઓના હિંદમાંના આગમનકાળથી પારસીઓનાં હૃદયમાં રમી રહી છે. સર્વ ધર્મોના બંધુઓને 'ગુર્જર સંતાનો' તરીકે સંબોધી તેમને તે કહે છે:

"ભુજ શું ભુજ બીડીને આવોઃ એક જ પ્રેમતણી છો વેલ!"

કારણ કે,

"પ્રેમ તહીં ધિક્કાર રહે નહિઃ ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન."

'શર્વિકા'માં કથાનક-ગીતોનું પંચક છે. તેની ખંડકાવ્યો જેવી રચનામાં પણ મેવાડ અને ગુજરાતના સમર્પણના પ્રસંગોને કવિએ કરુણમિશ્રિત વીરરસને વહાવતી વાણીમાં અંકિત કર્યા છે. તેમાં 'ટ્રાન્સવાલમાં ત્રાસ'ના મિશ્રહરિગીતમાં રચેલા કથાનકગીતમાં રણશૌર્યપૂર્ણ પ્રતિભાવંત ગુર્જરવીરત્વ, "બ્રિટનના યશ રક્ષકો- સ્વાતંત્ર્યના ઉરભક્ષકો-ટ્રાન્સવાલી તક્ષકો"ની સામે સાગરનાં મોજાંની જેમ ઊછળે છે.

"ઊછળો ગગન મહાસાગરો! વંટોળિયા નભને ભરો!
પહાડો પડો! જ્વાલા ઊડો! અંધાર અવની આવરો!
ગુજરાતના શૂરા અમે ગુજરાતીઓ!
થઇએ શું ભારતદેવીના યશઘાતીઓ!
અમ ગેહ દહએ, દેહ દહએ, ચેહ બળિયે તાતીઓ!
અમ ટેક ના તજિયે કદી! – રે આ અમે ગુજરાતીઓ!"

આવાં ગીતોમાં તો કવિની ભાષા અને શૌર્ય રેલવવાની રીતિ પરાકાષ્ઠાએ પહોંચે છે. સમગ્રપણે જોતાં કવિના આ બન્ને સંગ્રહોમાં વિષયનું વૈવિધ્ય કે 'દર્શનિકા' જેવું ઊંડું ચિંતન મળશે નહીં. કવિની ભાષા હંમેશાં સાદી, સરળ, સુગમ, મધુર અને પ્રાસાદિક હોય છે; પણ આ પ્રાસાદિકતા અને ભાષાની ભભક વિનાની દલપતશૈલીની સાદાઇનો અતિરેક, આલંકારિક કૌશલની કે કલ્પનાની રંગલીલાની મર્યાદા, ગીતોનું દીર્ઘસૂત્રીપણું, વિચારોની પુનરુક્તિ વગેરેના કારણે તેમની કવિતાકલાને ઉચ્ચતર કક્ષા સુધી વિકસવા દેતાં નથી. શ્રી સુન્દરમ્ નોંધે છે તેમ, "તેમની ભાષામાં વર્ણમાધુર્ય હોય છે, પણ તેટલું જ અર્થમાધુર્ય તેનું સહચારી નથી હોતું. તેમની નિરૂપણની શૈલી સરળ સુગમ અર્થવાળી છે, પણ કાવ્યનો પુદ્ગલ, તેનાં અંગઉપાંગોની સંધિ અને

સંઘટના પ્રાયઃ શિથિલ રહે છે." તેમ છતાં, કવિએ રાષ્ટ્રપ્રેમથી પ્રેરાઇને ગુજરાતી સાહિત્યને વીરરસનાં કેટલાંક ઉત્તમ કાવ્યો આપ્યાં છે, એ ગુજરાતી કવિતાના ઇતિહાસની નોંધપાત્ર હકીકત છે.

અંતમાં 'સૌની પહેલી ગુજરાત!' કાવ્યમાંની છઠ્ઠી કંડિકાના અવતરણવડે આ લેખ હું પૂર્ણ કરીશ:

"પ્યાલાં ઝેરતણાં છે પીવાં મૌન મુખે ધારી વ્રતઘોર,
વહાલાં સ્વજન જવા છે છોડી કરી નિજ અંતર વજ્રકઠોર.
ભારતઝંડાને જાળવવા,
જગમાં શાંતિસુધા ઢાળવવા,
કોણ કૂદી પડશે આગળ ધરી ભારતભાગ્યતણી કરદોર?
છે એ કોણ વીરોની માત?–
સૌની પહેલી ગુજરાત?
સૌની પહેલી ગુજરાત!
ગુજરાત જ હે ગુજરાત!'




# કવિશ્રી ખબરદાર

## શ્રી મોહનલાલ પાર્વતીશંકર દવે

આપણા બે સુપ્રસિદ્ધ કવિઓ–કવિશ્રી નાનાલાલ અને કવિશ્રી ખબરદાર–એ બેઉને તેમની હયાતી દરમ્યાન ઉત્સવ ઊજવીને મુંબાઈથી માંડીને ગુજરાત–કાઠિયાવાડનાં નાનાં મોટાં તમામ શહેરોએ વ્યવસ્થાપૂર્વકનું અને ઉમળકાભર્યું જે માન આપ્યું હતું તે એ ઉત્સવોમાં આછોપાતળો પણ ભાગ લેનારી કોઈ પણ વ્યક્તિ કદી વીસરી શકશે નહીં. કવિશ્રી ખબરદારના કનકોત્સવની ઊજવણી સૂરત તથા વલસાડમાં થઈ હતી ત્યારે મેં જે ભાષણો કરેલા તે વર્તમાનપત્રોમા તે વખતે પ્રસિદ્ધ થયેલાં અને પછીથી તો એ બન્ને ભાષણો મારા એક ગ્રન્થમાં પણ સંગૃહીત થયેલાં છે સ્થળ અને સમયની અનુકૂળતા પ્રમાણે તે વખતે મેં જે કહેલું તેની પુનરુક્તિ કરવાની મને જરૂર જણાતી નથી બનતા સુધી એવી પુનરુક્તિ હુ નહીં થવા દઉં. પરન્તુ કવિશ્રી પોતાના યશશરીરે જ આપણી વચ્ચે આજે રહ્યા છે ત્યારે એમના અમર આત્માને અંજલિ અર્પવાની મારે માટે તો આ છેલ્લી જ તક જો હું જતી કરૂં તો એ પવિત્ર અને પ્રેમાળ કવિહૃદયનો દ્રોહ કર્યો હોય એવું દુ:ખ મને થાય એ કારણથી જ આ લઘુ લેખ લખવાની પ્રવૃત્તિ હું આદરૂં છુ.

કવિશ્રીને સૌથી પહેલા મેં ભાવનગરની સાહિત્યપરિષદ્‌મા સાહિત્યવિભાગના પ્રમુખ તરીકેનું પોતાનું ભાષણ વાંચતાં સાંભળ્યા. ભાષણો સાંભળવાનો, ખાસ કરીને પરિષદ્‌નાં વિદ્વત્તાભર્યાં ભાષણો સાંભળવાનો, લોકોને ઝાઝો રસ હોય એવું પરિષદ્‌ની બેઠકોમાં ક્વચિત જ જોવામાં આવે છે. પરન્તુ આ યુવાન વયના, ગૌર વાનના, દૃઢ શરીરના, બુલંદ અવાજના, તેજસ્વી પારસી ગૃહસ્થની વિશુદ્ધ વાણી અસ્ખલિત વહેવા માંડી તેની સાથે જ સભા મંત્રમુગ્ધ થઈ ગઈ અને અદ્‌ભુત શાન્તિ રાખીને એકચિત્તે તમામ શ્રોતૃગણે એમનું ભાષણ અતિ આદરપૂર્વક સાંભળ્યું. એ યાદગાર પ્રસંગ પછીજ અમારે એમની સાથે અંગત પરિચય થયો. ત્યાર પહેલાં તો નરસિંહરાવ, નાનાલાલ અને ખબરદાર એ ત્રણેની કવિતા અવાર નવાર 'વસન્ત' માસિક પત્રમાં વાંચવામા આવતી તેથી હું પ્રસન્નતા અનુભવતો અને ગુજરાતી કવિતાનો અનુરાગી પણ બનતો. ખાસ કરીને 'પુરોહિતની રાજભક્તિ' અને 'હલદીઘાટનું યુદ્ધ' ("શૂરાં બાવીશ હજાર") એ બન્ને કાવ્યો મને અત્યન્ત ગમી ગયાં હતાં. સ્વ મટુભાઈ કાંટાવાળાના "સાહિત્ય'માં "મોટાલાલ"નું કાવ્ય–પ્રભાતનો તપસ્વી–છપાઈ ગયું હતું. એના લખનાર "મોટાલાલ"

તે કોણ એ જાણવાની ઇચ્છા જનતામાં વિશેષ ને વિશેષ તીવ્ર બનતી જતી હતી. એ કવિતામાં અસામાન્ય બળ જણાતું હતું એથી એનો લખનાર કોઇ સમર્થ કવિ છે એમ તો સર્વને લાગતુ હતું, પણ એ લખનાર કોણ તેનો નિશ્ચય થઇ શકતો નહોતો. બહુ વિલંબ વેઠ્યા પછી અધીરા સાહિત્યરસિકોને જાણવા મળ્યુ કે એ પ્રતિકાવ્યના લેખક શ્રી ખબરદાર છે. "કવિ મોટાલાલ"નાં "પ્રભાતનો તપસ્વી અને કુકુટદીક્ષા" એ પ્રતિકાવ્યો ૧૯૩૭માં પુસ્તકાકારે પ્રકટ થયાં. એના આરંભમાં એ કાવ્યોના સંપાદક શ્રી યજ્ઞેશ શુકલ મૂળ 'કાવ્યો'ને પાસે રાખીને તેમાની અને આ પ્રતિકાવ્યોની પંક્તિઓ સાથે સાથે વાંચવાની ભલામણ કરે છે, અને 'વિશેષ આનંદની વાત' તરીકે આપણને જણાવે છે કે કવિશ્રી નાનાલાલે પોતાના સુવર્ણમહોત્સવ વેળા જાહેરમાં સ્વીકાર્યું હતું કે એમની "ડોલન શૈલી" વિષે "સાચામાં સાચી ટીકા" એમના કવિબંધુ 'મોટાલાલ'ની હતી. ગુજરાતી સાહિત્યમાં પ્રતિકાવ્ય હવે તો ઘણાં લખાવા મંડાયાં છે, અને ભવિષ્યમાં પણ બીજાં ઘણાં લખાશે, પરન્તુ વિષયના મહત્ત્વને કારણે અને રચનાના વિસ્તારને કારણે તેમ જ મૂળ કાવ્યોની વાણીનું અનુકરણ પ્રતિકાવ્યમાં બહુ સચોટ રીતે ઊતરી શક્યું છે તેને કારણે આ પ્રતિકાવ્ય અત્યાર સુધી તો એક અને અજોડ રહ્યું છે એમ આપણને લાગ્યા વિના રહેતું નથી. એ પ્રતિકાવ્યનો થોડોક ભાગ આપણે જોઇએઃ

પચ્ચીસમી વેળાનો પુકાર!
પચ્ચીસ વર્ષ વીતી ગયાં
વિચિત્ર અને રસવિહારક
આ તારા કવિતોચ્ચાર સુણતાં સુણતાં.
આવાને કાજે ન હોય
આટઆટલાં રસદર્શન;
સત્યમાર્ગના મર્મશોધકને ન હોય
આટઆટલી વિનંતિ,
નથી એવા અનિયમિત ઉચ્ચારોનાં
કાળવાહી સ્મરણો.
જગતસીમ ઉપરથી
નવજીવનની અનેરી પ્રેરણા
ગુજરાત ને ભારત સદામાં ફૂંકવી છે,
આકાશશિખરેથી ઉષાને
અમૃતનયનોમાં ઝલપતી ઉતારવી છે,
પ્રાણમાં સ્વર્ગને પ્રમટાવવા છે,
હૃદયનાં સિંહાસનોમાં
જ્યોતિર્દેવ પધરાવવા છે,
ધારી રજનીનાં મધુર સ્વપ્નાંને
સાચાં પાડવાં છે ઊગતા દિવસમાં;
કલ્લોલવું છે, બોલવું છે, ગાજવું છે,

ત્યાં એ કાલિદાસના ઉપમાવારસ!
અમારે તો જોઈએ છીએ
મહાકવિની અમીરસનાના
પ્રખર પણ રસવિલોલ કાવ્યસંદેશ!
સળગાવ તારા શુદ્ધ કવિતાના ધૂપ,
પામ અમારાં પ્રેમનાં પૂજન,
ને ચિરંજીવી, સફળજીવી હો!—
આનન્દો, માટે આનન્દો, રસિકજનો!
આજે પચ્ચીસ વર્ષે સફળ સુયોગ મળ્યો છે,

આંગણામાં પચ્ચીસ વખત પાણી છંટાવો,
પચ્ચીસ વખત જોઈ જોઈ વળાવો,
પચ્ચીસ પચ્ચીસ ચૉક પૂરાવો,
પચ્ચીસ ફૂલમાળા ભરાવો,
પચ્ચીસ ચિત્રો રંગાવો,
પચ્ચીસ વખત કૂકડેકૂક સુણવા
પચ્ચીસ વખત કર્ણ મંડાવો,
(અને પેટમાં સમાવો વા ન સમાવો
પણ પચ્ચીસ વખત ભોજન સેવડાવો;
અરે આ પચ્ચીસમી વખત
દૂવિષમતા પામેલી રસસુંદરીને
શુદ્ધાચરણી કવિતા કહેવડાવો!)
પચ્ચીસ વખત પ્રાર્થના કરાવો;
પ્રભાતનાં અને કવિઓનાં
નવરંગી કિરણોની આશા
હૃદયમાં અનેક પચ્ચીસ વખત ઉછળાવો;
આશા તો અમર છે,
ને જીવન તો ટૂંકાં છે;
પણ શુદ્ધ કવિતાની અમર વાણીની તો
નિર્માણ છે લાંબી લાંબી જીવનઅવધી.
આનન્દો, રે આનન્દલલકાર કરો!
કવિમંદિરે તો હવે, રસિકજનો!
કવિતાના ઉત્સવ થશે, ઉત્સવ થશે.

નાનાલાલની ડોલનશૈલીનો આમ ઉગ્ર વિરોધ કરનારા કવિ મોટાલાલનાં ઉપહાસ વચનોની પાછળ પણ છૂપો રહેલો નાનાલાલની કવિપ્રતિભા પ્રત્યેનો આદર આપણી નજરે પડ્યા વિના રહેતો નથી, અને એ આદર કવિશ્રી ખબરદારને નાનાલાલના જન્મ સુવર્ણમહોત્સવ પ્રસંગે નીચે પ્રમાણેનું અંજલિગીત ગાવાને પ્રેરે છે:

ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો!
રસલીલી ખીલી તુજ હૃદયવસંત જો;
તુજ ટહુકે મોર્યાં ગુર્જર આકાશ આ,
દિશદિશની ઉઘડી કંઇ દેવદિગંત જો.
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો!

વનઉપવન ગાજે તુજ મધુરા શબ્દથી,
પંખીડાં પૂરે કંઇ કિલકિલ નાદ જો.
તુજ પડઘા ઝીલે કંઇ કંઇ રસબાળુડાં,
જાદુગારા છે તુજ ગાનપ્રસાદ જો!
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો!

× × ×

નહીં મસ્તી,નહીં ક્ષોભ, ન ઉરધમસાણ કૈં,
લાડીલી મીઠી તુજ ઉન્નત વાણુ જો;
સત્ય સનાતન તુજ હોઠે ફરી કંઈ સર્યાં,
જગવ્યા જનમાં દેવજીવનના પ્રાણુ જો!
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો!

× × ×

આજ વસંતે મૉરી અમ રસવાટિકા,
અમર ખીલો ત્યાં તુજ ફૂલોના ફાલ જો!
દેવદીધું તુજ નૂર, જગત શું દઈ શકે!
વીરા! અમ ઉરની તો વંદનમાળ જો!
ગુર્જરીના કવિકોકિલ નાનાલાલ હો!

આ કવિતા ૧૯૨૭ માં રચાઈ. ત્યાર પછી ચાર વર્ષ રહીને કવિશ્રી ખબરદારનો પોતાનો સુવર્ણમહોત્સવ આવ્યો તે પણ સમગ્ર ગુજરાતે સંપૂર્ણ ઉત્સાહથી ઊજવ્યો. એ જ પ્રસંગે કવિશ્રીએ જગતભરના તત્ત્વચિંતકોની વિચારધારાને ઝીલીને 'તેના ઉપર પોતાની ફાધર મૂકી છે' એવો 'દર્શનિકા' નામનો ઝૂલણા છંદમાં રચાયલો કાવ્યગ્રન્થ આપણુને આપ્યો. 'કાવ્યરસિકા,' 'વિલાસિકા,' અને 'પ્રકાશિકા'થી એમની કાવ્યપ્રવૃત્તિના પ્રકાશનનો જે આરંભ થયો તેમાં 'ભારતનો ટંકાર,' 'સંદેશિકા,' 'કલિકા,' 'ભજનિકા,' 'રાસચન્દ્રિકા' અને 'દર્શનિકા'નો ઉમેરો થતાં નવ સુંદર કાવ્યસંગ્રહો એમના સુવર્ણમહોત્સવનો મંગલ પ્રસંગ આવ્યો ત્યાર સુધીમાં આપણુને મળ્યા તે બદલ ગુજરાત એમના પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી અનુભવે એ સ્વાભાવિક છે. પ્રકૃતિલીલા, પ્રણયની ભાવના, રાષ્ટ્રપ્રેમ, પ્રભુભક્તિ, તત્ત્વજ્ઞાન એવા અનેક વિષયો ઉપર સુંદર

રચનાઓ રચીને આપણા ગુજરાતી સાહિત્યને એમણે સમૃદ્ધ કર્યું. સુવર્ણ મહોત્સવ પછી પણ રાષ્ટ્રિકા રચીને એમણે દેશભક્તિનાં ગીતો ગાયાં, સ્વાર્પણની પ્રેરણા આપી, દેશદાઝથી ધબકતા હૃદયની વીરરસની વાણી ઉચ્ચારી એમણે આપણને જીવતા અને જાગતા કર્યા. 'કલ્યાણિકા'નાં કાવ્યો રચીને એમણે પોતાના 'આધ્યાત્મિક અનુભવોનો સાચો નીચોડ' આપણને આપ્યો, અને છેવટે મુંબઈ યુનિવર્સિટિ તરફથી 'ગુજરાતી કવિતાની રચનાકળા' પર જે પાંચ વ્યાખ્યાનો એમણે ૧૯૩૯માં આપેલાં તેમાં સૉનેટ અંગે એમણે જે વિચારો દર્શાવ્યા હતા તેને અનુસાર 'નંદનિકા' નામનો ૨૦૨ સૉનેટોનો સંગ્રહ એમણે બહાર પાડયો અને તેની અંતિમ કવિતામાં એમણે ગાયું કે:-

રમતો તેં રમાડી તે લીધી બધી મેં રમી,
ગૂંથી જ્યોતિઅંધાર ઉકેલ્યાં મેં વિશ્વ તરી;
તારા દીધા સંદેશ મેં આપ્યા આ મારાં ગીતે,
તારી મ્હેર હું આ જગમાં નથી પામ્યો કમી:
હવે હો મારા નાથ! હું ઘેર આ આવું ફરી-
પિતા! રાખજે ગોદમાં તારી અનંત પ્રીતે!

પોતીકા ઘરમાં પિતાની અનંત પ્રીતિભરી ગોદમાં સૂતેલા એ પ્રભુદીધા સંદેશના આપકને આપણાં વંદન!

# એક સ્મરણ પ્રસંગ

શ્રી રવિશંકર મ. રાવળ

૧૯૨૭ના અરસામાં જ્યારે શ્રી ખબરદાર મદ્રાસમાં વસતા હતા ત્યારે ઉનાળાની ઋતુ નીલગિરીમાં પસાર કરવાને અમદાવાદથી શ્રી ગિરિજાપ્રસાદ ચીનુભાઈની પાર્ટીમાં ડૉ૦ હરિપ્રસાદ સાથે હું પણ ગયો હતો. સર ચીનુભાઈના સંબંધી સાક્ષરશ્રી રત્નમણિરાવ પણ તે વખતે મદ્રાસમાં જ વસતા હતા. તેમણે શ્રી ખબરદાર સાથે સારો પરિચય સાધેલો. તેઓ પોતે ગુજરાતી જાણતા અને ઇતિહાસના સારા વિદ્વાન હતા, તે સાથે જ્યોતિષમાં પણ તેમની બહુ શ્રદ્ધા હતી. એટલે અમારા નીલગિરી નિવાસમાં તેઓ શ્રી ખબરદાર સંબંધે ઘણી વાતો કરતા. તેમાં ખાસ કરી તેમના ધંધાની કફોડી હાલત છતાં તેમનામાં રહેલી ઈશ્વર પ્રતિની શ્રદ્ધા અને પ્રસન્નતા જાળવવાનો તેમનો કિમીયો અમારી ચર્ચાનો વિષય બનતો. શ્રી ગિરિજાપ્રસાદના બનેવી શ્રી ચૈતન્યપ્રસાદ દિવાન તો સાહિત્યકારો અને કવિઓના ગુણાનુરાગી છે. એટલું જ નહિ પણ ગુજરાતી સાહિત્ય સભાના ઉત્કર્ષ માટે ડૉ૦ હરિપ્રસાદને ઘણી હૂંફ આપી રહ્યા હતા તે પણ સુવિદિત છે. તેમણે આગેવાની લઈ ઠરાવ્યું કે અમદાવાદ પાછા વળતી વખતે કવિશ્રીની મુલાકાતે અવશ્ય જવું.

એ પ્રમાણે મોસમ પૂરી થતાં અમે નીલગિરી ઉતરીને મદ્રાસ પહોંચ્યા પછી આ મુલાકાત ગોઠવાઈ. મદ્રાસમાં કવિશ્રીના એક ગુણાનુરાગી અને ભક્ત શ્રી ધોળકિયાએ કવિશ્રીની તબીયત માટે અમને બહુ ચિંતાજનક ખ્યાલ આપેલો. વાયુના કોઈ વ્યાધિને લીધે શ્રી ખબરદારના પગના સ્નાયુઓ ઝલાઈ જતા અને મહામુશ્કેલીએ એ ઉઠી બેસી શકતા હતા, પણ અમે ગયા તે દિવસે તેમણે ભારે ઉત્સવ જેવું સ્વાગત તૈયાર કર્યું હતું.

મદ્રાસમાં રહ્યે રહ્યે પણ તેમની ગુજરાતભક્તિ અને ગુજરાતીઓ પ્રતિનો પ્રેમ અવર્ણનીય કહી શકાય. 'જય જય ગુજરાત'નું ગીત ગુજરાતના હૃદયમાં ઉતરી ગયું છે, એથી જ એમની ભક્તિનો પરચો અનુભવી શકાય છે.

અમે ગયા ત્યારે તેઓ સ્વચ્છ શ્વેત હળવાં વસ્ત્રોમાં દિવાનખાનામાં બેઠા હતા. અમે થોડા ફુલો લઈ ગયા હતા, પણ તેમણે તો અમને તેમની અમોઘ કાવ્યપ્રસાદી ખોબલે ખોબલે પીરસી. તેમનાં નવાં કાવ્યો તેમણે પોતેજ ભાવભરી હલકથી સંભળાવ્યાં. ક્યારે પણ તેમના દર્દની કે ધંધાની ચિંતાની એક પણ લહર અમને દેખાવા દીધી નહિ. વિનોદ અને હાસ્યથી ભરપૂર બે કલાક કેમ ગયા તે જણાયું નહિ.

તેમને દુઃખ થતું હતું કે તેઓ દૂર હતા તેથી ગુજરાત તેમને ઓળખી શક્યું નથી, પણ પછી હળવેથી જણાવ્યું કે તેમાં કોઇનો દોષ નથી. હમણાં તેમની ગ્રહદશા તેમાં કારણભુત છે. એકાદ વર્ષ પછી તે બદલાશે એમ તેઓ માનતા હતા.

ગ્રહોની વાત આવી ત્યાં અમારા ડૉ૦ હરિપ્રસાદ છણુકી ઉઠ્યા: "આપના જેવા વિદ્વાન માણસો આવી દશાઓ અને ગ્રહોમાં માન્યતા રાખે પછી સામાન્યજનોનું શું સમજવું. આપણા દેશમાં આ ભવિષ્યજ્ઞાનની મોહિનીમાં પ્રમાદ અને દૈવાધીનતાએ નિષ્ક્રિયતા અને નિરૂદ્યમીપણું પેદા કર્યાં છે. યૂરોપના લોકોએ તે વાત પડતી મૂકી છે તો કેવા આગળ વધ્યા છે."

શ્રી ખબરદાર મલકીને બોલી ઉઠ્યા: દાક્તર, કોઇ પણ વિદ્યાનો ઉપયોગ અથવા દુરૂપયોગ થઇ શકે છે. હું મારી આજની કઢંગી જીવનપરિસ્થિતિમાં પણ ગ્રહનું પરિબળ માની રહી રહ્યો છું, પણ તેથી હું પુરૂષાર્થ નથી કરતો એમ તો નહિ કહી શકો. એ સ્થિતિમાં હું મારો સ્વભાવ અને શક્તિ પર પૂરો કાબુ રાખી શકું છું. ઘડીયે ઘડીયે જીવનનાં દુઃખો પર આંસુડાં પાડતા તમારા આજકાલના કવિજંતુઓ પરિસ્થિતિને પરવશ બનીને તેની જ ફરિયાદો કરે છે.

એટલું તો ખરૂં હતું કે કવિશ્રીનાં કાવ્યોમાં તેમની દૃષ્ટિ દિવ્ય પ્રદેશોમાં જ વિહરતી હતી પણ તેમની જ્યોતિષમાં અટળ શ્રદ્ધા પણ અજબ હતી ચર્ચાને અંતે તેમણે ડૉ૦ હરિપ્રસાદને કહી દીધું: ડોકટર, ભારતનું જ્યોતિષવિજ્ઞાન, બચ્ચાનો ખેલ નથી. હું તમને એક માણસ, અહીં નથી, પણ તે આવે તો બતાવું કે ૧૧ મા સૈકામાં કોઇ પલ્લવ રાજાના આશ્રયે હજારો જ્યોતિષીઓએ ગ્રહસ્થાનો પર અસંખ્ય કુંડલીઓ તૈયાર કરી છે અને તેમાં જો તમારી ગ્રહકુંડલી મળી જાય તો તમોને હું જ્યોતિષની બાબતમાં નાક ઘસાવું નહીં તો હું ખબરદાર નહીં.

ડોકટરે તો કહ્યું: હું એમાં પડવા જ માગતો નથી, એમાં કોઇની જીવનઘટના બેસતી આવી જતી હશે પણ આજે હાલતાં ચાલતાં ગ્રહદશા અને મુહૂર્ત શોધનારાના મનની નિર્બળતા હું જોઉં છું ત્યારે લાગે છે કે એ વિજ્ઞાનનો લોપ થાય તે જ ઠીક છે.

બધો સમય એટલો મધુરતામાં વીત્યો હતો કે આ સંવાદમાં તીવ્રતા વધારવા કોઇ રાજી નહોતું, પણ થોડા દિવસ પછી સંહિતાનો ભંડાર ધરાવતો એ મદ્રાસી જ્યોતિષી આવ્યાના ખબર રત્નમણિરાવે મને આપ્યા અને કહ્યું કે અહીં સુધી આવ્યા છો તો માત્ર ચિકિત્સા ખાતર આ માણસને તેની મહેનતના પાંચ રૂપિયા આપી આ વિદ્યાની કસોટી તો લ્યો. મેં તેમની સલાહથી તેમ કર્યું અને પ દરેક દિવસે તેના સંગ્રહમાં મારી કુંડલી મળી ત્યારે અમે તેનું વાચન શ્રવણ કરવા ગયા હતા. તેમા ઘણી ઘટનાઓ આશ્ચર્યકારક રીતે મારા જીવનને મળતી આવતી હતી, છતાં મને ડૉ૦ હરિપ્રસાદનો મત યોગ્ય લાગ્યો કે જો કંઇ બનવાનું હોય તો તેના વિચારો આગળથી કરી માણસો હતબુદ્ધિ થઇ જતા હોય તો તે વિદ્યાનું દ્વાર બંધ રહે તે ઠીક છે.

પણ શ્રી ખબરદારે કહ્યું હતું તેમ તેમની ગ્રહદશા બદલાઇ અને મુંબઇમાં રહેવા આવ્યા તેમજ અંધેરી સાહિત્યપરિષદના પ્રમુખપદેથી ગુજરાતનું સન્માન સ્વીકાર્યું.

ભારતના એક પરમ સારસ્વત

# કવિશ્રી ખબરદારનું ઋષિજીવન

ત્રીસ વર્ષના મૈત્રિમય પરિચયના અંગત સ્મરણો આલેખનાર:

શ્રી યજ્ઞેશ હ. શુક્લ

ચાળીસેક વર્ષો પહેલાની વાત છે ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં હજી મેં પા પા પગલી માંડવાની શરૂઆત કરી હતી પણ એ શરૂઆત સાથે ગુજરાતી સાહિત્યમાં સન્માન પામી ચૂકેલા સાહિત્યકારો, સાક્ષરો, કવિઓ વગેરેને જોવાની તાલાવેલી મને ખૂબ લાગી હતી. વલસાડ સરખા, નહિ ગામડું કે નહિ શહેર જેવા, સ્થાનમાં રહીને આવી આશા પાર પાડવાનું કાર્ય તો મુશ્કેલ જ હતું એ અરસામા ગાંધીજીએ અસહકારનું આંદોલન શરૂ કરી દીધુ હતું. એને અંગે રાષ્ટ્રીય શાળાઓ પણ ઊઘડી હતી. વલસાડની રાષ્ટ્રીય શાળામાં "અમે ભરતભૂમિના પુત્રો" એ કવિતા અમે બધા વિદ્યાર્થીઓ સમૂહમાં ગાતા હતા. એ કવિતાના રચનાર તો આપણી નજીકના જ છે, ફિરંગી પ્રદેશ દમણના તેઓ વતની છે, એ જ્યારે જાણ્યું ત્યારે મારી ઉત્સુકતા વધી ગઈ એક વાર દમણ (અત્યારે વાપીને નામે ઓળખાતું વેસ્ટર્ન રેલવેનું સ્ટેશન તે વેળા દમણ તરીકે ઓળખાતું હતું) સ્ટેશને ઊતરીને અમારા આ પ્યારા કવિને મળવા જવાનો અમે થોડાક વિદ્યાર્થીઓએ નિર્ણય પણ કર્યો હતો એવા નિર્ણયની જાણ મારા એક મુરબ્બી સ્નેહીને કરતાં તેમણે તરત જ મારો ભ્રમ ભાંગ્યો કે "ભાઈ રે! એ કવિ દમણના છે એ ખરું પણ દમણમાં રહેતા નથી તેઓ તો મદ્રાસમાં રહીને સામકલોનો મોટો વેપાર ખેડી રહ્યા છે."

આ ખબર આપનાર વ્યક્તિએ એ પછી તો અમારા આ પ્યારા કવિ વિષે એટલી બધી વાતો કરી કે તે સાંભળીને અમે તાજુબ થયા અમારા આ સ્નેહી એ કવિને નાનપણથી જ "બુચા કવિ" તરીકે ઓળખતા હતા, એટલું જ નહિ પણ, એ કવિને પોતે પ્રાથમિક શિક્ષણ આપ્યુ છે એવો પણ એમનો દાવો હતો તે વેળા એમની એ વાતો અમને કંઈક અંશે અતિશયોક્તિભરેલી લાગેલી. પણ કવિશ્રી ખબરદાર સાથેનો મારો પરિચય ગાઢ થયા પછી એક વાર અચાનક જ જ્યારે એ સ્નેહીની વાત નીકળી ત્યારે કવિશ્રી બોલી ઊઠેલા કે "અરે! એ તો મારા પ્રથમ ગુરુ!" સ્વ. શ્રી નિછાભાઈ ભાણશંકર ભટ્ટ મારી શાળાના જ સજ્જન હતા અને કવિતા તેમ જ

સાહિત્યમાં સારો રસ લેતા હતા. મારી શરૂઆતની કાવ્યકૃતિઓને અંગે મને તેમનું સારું માર્ગદર્શન મળ્યું હતું. અને એ રીતે જ કવિશ્રી ખબરદારની અનેકવિધ શક્તિઓ વિશે એમણે મારી પાસે કરેલી કેટલીય વાતોએ મારામાં કવિશ્રી ખબરદાર તરફ અનેરું આકર્ષણ જન્માવ્યું હતું, જેને પરિણામે કવિશ્રી ખબરદારની કૃતિઓ મેં આનંદથી વાંચી હતી અને એમાંથી મારા સાહિત્યજીવનનું ભાથું મેં સારી પેઠે બાંધવા માંડયું હતું.

એ ભાથા સાથે હું મુંબઇમાં આવી વસ્યો. પછી મુંબઇમાં વસતા નાનામોટા સાહિત્યકારો અને સાક્ષરોના પરિચયમાં આવવાનો પ્રયાસ મેં કરવા માંડયો. એ જ અરસામાં કવિશ્રી ન્હાનાલાલનો સુવર્ણમહોત્સવ મુંબઇમાં ઉજવવાની તૈયારી ચાલતી હતી. એ અંગે મને સ્વ. શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાનો પરિચય થયો. તે વેળા વિઠ્ઠલભાઈ પટેલ રોડ–જે ગિરગામ બેક રોડને નામે ઓળખાતો હતો–પરના અત્યારના સિક્કાનગરની આલિશાન ઇમારતો નહોતી. એ સ્થાન તો એ વેળા રમણીય "ચાઇના બાગ"ને નામે ઓળખાતું હતું અને ત્યાં શ્રી ચન્દ્રશંકર રહેતા હતા. શ્રી ચન્દ્રશંકરનું નિવાસસ્થાન સાહિત્યકારો માટે મિલનસ્થાન જેવું હતું. ગુજરાતના અનેક લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારોનો પરિચય મને ત્યાંથી જ થયો હતો.

પણ કવિશ્રી ન્હાનાલાલનો સુવર્ણમહોત્સવ ઉજવાય એ પહેલાં મુંબઇમાં વસંતોત્સવ ઉજવાયો હતો. શ્રી ગોકુળભાઈ ભટ્ટ એના મુખ્ય પ્રયોજક હતા. એ વસંતોત્સવના પ્રમુખસ્થાને કવિશ્રી ખબરદાર આવવાના હતા, એની મને ખબર પડી. મેં મારા પ્યારા શાયરને મળવાનો નિશ્ચય કર્યો. કવિશ્રી મુંબઇમાં ક્યાં ઊતરવાના હતા એની માહિતી મેં મેળવી લીધી અને ગામદેવીના લેબર્નમ રોડ પર આવેલા શ્રી વિઠ્ઠાજીના નિવાસસ્થાને એક સવારે હું તેમને મળવા માટે પહોંચી ગયો. પહેલી જ નજરે એમના પ્રચંડ ભરાવદાર દેહે મને આકર્ષી લીધો. ગૌર, ગંભીર અને સૌમ્ય મુખાકૃતિ અને ચશ્માના કાચમાંથી પણ ચેતન પ્રકટાવતી એમની આંખો મને આંજી રહી. હું કોણ છું, ક્યાંથી આવું છુ એવી કશી જ પૂછપરછ વિના "આવો!" એવો મીઠો આવકાર આપતાં એમણે જે સ્મિત કર્યું તે આજે પણ હું ભૂલી શકતો નથી. આ મારું કવિશ્રી ખબરદારનું પ્રથમ દર્શન. એ પ્રથમ દર્શને જ મને એમના પ્રત્યે કોઇક અનેરી લાગણી થઈ. પણ મારા જેવા એક નાના માનવી માટે એ લાગણી દર્શાવવાનું સુલભ નહોતું. હું એમની પાસે લગભગ અર્ધોએક કલાક બેઠો એ દરમ્યાન એમણે મારો બધોય સંકોચ દૂર કરી નાખ્યો. હું કોઇ નાનો, અજાણ્યો બાળક છું એ ભાવ મારા મનમાંથી નીકળી ગયો. એમની મમતાભરી વાતચીતમાંથી વાત્સલ્ય નીતરતું મેં અનુભવ્યું અને મારા મનમાં એમના પ્રત્યે પૂજ્યભાવ જન્મ્યો.

આ પહેલી મુલાકાત પછી વસંતોત્સવના કાર્યક્રમ દરમ્યાન તેમને અનેક વાર મળવાનું બન્યું. તે દરમ્યાન પણ આ જ ભાવનું મને દર્શન થયું.

આ સુખદ મુલાકાતથી પ્રેરાઇને મેં એમની સાથે પત્રવ્યવહાર ચલાવવાની હિંમત કરી. મેં એમને પહેલો પત્ર લખ્યો ત્યારે ખૂબ સંકોચ અનુભવ્યો હતો. એવા મોટા

માણસ પાસેથી મારા પત્રનો જવાબ મળવાની આશા ઓછી હતી. પણ વળતી જ ટપાલે મને જ્યારે કવિશ્રીનો ઉત્તર મળ્યો અને તેમાં મારી પહેલી મુલાકાતની સ્મૃતિ તાજી કરીને એમણે મને જે પ્રોત્સાહક શબ્દો લખ્યા એથી મારો એમના પ્રત્યેનો આદર ખૂબ જ વધી ગયો. એ પછી તો અમારી વચ્ચે નિયમિત પત્રવ્યવહાર ચાલુ રહ્યો.

આ પછી એકાદ વર્ષે કવિશ્રી પાછા મુંબઈ આવ્યા હતા તે વેળા તેમણે સામે ચડીને મને મળવા બોલાવ્યો હતો. એ વખતે "રાસચન્દ્રિકા" છપાવવાને લગતી વાતચીત થઈ હતી કવિશ્રીએ તે વેળા એ કાવ્યસગ્રહની 'પ્રેસ કોપી'માંથી કેટલાક રાસ ગાયા પણ હતા. તે પ્રસંગે કલાકેકની સાહિત્યચર્ચા થઈ હતી.

પણ તેમની સાથેના પત્રવ્યવહારે અમારા પરિચયને વધુ ગાઢ બનાવવા માંડયો હતો કવિશ્રી કુશળ પત્રલેખક પણ હતા. એમના પત્રોમાંથી સાહિત્યની અવનવી વાતો જેમ જાણવા મળતી તેમ વ્યવહારની વાતો પણ ઘણી સમજવા મળતી. પોતાની ચાલુ સાહિત્યપ્રવૃત્તિનો તેઓ હંમેશા ઉલ્લેખ કરતા અને સામી વ્યક્તિની સાહિત્યપ્રવૃત્તિ વિશે એવી જ જિજ્ઞાસા દાખવતા, એટલું જ નહિ પણ એ પ્રવૃત્તિ ચાલુ રહે એવું માર્ગદર્શન પણ તેઓ આપતા. મારી સાહિત્યપ્રવૃત્તિમાં મને સતત તેમનું માર્ગદર્શન મળતું રહ્યું હતું. કવિશ્રીના સંપર્કમાં આવેલા અનેક સાહિત્યકારોને કવિશ્રી તરફથી માર્ગદર્શન સાંપડયાનો અનુભવ છે.

પણ અમારા સંબંધ વિશે વિધિનિર્માણ જુદુ જ હતું. એ સબંધ વધુ ગાઢ બનવાને સર્જાયો હતો. એટલે ત્રીજી વાર તેઓ જ્યારે મુંબઈ આવ્યા ત્યારે તેમનાં પુસ્તકોના વેચાણને લગતી મુંબઈની વ્યવસ્થા મારે માથે આવી આ વ્યવસ્થા મારા મિત્ર શ્રી જદુરાય ખંધડિયા કરતા હતા. તેમની બદલી કલકત્તા થઈ હોવાથી તેઓ મુંબઈ છોડી જતા હતા શ્રી જદુરાયને કવિશ્રી સાથેના મારા પરિચયની જાણ હતી, એટલે તેમણે એક બાજુથી 'ગુણસુન્દરી' માસિકના ઉપતંત્રી તરીકેની જવાબદારી સ્વ. શ્રી જયકૃષ્ણ વર્મા સાથે પરિચય કરાવીને મને બળાવી અને બીજી બાજુથી કવિશ્રી ખબરદારને તેમનાં પુસ્તકોના વેચાણની વ્યવસ્થાનો ભાર મને સોંપવાની ભલામણ કરી. એટલે જ્યારે હું શ્રી જદુરાય સાથે કવિશ્રીને મળવા ગયો ત્યારે એની વિગતો જ નક્કી કરવાની રહી હતી કવિશ્રી મુંબઈમાં આવીને વસ્યા ત્યાં સુધી આ જવાબદારી મેં યથાશક્તિ સભાળી હતી એ જવાબદારીને અંગે મને કવિશ્રી તરફથી જે કેટલીક વ્યવહારુ સલાહસૂચના મળી હતી તે મારા જીવનનો એક અમૂલો લહાવો છે, એમ મને આજે પણ લાગે છે વ્યવહારમાં તદ્દન ચોખ્ખા રહેવાની નીતિનો પાઠ મને કવિશ્રીએ શીખવ્યો છે. વ્યવહારમા પણ સત્ય અને પ્રમાણિકતા પૂરેપૂરાં જાળવી શકાય છે એ વાત પણ મને તેમની પાસેથી જ શીખવા મળી હતી એમાંથી જ મને ચારિત્ર્યનો ઉમદા પાઠ શીખવા મળ્યો છે કવિશ્રીના આ વ્યવહારુ માર્ગદર્શનને મેં મારા જીવનમાં ઊતારવાનો સતત પ્રયાસ કર્યો છે એને અંગે થોડાક મિત્રોનો રોષ પણ મેં સહન કર્યો છે તેમ જ આર્થિક રીતે કેટલીક ઠોકરો પણ ખાવી પડી છે, પણ એને માટે મેં કદી અફસોસ અનુભવ્યો નથી.

કવિશ્રી સાથેનો સંબંધ આમ વધતો જ ગયો. પણ જેમ જેમ એ સંબંધ વધતો ગયો તેમ તેમ એ સંબંધ એક કવિ કે સાહિત્યકાર સાથેના સંબંધ કરતાં એક વત્સલ વડીલ સાથેના સંબંધ તરીકે વિકસતો ગયો. કવિશ્રીનાં કુટુમ્બીજનો પૈકી આ દરમ્યાન એમના એક પુત્ર પેશોતન–જેઓ સામાન્ય રીતે કવિશ્રી જ્યારે જ્યારે મુંબઇ આવે ત્યારે તેમની સાથે જ રહેતા–જોડે જ મારે પરિચય હતો. તેમના કુટુંબના બીજા સભ્યો સાથે મારે કશો પરિચય ન હતો તેમ જ મારાં કુટુમ્બીજનો જોડે તેમને પરિચય ન હતો. પરંતુ પત્રવ્યવહારમાં તેમણે વત્સલતાપૂર્વક બધી માહિતી મેળવી લઇને તેમ જ આપીને મારા કુટુમ્બનો પરિચય મેળવી લીધો હતો અને તેમના કુટુમ્બનો પરિચય આપી દીધો હતો. આમ વગર મળ્યે પણ કવિશ્રીના કુટુમ્બ જોડે મારો અને મારા કુટુમ્બ સાથે તેમનો આત્મીય ભાવ બંધાઇ ગયો હતો.

૧૯૩૧ માં મુંબઇમાં અને મુંબઇને પગલે સારાય ગુજરાતમાં કવિશ્રી ખબરદારનો કનકમહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. મહોત્સવસમિતિની ઇચ્છા એવી હતી કે એ પ્રસંગે કવિશ્રી કુટુમ્બ સાથે મદ્રાસથી મુંબઇ આવે. એ માટે સગવડ પણ કરવામાં આવી હતી. પણ કેટલાક અનિવાર્ય સંજોગોને કારણે કવિશ્રી માત્ર ભાઇ પેશોતન સાથે જ મુંબઇ આવી શકયા હતા. આમ તેમના કુટુમ્બનો પરિચય મેળવવાની જે આશા મેં તે વખતે રાખી હતી તે પાર પડી ન હોતી.

એ પરિચય તો થયો છેક ૧૯૩૮ના ઑગસ્ટ કે સપ્ટેમ્બરમાં–મદ્રાસ છોડીને કવિશ્રી મુંબઈમાં સ્થાયી નિવાસ કરવા આવ્યા ત્યારે. તેઓ મુંબઇ આવ્યા તેને બીજે દિવસે દાદરના પારસી કોલોનીમાં આવેલા જાલા મેન્શનમાં હું તેમને મળવા ગયો. બારણાની ઘંટડી વગાડી અને એક વયોવૃદ્ધ સન્નારીએ બારણું ઊઘાડયું. હસીને મને આવકાર આપ્યો. મેં એમને નમન કર્યું અને જાણે લાંબા સમયનો પરિચય હોય એમ પૂછ્યું: "કેમ પિરોજાબા! આવી પહોંચ્યાં?" તેમને પણ મારો ખ્યાલ આવી ગયેલો લાગ્યો. એમણે હસીને પૂછ્યું: "વજેશ તો નહિ?" હું હસ્યો. એટલે તેમણે બેનોને બૂમ મારી: "નરગીસ! નાજાં! તમારો ભાઇ આયો!" પત્રવ્યવહાર દ્વારા અમે આ ભાવ કેળવ્યો હતો એટલે પહેલી જ વાર મળતા હોવા છતાં જાણે એક જ કુટુમ્બનાં માનવી હોઇએ એમ અમે બધાં તરત જ એકમેકમાં ભળી ગયાં.

મુંબઇમાં કવિશ્રી લગભગ ચૌદ વર્ષ રહ્યા અને પછી ૧૯૫૨ ના ઓકટોબરની તેરમી તારીખે પાછા મદ્રાસ ગયા અને ત્યાં જ ૧૯૫૩ ના જુલાઈની ત્રીસમીએ તેમનો દેહ પડ્યો. પિરોજાબા એમના પહેલાં ગયાં. આ સમય દરમ્યાન છેલ્લા થોડાક મહિનાઓનો અપવાદ બાદ કરતાં, કવિશ્રી સાથેનો મારો કૌટુમ્બિક સંબંધ સતત જળવાઈ રહ્યો હતો. એમના સુખદુઃખમાં ભાગીદાર થવાનો મારો સતત પ્રયત્ન રહ્યો હતો. મારા સુખદુઃખમાં તેમનો દિલાસો મારું મોટું આશ્વાસન હતો.

મુંબઇમાંના કવિશ્રીના નિવાસ દરમ્યાન કેવળ તેમની સાથે જ નહિ પણ તેમના સમગ્ર કુટુમ્બ સાથે ઓતપ્રોત થવાનું બન્યું અને એ દરમ્યાન એ કુટુમ્બ કેટકેટલી

લીલીસુકીઓમાંથી પસાર થયું છે અને થઈ રહ્યું છે તેનો પણ ખ્યાલ આવ્યો. પણ વ્યવહારદૃષ્ટિએ આવી પડેલી અનેક આપત્તિઓ વચ્ચે પણ કવિશ્રી ખબરદાર તો સ્થિતપ્રજ્ઞની પેઠે પ્રભુના નિર્માણને વધાવી લેતા હતા. ઘણા લાંબા કાળથી કવિશ્રીની તબિયત અસ્વસ્થ રહેતી હતી. મદ્રાસમાં પણ તેઓ વર્ષોથી માંદગીને બિછાને જ હતા. મુંબઈમાં પણ તેમના બાર-તેર વર્ષના નિવાસ દરમ્યાન તેઓ ભાગ્યે જ વીસ-પચીસ દિવસ પથારી છોડીને ઘરની બહાર નીકળી શક્યા હશે. છતાં આવી ગંભીર શારીરિક અસ્વસ્થતા વચ્ચે પણ તેમની સાહિત્યની આરાધના તો અસ્ખલિત ચાલુ જ રહી હતી. ભયંકર શિરોવેદના વચ્ચે પણ તેઓ જ્યારે સરસ્વતીને આરાધતા ત્યારે એ વેદના કોણ જાણે ક્યાં છૂપાઈ જતી અને કલ્પના દેહ ધરવા લાગી જતી. કવિશ્રીએ અનેક વાર કહ્યું હતું તેમ તેમની સારામાં સારી કૃતિઓ માંદગીના બિછાના પરથી જ સર્જાઈ છે. "કલિકા" એવી જ દશામાં સર્જાઈ હતી. "દર્શનિકા" વખતની વેદના તો બેવડી હતી. શારીરિક વેદના તો હતી જ તેમાં 'અમૃતમય આત્મજા' બહેન તહેમીનાના અકાળ અવસાને અપાર માનસિક યાતના પણ જગાડી હતી. પણ એ યાતનાએ તો કવિને અજબ પ્રેરણા આપી અને એમાંથી "દર્શનિકા" જેવું-સમગ્ર ફિલસુફીના સારતત્ત્વ જેવું ચિન્તનાત્મક-મોટું કાવ્ય સર્જાયું. પણ પછી તો શારીરિક અસ્વસ્થતાએ કવિના દેહમાં ઘર કરી લીધુ હતું એટલે તેમની પાછલી તમામ કૃતિઓ માંદગીને બિછાનેથી જ સર્જાઈ છે. છતાં આવી ગંભીર અસ્વસ્થતા વચ્ચે પણ કવિશ્રીનું માનસ તદ્દન તંદુરસ્ત હતું. શરીરની વિકૃતિ મન સુધી પહોંચી નહોતી એટલે કવિશ્રીના સમગ્ર સાહિત્યમાં ક્યાંય પણ આ માંદગીનાં, આ અસ્વસ્થતાનાં દર્શન આપણને થતાં નથી. અલબત્ત, આવી શારીરિક વેદનાએ કવિશ્રીને આપણા અનેક ભક્તજનોની જેમ પ્રભુની વધુ ને વધુ સમીપ જવાને પ્રેર્યા છે અને તેથી કવિશ્રીની છેલ્લી કૃતિઓ ભજનકીર્તનના સ્વરૂપની સર્જાઈ છે. એમના અવસાનના થોડા જ દિવસો પૂર્વે પ્રકટેલી "કીર્તનિકા"માંનાં કીર્તનોમાં પ્રભુની પાસે પહોંચવાની કવિની તાલાવેલીનું આપણને દર્શન થાય છે. કદાચ એ કીર્તનનો નાદ પ્રભુના દ્વાર સુધી પહોંચ્યો અને કવિશ્રીને શારીરિક યાતનામાંથી ઉગારી લેવા આપણી વચ્ચેથી તેમને પ્રભુએ બોલાવી લીધા એમ કહીએ તો ચાલે!

હૃદયરોગનો હુમલો કવિશ્રી પર વારંવાર થતો છતાં એમનું હૃદય તો સાબૂત હતું. હૃદયરોગને અંગે તેમના હૃદયના જે "કાર્ડિયોગ્રાફ" લેવામાં આવ્યા હતા એ પરથી એમના હૃદયની જે સ્થિતિ જણાઈ હતી તે જોયા પછી તો હૃદયરોગના નિષ્ણાતોને પણ નવાઈ લાગી હતી કે કવિશ્રી એ સ્થિતિમાં શી રીતે જીવી શકે છે! અનેક વાર આવા ગંભીર હુમલાઓ વચ્ચે હું કવિશ્રીની પાસે રહેલો છું અને એ દરમ્યાન "હવે તો તેઓ ઘડી બે ઘડીના મહેમાન છે" એવી લાગણીથી અપાર વેદના પણ મેં વેઠી હતી એ સ્થિતિમાંથી પણ તેમને મેં બેઠા થયેલા જોયા છે. આવી અપાર વેદના વચ્ચે પણ તેમના મુખ પર કદી વિષાદની રેખા મેં જોઈ નથી. ઘણી વાર આવી દશામાં ચોક્કસ પ્રકારની વાતચીત પણ તેઓ કરી લેતા. છતાંય તેમની ઇચ્છાશક્તિ ઘણી પ્રબળ હતી. ચોક્કસ પ્રકારનું સાહિત્યકાર્ય કરવાની તેમની મનીષા હતી અને એટલે એ પૂરું થયા વિના દેહ પડે તો એ કાર્ય અપૂરું રહી જાય એની ચિંતા એમને રહેતી હતી. એ ચિંતાને

કારણે અનેક વાર મૃત્યુ સામે પણ તેમને બાથ ભીડતા મેં જોયા હતા. અજબ મનોબળ અને અદમ્ય ઇચ્છાશક્તિ વિના એમણે વેઠી હતી એવી શારીરિક વેદનાઓ વચ્ચે માનવીએ જીવવું જ મુશ્કેલ હતું. કાંઇ નહિ તો નબળા મનોબળવાળો માનવી તો આવા વેદનાગ્રસ્ત જીવનનો અકાળે અંત લાવવાને પણ પ્રેરાય એવી એ દશા હતી. છતાં કવિશ્રીનો આત્મા ઘણો ઉદાત્ત હતો. તેમની સાધના ઘણી ઉમદા હતી અને પ્રભુમાં તેમને અપાર શ્રદ્ધા હતી. એ શ્રદ્ધાને બળે તેઓ માનસિક શક્તિ મેળવી લેતા અને પાછા રોગમુક્ત તો નહિ પણ કેટલેક અંશે સ્વસ્થ બનતા.

આમ છતાંય ગમે તે પળે મૃત્યુ આવી પડે તો તેને ભેટવાની તેમની તૈયારી હતી, એ વાત તેમના અંગત પરિચયમાં આવનાર સૌ જાણે છે. એમનો તમામ વ્યવહાર એવો ચોક્ખો હતો; તમામ વ્યવસ્થા એ પ્રકારની હતી.

જાતે પથારીવશ હતા એટલે કોઇને મળવા તેઓ જઇ શકતા નહિ પણ તેઓ સ્નેહીઓને અને પરિચિતોને મળવાની ઝંખના તો સદા રાખતા. એને અંગે લાંબા સમય સુધી મળવા ન આવનારા સ્નેહીઓને તેઓ ઠપકો પણ આપતા. કોઇક વાર વધારે પડતો કડક ઠપકો પણ આપતા; પણ આવા ઠપકાની પાછળ રહેલી ભાવનાનો સૌને ખ્યાલ હતો અને તેથી એમના આ ઠપકાને પણ મીઠો માનીને સૌ સહી લેતા.

આપણા વયોવૃદ્ધ સાક્ષર શ્રી કૃષ્ણલાલ ઝવેરી અવારનવાર કવિશ્રીને મળવા જતા. એમની વૃદ્ધ વય અને અનેકવિધ પ્રવૃત્તિઓ જોતાં તેઓ વારંવાર કવિશ્રીને મળવા ન જઇ શકે એ સમજી શકાય એવું હતું. પણ કોઇ વાર જો લાંબી મુદ્દત થઇ જાય તો આ વયોવૃદ્ધ સાક્ષરશ્રીને પણ ઠપકો આપતાં કવિ અચકાતા નહિ ! અલબત્ત, એની પાછળની ભાવના તો શ્રી કૃષ્ણલાલકાકા બરાબર સમજતા અને એથી છેવટ સુધી કવિશ્રી સાથેનો તેમનો મીઠો સંબંધ ચાલુ જ રહ્યો હતો.

કવિશ્રી મુંબઇ આવીને રહ્યા એ શરૂઆતના ગાળામાં મને પણ પ્રમાણમાં ઠીક ઠીક સમય મળતો; એટલે હું તેમની પાસે અવારનવાર જતો. આવી દરેક મુલાકાત ચાર પાંચ કલાકની તો સામાન્ય થઇ પડતી. એ દરમ્યાન સામાન્ય વાતચીત તો પ્રમાણમાં થોડો જ સમય લેતી અને મોટો ભાગ તો નવાં લખાયેલાં ગીતો કે કાવ્યો વાંચવામાં અથવા બીજું કાંઇ લખવાની યોજના કરી હોય તેને વિશે ચર્ચા કરવામાં જ વીતતો. છેલ્લે છેલ્લે તેમણે પારસીઓના ધાર્મિક સાહિત્ય તરફ વધુ વલણ બતાવવા માંડ્યું હતું અને એને અંગે વેદ વગેરેનો પણ ઊંડો અભ્યાસ કરવા માંડ્યો હતો. આ સર્વનો પરિચય એમના "અશો જરથુસ્ત" વિશેના મહાગ્રંથમાં મળે છે. આ ગ્રંથ તૈયાર કરતી વેળા સંદર્ભગ્રંથો મેળવીને તેનો અભ્યાસ કરવામાં પણ તેમણે ઘણો સમય ગાળ્યો હતો. આવું મહાભારત કાર્ય ચાલુ હોય એ દરમ્યાન, સામાન્ય રીતે, નાનાં કાવ્યો અને ગીતો ઓછાં લખાતાં; છતાં સાવ ન જ લખાતાં એમ પણ નહિ. દિવાળી કે એવા કોઇ વિશિષ્ટ પ્રસંગે જુદાં જુદાં સામયિકો તરફથી કવિની માગણી થયા જ

કરતી. મોટે ભાગે એ માગણી તેઓ પૂરી કરતા. વર્ષભર તેમને ત્યાં સામયિક મોકલનાર કોઈ પણ તંત્રી વર્ષમાં એકાદ વાર પણ એમની પ્રસાદી મેળવ્યા વિના રહેતો નહિ. તેમના આવા સૌજન્યનો પરિચય ગુજરાતમાં ઘણાને થયેલો છે. અલબત્ત, મારા જેવો સમીપનો કાંઈક વધારે લાભ લઈ ગયો હોય એ જુદી વાત.

ઊગતા કવિઓને કવિશ્રી ખબરદારનું હમેશાં ઉત્તેજન મળતું. એવા કવિઓની કવિતાઓ વાંચીને, મઠારીને તેઓ એમાંના દોષો તેમને બતાવતા ને એવા દોષો ફરી થવા ન પામે એ માટે સૂચનાઓ પણ આપતા. વળી કોઈ પણ કવિ કે લેખક માટે સતત અભ્યાસ આવશ્યક છે, એ વસ્તુનો ખ્યાલ તેઓ આપતા અને સતત અભ્યાસ કરતા રહેવાનો આગ્રહ કરતા. આવા અભ્યાસ માટે જરૂરી પુસ્તકોનું સૂચન પણ તેઓ કરતા. કેટલાય કવિઓના કાવ્યસંગ્રહો માટે તેમણે પ્રસ્તાવના લખી આપી છે. ઉપરાંત કેટલાક કવિઓના કાવ્યસંગ્રહો પ્રકટ કરવામાં—પોતે આર્થિક સંકડામણ ભોગવતા રહીને પણ—કવિશ્રીએ આર્થિક સહાય પણ આપી છે, એનો હું સાક્ષી છું.

કવિશ્રી સ્પષ્ટવકતા હતા અને સિદ્ધાંતના પ્રશ્નને અંગે પોતાને જે સાચું લાગે તે તેઓ કોઇનાથી પણ અંજાયા વિના કહી દેતા. આપણા ઘણા સાહિત્યકારોને આનો અનુભવ થયો છે. શ્રી કનૈયાલાલ મુનશી જેવા ગુજરાતી સાહિત્યના પ્રખર સેવકને પણ તેઓ સાફ સાફ વાત કહેતાં અચકાયા નહોતા. શ્રી મુનશીએ ગુજરાતી સાહિત્યપરિષદ માટે ભારે ભોગો આપેલા છે, એ વાતનો કવિશ્રી મુક્તકંઠે સ્વીકાર કરતા હતા. અને તેમના જેવા બીજાઓના હક્કો ડૂબાવીને શ્રી મુનશી સાહિત્યપરિષદ સંમેલનના પ્રમુખપદે ચૂંટાયા તે વેળા કવિશ્રીએ તો મુનશીજીના પરિષદ માટેના ભોગોની યાદ આપીને તેમની એ સ્થાન પરની ચૂંટણીને વાજબી ઠરાવી હતી.

કવિશ્રી ખબરદાર ૧૯૨૪માં ભાવનગરમાં મળેલી પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખપદે ચૂંટાયા હતા. તે પછી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થને ચૂંટાવાનો તેમનો કાળ ઘણા સમયથી પાકી ગયો હતો પણ એક કે બીજે કારણે કવિશ્રીની પ્રમુખ તરીકેની ચૂંટણી દૂર ને દૂર ઠેલાતી જતી હતી. આને અંગે કવિશ્રીએ કોઇક વાર હસીને ટીકા કરી હશે પરંતુ પરિષદની પ્રવૃત્તિ પ્રત્યે કે શ્રી મુનશી પ્રત્યે તેમણે કદી રોષ દર્શાવ્યો ન હતો.

એ પછી લગભગ ૧૯૪૧ની આખરમાં અંધેરીમાં ગુજરાતી સાહિત્યપરિષદનું સંમેલન ભરાયું. તેના પ્રમુખસ્થાને કવિશ્રી ચૂંટાયા હતા. પરિષદની બંધારણની મર્યાદા કવિશ્રીને ઘણી વાર ખૂંચતી હતી, એટલે પરિષદનું પ્રમુખસ્થાન લીધા પછી પરિષદને લોકશાહી સ્વરૂપ આપવાની કવિશ્રીની ઇચ્છા પણ હતી. પરંતુ પરિષદના બંધારણનું જાળું એવું હતું કે એમાંથી કંઈ જ સ્વતંત્ર કાર્ય કરવાનું બની શકે એમ ન હતું. પરિણામે પરિષદના કાર્યમાં કવિશ્રીનો રસ ઓછો થઈ ગયો હતો. આને અંગે શ્રી મુનશી સાથે તેમ જ પરિષદના બીજા સૂત્રધારો સાથે એમને કેટલીક કડવીમીઠી ચર્ચા પણ થઈ હતી.

શ્રી મુનશીને પણ કવિશ્રીના સ્પષ્ટ વક્તૃત્વનો આ દરમ્યાન અનુભવ થયો હશે. પોતાને જે સાચું કે વાજબી લાગે તે શ્રી મુનશીની શેહમાં જરાય અંજાયા વિના તેઓ શ્રી મુનશીને કહ્યા વિના રહ્યા ન હતા. અલબત્ત, એથી અંગત રીતે શ્રી મુનશી પ્રત્યે તેમને કશો અભાવ જાગ્યો નહોતો. શ્રી મુનશીની પ્રવૃત્તિઓને તેઓ આનંદથી જોતા અને યોગ્ય લાગે ત્યારે તેનો પુરસ્કાર કરતાં પણ-તેઓ અચકાયા ન હતા.

સાહિત્ય કે કાવ્યચર્ચાને અંગે કેટલીક વાર કડવીમીઠી ટીકાઓ કવિશ્રી પર થતી તેમ કવિશ્રી તરફથી પણ કરવામાં આવતી. આને અંગે કોઈક કોઈક વાર "અંગત" કહેવાય એટલી હદે પણ ટીકાપ્રહારો ઉભયપક્ષે થતા. એવા સંજોગોમાં કવિશ્રી તો મોટે ભાગે ખુલ્લી રીતે જ પ્રહારો કરતા, પણ એમના પ્રતિપક્ષીઓ તરફથી કેટલીકવાર પ્રચ્છન્ન રીતે પણ ટીકાઓ થતી. ગુજરાતી સાહિત્યમાં વાડાબંધીને કારણે આવી ટીકાઓ કેટલીકવાર મર્યાદા પણ ચૂકી જતી. કવિશ્રી પણ જો વિવેચકનો સ્વાંગ ધારણ કરતા તો ઘણી વાર મર્યાદા જાળવતા નહિ. પણ આવી ટીકા ટીપ્પણીઓ સિવાય કવિશ્રીના મનમાં એને અંગે કશો ડંખ કે વિરોધી લાગણી રહેતાં નહિ. પરિણામે કવિશ્રીની કડક ટીકા કરનારાઓ પણ જ્યારે કવિશ્રીને મળવા જતા ત્યારે તેઓ કવિશ્રીના સૌજન્યનો અનુભવ કરતા અને બીજાઓના જેટલો જ પ્રેમભાવ મેળવતા.

કવિશ્રીને ગાંધીજી જોડે વર્ષોથી પરિચય હતો. મદ્રાસમાં તેઓ ગાંધીજીને મળેલા પણ ખરા. પણ એ પછી તો પત્રવ્યવહાર દ્વારા જ તેમનો પરિચય રહેતો. ગાંધીજીને કવિશ્રીની સતત્ ચિંતા રહેતી હતી. જ્યારે કવિશ્રી મદ્રાસમાં ભયંકર આર્થિક આફતમાં આવી પડ્યા અને તેમને મદ્રાસ ત્યાગીને મુંબઈ આવીને રહેવું પડયું ત્યારે કવિશ્રીની આ સ્થિતિની ગાંધીજીને ખબર પડતાં ગાંધીજીએ સ્નેહીઓ દ્વારા કવિશ્રીને સહાય પહોંચતી રહે એવો પણ પ્રબંધ કર્યો હતો.

પણ ગાંધીજી એટલેથી જ અટકયા નહોતા. હું ભૂલતો ન હોઉં તો ૧૯૪૨ની લડત પછી ગાંધીજી એક વાર મુંબઈ આવ્યા હતા. એ વેળા તેઓ કવિશ્રીને મળવા ભાઈ પરમાનંદ કુંવરજી કાપડિયા સાથે કવિશ્રીને દાદરને નિવાસસ્થાને આવ્યા હતા. સદ્‌ભાગ્યે તે દિવસે હું પણ કવિશ્રીને મળવા ગયો હતો અને ગાંધીજી કવિશ્રીને મળવા આવ્યા તે વખતે ત્યાં હાજર હતો. કવિશ્રી પ્રત્યે ગાંધીજીનો ભાવ કેવો હતો તે આ પ્રસંગ પરથી ખાસ તરી આવે છે. વળી એ પ્રસંગ ગાંધીજીની મહાનુભાવિતાનો પણ સુંદર પુરાવો પૂરો પાડે છે. પોતે મહાત્મા હોવા છતાં રાષ્ટ્રની સંપત્તિરૂપ કવિજનને મળવા માટે જાતે જઈને ગાંધીજીએ એક અપૂર્વ બોધપાઠ જનતા સમક્ષ મૂકયો છે.

કવિશ્રી સાથેના મારા કેટલાક પ્રસંગો તો ઘણા જ "અંગત" કહેવાય એવા છે. એ બધાનો વિસ્તારથી ઉલ્લેખ કરવો શક્ય નથી. એ મારે આ લેખનું કદ પણ નાનું પડે. એટલે અહીં માત્ર થોડા જ પ્રસંગોને સ્પર્શ કર્યો છે.

કવિશ્રીનું જીવન મારે મન તો ઋષિજીવન હતું. જીવનના પ્રખર ઝંઝાવાત વચ્ચે પણ કવિશ્રી સ્થિતપ્રજ્ઞ રહીને પોતાનું કર્તવ્ય બજાવવામાં સતત રત રહ્યા હતા. જે પ્રકારની પરિસ્થિતિ આવે એ પ્રકારે રહેવાને તેઓ ટેવાઇ ગયા હતા. સરસ્વતીની સેવા અને ઉપાસના જ તેમનું કર્તવ્ય બની ગયું હતું. સવારના ઉઠે ત્યારથી તે મોડી રાત સુધી તેમણે સતત માતા સરસ્વતીની આરાધના જ કરી હતી. આમ ભારતના એક પરમ સારસ્વત તરીકેનું જીવન કવિશ્રી જીવી ગયા.

કવિશ્રી સાથેનો મારો સંબંધ પુત્ર જેવો હતો અને તેઓ પોતાનો "સાહિત્યપુત્ર" ગણતા. છેલ્લે છેલ્લે પત્રકારત્વના મારા અતિ વ્યવસાયમાં હું તેમને ઘણું ઓછુ મળી શકતો એનો તેઓ મારા પર ભારે રોષ પણ રાખતા હતા; પણ એ રોષ પાછળનું વત્સલ હૈયું હું સારી રીતે જાણતો હતો. એટલે તો તેઓ મુંબઇ છોડીને પાછા મદ્રાસ ગયા એનો મને ભારે અફસોસ રહ્યા કરતો હતો. કારણ કે એટલે અંશે હું એમનાથી વધુ દૂર ગયો હતો. મદ્રાસમાં પિરોજબા અવસાન પામ્યાના સમાચાર જ્યારે મને મુંબઇમાં મળ્યા ત્યારે થોડાજ દિવસો પહેલાં અવસાન પામેલી મારી જનેતાનું મને પુનઃ સ્મરણ થયું. મારી એ વેદના મેં કવિશ્રી સમક્ષ જ્યારે વ્યક્ત કરી ત્યારે તેમના તરફથી તેમના દુઃખમાં પણ મને હૂંફાળું આશ્વાસન જ મળ્યું હતું. પણ એ પછી તો તેઓપણ ઝાઝું જીવી શક્યા નહિ. શારીરિક વેદનાઓ સામેના તેમના દ્વંદ્વયુદ્ધમાં આખરે મૃત્યુ ફાવી ગયું અને તા. ૩૦ મી જુલાઇ ૧૯૫૬ ની વહેલી સવારે કવિશ્રીએ દેહ છોડ્યાનો બહેન નરગીસનો તાર મારા હાથમાં આવી પડ્યો. મારી આંખો સજળ બની. મારા જનક પિતા તો મને માત્ર બે વર્ષનો જ મૂકીને ચાલ્યા ગયા હતા. પણ પાછળથી મને કવિશ્રીમાં પિતાના વાત્સલ્યનો અનુભવ મળ્યો હતો. મારા એ "માનસપિતા"ના અવસાનના સમાચાર મળ્યા ત્યારે સ્વાભાવિક રીતે જ મારાથી બોલાઇ ગયું: "મૃત્યુ મરી ગયું રે લોલ!" કવિશ્રી ગયા પણ એમની સાહિત્યસેવા આપણી વચ્ચે એમને સદાકાળ ચિરંજીવ રાખી રહી છે.

# કવિ ખબરદાર — એક શબ્દચિત્ર

### શ્રી હર્ષદરાય દેસાઈ

બૉય સ્કાઉટ્સની પ્રવૃત્તિની શરૂઆત ગુજરાતની સરકારી હાઇસ્કુલોમાં ઘણું ખરૂં પહેલા વિશ્વયુદ્ધ પછી સને ૧૯૨૦–૨૧ માં થઇ. નડિયાદની ગવર્મેન્ટ હાઇસ્કુલમાં હું ત્હારે પાંચમા કે છઠ્ઠા ધોરણમાં હતો. શાળાના સમય પછી અઠવાડિયામાં ત્રણ દિવસ અમને એની તાલીમ અપાતી. અને તાલીમ પૂરી થયે અમે સૌ વિખરાતા. એક દિવસ મને એવો વિચાર આવ્યો કે તાલીમ પૂરી થયા પછી મૂગા મૂગા વિખરાવું એના કરતાં કોઇ સારૂં સમૂહગીત ગાઇ વિખરાઇએ તો ઠીક. મ્હેં એ વિચાર અમારા તાલીમશિક્ષકને જણાવ્યો અને સૂચવ્યું કે 'સાહિત્યરત્ન'માં લેવાયલું 'અમે ભરતભૂમિના પુત્રો' ઢાળ અને ભાવની દૃષ્ટિએ સારૂં છે. એમણે એ વાતને વધાવી લીધી અને અમારા ડ્રોઈંગમાસ્તર સદ્‌ગત કવિચિત્રકાર ફૂલચંદ શાહને વિનંતિ કીધી કે એમણે અમને સૌને એ કેમ ગાવું તે શીખવવું. કવિશ્રી ખબરદાર સાથેનો મ્હારો આ પહેલો પરોક્ષ સંબંધ. પછી વસન્તોત્સવ પ્રસગે સને ૧૯૨૭માં અને એમના જન્મસુવર્ણમહોત્સવ પ્રસંગે સને ૧૯૩૧માં એ મુંબઇ આવ્યા ત્હારે એ સંબંધ વિકાસ પામ્યો અને ૧૯૩૮માં એમણે મુંબઇ નિવાસ કર્યો ત્હારથી તે એમના અવસાન પર્યંત એ એટલો ગાઢ અને આત્મીય બન્યો કે એક અન્તેવાસી તરીકે આ શ્રદ્ધાંજલિ આપતાં હું કંઇક ઋણમુક્ત થયાનો સંતોષ અનુભવું છું.

એમનો જન્મ સવંત ૧૯૩૮ની કાર્તિકી પૂર્ણિમા (ત્રિપુરી પૂર્ણિમા) એટલે સને ૧૮૮૧ના નવેમ્બર માસની ૬ઠ્ઠી તારીખ ને રવિવારે દમણમાં થયો હતો. પિતાનું નામ ફરામજી કાવસજી સોરાબજી પોસ્ટવાળા, માતાનું નામ શીરીનબાઇ. પિતાના (ફરામજી) જન્મ પછી એકવીસ વર્ષે પુત્રદર્શન પામતા આ કુટુંબમાં કવિશ્રીનો જન્મપ્રસંગ ઘણી ધામધૂમથી ઉજવવામાં આવ્યો હતો. એમની પાંચેક વર્ષની ઉમરે પિતા પરલોકવાસી થયા એટલે દાદાની દેખરેખ નીચે એમનું જીવન ઘડાયું. દાદા બહુશ્રુત અને સંસ્કારી સજ્જન હતા. એટલે કવિશ્રીને ન્હાનપણથી જ રામાયણ, મહાભારત, શાહનામુ વગેરે સંભળાવી ઊંઘતા છોડને યથેચ્છ વાળવાના આદરથી પ્રયત્ન કરતા. ત્હેમાં કોઇ જ્યોતિષીએ એમની જન્મકુંડળી જોઇને કહેલું કે એ બહુ પ્રતિભાવાન પુરૂષ નીવડશે, એટલે દાદાએ એમના ઉછેરમાં વિશેષ કાળજી રાખી અને ઘરમેળે પ્રાથમિક શિક્ષણની શરૂઆત કરી. પછી દમણની ખાનગી નિશાળમાં ગુજરાતી સાત

ધોરણ પૂરાં કરીને સને ૧૮૯૧ના જાન્યુઆરિમાં અંગ્રેજી શિક્ષણ માટે એ મુંબઇ આવ્યા અને આજે ભરડા હાઇ સ્કુલને નામે ઓળખાતી ત્યારની ન્યૂ હાઇ સ્કુલમાં દાખલ થઇ ૭ ધોરણ સુધી અભ્યાસ કર્યો.

છેક શરૂઆતથી જ એમની બુદ્ધિશક્તિ અને ચપળતા માટે સૌ કોઇને આકર્ષણ થતું અને એમાં એમની નિસર્ગદત્ત કવિત્વશક્તિએ સારો હિસ્સો આપ્યો. મુંબઇ આવ્યા પછી એમની એ આજન્મ શક્તિએ સારો વિકાસ સાધ્યો અને વિદ્યાર્થીઓના તેમ જ શિક્ષકોના એ પ્રેમપાત્ર થઇ પડ્યા. વળી, એમના મામા શ્રી રૂસ્તમજી બરજોરજી પેમાસ્તર જે અંગ્રેજીમાં સારી કવિતાઓ લખતા. તે જોઇને કવિને પણ અંગ્રેજી કવિતા લખવાની પ્રેરણા મળી અને એ ઉત્તરોત્તર વિકાસ પામી.

કવિશ્રીના દાદા એક બાહોશ અને વ્યવહારદક્ષ પુરુષ હતા એમની કાર્યપટુતા જોઇને એમનો મિત્રવર્ગ એમને 'ખબરદાર'ના નામથી સંબોધન કરતો. એ સંબોધન બાલકવિ અરદેશરને ઘણું ગમી જવાથી ન્યૂ હાઇસ્કુલમાં દાખલ થતી વખતે પરાપૂર્વથી ચાલતી આવેલી પોસ્ટવાળાની અટક બદલીને એમણે ખબરદારની અટક રાખી અને ત્યારથી એ કુટુંબ એ જ અટકથી ઓળખાય છે. 'ખબરદાર' શબ્દનો મૂળ અર્થ તો છે આંતરદૃષ્ટિ અને ઉત્તમ આચરણવાળો હોશિયાર માણસ. ગુજરાતી ભાષાના રૂઢ પ્રયોગમાં એનો અર્થ થાય છે સમાચાર મેળવવાનું સ્થાન. ગમે તે હો, પણ એટલું તો નિઃસંદેહ છે કે એ નામ અને સ્થાન એવાં હતાં કે તે દ્વારા એમના વાચકવર્ગનાં મન અને મનોભાવો પર પરમાત્માના સંદેશ પહોંચ્યા કરતા હતા.

એ છઠ્ઠા ધોરણમાં હતા ત્યારે મુંબઇમાં મરકીનો ઉપદ્રવ ફાટી નીકળ્યો અને એમને દમણ જવું પડ્યું. પછી બીજી અનેક પ્રતિકૂળતાઓને લીધે એમને અભ્યાસ છોડવો પડ્યો અને પોતાની જમીનજાગીરની સંભાળ લેવાની જરૂર પડી.

એ સમયમાં એમણે ગુજરાતી કાવ્યસાહિત્યનો અભ્યાસ આરંભ્યો અને દલપતકાવ્ય, નર્મકવિતા, પ્રવીણસાગર વગેરે વાંચ્યાં. તે સમયે દાદી તારાપોરવાળા નામના એક પારસી કવિની દલપતનર્મદ શૈલીએ લખેલી કવિતાઓ 'ચાબુક', 'ખબરદાર' 'અજબ' નામનાં પારસી હસ્તક નીકળતાં માસિકોમાં પ્રકટ થતી તે પણ એમના વાંચવામાં આવેલી અને કવિતા લખવાની પ્રેરણા એમણે એમાંથી ઝીલી હોય તો તે અસંભવિત નથી. પરંતુ એમને દલપતકાવ્ય અને દલપતશૈલી વિશેષ પસંદ પડ્યાં અને અપનાવ્યાં. 'કાવ્યરસિકા'માં તેમ જ આજેયે તેમની કવિતાઓમાં નજરે પડતી ભાવ અને ભાષાની સરળતા, છંદ પ્રભુત્વ તેમ જ નીતિ, ધર્મ અને પવિત્રતાની ભાવના એ દલપતશૈલીનો મૂર્તિમંત પ્રભાવ છે. એ સાથે નર્મદ અને હરિલાલ ધ્રુવનાં કાવ્યોનો અભ્યાસ કરી એમણે વીરરસ હડપ્યો. નરસિંહ, મીરાં, ભાલણ, દયારામ વગેરે પાસેથી છન્દ અને રસ લીધાં, પ્રેમાનંદ શામળ પાસેથી ભાવ, ભાષા અને કલ્પના ઉપરાંત રસની જમાવટ કરતાં શીખ્યા, અખા જેવા વેદાંતી પાસેથી અનુભવસિદ્ધ જ્ઞાનને હળવી, કટાક્ષમય પરંતુ લોકભોગ્ય રીતે કાવ્યમાં

વધુતાં શીખ્યા અને ક્રમશઃ પાશ્ચાત્ય કવિઓની કૃતિઓ–કાવ્યો–વાંચી એમણે પોતાનો માનસિક વિકાસ સાધ્યો.

એમ તેરેક વર્ષની વયે સ્ફુટ થયેલી એમની કવિત્વશક્તિ વિકાસ પામતી ગઇ. દરમિયાન સ્વ. દાદી તારાપોરવાળા અને સોરાબ પાલમકોટના "માસિક મજાહ"માં સો દૃષ્ટાંતિક દોહરાની ઇનામી હરિફાઇ જાહેર થઇ અને કવિએ સો દોહરા નીચેના પત્ર સાથે લખી મોકલ્યાઃ

શ્રી. દમણ તા. ૩૦ નવેંબર સને ૧૮૯૭.

મેહેરબાન પરમ સ્નેહી શેઠજી દાદી એદલજી તારાપોરવાળા,

જત, આપના ગયા નવેંબર માસના બહાર પડેલા 'માસિક મજાહ'માં આપના લખ્યા પ્રમાણે આ સાથ ૧૦૦ દૃષ્ટાંતિક દોહરા લખી મોકલ્યા છે તે સ્વીકારશોજી.

આજ સુધી આપ સાથે મને કશી પીછાન નહોતી પરંતુ તે મારા મિત્ર મિ૰ દાદરેવાળા તરફથી આજ ત્રણ ચાર માસ થયા મને વાંચવા માટે મળતા 'માસિક મજાહે' પાડી છે, જે યોગ્ય પીછાનથી મારૂં મન બહુ આનંદમય થયું છે. આપના ગદ્ય-પદ્ય આકર્ષિત લખાણે મારૂં મન હરણ કર્યું છે. આપના માસિકમાં આપે ઉઘાડેલો કાવ્યસંવાદ ખરેખર બહુ સ્તુતિપાત્ર છે. આજ સુધી કેવળ મંદ પડેલી ગુર્જર કાવ્યદેવીને આપ સરખા ગૃહસ્થ પાછા જાગૃત કરવા માગો છો એ આપનો શુભ સ્તુતિપાત્ર પ્રયત્ન જોઇ હું અત્યાનંદ થયો છું. એથી ગુર્જર કાવ્યને અથાગ લાભ થશે જ એમાં લેશ પણ શંકા નથી. તે પરમ પ્રભુ આપની એ શુભ ધારણા પરિપૂર્ણ પાર ઉતારે એવી મારી અદના સ્તુતિ છે.

આપનું 'માસિક મજાહ' બીજા કોઇ પણ મહાવારી કરતાં હજાર દરજ્જે ચઢતું છે અને તે મધે આવતાં લખાણો ખરે અભ્યાસ જોગ છે. આપે ઉઘાડેલા 'કાવ્ય સંવાદ'થી તો બહુ બહુ વિનોદ તથા શીખવાનું મળે છે. તેમાં મારા સરખા કેવળ સોળ વર્ષની વયના એક છોકરા માટે – જે આ દુનિયાના પ્રવાસની પહેલી પગથી પર પણ ચઢ્યો નથી તેને – તો તેમાંથી અતિશય શીખવાનું જડે છે. એ વિષે આ સાથે મોકલેલા દોહરામાંનો એક દોહરો મૂકેલો છે તે આ ઠેકાણે બરાબર બંધબેસતો થઇ પડશે!

ઉંચ કર્તાના ગ્રંથથી, માનવિ સાવધ થાય,
જેમ દીવાદાંડી થકી, સાગર ખડક જણાય.

આ સાથ જે દોહરાઓ લખી મોકલ્યા છે તે મારો પહેલો પ્રયાસ છે. તેથી તેમાં ભૂલચૂક તો હશે જ. પરંતુ તે મારી માત્ર સોળ વર્ષની નાની વય તથા તે સાથ મળેલો અતિ ટુંક અનુભવ એ ભૂલોને પાત્ર હોય તો તેમાં કૈં નવાઇ નહીં. આપનું માસિક

મને ગઇ તા. ૨૪ મીએ મારા મિત્ર મિ. દાદરેવાળા તરફથી મળ્યું હતું અને અમારા જાગીરી ગામ વગેરેના જમે ભરણાનો આ સમય હોવાથી દોહરા જોડવા મને બહુ ટુંક વખત મળ્યો હતો. કવિતાનો મને અતિશય શોખ હોવાને લીધે મેં આ તક જતી મૂકી નહોતી. એ દોહરાઓમાં ભૂલ હોય તો તે મને બાળ જાણી કૃપા કરી આપ સુધારવાની તરદી લેશોજી.

આ પત્ર બંધ કરવા અગાઉ હું આપની તથા આપના માસિકની હજાર વાર જય પુકારૂં છું.

લિ. આપનો સદૈવ શુભેચ્છક,
અરદેશર ફરામજી કાવસજી સોહરાબજી પોરટવાળા
તથા ખબરદારના માનપૂર્વક સલામ આપની સેવામાં
અંગીકાર કરશોજી.

આ દોહરાઓને પરીક્ષકોએ સર્વોત્તમ ગણી ઇનામયોગ્ય ઠરાવ્યા. પછી તંત્રીઓએ એના રચનાર વિષે વિગતવાર માહિતી માગી જેના જવાબમાં એ પંદર વર્ષના યુવાએ તંત્રીઓને આશ્ચર્યચકિત કર્યા અને એમણે 'પંદર વર્ષનો પારસી કુમારકવિ' એ શીર્ષકથી એ દોહરા પોતાના માસિકમાં પ્રકટ કર્યા. આ હરિફાઇમાં કવિ જીવરામ અજરામર ગોર, કવિ જેસંગભાઇ ત્રિકમદાસ પટેલ, પંડિત જટાશંકર રવિશંકર, શીઘ્ર કવિ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી વગેરે હરિફો હતા. એ દોહરાઓ 'માસિક મજાહ'ની મુબઇની ઑફીસમાં જાહેર પ્રજાને જોવા માટે તા. ૧૮-૩-૧૮૯૮ સુધી ખુલ્લા મૂકવામાં આવ્યા હતા.

કવિના જીવનમાં આ એક દ્યોતક પ્રસંગ હતો. એનાથી એમની શક્તિઓને વેગ મળ્યો, પ્રોત્સાહન મળ્યું અને વાચકવર્ગમાં ઠીકઠીક જાણીતા થયા. પછી સને ૧૯૦૧માં ૧૯ વર્ષની વયે એમણે એમનો પહેલો કાવ્યસંગ્રહ 'કાવ્યરસિકા'ને નામે ગુજરાતને ચરણે ધર્યો. એ સંગ્રહ પિતા અને પિતામહને કૃતજ્ઞતાપૂર્વક અર્પણ કર્યા પછી ચારેક વર્ષે 'વિલાસિકા' આપી. આ સંગ્રહે કવિને ગુજરાતના સાહિત્યકારોમાં–કવિઓમાં સ્થાન અપાવ્યું અને સ્વ. નરસિંહરાવે એમની અનોખી ઢબથી વિસ્તૃત અવલોકન 'વસન્ત'માં પ્રકટ કરીને એમને વિશેષ જાણીતા કર્યા. આ બન્ને સંગ્રહોમાં છંદ અને અલંકારની હથોટી જોનારને પહેલી જ નજરે જણાશે. અને એ પછીનાં એમનાં સઘળાં પ્રકાશનોમાં વિપુલ વાચન-મનનને પરિણામે આવેલું વૈવિધ્ય તેમ જ નવી છંદરચનાઓ પણ જણાશે અને સહજ સમજાશે કે લેખક પારસી હોવા છતાં એમની ભાષા જેવી શુદ્ધ છે તેવી વિચારધારા પણ કોઇ સંસ્કારી હિંદુ લેખકના જેવી છે.

સને ૧૯૦૮માં 'પ્રકાશિકા'નું પ્રકાશન થતાં કવિનું સ્થાન સ્થિર અને દૃઢ થયું. પણ પછીને વર્ષે ગુજરાતમાં દુકાળ પડતાં જમીન-જાગીરનું ઉત્પન્ન ઘટ્યું અને એમને મૈયળાની વાટ લેવી પડી – સને ૧૯૦૯.

એમનું લગ્ન ૧૭–૧૮ વર્ષની વયે થયું હતું. એમની પહેલી પુત્રી જે સવાદોઢ વર્ષનું આયુષ્ય ભોગવી બહિસ્તનશીન થઈ ત્હેની સ્મરણમાધુરી વાચકને "કાવ્યરસિકા"માંથી મળશે. એમનાં પત્ની સૌ. પીરોજાબાઈ તા. ૧૩–૧૦–૧૯૫૨ને દિને ૫૪ વર્ષનું દામ્પત્ય ભોગવી અવસાન પામ્યાં. એમને કવિશ્રીએ આપેલી અંજલિ આ ગ્રંથમાં મૂકવામાં આવી છે. એમાં કવિશ્રીનો બેહદ પ્રેમ અને વિયોગવ્યથા સહૃદય વાચકને જણાશે.

એમણે ઉદરનિર્વાહાર્થે મદ્રાસ જઈ સાઇકલની દુકાન કાઢી અને બીજા ભાગીદારો સાથે જોડાઈ ધંધાને ખૂબ વધાર્યો. મોટર અને મોટર સાઇકલનો વેપાર જોતજોતામાં વધ્યો અને બીજા ગામોમાં દુકાનની શાખાઓ પણ કાઢી. પરંતુ આપણામાં પ્રામાણિકતાની ઊણપ હોય છે એવું ભાગીદારીના ધંધામાં પડેલા સૌ કોઈ કહે છે એ સર્વથા અસત્ય ન હોય, અને કવિ એવી અપ્રામાણિકતાનો ભોગ ન બને તો જ નવાઈ. ત્હેમાં વળી વારંવાર પથારી ભોગવતાં એમના જેવો 'સ્લીપીંગ પાર્ટનર' ફાવે એ પણ એટલું જ અશક્ય. છતાં જેમ તેમ કરીને બની શક્યો તેટલો ઢસરડો ખેંચ્યો અને અંતે ધંધો સંકેલી નિવૃત્ત થઈ સને ૧૯૩૮ માં મુંબઈ નિવાસ કર્યો.

મદ્રાસ જેટલા દૂરના પ્રદેશમાં જ્યાં ગુજરાતી સાહિત્ય અને સંસ્કૃતિનો જરા જેટલોયે સ્પર્શ ન હોય ત્યાં અને અહોરાત્ર વ્યાપારમાં ઉદ્યુક્ત રહેવા છતાં એમણે એમનો નઝમ (પદ્ય) શોખ (જે પારસીઓનું પરાપૂર્વથી ચાલતું આવેલું એક વિશિષ્ટ લક્ષણ છે) સતત ચાલુ રાખ્યો અને ૧૯૧૯ માં 'ભારતનો ટંકાર' પ્રગટ કરવા પૂર્વે સ્વ. બહેરામજી મલબારીનાં કાવ્યો સને ૧૯૧૭ માં સંપાદન કર્યાં. એમાં ૧૩૮ પાનાં ભરીને લખેલો વિસ્તીર્ણ ઉપોદ્‌ઘાત એમનું કાવ્યવિષયક જ્ઞાન, પ્રીતિ અને વિવેચનપદ્ધતિનું ઉત્તમ દૃષ્ટાંત આપવા ઉપરાંત એમની ગદ્ય પરની હથોટી પણ બતાવી આપે છે.

પછી કવિ ન્હાનાલાલની ડોલનશૈલીના ઉપહાસમાં પોતાનો રીતિવિષયક મતભેદ દર્શાવતાં અને ગુજરાતની સાહિત્યસૃષ્ટિના મશહૂર થયેલાં 'પ્રભાતનો તપસ્વી' અને 'કુક્કુટ દીક્ષા' નામનાં બે પ્રતિકાવ્યો સને ૧૯૨૦ લખી ડોલનશૈલીને 'અપદ્યાગદ્ય' એવું અધિકૃત (અર્ધશતાબ્દીના અનુભવબોલ. પૃષ્ઠ ૨૮) નામાભિધાન આપવાનું શ્રેયકૃત્ય કીધું. (કહેવાય છે કે એ બન્ને પ્રતિકાવ્યો મિત્રોની ચર્ચાના પરિણામરૂપે માત્ર ૨૪ કલાકમાં લખાયાં હતાં.) અને હાજી મહમ્મદના અવસાનને કારણે જેનું પ્રકાશન વિલંબાયું હતું તે એમનો પાંચમો કાવ્યસંગ્રહ 'સંદેશિકા'ને નામે ગુજરાતી સાહિત્યપરિષદ બરોડા કમિટિ તરફથી સને ૧૯૨૫ માં પ્રકટ થયો. આ સંગ્રહની પ્રસ્તાવનામાં એમણે આપેલી 'કવિ'ની વ્યાખ્યા અહીં ચરિતાર્થ થતી જણાય છે. એ લખે છેઃ કવિઓના હૈયાના ફુવારામાં બ્રહ્માંડની રસધારાના ધોધ નિરંતર વહેતા રહે છે. એ ધોધના ધ્વનિમાં એ ફુવારો પણ રસપ્રફુલ્લ ઉડતો જાય છે. એ ફુવારાનાં રસબિંદુ એટલે એ બ્રહ્મના સંદેશા. પ્રત્યેક સાચો કવિ એ બ્રહ્મનો સંદેશવાહક છે.

એ પછી ૧૯૨૬ માં 'કલિકા', ૧૯૨૮ માં 'ભજનિકા', ૧૯૨૯ માં 'રાસચંદ્રિકા' ભાગ ૧, ૧૯૩૧ માં 'દર્શનિકા' પ્રકટ થયાં. એમાં 'કલિકા' અને 'દર્શનિકા'એ દેશપરદેશના

કાવ્યરસિકોનું સારૂં ધ્યાન ખેંચ્યું. અખંડ શૃંગારરસથી ભર્યું ભર્યું ત્રણ હજાર પંક્તિનું સળંગ કાવ્ય 'કલિકા' જર્મનીમાં ગુજરાતી કાવ્યસાહિત્યના અભ્યાસ માટે પાઠ્યપુસ્તક તરીકે નિયત થયું હતું અને એને વિષે 'ઓરિએન્ટલ લિટરેચર' નામના જર્મન પત્રમાં વિવિધ દૃષ્ટિબિંદુઓથી અવલોકનો થયાં હતાં. એટલું જ નહીં પરંતુ ત્યહાંના અનેક વિદ્વાનોએ કવિને અંગત અભિનંદનપત્રો પણ લખ્યા હતા. બીજું એવું જ લાંબુ છ હજાર પંક્તિનું સળંગ કાવ્ય "અમૃતમય આત્મજા" અને "તાતધન તેમીના"ના અકાળ અવસાન નિમિત્તે રચાયું. કલ્પના લાલિત્ય, ઊર્મિનું ઊંડાણ, અને ભાવની વિશદતા સાથે પુત્રીના મૃત્યુએ ઢોળેલા વિષાદના રંગથી જીવન મૃત્યુના ગંભીર ચિંતનનું ભવ્ય અને ઉદાત્ત સ્વરૂપ આલેખી કવિતા અને તત્ત્વચિંતનનો વિરલ પણ સફળ સંયોગ સાધતું આ કાવ્ય છે. સ્નેહમુદ્રા, સ્મરણસંહિતા, કલાપીવિરહ એ 'દર્શનિકા'ના પ્રકારનાં કાવ્યો છે પરંતુ એમાં ચિંતનનો ભાર કાવ્યના અસ્ખલિત પ્રવાહને કંઈક કુંઠિત કરે છે યા તો વિષાદ કે બુદ્ધિની વાદપરંપરાને લીધે વાચકને ક્વચિત્ અવિશદતા ઉત્પન્ન થવાથી વાચન શુષ્ક નીવડે છે. 'દર્શનિકા'માં કવિએ જીવન અને જગતના ગંભીર પ્રશ્નોનું મંથન કરીને તારવેલું નવનીત જીવનની અને જગતની યથાર્થતા પ્રતિપાદન કરે છે અને સૌ કોઈ પોતપોતાના ક્ષેત્રમાં શ્રેષ્ઠ અને ઉપયોગી છે એમ ઠસાવી સ્નેહનો વિશ્વધર્મ આચરવાની પ્રેરણા આપે છે. એ બન્ને કાવ્યોની વિશિષ્ટતા તો એ છે કે ગંભીર માંદગીને બિછાને પડ્યાં પડ્યાં, વેદનાગ્રસ્ત સ્થિતિમાં એમનું સર્જન થયેલું હોવા છતાં પ્રસંગપરંપરા, વિચારલહરી કે કલ્પનાનો પ્રવાહ કોઈ સ્થળે દૂષિત થતો નથી. ઊલટું એ લખે છે:

સ્વર્ગે હશે સુખ પણ ગુરુજી! આ જગે વધુ
મધુરાં છે સૌંદર્ય ને કવિતાનાં દુઃખ.

મુંબઈમાં નિવૃત્તિનિવાસ કર્યા પછી પણ એમની કાવ્યપ્રવૃત્તિ ચાલુ રહી. કલ્યાણિકા, રાષ્ટ્રિકા, રાસચન્દ્રિકા ભાગ ૧–૨, શ્રીજી ઇરાનચાહનો ગરબો, નંદનિકા, ગાંધીબાપુનો પવાડો, ગાંધીબાપુ એ નવીન કૃતિઓ ઉપરાંત દર્શનિકા, ભજનિકા, કલિકા ઇત્યાદિની નવી આવૃત્તિઓ ગુજરાતને આપી અને એ પ્રત્યેકની બીજી કે ત્રીજી આવૃત્તિ એ લોકસંગ્રહનો અત્યાદર સૂચવવા ઉપરાંત ઉપયોગિતા પણ પૂરવાર કરે છે.

એ રીતે સને ૧૯૦૧ થી આરંભેલું એમનું કવિજીવન ગુજરાતને કંઈ ને કંઈક પ્રેરણા કે જીવનસંદેશ આપતું રહ્યું અને સને ૧૯૨૪માં ભાવનગર ખાતે મળેલી સાતમી ગુજરાતી સાહિત્યપરિષદના સાહિત્યવિભાગના પ્રમુખ તરીકે એમની પસંદગી કરી સાહિત્યરસિક જનતાએ એમની સેવાની કદર કરી. આ પ્રસંગની આશ્ચર્ય ઉપજાવે એવી અનેક હકીકતો હજી પ્રકાશમાં આવી નથી અને એ માટે અત્રે અવકાશ કે ઉચિત સ્થાન પણ નથી એટલે માત્ર એનો ઉલ્લેખ પર્યાપ્ત ગણાશે. સને ૧૯૨૭ માં મુંબઈએ વસન્તોત્સવ ઉજવ્યો અને એમને મદ્રાસથી તેડાવી એમનું બહુમાન કર્યું, પરંતુ એથી યે વિશેષ સને ૧૯૩૧ માં ગુજરાત—બૃહદ્ ગુજરાતે એમનો જન્મ સુવર્ણમહોત્સવ ઉજવીને એમનું અધિકારે સન્માન કર્યું. સને ૧૯૩૭માં મદ્રાસમાં ભરાયેલા હિંદી સાહિત્ય-

સંમેલનની સાથે જે કવિસંમેલન યોજવામાં આવ્યું હતું તેની સ્વાગતસમિતિના એ અધ્યક્ષ હતા અને એના ત્રણેક વર્ષ પહેલાં શ્રીમંત ગાયકવાડ સરકારે એમને વ્યાખ્યાનો માટે નિમંત્ર્યા હતા પણ તબિયતને કારણે નિમંત્રણનો સ્વીકાર કરી શકાયો ન હતો. સને ૧૯૩૯ માં મુંબઇ યુનિવર્સિટીએ ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા માટે એમને નિમંત્રી એમની કાવ્યશક્તિનું સન્માન કર્યું. પ્રસ્તુત વ્યાખ્યાનોમાં સ્વ. દિ. બ. કેશવલાલ ધ્રુવે એમનો પદ્યરચનાની આલોચનાનો ઇતિહાસ જ્યહાંથી અટકાવ્યો હતો ત્યહાંથી એમણે આરંભ કરી અદ્યતન કવિતારચના અને એનાં આનુષંગિક તત્ત્વો પરત્વે ઘણાં વિદ્વત્તાયુક્ત વિધાનો અને અનુભવસિદ્ધ મન્તવ્યો રજુ કર્યાં છે. આ વ્યાખ્યાનોનું યુનિવર્સિટી તરફથી થયેલું પ્રકાશન કવિતાશોખીનોને માર્ગદર્શન કરાવે એવું છે. આ વ્યાખ્યાનોએ ગુજરાતના કાવ્યલેખકોમાં અને કાવ્યરસિકોમાં ભારે ખળભળાટ મચાવ્યો. 'માનસી' દ્વારા શ્રી જહાંગીર એદલજી સંજાનાએ મોરચો માંડ્યો. 'જન્મભુમિ'ના આદ્ય 'કલમકિતાબ'કારે વ્યાખ્યાનોની આલોચના પૂરતું એ પૃષ્ઠ શ્રી મનસુખલાલ ઝવેરીના હાથમાં મૂકવું સલામત માન્યું. એ સઘળી ગરમાગરમ ચર્ચા કે વાદવિવાદની યોગ્યાયોગ્યતાનો નિર્ણય ભવિષ્ય ઉપર રાખીને એનું હાર્દ સમજવા માટે અખાનો નીચેનો છપ્પો અનુકૂળ લેખાશે:

'જ્યાં જોઇએ ત્યાં કૂડે કૂડ, સામે સામાં બેઠાં ઘૂડ,
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ જઇ ચાંચ જ ધરે,
અમારે હજાર વર્ષ અંધારાં ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા?
અખા! મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઊપાડયો પહાણ.'

ગુજરાતી ગદ્ય અને પદ્યની આટલી સિદ્ધિ મેળવ્યા પછી એ જ કવિએ અંગ્રેજી કાવ્ય પર મેળવેલી એની જ સિદ્ધિનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. અગાઉ જણાવ્યા પ્રમાણે એમણે એમના મામા દ્વારા અંગ્રેજી કાવ્યરચનાની છેક બાલ્યકાળથી જ પ્રેરણા મેળવી હતી. એમનો પહેલો અંગ્રેજી કાવ્યસંગ્રહ 'ધ સિલ્કન ટેસલ' સને ૧૯૧૮માં પ્રકટ થયો અને એની પ્રસ્તાવના ડૉ. કઝીન્સે લખી એનું મૂલ્ય વધાર્યું. એ વિષે ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, શ્રી હૅરોલ્ડ આયલ્ડ તેમ જ 'ધ બુકમૅન' અને સ્કૉટલૅન્ડનું 'ઍબર્ડીન ડેઇલી જર્નલ' વગેરેએ એની ઉત્તમતા સ્વીકારી મુક્તકંઠે પ્રશંસા કરી. પછી એ જ સંગ્રહ ૧૯૨૮માં લંડનની ફાઉલર રાઇટ કંપનીએ પુનર્મુદ્રિત કર્યો અને ત્યહાંની પોએટ્રી લીગ તરફથી પ્રકટ થતા પોએટ્રી એન્ડ ડ્રામા નામના વિવેચનાના સામયિકમાં એનું સર્વાંગી અવલોકન થયું. એ પુસ્તક ઘણા વખતથી અપ્રાપ્ય હોવાથી સને ૧૯૫૦માં એની પાંચમી આવૃત્તિ થઇ. એમનો બીજો અંગ્રેજી કાવ્યસંગ્રહ 'જરથુસ્ર' જેમાં ૧૦૧ ધ્વનિતો દ્વારા એ 'The first prophet of the world'ને સુંદર ભાવવાહી, ભક્તિપૂર્ણ અંજલિ આપી જરથોસ્તી ધર્મના મૂળ સિદ્ધાન્તોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આવાં અંગ્રેજી કાવ્યોના બીજા પણ સંગ્રહો (૧) Leaf and Flower (૨) The Rest House of the Spirit અને (૩) Migrating Bird હજી અપ્રકટ રહ્યા છે. તે ઉપરાંત તારિફ (નવાં કાવ્યોનો

સંગ્રહ), કેટલાંક પ્રતિકાવ્યો ને કટાક્ષકાવ્યો, પ્રભાતગમન (વર્ણનકાવ્ય), લખેગીતા, ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય, 'ફાઉસ્ટ'ની શૈલી પર સળંગ અમિત્રાક્ષર છંદમાં લખેલું મનુરાજ નામનું પંચાંકી નાટક, અમરદેવી નાટક, ગદ્યસંગ્રહના બે ભાગ, 'વંદીદાદ' પર નવો પ્રકાશ (સચિત્ર), અને 'અવસ્તા'ની યશ્તો પર નવો પ્રકાશ (સચિત્ર) પણ પ્રકાશની રાહ જુએ છે.

સને ૧૮૯૫માં કવિના પિતામહનો મુંબઈમાં સ્વર્ગવાસ થયો ત્યાર પછી થોડે વખતે કવિને હૃદયમાં દુઃખાવો ઉપડી આવ્યો, અને પગનાં તળીઆંમાં સોજો ચડી આવ્યો. એ માટે અનેક ઉપચારો કરવા છતાં એ દર્દ નાબૂદ ન થયું અને એમનું માંદગીનું બિછાનું જીવનભર રહ્યું. છતાં કાવ્યદેવીની સતત ઉપાસના એમને દુઃખની વિસ્મૃતિ કરાવતી, આશ્વાસન આપતી અને ચિંતન, ભક્તિ અને અધ્યાત્મવાદ તરફ વિશેષ આકર્ષતી.

એ માત્ર જન્મે અને નામે જ પારસી હતા. બાકી આચારવિચારમાં શુદ્ધ અને સંપૂર્ણ હિંદુ હતા. એમના કાવ્યશાસ્ત્રના શોખ ઉપરાંત તત્ત્વજ્ઞાન, જ્યોતિષશાસ્ત્ર અને સામુદ્રિકશાસ્ત્રનો ઊંડો અને તલસ્પર્શી અભ્યાસ અને યોગક્રિયાઓની ઉપાસના આશ્ચર્ય પમાડે એવાં અદ્ભુત અને અનોખાં હતાં. ૧૬–૧૭ વર્ષની વયે થયેલા જે ગુરુસમાગમનો એમણે 'દર્શનિકા'માં ઉલ્લેખ કર્યો છે તે ગુરુએ એમને તત્ત્વચિંતનની દૃષ્ટિ આપી એનો તથા એમના કાવ્યવિકાસમાં જે શિક્ષાગુરુએ પોતાનો હિસ્સો આપ્યો તેનો 'ભજનિકા' અને 'કલ્યાણિકા'ની અર્પણપત્રિકાઓમાં યથાશક્તિમતિ પુરસ્કાર કરી એમણે ઋણસ્વીકાર કર્યો છે.

સને ૧૯૪૧માં અંધેરી ખાતે ભરાએલા ગુજરાતી સાહિત્યપરિષદના ચૌદમા સંમેલનના પ્રમુખપદે એમને નિયોજી ગુજરાતે પોતાની દક્ષતા બતાવી. એ સંમેલન ભરાતા અગાઉ તથા પરિષદનું સૂત્ર એમના હાથમાં રહ્યું તે દરમિયાન પરિષદના પટાંગણમાં ઘણી રમતો રમાઈ જેનો કંઈક આછો ખ્યાલ એમણે મ્હને લખેલા પત્રો (જે આ ગ્રંથમાં સામેલ કીધા છે) પરથી આવી શકશે. પરિષદની પૂર્ણાહુતિપ્રસંગે એમણે લખેલું વિદાયગીત સુંદર ભાવવાહી અને મર્મસ્પર્શી હોઈ ખાસ ઉલ્લેખનીય છે.

ઉપર જણાવેલી વૈવિધ્યભરી કાવ્યોપાસના ઉપરાંત ઘણાં વર્ષોના અવ્યાહત પરિશ્રમને પરિણામે નિષ્પન્ન થઈ એમની સંપાદિત કીર્તિને કળશ ચઢાવનાર એમનું સંશોધનકાર્ય તે "અષો જરથુસ્ત્રની ગાથા પર નવો પ્રકાશ". ભગવાન જરથુસ્ત્રની ગાથાઓ સંબંધી આજસુધીમાં આપણા દેશી તથા પરદેશી વિદ્વાનોએ ઘણું લખ્યું છે અને અનેક ભાષાંતરો પણ થયાં છે. પરંતુ મૂળ ગાથાભાષાના અભ્યાસ વિના આદરેલા એ સૌ પ્રયત્નોમાં અધૂરાપણું, એકદેશીયતા અથવા અનુમાનજન્ય ઉલ્લેખો થયેલા હોઈને ઘણી ક્ષતિઓ રહી જવા પામી છે. આ ઉંમરે માંદગીને બિછાને પડ્યાંપડ્યાં ગાથાભાષાનો અભ્યાસ શાસ્ત્રીય રીતે કરી, મળેલા પાઠોને સુધારી એનું ગદ્ય અને પદ્યમાં કરેલું ભાષાંતર, વૈદિક ભાષા સાથે ગાથાભાષાની સરખામણી અને પ્રચલિત પાઠો અને માન્યતાઓનું શાસ્ત્રીય રીતે કરેલું નિરસન જેટલું પારસી ભાઈઓને એમના ધર્મની દૃષ્ટિએ ઉપયોગનું છે તેટલું જ વેદમાં રસ ધરાવતા હિંદુ અભ્યાસીઓને અને વેદશાસ્ત્રસંપન્ન શાસ્ત્રીઓને પણ ઉપયોગી છે.

અવસ્તાગાથાના છંદો અને વૈદિક છંદોમાં જે તફાવત છે તે માત્ર સ્વરભારને લીધે જ છે. એ સ્વરભારવિષયક પ્રયત્નો જે અગાઉ વેદોમાં હતા તે પાછળથી ભૂલાઇ ગયેલા જણાય છે. આ સંબંધી એમણે એમનાં 'ગુજરાતી કવિતાની રચનાકળા' વિષેનાં યુનિવર્સિટી વ્યાખ્યાનોમાં ઉલ્લેખ કર્યો છે. પછીથી, કવિતારચનાના પ્રકારોને લગતાં એમનાં વિવિધ સંશોધનોને અંગે જુદાંજુદાં સ્થળોએથી જુદીજુદી રીતે ઉચ્ચારાતી વેદઋચાઓના ધ્વનિપ્રકારાન્તરમાં તેમ જ અવસ્તાભાષાના અભ્યાસમાં એ જેમ જેમ ઊંડા ઊતરવા ગયા તેમ તેમ એમને ઉપર્યુક્ત વિધાન વધારે ને વધારે સચોટ અને સ્પષ્ટ થતું ગયું. એટલે કે વેદોના તેમ જ અવસ્તાના ઉચ્ચારવિધિમાં જે પ્રયત્ન કે સ્વરભારનું સામ્ય છે અને જે હજારો વર્ષોથી આપણે હિંદુઓ તેમ જ ઇરાની આર્યોએ વિસારી મૂક્યું છે તે એમને હાથે પુનર્જીવન પામ્યું એમ કહીએ તો અતિશયોક્તિ નથી. આ ગ્રંથમાં મૂકેલા સાત મ્હોટા લેખો અને વ્યાકરણની દૃષ્ટિએ તારવી કાઢેલા ૧૦૦ નિયમો ઘણા મહત્વના છે એટલું જ નહીં પરંતુ એમની ચીવટ, ચોકસાઇ અને ખંતના પ્રતીકરૂપ છે.

એમનું જીવન આધિ, વ્યાધિ અને ઉપાધિમસ્ત હતું. પરંતુ 'દુઃખ છે શક્તિની પરમ મૂર્તિ' એમ માનીને એમણે જીવન રળી જાણ્યું—જીવી જાણ્યું. એ કહેતા કે જો જીવન જીવવાનું જ છે તો તે ધન્ય રીતે સદા ધર્મ્યકાર્ય પ્રવૃત્ત રહીને જીવવું તેમાં જ જીવનની સાર્થકતા ને સુંદરતા છે. સને ૧૯૫૨ ના જુલાઇમાં એમને થયેલા *ચમત્કારદર્શનને ખ્યાલમાં રાખતાં તો, પોતાના જીવનની અવધ ક્યહારે આવવાની છે તે એ જાણતા હતા, એટલે અવસ્તા–વંદીદાદના સંશોધનનું કાર્ય જે એમણે આરંભ્યું હતું તે અનુકૂળ વા પ્રતિકૂળ સંજોગોની દરકાર રાખ્યા સિવાય પૂરૂં કર્યું અને એ પૂરૂં થતાં કર્તવ્યસિદ્ધિના આનંદ સાથે એમનો આત્મા ગુરૂવાર તા० ૩૦–૭–૧૯૫૩ રાત્રે ૮–૪૫ વાગ્યે રસાનંદમાં લીન થઇ ગયો! ન માની શકાય એવી વાત તો એ છે કે એમનો ૨૯ મી જુલાઇનો પત્ર જે મને ૩૦ મી જુલાઇએ મળ્યો ત્હેમાં તો એ મદ્રાસથી ૩૧ મી જુલાઇએ નીકળી ૪ થી ઑગસ્ટે અહીં આવશે અને ઘણી ઘણી વાતો કહેશે એમ જણાવેલું. પરંતુ તેજ રાત્રે લગભગ અગિયાર વાગ્યાને સુમારે એમના દેહાવસાનનો તાર મ્હને મળ્યો અને જાણે 'સાહેબનું સરનામું'† એમને એકાએક મળી આવ્યું હોય અને અહીં આવવાને બદલે ત્હાંજ ચાલ્યા ગયા હોય એવું બન્યું! તા. ૨૩–૧૦–૧૯૫૧ ના પત્રમાં એમણે મને લખ્યું હતું કે 'હવે તો પ્રભુ આપણને પાછા મેળવે તેવી કોઇ આશા નથી' તે સાચું પડ્યું! ગુજરાતી સાહિત્યની જૂની પેઢીનો એ અવશેષ જતાં સમસ્ત ગુજરાત અને ગુજરાતી સાહિત્યને કદી ન પૂરાય એવી ખોટ પડી છે. પ્રભુ એમના આત્માને ચિરંતન શાંતિ આપે!

---

*એક દિવસ હૃદયરોગના હુમલાને લીધે થતી અમુંઝણને હળવી કરવા એ એમના છજામાં બેઠા હતા. ત્હાં એક સાધુ એમનું નામઠામ પૂછતો આવી ચઢ્યો ને કહ્યું કે ત્હમારા ગુરૂએ પ્રેરણાદ્વારા ત્હમને જણાવવાની આજ્ઞા કરી છે કે હવે ત્હમને એક વર્ષની મુદત આપવામાં આવે છે. તે દરમિયાન ત્હમારે જે કંઇ કાર્ય કરવાનું હોય તે કરી લેવું. શ્રી ખબરદાર એ સાંભળી વિસ્મય થયા ને એ વિષે વધારે પૂછપરછ કરે તે અગાઉ સાધુ અદરશ્ય થઇ ગયો.

† કીર્તનિકા, પૃષ્ઠ ૨૯.

# કવિશ્રી ખબરદારને સંભારતાં....

કુમારી શીરીન કોટવાલ

જે વ્યક્તિને માટે માન અને સદ્‌ભાવના હોય, જે વડીલસ્થાને હોય, તેને સંભારી જ્યારે બે શબ્દો લખવાના હોય ત્યારે શબ્દો ખૂટી જાય છે અને લાગણીનો વેગ જ વધુ તીવ્ર સ્વરૂપ ધારણ કરે છે. એવું જ કાંઈક કવિશ્રી ખબરદાર વિષે લખતાં મને થાય છે. કવિશ્રીને સંભારતાં આજે એમના ચરણે શિર નમી પડે છે! એમનો પ્રત્યક્ષ પરિચય તો કદાપિ થયો નથી, પરંતુ એમની કવિતાસમૃદ્ધિ સાથેનો પરિચય તો ગાઢ છે જ. અને તેથી જ, જાણે વર્ષો જૂનો એ સંબંધ આ કલમ વડે તાજો થતો હોય એમ મને લાગે છે. એમની સાથેનો પરોક્ષ પરિચય પ્રથમ ક્યાં થયેલો, તે યાદ કરતાં દૂર પૂર્વનો ભૂતકાળ તાજો થાય છે અને શાળાજીવનનાં એ નિર્દોષ સંસ્મરણો સ્મૃતિપટ પર અંકિત થાય છે. શાળાજીવન દરમ્યાન કવિશ્રી ખબરદારનાં કેટલાંક કાવ્યોનો અભ્યાસ કરવાની તક મને પ્રાપ્ત થયેલી. અમારા શિક્ષક અમને વારંવાર કહેતા, 'જુઓ, કવિ જાતે પારસી છે છતાં કેવી શુદ્ધ અને શિષ્ટ ગુજરાતી ભાષા લખી શકે છે! ભાષા પર કેટલું પ્રભુત્વ ધરાવે છે! તમારે પણ એમની માફક લખવા પ્રયત્ન કરવો જોઈએ'. ત્યારથી જ એઓ અમારામાંની કેટલીક વિદ્યાર્થિનીઓના પ્રેરણારૂપ અને દૃષ્ટાંતરૂપ નીવડ્યા.

અમારા શિક્ષક જ્યારે અમને ભણાવતા ત્યારે કહેતા, 'આ કાવ્યમાં કવિ ખબરદાર આપણને 'ખબરદાર' રહેવાનું સૂચવે છે.' અને અમને આવું ખૂબ જ ગમતું. બાળકોને અમુક શબ્દો, એવા જોરાભર્યા, મસ્તીભર્યા, વારંવાર ઉચ્ચારવા ગમે જ છે. અમે પણ સૌ બાળકો જોશપૂર્વક 'ખબરદાર' એમ બોલતાં અને છેલ્લા બે અક્ષર પર તો ખૂબ ભાર મૂકીને જ શબ્દોચ્ચારણ કરતાં. મજા આવતી!

તે પછી તો એમની સાથેનો પરોક્ષ પરિચય ગાઢ બન્યો. ઈ. સ. ૧૯૪૧ના નવેમ્બર માસમાં નવસારીના કેટલાક આગેવાન અને પ્રતિષ્ઠિત મંડળોના ભેગા આશ્રય હેઠળ કવિ ખબરદાર હીરકમહોત્સવદિનની ઉજવણી થઈ. તે શુભ પ્રસંગે એમની કવિ કારકિર્દીને આવરી લેતો બાઈશ્રી મીનુ દેસાઈરચિત એક ગરબો અમે રજૂ કર્યો હતો, જેની કેટલીક પંક્તિઓ એમને શ્રદ્ધાંજલિ રૂપે અત્રે ટાંકું તો અસ્થાને નહિ ગણાય:

'ગુર્જર સાહિત્યશણગાર કવિવર વંદન વારંવાર
આપે ઊર્મિ ઉલ્લાસ ઘુમાવી સુરગંગાને પાર
× × ×
લઈ લે ભાવભીનો સ્નેહહાર કવિવર વંદન વારંવાર'

આવા ખરે જ ગુર્જરસાહિત્યના શણગારરૂપ કવિના કાવ્યસંગ્રહોનો અભ્યાસ કરવાનો અમૂલ્ય અવસર મને પ્રાપ્ત થયો, જ્યારે કૉલેજમાં ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કર્યો ત્યારે. એ અભ્યાસ પછી જ કવિશ્રી ખબરદારની કવિત્વશક્તિનો અને ગુજરાતી સાહિત્યની એમણે કરેલી એકનિષ્ઠ સેવાનો સચોટ ખ્યાલ આવ્યો.

કવિશ્રી ખબરદારને આજે સંભારતાં એમણે સાહિત્યક્ષેત્રે જે વિપુલ પ્રમાણમાં સર્જન કર્યું છે તેની યાદ વિશેષ આવે છે. એમના એ વિપુલ સર્જનમાં એકવિધતાને સ્થાને અનેકવિધતા છે. આ પ્રકારનું વૈવિધ્ય સાહિત્યક્ષેત્રે બધા જ લેખકો અને કવિઓમાં ભાગ્યે જ જોવા મળે છે. ઘણા ખરા એક જ પ્રકારને વળગીને બેસી રહે છે, જ્યારે એમનુ ખેડાણ તો ખરે જ પ્રશંસા માગી લે છે. તેમાં વળી જાતે પારસી જરથોસ્તી અને અભ્યાસ માત્ર અંગ્રેજી છ સુધીનો. છતાં, એમણે સ્વપ્રયત્ને કાવ્ય રચવાની કળાને હસ્તગત કરી અને ક્રમે ક્રમે એ કળા વિકસતી જ ચાલી. અને આજે, કાવ્યરસિકા, વિલાસિકા, પ્રભાતનો તપસ્વી અને કુકકુટદીક્ષા, સંદેશિકા, કલિકા, ભજનિકા, રાસચંદ્રિકા, દર્શનિકા, કલ્યાણિકા, રાષ્ટ્રિકા, શ્રીજી ઈરાનશાહનો પવાડો, નંદનિકા અને કીર્તનિકા જેવા કાવ્યસંગ્રહો દ્વારા વિપુલ પ્રમાણમાં સર્જનસમૃદ્ધિ એમણે ગુજગતને ચરણે ધરી એ એમની જેવી તેવી સિદ્ધિ તો ન જ કહી શકાય! કેટલાક વિવેચકોએ એમને 'સાહિત્યપ્રેરિત કવિ' કહ્યા છે તે યોગ્ય જ છે. એમણે અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યનો ઊંડો અભ્યાસ કરી તેમાથી પ્રેરણા મેળવી છે. પ્રકૃતિવિષયક ઊર્મિકાવ્યોમાં નરસિંહરાવની અસર છે. એમણે જે ગીતો અને રાસો આપ્યા તેમાં નાનાલાલની અસર છે અને કાન્ત અને કલાપીની અસર એમણે રચેલાં ખંડકાવ્યો પર છે. આરંભના એમના કાવ્યસંગ્રહોમાં પ્રતિભાબીજનો ઉન્મેષ ભાગ્યે જ જોવા મળે છે, પરંતુ ગુર્જરીના સાચા પુત્ર તરીકે ગુર્જરમાતાની એકધારી, એકનિષ્ઠ સેવા કરવાની એમની અપૂર્વ ધગશ અને તમન્ના દિન પ્રતિદિન વધતી ગઇ અને ઉત્તરોત્તર એમણે ચડિયાતાં કાવ્યો આપ્યાં. સોનેટો આપ્યા અને વીરરસનાં તથા રાષ્ટ્રપ્રેમનાં કાવ્યો અને ગીતો આપ્યાં. ખંડકાવ્યો અને પ્રતિકાવ્યો આપ્યાં. ઊંડી ભક્તિ નીતરતાં પદો તથા ભજનો અને તત્ત્વજ્ઞાનનાં કાવ્યો રચ્યાં. માધુર્ય અને પ્રસાદથી ભરપૂર, સરળ ભાષામાં તથા અનેકાનેક પરિચિત ઢાળમાં રચાયેલા રાસ આપ્યા. તદુપરાંત કાવ્યપ્રદેશે અનેકવિધ છંદોનો પ્રયોગ કર્યો.

એમની કવિત્વશક્તિનો ખરો પરિચય એમનાં વીરરસનાં તથા રાષ્ટ્રપ્રેમનાં કાવ્યો દ્વારા થાય છે. 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત,' 'ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત,' 'અમે દેશી, દેશી, દેશી, આ દિવ્ય અમારો

દેશ'–આ અને એવી અનેક પંક્તિઓ તો એમની ગુજરાત અને ભારતભૂમિ પ્રત્યેની અનન્ય ભક્તિભાવનાનો આપણને સાક્ષાત્કાર કરાવે છે. કવિ નર્મદ અને હરિ હર્ષદ ધ્રુવ પછી પ્રથમ હરોળનાં રાષ્ટ્રપ્રેમનાં કાવ્યો આપનાર કવિઓમાં આજે રાષ્ટ્રપ્રેમી કવિશ્રી ખબરદારનું સ્થાન મોખરે છે. આવાં દેશભક્તિનાં અને સ્વદેશપ્રેમનાં કાવ્યોએ એમને લોકપ્રિય બનાવ્યા છે. આવાં દેશભક્તિનાં અને રાષ્ટ્રપ્રેમનાં કાવ્યોએ એમને સાચા દેશભક્ત તરીકેનું ગૌરવ ભર્યું સ્થાન અપાવ્યું છે. એમનાં એવાં કેટલાંક કાવ્યો આપણને 'પ્રકાશિકા,' 'રાષ્ટ્રિકા' તથા 'ભારતનો ટંકાર'માં જોવા મળે છે. એમાંનાં કેટલાંક ગીતો આજે શાળામાં બાળકોને પણ શીખવવામાં આવે તો બાળમાનસ પર દેશભક્તિના સારા સંસ્કાર પડે એ તો નિઃશંક છે. એમની ભાષાશૈલી સરળ હોવાને કારણે બાળકોને સમજવામાં પણ સરળ થઇ પડે એવાં આ ગીતો તથા કાવ્યો છે. 'ભારતનો ટંકાર'ની પ્રસ્તાવનામાં એક ઠેકાણે કવિશ્રી ખબરદાર કહે છે કે, 'વિદ્યાપીઠમાં કેળવણી લેતી પ્રત્યેક વ્યક્તિને સમાજનું કે દેશનું ઉપયોગી અંગ કરવા માટે તેના હૃદયમાં સ્વદેશસેવાની ઝંખના જગાડવી જોઇએ. સમાજ કહો, સ્વદેશ કહો કે જગત કહો, પણ એની ઉત્તરોત્તર સેવા કરવાનો, સમષ્ટિમાં રહેલ પ્રત્યેક વ્યક્તિનો ધર્મ છે, અને એ ધર્મનો નાદ એ વ્યક્તિમાં જગાડવા માટે તેની કેળવણીમાં દેશભક્તિનું સ્થાન હોવુંજ જોઇએ." એમના આ વિચાર સાથે કોણ સંમત ન થાય? માત્ર વિદ્યાપીઠની કક્ષાએજ નહિ પરંતુ શિક્ષણની પ્રાથમિક અને માધ્યમિક કક્ષાએ પણ પાઠ્યપુસ્તકોમાં આવા દેશભક્તિનાં કાવ્યોનો વધુ પ્રમાણમાં નિર્દેશ થવો અતિ આવશ્યક છે.

કવિશ્રીના બીજા કાવ્યસંગ્રહની મારા પર જો ઊંડી છાપ પડી હોય તો તે એમના 'ભજનિકા' સંગ્રહની. 'ભજનિકા'ના કવિ ખબરદાર પ્રથમ ભક્ત છે, પછી તત્ત્વજ્ઞાની. 'આ સંગ્રહનાં કાવ્યો તથા ભજનો મુખ્યત્વે તીવ્ર વેદનાકાળમાં લખાયેલાં છે,' એમ કવિશ્રી 'ભજનિકા'ની પ્રસ્તાવનામાં કહે છે. એમાંનાં કેટલાંક ભજનો વાંચતાં માલૂમ પડે છે કે એમાં કવિહૃદયમાં ઉદ્ભવેલા ઊંડામાં ઊંડા ભક્તિભાવનું મંથન થયેલું છે તથા એમના અનુભવોનું પ્રત્યક્ષીકરણ છે. એમાં આત્મા, પરમાત્મા, જીવન, મુક્તિ, આદિ વિષયો ગુંથાયેલા છે છતા પણ, પ્રભુદર્શનની ઝંખના વિશેષતઃ તરી આવે છે. ભક્તહૃદય જીવનની અનેક મુશ્કેલીઓમાંજ નહિ, પરંતુ જીવનની પ્રત્યેક ક્ષણે પ્રભુનોજ સહારો લે છે. ત્યારે ભક્તવત્સલ એ હૃદયની વિહ્વળતા અને વ્યાકુળતા એમના શબ્દોમાં ઝરે છે. એવીજ રીતે, કવિશ્રી ખબરદાર પ્રભુને ભજતાં કહે છે,

'મારો કર ધરની!
ડગમગ પગ મુજ ડોલે, હરિવર! ભજ અંતર ભરની!
મારો કર ધરની!'

'પ્રભુ શરણ વિણ કોણ ઉગારે!
દેવું પળ પળ હારે રે!'

ભક્તહૃદયને જ્ઞાનપ્રાપ્તિ થતાં વ્યાકુળતા દૂર થાય છે અને હિંમતથી કહે છે,

'દુઃખ સુખથી કાંઇ ઓર જગતમાં પ્રભુના વરસે મેહ;
શરણુ મન પ્રભુને જા રે તું!'

પ્રભુના પરમદર્શન હવે થશે એમ લાગે ન લાગે ત્યાં તો પ્રભુની છાયા અદૃશ્ય થઇ જાય છે અને કવિહૃદય ગાય છે:

'ફૂંકતા પવનને ઉતાર્યો મેં શ્વાસમાં, ઊડતી દૂર વીજળીને બાઝી પડયો;
મૂક્યું મેં મુખ મારું મેહુલાની ધારમાં, નહીં રે સાહેબો મારો ક્યાંયે જડયો;
ક્યાં છે સંતાયો?'

આ રીતે જાણે પ્રભુ ભક્ત સાથે સંતાકૂકડી રમે છે. ભક્ત શોધવા મથે છે. મથામણને અંતે થાકે છે અને પ્રભુદર્શન દુર્લભ બની ભક્તહૃદયને વધુ વિહ્વળ કરી નાખે છે। પણ ભક્ત આથી ડરી જાય! એની ઝંખના તો વધુ જોર પકડે છે અને પછી તો એ પ્રભુમય જ બની જાય છે:

'આજ મારે અંતરે શી ભરતી આ ભરાય રે!
પ્રભુની ધૂન – ધૂનમાં ય અદલ ગરક થાય રે!'

અને પછી તો પ્રભુનું ધામ જ ન જડી ગયું હોય એમ,

આ શાં આવે અજવાળાં અપાર્થિવ!
હો શો આનંદ આનંદ રે!
*જોની ઉઘડે આ નવલા દેશ!'*

ભક્તહૃદયને આથી રૂડો સંતોષ અન્ય શો હોઇ શકે!

કવિશ્રીની કાવ્યશક્તિનો વધુ ખ્યાલ તો આપણને 'દર્શનિકા' દ્વારા મળે છે. ૭ હજાર પંક્તિના એ લાંબા કાવ્યમાં તત્ત્વજ્ઞાનને કાવ્યનો વિષય બનાવી ધર્મ, કવિતા અને તત્ત્વજ્ઞાનનો સમન્વય સાધવાનો આ સફળ પ્રયાસ છે. જીવનનાં દુઃખો – આધિ, વ્યાધિ, ઉપાધિ, આઘાત–પ્રત્યાઘાત, મૃત્યુની વેદના, મુક્તિ, આદિ વિષે વિચારો સરળ અને લોકભોગ્ય શૈલીમાં સ્પષ્ટ કરી, સામાન્ય માનવીની પણ સમજમાં ઉતરે એવું, વાંચતાં કંટાળો ન આવે એવું આ તત્ત્વજ્ઞાન કવિએ ગુજરાતની જનતા સમક્ષ મૂક્યું છે. 'દર્શનિકા'ની કેટલીક પંક્તિઓ તો રોજબરોજના સુવિચાર તરીકે કંઠસ્થ કરવા જેવી છે:

'સાધનો જે મળ્યાં વ્યક્તિને, તેહનો
શુભ સમન્વય કરી કાર્ય કરવુ.'

'ઉચ્ચ કો ભાવના રાખી આગળ જવું
જ્યોતને તો જ મહાજ્યોત લાધે.'
'છે વિનયમાં જ પ્રભુતા ખરી સર્વની,
તો મહાત્મા દિસે બાળ જેવા,
તારલા છે મહાસૂર્ય એકેક પણ
આગિયા શા દિસે અલ્પ જેવા!

'માનવી! ઉઠીને થા ઉભો પૂર્ણ તું! શીશ તારૂં ઉંચે વ્યોમ પૂગે:
પરમ વ્યક્તિતર સંભાર તારું વધે, વિશ્વ ઝૂકે તને વદન મૂંગે!'

જીવનનો ઉદ્દેશ શો છે તે ઉપર્યુક્ત પંક્તિઓ દ્વારા કવિ કેટલી સરળતાથી, સહજ રીતે સમજાવે છે! આવી તો પાર વિનાની પંક્તિઓ 'દર્શનિકા'માંથી મળી રહે છે! સૃષ્ટિની અસ્થિરતા મૃત્યુનું નૃત્ય, જીવનનું ગાન, વિરામની વેદના, ધર્મવાદનું ધુમ્મસ, અનંતતાની કાંકળી, વિશ્વચૈતન્યનો યોગ, જીવનનું કર્તવ્ય અને સ્નેહનો વિશ્વધર્મ—આ પ્રમાણે કવિએ નવ વિષયોની નવ ખંડમાં છણાવટ કરી 'દર્શનિકા'નું દર્શન આપણને કરાવ્યું છે. આ દુનિયાની મોહમાયામાં ગુંથાયેલા, જીવનની આંટીઘૂંટીમાં ગુંચવાયેલા, જરા જરામાં લાગણીનો અંકુશ ગુમાવી બેસતા માનવીને 'દર્શનિકા'નો વિચારપ્રવાહ જીવન જીવવાનો અને જીતવાનો માર્ગ બતાવી શકે એટલી અગાધ શક્તિ ધરાવે છે એમ કહું તો તેમાં લેશમાત્ર અતિશયોક્તિ નથી, તેમાંયે 'જીવનનું કર્તવ્ય' અને 'સ્નેહનો વિશ્વધર્મ' આ બે ખંડના વિચારોએ તો મારા માનસપર ગહન છાપ પાડી છે!

સાક્ષર શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી 'દર્શનિકા' વિષે લખે છે કે, 'દર્શનિકા'માં રંગના કુંડાં નથી, ચિત્રના ખડકલા નથી, જોતાં માથેથી પાઘડી પડી જાય, કે સમજતાં મસ્તક ભમી જાય એવા તરંગમિનાર નથી. યાત્રા સફળતાથી પૂરી કરવા પૂરતું બિસાતિસલયરછેદ પાથેય છે. રસમાધુર્યનું, ચિત્રનું, ઊર્મિનું. ખબરદારની કલામાં કલાનો આડંબર નથી; નથી.વળી તેના ભારેખમવેડા લજ્જાળુ સુંદરી પેઠે તે ઘૂંઘટ પાછળ મુખ રાખી વાચકના ચિત્તને ખેંચી રાખે છે...જીવનના મહાપ્રશ્નને વ્યાપકતા અને વિશદતાથી આલેખતી, એક રીતે ઉકલતી, રમણીય તત્ત્વદર્શી કવિતા ગુજરાતે તો હજી નથી જોઇ-લાંબી પદ્યરચનામાં એક જ છંદની ધૂન મચાવતી ને તે વડે એક વિશિષ્ટ વાતાવરણ ઉપજાવતી પદ્યરચના તો ગુજરાતે હજી નથી દીઠી'. આ શબ્દો 'દર્શનિકા'ના ઉજ્જ્વળ દર્શન માટે પૂરતા નથી શું?

આ રીતે, કવિશ્રી ખબરદાર રાષ્ટ્રપ્રેમી કવિ છે. ભક્ત છે અને ફિલસૂફ છે. એમના યુગ ભણી દૃષ્ટિ ફેંકીએ તો જણાશે કે નવા જમાનાના વિચારો અને ભાવનાઓને વ્યક્ત કરવાની ગુજરાતી ગદ્યની શક્તિ નર્મદાશંકર, નવલરામ, આદિથી માંડીને તે ગોવર્ધનરામ સુધીના લેખકોએ વ્યક્ત કરી બનાવી હતી. પરંતુ, એ જ ભાવનાઓને પદ્યમાં વ્યક્ત કરવાની શક્તિના પ્રયોગો હજી બાકી હતા તે નાનાલાલ યુગમાં થયા.

પહેલાં નાનાલાલે અને ખબરદારે અને પછી બ. ક. ઠાકોરે એ પ્રમાણે પ્રયોગો સફળતાપૂર્વક કર્યા. કવિ ખબરદાર એ કવિ નાનાલાલના સમકાલીન હતા. સાહિત્યક્ષેત્રે પ્રયોગો કરવાની બન્નેની દિશા જુદી હતી.

આજે જ્યારે પણ કવિ ખબરદારની કાવ્યશક્તિ વિષે વિચારવામાં આવે છે ત્યારે એમની સરખામણી કવિ નાનાલાલની કાવ્યશક્તિ સાથે કરવામાં આવે છે અને એમની યોગ્યાયોગ્યતાનું ધોરણ નક્કી કરવામાં આવે છે. યોગ્યાયોગ્યતાનો ખ્યાલ આપણે બાજુએ રાખીએ અને એટલું જ કહીએ કે, નાનાલાલ સાથે એમની સરખામણી કરવામાં આવે છે એમાં જ એમની મહત્તા છે. નાનાલાલની સરખામણી સાથેના અયોગ્યતાનાં કારણો પણ વિચારવાં જોઇએઃ

પ્રથમ તો, કવિ નાનાલાલ જાતે હિંદુ હતા જ્યારે કવિ ખબરદાર પારસી હતા. બીજું, કવિ નાનાલાલ ગુજરાતમાં જ રહેતા જ્યારે કવિ ખબરદાર ઘણું ખરું પરપ્રાંતમાં રહેતા. અને ત્રીજું, કવિ નાનાલાલ સાક્ષરી જીવનમાં જ ઓતપ્રોત રહેતા. ગુજરાતના સાંસ્કૃતિક જીવનમાં જ ઉછરેલા અને વળી કવિતાનો વારસો એમને એમના પિતા કવિશ્રી દલપતરામ તરફથી મળેલો. જ્યારે કવિ ખબરદાર, આગળ જણાવ્યું તેમ, માત્ર અંગ્રેજી ૭ સુધી ભણેલા અને વળી એઓ વ્યવસાયે વેપારી હતા.

આ બધી મર્યાદાઓને કારણે ગુજરાતી ભાષાની તાકાતનાં મૂળિયાં પકડતા પહેલાં એમણે અનેક કાચા પ્રયોગો કરવા પડ્યા. એ પ્રયોગો નિષ્ફળ ગયા હોત તો પણ પ્રયોગો તરીકેની કિંમત રહેત. પરંતુ આનંદની વાત તો એ છે કે એ પ્રયોગોમાં ઉત્તરોત્તર એઓ સફળ થયા અને 'દર્શનિકા' જેવું કાવ્યપુસ્તક આપ્યું. આજે ગુજરાતી સાહિત્યમાં પારસી કવિ તરીકે તો એ અગ્રસ્થાને વિરાજે છે જ, પરંતુ ગુજરાતી ભાષાના અહિંદુ કવિઓમાં પણ એમનું સ્થાન મોખરે છે.

અને આજે...ગુજરાતી ભાષાની અનન્ય ભક્તિભાવથી સેવા કરનાર, 'મારા માલિકને દરબાર રે કો લઇ જાઓ રે સંત' ગાનાર એ ભક્તહૃદય આજે પોતાના માલિકને દરબાર જઇ બેઠા છે. અને 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત', એવી, ગુજરાત અને ગુજરાત બહાર વસતા ગુજરાતી ભાઇબહેનોને પ્રેરણાનાં પીયૂષ પિવડાવે અને પોતાની માતૃભૂમિ પ્રત્યેની ભાવના તેમનાં હૃદયમાં અંકિત રાખે તેવી, આ સુંદર પંક્તિના ગાનાર એ ગુજરાતના લાડીલા રાષ્ટ્રપ્રેમી કવિ, ભક્ત કવિ, માલિકના દરબારે બેસીને પણ ગુજરાતનાં નરનારીને ગુજરાત પ્રત્યેની અનન્ય ભક્તિભાવના હૃદયે રાખવાને હાકલ કરી રહ્યા છે! આજે મહાગુજરાતની નવરચનામાં એમના એ કાવ્યનો સૂર, એ કાવ્યનો પ્રતિધ્વનિ ગૂંજી રહ્યો છે. એમને આજે સંભારતાં અંતે એટલું જ કહીશ કે એ ગુર્જરરત્નને લાખ લાખ વંદન હો!

# 'ભજનિકા'ના કવિ

ડૉ. મધુસૂદન પારેખ

ભજન એટલે ભક્તના હૃદયોદ્ગાર. એ ઉદ્ગારોમાં પ્રભુમિલનની પ્યાસ, વિયોગની તીવ્ર વેદના, આત્મનિવેદનની અભીપ્સા, મિલનનો આનંદ, પ્રભુ પ્રત્યે લાડ, ક્વચિત્ ઉપાલંભ—એમ વિવિધ ભાવ વ્યક્ત થાય. એમાં અનુભૂતિ જેમ તીવ્ર તેમ ભજનની તાકાત વિશેષ. આપણા મધ્યકાલીન કવિઓ—નરસિંહ, મીરાં, ભાલણ, પ્રીતમ, અખો, દયારામ—તેમ જ કબીર, સ્વામિનારાયણ સંપ્રદાયના કવિઓ—તરફથી આપણને ભક્તિકાવ્યો—ભજનોનો મબલખ વારસો મળ્યો છે. આ બધા કવિઓ ભક્ત હતા અને ભક્તિનો પ્રચાર એ જ તેમણે પોતાનું જીવનકર્તવ્ય માન્યું હતું. એ કાવ્યોમાં પરમપદની પ્રાપ્તિ, જગતનું મિથ્યાત્વ, જીવનની ક્ષણભંગુરતા, ભક્તિનો મહિમા, બ્રહ્મ જીવનું તત્ત્વજ્ઞાન વગેરે વિષયો એટલી સહજ રીતે આકર્ષક અને રસિક શૈલીમાં રજૂ થયા છે કે આજે પણ એ કાવ્યોની કક્ષાએ પહોંચનારાં કાવ્યો વિરલ જ હોય. અર્વાચીન યુગમાં કાવ્યો વિવિધ વિષય પર રચાવા માંડયાં અને ભક્તિકાવ્યોનો મહિમા ઓછો થયો. છતાં નાનાલાલ, ખબરદાર આદિ અનેક કવિઓએ વારંવાર પોતાનાં ભક્તિ-કાવ્યો માટે મધ્યકાલીન કવિઓના મબલખ વારસાનો ઉપયોગ કર્યો છે. ગાંધીયુગના કવિઓમાં સુંદર ભક્તિકાવ્યો માટે સુંદરમ્‌ને જ યાદ કરી શકાય. એ સિવાય પણ હજી નવીન કવિઓએ ભજન-કાવ્યોનો આછો પાતળો પ્રવાહ વહેતો રાખ્યો છે.

કવિ ખબરદાર ભલે કદાચ ઊંચી ગુણવત્તાની દૃષ્ટિએ નહિ તો ય સંખ્યાદૃષ્ટિએ સામાન્ય ભાવકને રોચક થાય તેવાં ભજનોની રચનામાં પ્રથમ સ્થાન મેળવી શકે. એમના 'ભજનિકા' અને 'કલ્યાણિકા' એ બે સંગ્રહોમાં એમના ધર્મનિષ્ઠ હૃદયના વિવિધ ભાવોને વ્યક્ત કરતાં મધુર પ્રાસાદિક ભજનો છે. આ લેખમાં 'ભજનિકા'નો જ પરિચય કરાવવાનો હેતુ રાખ્યો છે.

ખબરદાર ભક્ત-કવિ નહિ, પણ કવિ-ભક્ત છે. ભજનો દ્વારા એમણે પોતાની હૃદયભક્તિ પ્રગટ કરતાં કરતાં તત્ત્વજ્ઞાનના તાંતણા કાંતવાનો પ્રયાસ કર્યો છે. એમની આ ભજનોમાં રજૂ થયેલા હૃદયભાવ અને તત્ત્વજ્ઞાન નવાં નથી—એ વારંવાર વ્યક્ત થઈ ચૂક્યાં છે. એના ઘાટ સુદ્ધાં જૂનાં ભજનોને અનુસરે છે. એમના ભક્તહૃદયમાં વારંવાર

વાગી રહેતાં-રણકતાં જૂનાં ભજનોના ભણકારમાંથી આ ભજનોનો ઉદ્ભવ થયો છે. આ ભજનો કવિએ પ્રસ્તાવનામાં નોંધ્યું છે તે પ્રમાણે 'તીવ્ર વેદનાકાળમાં જન્માયાં હતાં,' અને એ કાવ્યોમાં 'હૃદયમાં ઉદ્ભવેલા ઊંડામાં ઊંડા ભક્તિભાવનું મંથન થયલું છે,' તેમજ 'જીવનમાં થયેલા કેટલાક આધ્યાત્મિક અનુભવો એમાં સમાયલા છે.' કવિને પરમાત્માની ઝાંખી પણ થઇ હતી અને એ ધન્ય ઘડીનું વર્ણન એમણે 'પધરામણી' કાવ્યમાં કર્યું છે. કવિનાં આ વિધાનોની સત્યતા વિશે શંકા રાખવાનું જરા પણ કારણ નથી; છતાં વાચકને એમનાં ભજનો વાંચતાં-એની પાછળ કવિએ અનુભવેલી તીવ્ર અનુભૂતિનો સ્પર્શ ન થાય એમ પણ બને. કવિ નાનાલાલના 'નયણાંની આળસ' કે સુંદરમના 'વિરાટની પગલી' કાવ્ય જેવાં હૃદયસ્પર્શી એ ભજનો થઇ શક્યાં નથી એમ વાચકને લાગશે, છતાં કવિનાં આ ભજનોની પાછળ એક આસ્તિક અને ધર્મભક્ત કવિનું સુંવાળું હૃદય ધબકી રહ્યું છે. એ હૃદય લાગણીભર્યું છે. એમાં ભક્તિનો ઉમળકો છે—મીઠાશ છે—રસિકતા છે—એની લિજ્જત વાચક અવશ્ય માણી શકશે. આ કવિ બુદ્ધિયુગનું સંતાન છે. બુદ્ધિયુગમાં શ્રદ્ધાની સાથે સાથે સંશય પણ પોતાનો ભાગ ભજવે છે. આ જગતમાં ઈશ્વરે બધુંજ સુખકર સર્જ્યું નથી. કેટલીય રચનાઓ કે ઘટનાઓ એવી જોવા મળે છે કે જગતના શુભ તત્ત્વ વિશે ભક્તના ચિત્તમાં પણ સંશય જાગે. એટલે કવિ નાનાલાલના મનમાં જેમ પ્રશ્ન ઊઠયો 'દિનને દિનાનાથે અજવાળાં આપિયાં, અંધારી કીધી કેમ રાતલડી રે,' તેમ કવિ ખબરદારનું હૃદય પણ 'સુરસંદેશ'માં પ્રશ્ન પૂછે છે.

> કીધા તેં જળસંધરતા દાનેશ્રી મેહુલા,
> તેને ચીરતી શાને કીધી તાતી વીજ?
> અમૃત જેવી મીઠી અમ હૈયે શ્રદ્ધા ભરી,
> તેમાં ઝેર સમાં શેં ઊગતા શંકાબીજ?

એમ છતાં શ્રદ્ધાનું પ્રાબલ્ય કવિહૃદયમાં એટલું બધું છે કે સંશય બહુ વાર ટકતો નથી. અને Lord, thy will be done તારું જ ધાર્યું થાઓ, એવી શ્રદ્ધાવાણી કવિના હૃદયમાંથી ટપકે છે. 'ઇશ્વરેચ્છા' કાવ્યમાં કવિ કહે છે.

> કદી કર પામે મધુર કુસુમ કે
> કદી કર અનલ અહું:
> માનવનું નહીં થાય ચહ્યું કંઈ
> તારું જ ચાહ્યું ચહું
> નાથ, તું રાખે તેમ રહું.

'નાવડી'માં પણ એ જ શ્રદ્ધા,

> નાથ, તારું જ વિશ્વમાં થાઓ ચહ્યું,

એ પંક્તિમાં પ્રગટ થઇ છે.

એ શ્રદ્ધા–ભક્તિના સામર્થ્યે વડે જ જીવ બ્રહ્મપ્રાપ્તિનો પુરુષાર્થ ખેડી શકે છે. જીવની ઝંખના અને એના પરમપદપ્રાપ્તિના પુરુષાર્થને અનુલક્ષતાં કાવ્યો પણ આ સંગ્રહમાં થોડાં નથી. 'રસગાયા'માં નાથને નયનમાં ભરવાનો ભક્તનો ઉમળકો છે. 'ભજ મન'માં કબીરના પદની પંક્તિની યાદ આપે તેવું દૃષ્ટાંત કવિ રજૂ કરે છેઃ–

મીન રહે પાણીમાં પ્યાસી!
એવી ફોગટ ઊંડ ઉદાસી,
રસનાને અમીરસ દઈ એનો
પામ અદલ રસદાન!
ભજ મન, દુઃખભંજન ભગવાન!

'પાંખડી,' 'શિખર' આદિ કાવ્યોમાં પણ પોતાની બાંય પકડવાનો અથવા પંગુને શિખર ચડાવવા માટેનો આર્તપુકાર છે. એ જ પ્રકારની ભાવના 'સંતાકૂકડી'માં છે. સાહેબો ક્યાંક સંતાઈ રહ્યો છે તેની શોધાશોધ ભક્ત કરી મૂકે છે. એ વર્ણનોમાં કવિત્વનો કંઈક ચમકાર પણ છે. એક કડી ઉદાહરણ લેખે નોંધીએ:

ફૂંકતા પવનને ઉતાર્યો મેં શ્વાસમાં
ઊડતી દૂર વીજળીને બાઝી પડયો;
મૂક્યું મેં મુખ મારું મેહુલાની ધારમાં
નહીં રે સાહેબો મારો ક્યાંયે જડયો:

એ જ સાહેબો ભીતરમાં સંતાયેલો જડ્યો અને ભક્તના હૃદયમાં ઉમળકો ઉછળે છે:

જા રે જગત તારું નથી રે જોઈતું–
આવ રે સાહેબા, તારી ડોકે ઝૂલું!

એ સાહેબાને પામવાની સુરગુટી માટે ભક્ત જગ–પોકાર કરતો જ કહે છે:

કોઈને જડી હોય તો કહેજો મારા સાહેબની સુરગુટી!
કોઈને જડી હોય તો દેજો મારા સાહેબની ઉર ગુટી!
(સાહેબની સુરગુટી)

કોઈ વાર તો વળી એને એવી ખુમારી ચડે છે કે સાહેબો હાથમાં આવે તો બસ એને લૂંટો જ લૂંટો.

લૂંટવું ધન ને લૂંટવાં અમૃત,
સૌ આનંદનો સાથ;

લૂંટવું આખું સ્વર્ગ અદલ હો,
લૂંટવો આખો નાથ,
(લૂંટ)

પરંતુ નાથના ભંડાર તો હમેશાં ખુલ્લા હોય છે, પણ લૂંટનારા ક્યાં છે? જીવને પરમેશ્વરની પ્રાપ્તિની જેટલી ચિંતા છે તેથી અધિક ચિંતા પરમેશ્વરને પોતાને જીવ વિશેની છે. પોતાથી વિખૂટો પડેલો હરાયા ઢોર જેવો જીવ જગતમાં ક્યાં અથડાતો હશે, ક્યાં ફસાયો હશે તેની હરદમ ફિકર હરિ કરતો હોય છે. આશ્ચર્ય અને કરુણતા તો એ છે કે જીવ હરિથી ભાગતો ફરે છે. ફ્રાન્સીસ ટોમ્સનના 'The hound of heaven'ની પ્રેરણાથી કવિએ રચેલા 'દોટ' કાવ્યનો આ જ વિચાર છે:

રાતે હું દોડ્યો ને દિને હું દોડ્યો,
દોડી દોડી ગભરાઉં;
આંખે મોટાં મોટાં આંસુઓ ટાંગી,
ખૂણે હું જઈ સંતાઉં રે,
હરિ, તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં.

જીવ, ભલેને દૂર ભાગતો ફરે પણ કિરતાર એનો કેડો મૂકતો નથી.

મારો કેડો ધરે કિરતાર રે,
જોની, મારો કેડો ધરે કિરતાર!
મને છોડે નહિ પળવાર રે,
જોની, મારો કેડો ધરે કિરતાર. (કેડો)

આમ ભક્ત અને ભગવાન વચ્ચે સંતાકૂકડી ચાલ્યાજ કરે છે, પણ છેવટે રમત પૂરી થતાં બન્ને ભેગા મળે છે ત્યારે જીવને પોતાની ભૂલ સમજાય છે કે હરિને નાહક દોડાવ્યા. એમાં પોતે જ ખોટનો ધંધો કર્યો. હવે તો હરિને હૈયામાં માશૂકની જેમ (કે આશકની જેમ?) જકડીજ રાખું. 'બંધન'માં બાંધીજ રાખું.

આવ રે કિરતાર, રાખું હૈયે ને પ્રાણે!
તુજ છે ખરો દિલદાર રે,
જોની હું ન છોડું તને કિરતાર! (કેડો)

આ કાવ્ય પણ ઉપર્યુક્ત અંગ્રેજી કાવ્ય પરથી સૂચિત છે.

આમ કવિનાં ભજનોની આ ઝરમર વાચકને રસતરબોળ ન કરે તોય આહ્લાદક નીવડે તેવી તો અવશ્ય છે. હિંદુ ધર્મનું તત્ત્વજ્ઞાન આ ભજનોમાં કલાત્મક રીતે નહિ તો પણ સરળ રીતે ઊતરી આવ્યું છે અને કાવ્યની મધુરતા ખોયા વિના એ તત્ત્વજ્ઞાનનો આસ્વાદ લઈ શકાય તેવી સગવડ એમાં છે. તદુપરાંત એમાં

કલ્પનાના ચમકારા તથા ભાષાની મોહકતા પણ વાચકને આકર્ષશે. 'વિશ્વવૃક્ષ'માં પહેલી જ કડીમાં સુંદર ચિત્ર છે:

ઝૂલે ઝૂલે આ વિશ્વનું વૃક્ષ,
કોટિક ડાળે ઝૂલે;
મારે અંતર લક્ષ અલક્ષ
ઊઘડે જ્યોતિ ફૂલે.

એવાં બીજાં બે સુરેખ ચિત્રો 'અંધી દુનિયા, અને 'પ્રકાશ'માં જોવા મળે છે.

(૧) ભૂરા રંગી પિછોડી
તારાજડી પ્રભુએ ઓઢી;

(૨) પૂર્વનું પંખીડું જાગ્યું
ખોલ્યાં પિચ્છસમારી
ઊઘડી કંચન બારી નભની.

વિસ્તારભયે વધુ દૃષ્ટાંતો નોંધવા યોગ્ય નથી પણ 'દિલની વાતો'માં એવા જ સુંદર ચમકારા જોવા મળશે. સરસ મઝાની પ્રાસરચના, મધુર પદાવલી, વર્ણસંગીતનાં દૃષ્ટાંતો પણ આ ભજનોની ખિલાવટ વધારે છે. બે જ તરત નજરે પડતા દૃષ્ટાંત ટાંકીએ:

થાય ચમક ચમક વીજ મેઘાડંબરે રે;
ગગડે ઘન, ચઢાવ્યું ચાપ શું વિશ્વંભરે રે;
ઝરે મોતી મોતી રસિક વ્યોમ અંબરે રે.
(રસગાથા)

અણુઅણુ ગુણ સાગર રહે ગાઈ
વનવન પવન કવન રહે વાઈ
પળપળ, ક્ષણક્ષણ એમ નિરંતર
કર એનાં ગુણગાન!
ભજ મન, દુ:ખભંજન ભગવાન! (ભજ મન)

આ સંગ્રહનાં ભજનોમાં રજૂ થયેલા વિચારો તેમ જ એના ઢાળ વારંવાર પ્રાચીન કવિઓની તેમ જ અર્વાચીન યુગમાં નાનાલાલ જેવા કવિની યાદ આપશે. જૂના ઢાળને કવિએ સુંદર રીતે ઝીલ્યા છે, છતાં ભજનો માટે ક્યાંક ક્યાંક કવિએ નાટકના ગીતના ઢાળ પસંદ કર્યા છે તેથી ભજનના ગૌરવને ક્ષતિ પહોંચે છે. છતાં સમગ્ર રીતે જોતાં 'ભજનિકા'માં પ્રગટ થતું કવિનું વ્યક્તિત્વ સહૃદયોને આસ્વાદ્ય નીવડશે.

# કવિશ્રી ખબરદાર સાથેના મારા યાદગાર પ્રસંગો

શ્રી જદુરાય ડી. ખંધડીઆ

સને ૧૯૨૮/૨૯માં મારાં અનેક હાસ્યરસિક સાહિત્યનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં ત્યારે હું 'ઉગતો હાસ્યલેખક' હોવાથી મારાં પુસ્તકો શિષ્ટ સામયિકોમાં તથા ગુજરાતના વિદ્વાનોને અવલોકનાર્થે–અભિપ્રાયાર્થે મોકલતો હતો. તે પહેલાં ગુજરાતના મહાકવિ ન્હાનાલાલે મહાત્મા ગાંધીજીની પ્રશસ્તિમાં 'ગુજરાતનો તપસ્વી' નામનું મહાકાવ્ય સર્જ્યું હતું, પરંતુ તેની શૈલી "ઢંગધડા વગરની–અપદ્યાગદ્ય–ડોલનશૈલી" હોવાથી મારા જેવા સાહિત્યરસિકો અને અનેક મહાવિદ્વાનોને તે શૈલી 'ચંદ્રમાના કાળા ડાઘ' માફક સાલી હતી. તેની રમુજ ઉડાવવા માટે કવિશ્રી ખબરદારે વડોદરાથી પ્રસિદ્ધ થતા 'સાહિત્ય' માસિકમાં 'પ્રભાતનો તપસ્વી' નામનું મહાન પ્રતિ–કાવ્ય (*Parody*) લખીને ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં પ્રથમ પ્રવેશ કરતાં જ એક કવિ અને એક હાસ્યસાહિત્યસર્જક તરીકે નામના મેળવી હતી તેમની તે સિદ્ધિના માનમાં, મારું પહેલું પુસ્તક "બુદ્ધિનું બજાર" તેમને મદ્રાસને સરનામે અભિપ્રાયાર્થે ભેટ મોકલીને મેં તેમનો પહેલો સંપર્ક સાધ્યો. તે વખતે નવીન ગુજરાતી હાસ્યસાહિત્ય સર્જવાની પહેલ સ્વ. સર રમણભાઇ નીલકંઠે "ભદ્રંભદ્ર" નામના પુસ્તકથી કરી હતી જ્યારે અન્ય હાસ્યલેખકો સ્વ. મસ્તફકીર, સ્વ. ઓલીઆ જોશી, સ્વ. જાગીરદાર અને શ્રી નારદ, સામયિકોમાં 'છૂટક' હાસ્ય–લેખો, વાર્તાઓ લખતા હતા. તે સંજોગોમાં મારું પુસ્તક–બદ્ધ હાસ્યસાહિત્ય જોતાં, શ્રી ખબરદારે મને અભિપ્રાય લખી મોકલ્યો કે "મારું સ્થાન સર રમણભાઇની બાજુમાં છે." તેથી મને ઉત્તેજન મળ્યું અને તે પછી દર બે મહિને એક લેખે મારાં હાસ્ય–સાહિત્ય પુસ્તકો પ્રગટ થવા માંડ્યાં. બીજું પુસ્તક '૯ નવી વાતો' હતું જેનું અવલોકન કરતાં તે વખતના રાણપુરથી પ્રસિદ્ધ થતા 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકે (તંત્રી સ્વ. અમૃતલાલ શેઠ અને મદદનીશ તંત્રી સ્વ. ઝવેરચંદ મેઘાણી) મને 'ગુજરાતના 'જેરોમ' અને 'સ્ટીવન લીકોક' તરીકે બીરૂદ આપ્યું હતું. તે પછીનાં મારાં અનેક પુસ્તકો વાંચીને શ્રી ખબરદારે મને 'હાસ્ય–સાહિત્યના મોલ' તરીકે ઇલ્કાબ આપેલો!

તે અરસામાં તેમણે પણ પોતાના અનેક કાવ્યસંગ્રહો જેવા કે 'કલિકા', 'ભજનિકા', 'રાસચંદ્રિકા' વગેરે પ્રસિદ્ધ કરવા માંડેલા ને તેઓશ્રી મને તેમનાં પુસ્તકો પણ સાહિત્ય–શિષ્ટાચાર તરીકે મોકલતા. મારાં પુસ્તકોનું વેચાણ ધમધોકાર હતું એટલે તેમનાં પુસ્તકોના વેચાણ અને પ્રચારને વેગ આપવા માટે મેં મુંબઇ ખાતે મિત્રભાવે એજન્સી લીધી હતી અને તેમાં યથાશક્તિ સહકાર આપ્યો હતો. તેમનાં

પુસ્તકો વિષે મારા પાંચમા પુસ્તક 'ફેન્સી ફ્રારસો'માં તા. ૨૧-૫-૧૯૨૯ની પ્રસ્તાવનામાં નીચે મુજબનો નિર્દેશ છેઃ-

"જે 'સૌરાષ્ટ્ર' જાનેવારીમાં મહાકવિ ખબરદારની 'ભજનિકા'નાં ભર્યે મોઢે વખાણ કરવા બે કોલમ ચિતર્યાં તે જ 'સૌરાષ્ટ્ર' ફેબ્રુઆરીમાં એ જ કવિની 'રાસચંદ્રિકા'ને ઉંધે અસ્ત્રે છોલી! આવી એક વિચિત્ર વિવેચકસંસ્થાની અંદરના સાચા કામને મારે શું ધારવું?" વગેરે.

તે પછી ૧૯૩૪માં હું ધંધાને કામે મદ્રાસ ગયો હતો ત્યારે તેમની પાસે મારો પહેલો રૂબરૂ મેળાપ થયો હતો. તે વખતે તેમની ખાનદાન પારસી-ગૃહસ્થાઇની છાપ મારા પર પડી હતી અને બે કલાક અમે સાહિત્ય-વિનોદ-ચર્ચા વગેરે કરી, ચાહપાણી લઇ, નિકટના મિત્રો તરીકે છૂટા પડ્યા હતા.

તે પછીનો અમારો મેળાપ મારા જીવનમાં એક મોટો યાદગાર પ્રસંગ બની ગયો.

બાબત એમ બની હતી કે ૧૯૦૧થી ૧૯૧૬ના ગાળામાં મારા પિતાશ્રી દુર્લભજી માસ્તર ભરૂચમાં પારસી ગર્લ્સ સ્કુલમાં સંગીતશિક્ષક હતા અને ૧૯૧૧/૧૨ આસપાસ શ્રી કનૈયાલાલ મુન્શી વડોદરા કોલેજમાં અભ્યાસ કરતા. વેકેશનમાં ભરૂચ આવતા ત્યારે મારા પિતાશ્રી તેમને સંગીત શીખવવા જતા. કોઇ વાર મારા પિતાશ્રી બિમાર હોય ત્યારે શ્રી કનુભાઇને હું શીખવવા જતો. મારી ઉમ્મર તે વખતે ૧૨-૧૩ વરસની, એટલે શ્રી કનુભાઇ મને 'દુર્લભજી માસ્તરના જદુ' તરીકે ઓળખતા અને લાડથી 'અલ્યા જદુ' તરીકે બોલાવતા. ૧૯૧૭માં અમે મુંબઇ રહેવા આવ્યા ત્યારે શ્રી કનુભાઇએ વકીલાત શરૂ કરી હતી અને 'ગુજરાતી' સાપ્તાહિકમાં ઉગતા વાર્તાલેખક તરીકે આગળ વધતા જતા હતા. તે પછીના ૧૦-૧૧ વર્ષ પછી આશરે ૧૯૨૮/૨૯માં મેં "જદુરાય ડી. ખંધડીઆ" તરીકે ગુજરાતના એક મહાન હાસ્યસાહિત્યલેખક તરીકે સ્થાન મેળવવા માટે દોડ કરી. અનેક વિદ્યાર્થી-સભાઓમાં મારાં ભાષણો હોય ત્યારે શ્રી કનુભાઇ પ્રમુખ હોય અથવા તેમનું ભાષણ હોય ત્યારે હું પ્રમુખ હોઉં! આમ 'મારા નામ પ્રત્યે' તેમનું માન વધતું જતું હતું પરંતુ "હું દુર્લભજી માસ્તરનો જદુ છું" તેનો તેમને ખ્યાલ નહિ અને મેં પણ તે વાત છુપાવેલી કારણ કે મારે મારા પિતાશ્રીની ખ્યાતિ પર પ્રગતિ ન્હોતી કરવી પરંતુ મારી પોતાની ખ્યાતિ પ્રાપ્ત કરવી હતી. તેમણે ૧૯૨૮/૨૯ના અરસામાં 'ગુજરાત' માસિક પ્રસિદ્ધ કર્યું ત્યારે તેમાં ચાલુ હાસ્યલેખો લખવા માટે શ્રીમતી લીલાવતી મુન્શી તરફથી અને શ્રી શયદા મારફત આમંત્રણ મળેલું. જેનો અમુક કારણોસર મારે અસ્વીકાર કરવો પડેલો. તેથી તેમણે શ્રી જ્યોતીન્દ્ર દવેને નવા હાસ્યલેખક તરીકે શોધી કાઢ્યા અને તેમણે 'ગુપ્તાની નોંધપોથી' નામથી હાસ્યલેખો તે માસિકમાં શરૂ કર્યા. તે પછી મીઠાના સત્યાગ્રહની સ્વાતંત્ર્ય-ચળવળમાં દેશભક્તિ ખાતર શ્રી મુન્શીજી જેલમાં હતા ત્યારે તેમણે ગુજરાતી સાહિત્ય વિષે ઐતિહાસિક દષ્ટિએ પુસ્તક લખ્યું હતું. તેમાં હાસ્ય-સાહિત્યવિભાગમાં હાસ્યલેખક તરીકે નામનિર્દેશ છે. તે પછી ૧૯૩૪/૩૫માં, સાહિત્યસંસદના

મુંબઇ રાજ્યના કેળવણી અધિકારી શ્રી હિંમતલાલ ગણેશજી અંજારીઆના પ્રમુખપદે મળેલા વાર્ષિક સંમેલનમાં, ગુજરાતી હાસ્ય-સાહિત્ય વિષે શ્રી મુન્શીજીએ વક્તવ્ય રજુ કર્યું હતું ત્યારે ગુજરાતના હાસ્ય-લેખકોની નામાવલિમાં બધા જ નાના મોટા રેંજીપેંજી લેખકોનાં નામ જણાવ્યા છતાં મારા નામનો નિર્દેશ જ ન્હોતો કર્યો. તે વખતે પોતાના પ્રમુખ તરીકેના વક્તવ્યમાં શ્રી અંજારીઆએ શ્રી મુન્શીજીની એ ગંભીર ક્ષતિ તરફ લક્ષ ખેંચી મને 'પ્રેમાનંદની કોટિના હાસ્યસાહિત્યકાર' તરીકે ઓળખાવ્યો હતો, અને મને જાહેર સભામાં ન્યાય આપ્યો હતો, છતાં મને શ્રી મુન્શીજીના એ પૂર્વગ્રહ માટે દિલમાં આઘાત સાલ્યા કરતો હતો. આવા સંજોગોમાં મારા મિત્ર સ્વ. શ્રી જયકૃષ્ણ વર્મા, બેરીસ્ટર, જેઓશ્રી 'ગુણસુંદરી' માસિકના તંત્રી હતા અને જેમની સાથે હું સહતંત્રી હતો, તેમણે કવિશ્રી ખબરદારનું મદ્રાસથી મુંબઇ આગમન થતાં, તેમના માનમાં ગુણસુંદરી કાર્યાલયમાં એક મેળાવડો ગોઠવેલો, તેમાં અનેક મહાપુરુષો આવેલા, જેમાં શ્રી મુન્શીજી પણ હતા. શ્રી મુન્શીજી જરા વહેલા આવ્યા હતા ને તે પછી કવિશ્રી ખબરદાર આવ્યા ત્યારે શ્રી મુન્શીજીએ તેમના માનમાં ઉભા થઇ આગળ આવી સત્કાર કર્યો અને કવિશ્રી ખબરદારને તે વખતે પગમાં 'સીઆટીકા'ની બીમારીથી ચાલવામાં થોડી તકલીફ હતી એટલે તેમને મુન્શીજીએ હાથ ઝાલી, મુખ્ય મેમાનની ખુરશી પર બેસાડ્યા. તે જ વખતે હું પણ પાછળથી આવી ચઢ્યો એટલે મને જોઇને કવિશ્રી ખબરદાર, પગની તકલીફ છતાં, ખાસ ઉભા થઇ મારી સામે આવી મને ભેટી પડતાં બોલ્યા:—

"પધારો, ગુજરાતના મહાન હાસ્યલેખક"

અને આમ મને સન્માનપૂર્વક પોતાની પાસે બેસાડયો. મુન્શીજીના દેખતાં મને આવું માન મળેલું જોઇ, અને મને ઓળખી ન શકવાથી, મુન્શીજી જરા વિચારમાં પડ્યા અને શ્રી વર્માને પાસે બોલાવી કાનમાં પૃછ્યું કે "એ કોણ છે?" ત્યારે શ્રી વર્મા મોટેથી હસીને બોલ્યા:

"કનુભાઇ! તમે એને ન ઓળખ્યો? એ તો જદુરાય ડી. ખંધડીઆ, યાને દુર્લભજી માસ્તરનો જદુ"

આ ધડાકાથી મુન્શીજી આશ્ચર્ય પામ્યા છતાં જુના ભરૂચી સ્નેહના આવેગથી મને પ્રેમથી ધબ્બો મારી બોલ્યા:

"અલ્યા આટલા વરસથી કેમ કહેતો ન્હોતો કે તું જદુમાંથી ગુજરાતનો મહાન હાસ્યલેખક જદુરાય ખંધડીઆ થયેલો છે?"

આ પ્રસંગથી હું ગળગળો થયેલો એટલે મેં શું જવાબ આપ્યો તે મને યાદ નથી. પણ એટલું યાદ રહી ગયુ છે કે શ્રી મુન્શીજીનું મારા પ્રત્યે માન ઉપજાવનાર જો કોઇ પણ વ્યક્તિ હોય તો તે ગુજરાતના મહાન કવિ સ્વ. શ્રી ખબરદાર હતા. પ્રભુ તેમના અમર આત્માને શાંતિ આપે!

# કવિચિંતક ખબરદારનાં સુભાષિતો

પ્રા. શ્રી મધુરમ્

કવિશ્રી ખબરદાર જન્મે પારસી, ધંધે વેપારી તથા ઉચ્ચ મહાવિદ્યાલયના શિક્ષણથી વંચિત હતા. પરંતુ હિંમત હાર્યા વગર જીવન સાથે વીરતાથી ઝઝૂમીને તેમની મર્યાદાઓ તેમણે સ્વાધ્યાયથી દૂર કરી હતી. સ્વાધ્યાય અને પુરુષાર્થ નૈસર્ગિક શક્તિના સહારે શું શું કરી શકે છે તેનાં દૃષ્ટાંતરૂપ જેમ બોટાદકર, કલાપી, પતીલના જીવનો એક તરફ છે તો બીજી તરફ કવિ ખબરદારનું જીવન પણ છે. ઇ. સ. ૧૮૯૫માં "પારસી બુચા કવિ" તરીકે પ્રખ્યાતિ પામનાર તેમણે 'અદલ'ના ઉપનામે પ્રારંભમાં કાવ્યો લખેલાં. પંડિતયુગના ગણનાપાત્ર કવિ તરીકે સ્થાન મેળવનાર તેમનો પગ પ્રારંભિક રચનાઓ જોતાં નર્મદયુગમાં હતો એમ કહી શકાય. એમનો "કાવ્યરસિકા" નામનો કાવ્યસંગ્રહ આના દૃષ્ટાંતરૂપ છે. એ પછી તો મલબારીને પગલે ચાલી શ્રી. સુંદરમ્ કહે છે તેમ તેમણે "ઇકાઇકાની ટોપીઓ પહેરેલી લઘુસેન" સમા પ્રકાશિકા, વિલાસિકા, દર્શનિકા, કલિકા, ભજનિકા, રાસચંદ્રિકા, સંદેશિકા, કલ્યાણિકા, રાષ્ટ્રિકા, નંદનિકા તથા કીર્તનિકા આદિ કાવ્યગ્રંથો ગુજરાતને ચરણે ધર્યા.

તેમણે ભજનો, રાસો, મુક્તકો, લાંબાં કાવ્યો, પ્રતિકાવ્યો, ખંડકાવ્યો, પવાડો, સૉનેટો, ઊર્મિકાવ્યો, વગેરે અનેક કાવ્યપ્રકારો ખેડ્યા. વિષયની દૃષ્ટિએ પણ ગુજરાતપ્રેમ, દેશપ્રેમ, ગાંધીપ્રેમ, પ્રણય, પ્રકૃતિ, વિભૂતિપ્રેમ, વીરતા, કુરબાની, ભગિનીપ્રેમ, તત્ત્વજ્ઞાન, પ્રભુપ્રેમ, આદિ અનેકવિધ વિષયોને આલેખીને તેમણે ઠીક ઠીક વિવિધતા સાધી છે. 'મુક્તધારા' અને "અમીરી મહાછંદ"ની આયોજનામાં મહાકાવ્યની રચના માટે અનુકૂળ છંદ શોધવાના તેમના પ્રશંસનીય પ્રયત્નો જોઇ શકાય છે.

મુખ્યત્વે કવિ તરીકે સ્થાનપાત્ર બનેલા ખબરદારને ગદ્યલેખક તરીકે ન ભૂલવા જોઇએ. જો કે તેમની ગદ્યરચનાઓને પદ્યરચનાઓની જેમ એકધારી સાધનાનું સાતત્ય મળ્યું નથી, તોય તેમણે આપેલાં વ્યાખ્યાનો, લખેલી પ્રસ્તાવનાઓ, લેખો તેમ જ ચર્ચાપત્રો તથા સાહિત્યકારોને લખેલા પત્રો આદિ સામગ્રી પર નજર કરીએ તો લાગે છે કે તેમનું ગદ્યકાર તરીકેનું સ્થાન પણ ભૂલવા જેવું નથી. મુંબઇ યુનિવર્સિટીના ઉપક્રમે આપેલાં "ગુજરાતી કવિતાની રચનાકળા"ના વિષય પરનાં વ્યાખ્યાનો, ગુજરાતી

સાહિત્ય પરિષદના ચૌદમા અધિવેશનના પ્રમુખપદેથી આપેલું ભાષણ, ગુજરાતી સાહિત્ય પરિષદના સાતમા અધિવેશનના સાહિત્યવિભાગના પ્રમુખપદેથી આપેલું ભાષણ, કનકોત્સવ અભિનંદન સમારંભમાં મળેલા સત્કાર સમયે આપેલું ભાષણ, વિલેપારલેમાં 'વસંતોત્સવ' નિમિત્તે આપેલ ભાષણ, પારસીઓએ કનકોત્સવ નિમિત્તે યોજેલ અભિનંદન સમારંભમાં કરેલું ભાષણ, 'સાહિત્ય', 'માધુરી' તથા 'ગુજરાતી'માં ક્યારેક લખેલાં ચર્ચાપત્રો અને લેખો, 'જરથોસ્તી ધર્મપ્રકાશ'માંનો પારસી ધર્મધુરંધર મરહુમ માદનની પવિત્ર યાદમાં લખાયેલો લેખ, ઇ. સ. ૧૯૩૭ માં મદ્રાસમાં ભરાયેલા અખિલ હિંદ હિંદી પરિષદના કવિસંમેલનની સત્કારસમિતિના પ્રમુખપદેથી હિંદીમાં આપેલું ભાષણ, શ્રી કોલક કૃત 'સાંધ્યગીત' તથા શ્રી. પ્રભાકર કૃત 'વિહારિણી' નામક કાવ્યસંગ્રહોની તેમણે લખેલી પ્રસ્તાવનાઓ તથા "મલબારીનાં કાવ્યરત્નો"ના સંપાદનમાં પ્રસ્તાવનારૂપે લખેલો લાંબો લેખ—આટલી મુખ્ય મુખ્ય પ્રગટ ગદ્યરચનાઓને આધારે એમનું ગદ્ય જોઇએ તો પ્રાસાદિકતા, શિષ્ટતા, ને સરળતા તેમના ગદ્યનાં પ્રધાન લક્ષણો દેખાય છે. આ ગદ્યસામગ્રી પર જ તેમનો ઓછો વા અધિક વિવેચનયશ નિર્ભર છે.

કવિતામાંય દેશપ્રેમનાં કાવ્યો અને પ્રતિકાવ્યે બાબતમાં તેમનું સ્થાન તેમનો કોઇ સમકાલીન લેખક લઇ શક્યો નહોતો. તેમણે શૈલીની દૃષ્ટિએ દલપતયુગથી કવિતા-પ્રવૃત્તિ આરંભી, પંડિતયુગમાં વિકસાવી અને ગાંધીયુગમાં પરિપૂર્ણ કક્ષાએ પહોંચાડી. કવિ નર્મદ અને હરિ હર્ષદ ધ્રુવ પછી સબળ દેશભક્તિનાં કાવ્યો ખબરદારના જેટલાં બીજા કોઇએ લખ્યાં નથી, એ આચાર્ય આનંદશંકર ધ્રુવનું વક્તવ્ય "રાષ્ટ્રિકા" તથા "ભરતનો ટંકાર" નામના કાવ્યસંગ્રહોનો રસાસ્વાદ લેતાં સાચું લાગે છે. બીજી રીતે કહીએ તો રમણલાલ વ. દેસાઇ જેમ ગાંધીયુગનું જીવન આલેખનાર યુગમૂર્તિ વાર્તાકાર હતા તેમ ખબરદાર ગાંધીયુગની ભાવનાઓ આલેખનાર રાષ્ટ્રપ્રેમી યુગમૂર્તિ કવિ હતા, તેઓ ગુજરાતના ઇકબાલ હતા. ગુણવંતી ગુજરાતની અસ્મિતાના તે કવિગાયક હતા.

આમ વિવેચક તથા કવિ એમ બે મુખ્ય સ્વરૂપોમાં ખબરદાર ગુજરાતી સાહિત્યમાં દેખા દે છે. તેમને પત્રલેખક તરીકે ય જોઇએ તો તેમાં ય કાન્ત, કલાપી તથા ગાંધીજીની જેમ તેમનું આગવું વ્યક્તિત્વ જોઇ શકાય. આમ છતાં આ બધાં ય ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં ખબરદારની એક ચિંતક તરીકેની જે છબી દેખાય છે તે મનહર તથા મનભર છે. એ છબીનું યત્કિંચિત્ દર્શન કરાવવાનો જ આ લેખનો હેતુ છે. ખબરદારની નાની યા મોટી, ગદ્ય કે પદ્ય, કાવ્ય કે પ્રતિકાવ્ય, પત્ર કે ભાષણ એમ કોઇ પણ રચના જોઇએ તો તેમણે એક યા બીજા પ્રશ્ન પર મનનચિંતન કરેલું દૃષ્ટિગોચર થાય છે. તેમણે જીવન અને મૃત્યુ, જગત અને જગદીશ, આશા અને વેદના, સુખ અને દુઃખ, દેહ અને આત્મા, દ્વેષ અને સ્નેહ, સત્ય અને સંપ, શ્રદ્ધા અને ભક્તિ, દેશ અને માનવી, કલ્પના અને કાર્ય, કવિતા અને વનિતા, કર્તવ્ય અને ભ્રાતૃભાવ, ગર્વ અને વિનય, અજ્ઞાન અને જ્ઞાન, હર્ષ અને દર્દ—એમ અનેક વિષયો પર એવી સંક્ષિપ્તતા, સચોટતા

ને સરળતાથી ચિંતન રેલાવ્યું છે કે તેમનાં સુભાષિતો મનમાં રમી જાય તેવાં છે. તેમાંનાં થોડાં સુભાષિતો અહીં જોઈએ :

(૧) અંતરશુદ્ધિ :

જગ ભલે અસત્યે જીતે
જગ ભલે અધર્મે તણાય
તુજ અંતરતેજ સુરીતે
તું જાળવ એ તમમાંય.

*　*　*　*

(૨) સમયવિચાર :

રમતું ભમતું ધમતું નમતું જગમાં ચાલ્યું જાય રે
સમય વિચારી સાચવિયે ત્યાં વિષનું અમૃત થાય.

*　*　*　*

(૩) આશા અને જીવન :

આશા તો અમર છે
ને જીવન તો ટૂંકાં છે.

*　*　*　*

(૪) કાર્યભાવના :

કાર્ય કર કાર્ય કર કાર્ય કર સતત તું
કાર્ય વિણ જગતમાં કો ન મુક્તિ.

*　*　*　*

(૫) જીવન :

જન્મીને જીવવું તે નહીં જીવવું
જીવન સુંદર જીવે તે નવાઈ!
જગતનું જીવન નિજ અમૃતથી પોષવું
જીવનપ્રભુતા ખરી એ જ ભાસી.

*　*　*　*

(૬) સમન્વય :

સાધનો જે મળ્યાં વ્યક્તિને, તેહનો
શુભ સમન્વય કરી કાર્ય કરવું;
દિવસ સંધ્યા ઉષાથી સુહાવાય તો
તારકે રાત્રિનું રૂપ ગરવું.

* * * *

(૭) પુરુષાર્થ :

આ બધી વેદના, આ ખુશાલ બધી,
શ્રેય સીડી તણી છે જ પગથી;
એ જ પગથી ઉપરથી જવું સર્વને
તો જવું કેમ ના વીર ડગથી!

* * * *

(૮) પ્રભુપ્રેમ :

બિંદુ ખરૂં પણ સિંધુનું નાથ!
એક જ તુજ મુજ પોત રે!
મને એક જ તારો સાથ!
તારા સ્વર્ગને શું કરૂં નાથ હો!
મારે જોઇએ તારો જ સાથ!

* * * *

(૯) સર્જનહાર :

સર્જનારો સદા છે જ સર્જનવિશે
પ્રકટતાં સૃષ્ટિ દેવાઇ ખોઈ,

* * * *

(૧૦) સુખદુઃખ :

સુખ વિના પાપ નહિ, દુઃખ વિણ પુણ્ય નહિ.

* * * *

(૧૧) વેદના :

જ્યાં નહિં વેદના ત્યાં નથી ફળ કશું.

*　*　*　*

(૧૨) સર્જન :

સાચ સર્જન નહિ દુઃખગર્જન વિના.

*　*　*　*

(૧૩) દેહ અને આત્મા :

દેહની ઢાલ છે આત્મને રક્ષવા,
નહિ હરી આત્મનું તેજ લેવા :
આંખને રક્ષવા પોપચાં છે કીધાં,
નહિ જ કંઇ આંખને ઢાંકી દેવા !

*　*　*　*

(૧૪) ઉચ્ચ ધ્યેય :

જીવનનું ધ્યેય ને જીવન અભિલાષ સૌ
પહાડ જેવાં સદા ઉચ્ચ રાખો.

*　*　*　*

(૧૫) જીવનવિજય :

જીવવું. જીવવા દેવું. જિવાડવું;
જીવનનો વિજય બીજો સુભગ ક્યાં !

*　*　*　*

(૧૬) દ્વેષ :

દ્વેષ કરનારનો દ્વેષ કરવો નહિ,
દ્વેષ છે ક્ષણિક અંધારલીલા;
સાચ પ્રતિકાર જો દ્વેષનો દ્વેષથી, તો વધે અધિક અંધારલીલા.

*　*　*　*

(૧૭) સ્નેહધર્મ :

વિશ્વનો ધર્મ છે એક આ સ્નેહનો,
સ્નેહ વિણ જીવનરસવૃદ્ધિ ક્યાંથી?

× × × ×

શુદ્ધ એ સ્નેહ સૌ હ્રદયમાં ધારજો
રેલજો સ્નેહ એ આસપાસે;
સ્નેહનું તેજ જે પરમ આનંદ છે,
તે ભરી દો સભર શ્વાસ શ્વાસે;

× × × ×

સ્નેહનાં કિરણ ચોપાસ રેલાવતાં
વિશ્વઅંધારનાં ક્ષેત્ર ખેડો!
જીવવું એટલે જળવું ને ઝળ્કવું:
તો સદા હ્રદયમાં સ્નેહ સ્થાપો!
આવજો સ્નેહ જયકાર કરતાં અદલ;
સ્નેહનું વિશ્વ સામ્રાજ્ય સ્થાપો!

* * * *

(૧૮) વીરપુરુષાર્થ :

શું થયું હોય અંધાર ધાડો ઘણો, ને ઉગે એકલો સૂર્ય રાતો?
શું થયું હોય જો તીવ્ર કાંટા ઘણા, ને ફૂટે એકલું ફૂલ ત્યાં તો!
શું થયું હોય મૃગ સેંકડો કૂદતાં, ને ઉઠી એકલો સિંહ ગાજે?
નહીં જ એ એકલાને કશું શોચવું: જીવનનો વિજય છે વીર કાજે!

* * * *

(૧૯) જીવનયુદ્ધ :

જીવનનું યુદ્ધ ખેલ્યા વિના શાંતિ નહિ,
તો પછી મર્દ શું કયમ ન ખેલો?
સિંધુના મોજ પર સ્વારી કરતા જશો
કે જશો દલિત ખાતા ધકેલો?

* * * *

(૨૦) અંતરજ્યોત :

જ્યોત જગવ અંતરની, મનવા!
જ્યોત જગાવ અંતરની:
એ જ દિશા ઇશ્વરની, મનવા!
જ્યોત જગવ અંતરની!

* * * *

(૨૧) જીવનજીત :

આવી, મોહી, ઊડી જાવું:
એ છે એની જૂની રીત;
જગના જનને રહ્યું ગાવું
ગતકાળતણાં ગુણગીત;
ન્હાવું, રહેવું ને સ્હાવું:
એ છે જીવનની જીત;

* * * *

(૨૨) જન્મ ને મૃત્યુ :

જન્મ ને મૃત્યુ છે ઉભય સુંદર જગે,
હો ભલે ઉભયના પંથ ન્યારા
પણ ખરે મૃત્યુ એ અધિક સુંદર દિસે
જ્યાં ખીલે માત્ર શુભ સ્મરણ ક્યારા.

* * * *

(૨૩) સંપમહિમા :

રંગ ને ઢંગ આ જગત ને જીવનના,
માનવી રોજ એ જોય પોતે;
તોય આ ભાઇ શું! ભાઇ લડતા રહે
ને પડે વાટ મોતે કમોતે.

* * * *

(૨૪) જગતારતી :

જગતનો જન્મ અંધારમાં છે થયો,
જગત વ્હેતું ય અંધારમાંહી;

જગતકર્તા રહ્યો સર્વ પાછળ છુપો,
ઓઢીને એજ અંધાર ત્યાંહી.

*　*　*　*

(૨૫) સંસારસ્વપ્ન:

સર્વ સંસાર એ સ્વપ્નમાંહી નભે,
સ્વપ્ન છે જીવનનું મધ્યબિંદુ;
હૃદયને રૂંધતા વિશ્વઅંધારમાં,
તારલા બીજ છે એજ ઈંદુ.

*　*　*　*

(૨૬) સત્ય:

જ્યોતિરૂપે દીઠું કોઇએ સત્યને;
કોઇએ શાંતિરૂપે નિહાળ્યું;
જોયું તે કોઇએ શુચિ પવિત્રાઇમાં,
કોઇએ સ્નેહમાં સત્ય ભાળ્યું;
માણ્યું આનંદરૂપે વળી કોઇએ,
કોઇએ જાણ્યુ કર્તવ્ય રૂપે;
એક છે કિરણ પણ સપ્તરંગે દિપે
સર્વ નિજ રંગની ધૂપ ધૂપે.

*　*　*　*

(૨૭) વિશ્વજ્યોતિ:

બુદ્ધિ ને હૃદયને જેવી બારી મળી,
પેખશે તેવી તે વિશ્વજ્યોતિ;
સર્વ છીપે ન સરખાંજ મોતી મળે,
કે ન છીપે છીપે હોય મોતી.

*　*　*　*

(૨૮) શ્રદ્ધા:

સતત શંકા અને નિત્યના ભય વિષે
એક શ્રદ્ધા બધું રૂહે ટકાવી;

એક શ્રદ્ધા વસે અંતરે ઊંડી તો
  યુદ્ધમાં વીર જઈને ઝઝૂમે;
સ્વર્ગ પણ એમ અજ્ઞાન આકાશમાં
  એ જ શ્રદ્ધા થકી નિત્ય ઘૂમે!

× × × ×

જીવન ઘડવા થકી કંઈક ઓજાર નિજ,
  માનવી બુદ્ધિથી લે બનાવી;
તદપિ શ્રદ્ધા નહીં હોય જો હૃદયમાં,
  કેમ ઓજાર તે ૬ ચલાવી.

* * * *

(૨૯) કલ્પના–કાર્ય:

કલ્પના કાર્યમાં જો નહીં પરિણમે,
  તો ઉગે કલ્પના શા વિધાને!

* * * *

(૩૦) માનવીશક્તિઓ:

શક્તિઓ કૈંક છે માનવીની હજી
  અણુખપી અણુખીલી પડી રહેલી;
નથી નવીનતા હજી બાળપણની ગઈ,
  આંખ છે લાખ પ્રશ્ને ભરેલી.

* * * *

(૩૧) માનવી:

તેજ અંધારનું અજબ આ પૂતળું
  માનવી કોયડો છે જ પોતે,
માટી ને શક્તિનું એનું મિશ્રણ બન્યું,
  આદિ આદ્યન કળા કોણુ ગોતે!
જ્ઞાન અજ્ઞાનનું પોટલું માનવી,
  કામ ને ક્રોધનો શુષ્ક ભારો;
બહીં તહીં કૈંક સરસતા છે વસી,
  તોય સૌન્દર્યનો એ જ ક્યારો!

* * * *

(૩૨) જીવનદુઃખ:

જગતમાં જીવન જે મધુરમાં મધુર છે,
તે અધિક દુઃખમાં રહે દળાતુંઃ
મિષ્ટમાં મિષ્ટ ફળ વૃક્ષપર હોય તે
કીટ ને પક્ષીનો ભક્ષ થાતું!

* * * *

(૩૩) સમર્પણ ભક્તિ:

નાથ! તું રાખે તેમ રહું
ભક્તિ સતત કરવા તુજ પળપળ,
દુઃખ અનંત સહું;
નાથ! તું રાખે તેમ રહું.
કદી કર પામે મધુર કુસુમ કે
કદી કર અનલ ગ્રહું:
માનવનું નહીં થાય ચહ્યું કંઇ,
. તારૂં જ ચાહ્યું ચહું.

ઘટઘટની તુ જાણે કવિની,
હું શું વિશેષ કહું?
તું કરનારો વિશ્વભરનો
નહીં પામરજન હું

* * * *

(૩૪) ભારતપ્રેમ:

તૂટો કવિ-ઉર ધૂનભર્યા કે આ તંબુરે જ ફૂટો
તુંહિ તુંહિ તુંહિ તુંહિ ભારતમાતા એજ એક સ્વર ઉઠો.

* * * *

(૩૫) સાચું શૌર્ય—આત્મશૌર્ય:

આજ લેશો શુ તમ સાથે!
શૌર્ય વસે હૃદયે કે બાથે? – તેજ છતાં બુઠ્ઠી તલવાર,
ફેંકી દો સહુ બુઠ્ઠાં શસ્ત્રો, સજો હૃદયનાં નર હથિયાર;
નથી રૂધિર રેલવવાં કોનાં,

નથી હૃદય ચીરી અરિઓનાં નિજ હૃદયો કરવાં પ્રહુભંગ,
નથી વિજયના રંગ રૂધિરમાં જ્યાં જનરક્ત ભરે ઉરમંગ.

* * * *

(૩૬) ભારતભક્તિ :

ભારતદુઃખ શિરે અમ લેતાં હૈયાં કેમ ન ફુલે?
ઓ ભારત! નિધિ પાર ઉતરજો અમ સુખદગને પુલે.

* * * *

(૩૭) ગુજરાતભક્તિ :

કીર્તિ અમોલી ભારતકેરી આજ અમારે હાથે,
ઓ વીરા! જગને ડુલવવી આ ગરવી ગુજરાતે!

* * * *

(૩૮) સાચી ખુબસુરતી :

પણ કોમળ ને દૃઢ મન સાથે, શોભે સરસ વિચારો
અખંડ પ્રેમ ઝરો વ્હેતો ઉર, મધુર વચનની હારો;
એ જ ખરી ખુબસુરતી માનું, ગાલ ગુલાબી ખોટા;
મુખશોભા ખોટી લલચાવે, ખુબસુરતીના તોટા.

* * * *

(૩૯) જીવન કર્તવ્ય :

જીવન કર્તવ્ય છે જીવન ઉપયોગમાં, મૂકતાં જીવનની માથ હાંસી;
વસ્તુનું પ નહિ દ સાધી શકે, જે કરે વસ્તુથી આંખ ત્રાંસી.

* * * *

(૪૦) અંતરસ્નેહ :

સૂર્ય ને ચંદ્ર, તારા અને વાદળી સર્વને માનવી રૂપ દેખું;
ખાક પર્વત વળી સિંધુ ને સરિત પણ માનવી રૂપમાં મગન લેખું;
પક્ષી પ્રાણી અને વૃક્ષ ઉદ્‌ભિદ્ બધાં રેતી કણ પણ રહે ભૂમિમાનો—
માનવી સર્વ નિજ રૂપ જોશે જગે અંતરે સ્નેહ સ્થાપી સદાનો.

* * * *

(૪૧) સત્ય :

સત્ય જ પ્રભુના પ્રાણ અમારા, સત્ય જ અંગ અમારાં;
સત્ય જ રક્ત વહે અમ નસમાં સત્ય જ વ્રત અમ ન્યારાં.

* * * *

(૪૨) આત્મશૌર્ય :

માયા સૌ ઘરબાર તણી ને સુખની ડાળી દફની;
આત્મશૌર્યના શ્વેત સજ્યા પટ — ના કાયરની કફની.

* * * *

(૪૩) કવિતા ને કામિની :

અદલ સરસ સર્વ શૃંગાર છતાં
જો હોય ગુણવાળી તો જ દીપે કવિતા કે કામિની.

* * * *

(૪૪) ગુજરાત ક્યાં :

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,
ત્યાં ત્યા સદાકાળ ગુજરાત.

* * * *

(૪૫) પ્રેમ અને પ્રભુ

પ્રભુના જેટલો જ પ્રેમ પણ અનંત છે,
કારણ કે પ્રભુ પોતે જ પ્રેમ છે.

* * * *

(૪૬) સમર્પણ ભાવ :

ભર બ્રહ્માંડ તણા સાગરમાં ચાલે ભરતી ઓટ,
પ્રભુ બેઠા છે સુકાને, ઓ માનવ; તારે ફિકર શી મોટ રે!

* * * *

(૪૭) બ્રહ્મ લટકાં કરે :

શૂન્ય હતું ત્યાં એક બન્યું એ એકના થાય અનેક,
સર્વ ગણિત સમેટ્યું એકમમાં તે એક તણો જ વિવેક રે.

* * * *

(૪૮) રસકાંડ :

ઘુંટડા ભરી ભરી પીઓ રે, રસનાં સરોવરો છલકાય;
રસનાં સરોવરો છલકાય, રસિકનું મન દેખી મલકાય;
કણકણમાં જેમ મણિ વિલસે છે, બિંદુ બિંદુ બ્રહ્માંડ;
રસમાદક રજરજમાં નિરખો, અર્પો દિવ્ય રસકાંડ.

* * * *

(૪૯) જગત ને જગદીશ :

ચાલી જતી રજનીના કેશમાંથી ખરી પડી ક્ષિતિજના આંગણામાં ચંદ્ર પડયો હોય,
પ્રિયા કેરી વેણીમાંથી ખરીને પડેલું એવું મોગરાનું ફૂલ દેખી મન મારૂં મોહ્યું;
મોગરાનું ફૂલ એવું સુંઘતાં હું સ્વપ્ને સરૂં — ફૂલમાંથી કેશ, અને કેશમાંથી શીષ,
શીષમાંથી મન અને મનમાંથી આત્મા — એમ જડે પાછાં જગત ને જગતનો ઈશ.

* * * *

(૫૦) પ્રેમ :

વાઘની ગુફામાં રહેવું ભયાનક નથી એવું,
કાશીકેરૂં કરવત નથી એવું ક્રૂર;
બળતે અંગાર નથી ચાલવું કઠણ એવું,
ગુલામીમાં રહેવું એવું હીણું ન જરૂર;
ગાળેલું પોલાદ પણ પીળું નથી તાતું એવું,
નથી એવું કારી કદી હલાહલ ઝેર;
પ્રેમમાં જે પડ્યા તે તો પડ્યા રસાતાથે ઊંડા,
વિધિ જાણે લેતો લાખો જન્મ કેરાં વેર!

* * * *

(૫૧) સાચું તીરથ :

મારે ઘેર એઠાં આવી ગંગા, હવે મારે તીરથનું શું કામ!
મારે મન છે બડા ભાગ્યંગા, હવે મારે કેવાં રચ્યાં ધનધામ!

* * * *

૫૨) અવર્ણનીય ઈશલીલા :

વિશ્વ તણા સહુ વૃક્ષ વસાનું, પાને પાને કવિત લખાનું;
ગાઉં, ધુન લગાનું, આવે સાર ના રે : પામું પાર ના રે.

* * * *

(૫૩) ભક્તિ :

એક જ તુજ ચિનગારી માટે જોઇ સદા મેં વાટ :
સૂરજે શોધી, સોમે શોધી, શોધી તારક દીપ :
જાગ્રત શોધી, સ્વપ્ને શોધી હતી સદાય સમીપ :
ચરણ તુજ પડું રે.

* * * *

(૫૪) સાચું તીરથ :

તીરથનું પણ તીરથ અંદર એક અખંડ અવિનાશી :
અડસઠ તીરથ પુણ્ય જડે ત્યાં : છોડી દે અદલ ઉદાસી ! રે મન !
શું કરે મથુરાં ને કાશી !

* * * *

(૫૫) શક્તિ અને ભક્તિ :

ઘર છોડીને ઘરને શોધો, તરૂ છોડીને છાયા,
નહીં જીતાતી કાયા–માયા, શું જીતો જગરાયા !
શક્તિ વિના સંસાર જળાવ્યો; ભક્તિ વિના શાં ભગવાં !
બળતાં ચાલે બન્ને છેડે, 'અદલ' કશાં મન ઠગવાં ?

* * * *

(૫૬) જીવનની ક્ષણિકતા :

જીવન આ ક્ષણિક ઝાકળતણું બિંદુ છે, ઘડીક ચમકી ઉડી જાય પ્રેમે:
વાદળાં આવીને જાય આકાશમાં, છાય સરિતા ઉપર જાય સરતી;
સિંધુના જેમ મોજા ઉઠી ઉછળીને જાય ભાગી ભરી નીર ભરતી;
ખરી જતાં પિચ્છ સંધ્યા ઉષાનાં નભે, તુટતી વીજળી પાંખ પલકી;
પક્ષીનાં વૃંદ શું, યૌવનાનંદ શું, જીવન આવી ઉડી જાય ઝલકી.

* * * *

(૫૭) માનવી :

કૈંક યુગ યુગ તણી સાંકળી માનવી ' કૈં તત્ત્વો તણો મેળ એમાં;
શાંતિ તોફાનનો સિંધુ એ ઉછળતે રાગ ને દ્વેષના મોજ તેમાં;
શોક આનંદની વિરલ એ આરસી, કંઇ આશા નિરાશા ભરેલો,
કર્મ શું ઝઘડતો માનવી છે કશો પાપ ને પુણ્યનો ગરબ ઘેલો.

* * * *

(૫૮) મૃત્યુ :

મૃત્યુ પાછળ કશું ના રહ્યું હોય તો જીવનની સીડીને ક્યાં ટકાવો?

× × × ×

મૃત્યુ જો મૃત્યુ જેવું જ દેખાય ને મૃત્યુથી જો જતે સૌ ભૂંસાઈ;
માટીની સાથ ચૈતન્ય પણ તૂટી જો રહેત પાછળ ન વ્યક્તિત્વ કાંઈ;
તો પછી પરમ પ્રભુ રૂપ જે સ્નેહ આ તે સુધા સતત વરસાવતે ક્યાં?
જગતનું તેમ સૌ સ્વાર્થમાં ઝગડતાં જીવનનું ધ્યેય ઉતરાવતે ક્યાં?

* * * *

(૫૯) જીવનકલહ અને દુઃખ :

જીવનનો કલહ છે જીવન બદલાવવા,
કલહ વિણ જીવનની ન્હોય પૂર્તિ;
દુઃખદર્શન પછી થાય સર્જન સદા,
દુઃખ છે શક્તિની પરમ મૂર્તિ.

* * * *

(૬૦) સુખ અને દુઃખ :

દુઃખથી સુખ અને સુખ થકી દુઃખ છે, એક વિણ હોય નહીં અન્ય એવાં;
એ જીવનયંત્રનાં ચક્ર સહુ જીવનને ઉડવતાં પક્ષીની પાંખ જેવાં;
એકને તોડતાં જીવન તૂટી પડે, તિમિર વિણ જીવનનું સ્વમ ક્યાંથી?
વિશ્વમાંથી કદી કાઢી લ્યો, પ્રકૃતિને તો પ્રભુ પણ ઉડી જાય ત્યાંથી!

* * * *

(૬૧) વિશ્વનિયમની અટળતા :

એક છે નિયમ આ વિશ્વનો સત્ય તે નહીં જ ધ્રુવ થકી કોદિ ચળતો;
વિશ્વ ને વિશ્વના ગોળ આ અણુગણો, સર્વને એકરૂપે જ કળતો:
શબ્દ કે ન્યાય કે વિશ્વશાસન કહો, એ નિયમ નહીં જ નિજ ધર્મ ચૂકે;
નહીં દયા ખાય એ કોઈની વિશ્વમાં, નહીં જ એ કોઈને પલક મૂકે.

* * * *

(૬૨) ઉચ્ચ રસાનંદ :

જેમ જોડાઈ છે આ દવા પૃથ્વી શું તોય ફરતી રહે તે જ છૂટી;
તેમ આ જીવનની સાથ બંધાઈને રહેતું નિર્બંધ રસ ઉચ્ચ લૂટી!

* * * *

(૬૩) જીવનની ઉપયોગિતા :

જીવન નહિ કોઇનું પણ નકામુ દિસે, જીવન છે સર્વનું ઉપયોગી
કીટ પણ કો નકામા નથી પૃથ્વીમાં ધૂળ પણ પૂરતી પૃથ્વી ખાડો;

* * * *

(૬૪) ગર્વ :

જગતમાં કોઇનો ગર્વ ધરશો નહીં, ગર્વ છે જીવનનું ફીણુ ખાલી;
વ્યોમભર મેઘથી સિંધુ નવ ફૂલતો, સરિત રેલે ફૂલી જાય ઠાલી;
સૌ મહાહૃદયમાં સરળતા છે ભરી, ઉંચ કે નીચનો પટ ન રહેજે!
પાંદડામાં પડી સૂર્ય બાળક સમો જાય આળોટતો નમ્ર તેજે!
છે વિનયમાજ પ્રભુતા ખરી સર્વની, તો મહાત્મા દિસે બાળ જેવા;
તારલા છે મહાસૂર્ય એકેક પણ આગિયા શા દિસે અલ્પ કેવા!

* * * *

(૬૫) પ્રાર્થના અને ભક્તિનો આદર્શ :

કોઇની પ્રાર્થનાથી નિયમ નહીં ચળે નહીંજ પાછો ફરે કોઇ કાજે;
× × × ×
તો પછી પ્રાર્થનાથી કશુ માગવુ? પ્રભુજ શુ એમ નિજ નિયમ ત્યાગે?
ભક્તિ તો સ્નેહનું છે સમર્પણ ખરૂં, ભક્ત સાચો કશુયે ન માગે!

* * * *

(૬૬) ત્યાગથી પ્રાપ્તિ.

જીવન લેનાર પણ જીવન આપે બધુ, આપશે તોજ પોતાનું કરશે;
સૂર્યનું તેજ લઇ ચદ્ર આપે ફરી, ચદ્રની ચાદની તોજ ઠરશે.

* * * *

(૬૭) દુખમાં પુરુષાર્થભાવ :

દુખ દુનિયા વિષે ક્યાં નથી દાખવો! દુખ દુનિયાનુ છે સ્થાયી દેવુ :
પ્રકૃતિને પ્રાણના આંસુથી આપવુ, આપવુ પ્રકૃતિ એ ચાલ્યા જેવુ;
આપવુ તો ખરી વીરતાથી બધુ, હૃદય કાયર બની જીવન હારે
સિધુ દે વારિ નિજ શોષવા સૂર્યને ને સદા ઉછળતો મોજ મારે!
× × × ×
આપનારો બધુ આપીને છુટશે આપતા આત્મનું કંઇ ન ખુટે;
મેઘ આપી બધુ ખાની પોતે થતો તોય પાછો ગગન ગાજી ઉઠે,
આપતા આપતા જીવન હેવાય ને આત્મ રેલાય નિજ દિવ્યતાથી :
સૂર્ય સર્વસ્વ આ જગતને આપતો, રેલતો ત્યાંજ પ્રભુની પ્રભાથી!

* * * *

(૬૮) અજ્ઞાન :

માનવીનો ખરો શત્રુ અજ્ઞાન છે, તિમિરમાં તિમિર એ નિજ વધારે;
બાંધ્યું પાણી રહે ઝેરી ગંધાતું, ને વ્હેતું પાણી સદા સ્વચ્છ રહેશે;
તેમ આ બુદ્ધિને વ્હેતી રાખો સદા, કે ન રહે ઝેર અજ્ઞાન વેશે.
જાય અજ્ઞાન ત્યાં સૌ ગુલામી જશે, કેસરી જ્યોતિ ત્યારે ઉઘાડે.

* * * *

(૬૯) શક્તિ અને સ્નેહ :

શક્તિ વિણ સ્નેહ છે અબળ ને પાંગળો, સ્નેહ વિણ શક્તિ છે તેમ અંધી;
સ્નેહ ને શક્તિથી સૃષ્ટિ રહે સાધની, સ્નેહ ધારે અને શક્તિ તારે:

* * * *

(૭૦) સ્નેહ :

વિશ્વનો ધર્મ તે જીવનનો ધર્મ છે, જીવનનો ધર્મ છે સર્વ માટે;
ભૂતમાં ભાવિમાં, વર્તમાને રહ્યું, તે સકળ જોગવે એક માટે;
એક આ સૂર્યથી જગત દેખે બધું, શ્વાસ લે એક ફરતી હવાથી:
વિશ્વનો ધર્મ છે એક આ સ્નેહનો, સ્નેહવિણ જીવનરસસિદ્ધિ ક્યાંથી?
સ્નેહ છાયા રહી સહજ સૌ પ્રાણીમાં, તેજ એ પ્રાણીજીવન ટકાવે;
જીવનનો કલહ છે જીવનના સ્વાર્થનો, જીવનસમતોલતા સ્નેહ લાવે;
દેશ ને કાળ ને જાતિથી અપરિમિત, સ્નેહ સદ્ધર્મ છે વિશ્વકેરો;
સર્વવ્યાપી સનાતન રહે પ્રકૃતિ શો:સ્નેહ છે અગમ્યનો ગમ્ય ડેરો.

* * * *

(૭૧) સૌન્દર્યની જરૂર :

સૌન્દર્યને માટે આત્મા તલસે છે છુપો સૌમાં,
સૌન્દર્ય જીવનની મોટેરી જરૂર.

* * * *

(૭૨) હૈયાનાં દર્દ :

જંમા યમુનાના પોધ સુકારો
સુકાશે સાગરનાં નીર;
ઊંડા આકાશનાં તેજ સુકારો
ન સુકાય હૈયે વાગ્યાં તીર રે.

* * * *

(૭૩) આદર્શ ભક્તિ—હૃદયની શુદ્ધિ :

કાશી મથુરાં કે મક્કા મદીના
મળશે હૃદયને ઘાટ
ખોળો ખોળો, જરા આત્મથી માગો, ત્યાં
પ્રગટશે સ્વર્ગના પાટ રે.

* * * *

(૭૪) પ્રભુપ્રેમ :

તારા સ્વર્ગને શું કરૂં, નાથ હો!
મને એક જ તારો સાથ!

* * * *

(૭૫) દ્વેષ વડો કે પ્રેમ :

વન વન તૃપ્ત થયાં છે આજે, જન મન પણ હો તેમ,
બંધુઓ! જનમન પણ હો તેમ
ને સમરસ સૌ છાઈ રહ્યું ત્યાં, આપણ જુદા કેમ!
કહો હો! દ્વેષ વડો કે પ્રેમ!

* * * *

(૭૬) સ્વદેશપ્રેમ :

કરો જાન કુરબાન બંધુ હો! કરો જાન કુરબાન!
સ્વદેશનું કલ્યાણ પ્રથમ કે મૃત કાયાનું ભાન!

* * * *

(૭૭) માનવી ! ઊઠ

માનવી ! ઊઠીને થા ઉભો પૂર્ણ તુ!
શીશ તારૂં ઊંચે વ્યોમ ચુમે,
પરમ વ્યક્તિત્વ લંબાવ તારૂં બધે
વિશ્વ ઝુકે તને વદન ચૂમે.

* * * *

આમ, વિવિધ રીતે જોતાં ખબરદારનું ચિંતન ઘણું વ્યાપક અને વિશદ છે. આથી તેમની ચિંતનસમૃદ્ધિ છતી થાય છે.

ઇતિહાસપ્રસિદ્ધ

# શ્રીજી ઇરાનશાહનો ગરબો

શ્રી દીનશાહ કાવસજી સીધવા.

હમારા શ્રીજી ઇરાનશાહના પાયતખ્ત ગામ ઉદવાડાની ખૂબ જ નજીક, પોર્ટુગીઝ દમણમાં સ્વર્ગસ્થ કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારનું એમની યુવાનીમાં નિવાસસ્થાન હતું. હજી આજે પણ એમના કુટુંબની મિલકત ત્યાં ઉભી છે. ઉપર 'હમારા શ્રીજી ઇરાનશાહ' લખ્યું છે. એનો આશય એ છે કે શ્રીજી ઇરાનશાહની કોઇ પણ પવિત્ર ક્રિયા, પૂજા અને એમની સંભાળ વગેરે, રાખવાનો અધિકાર ઉદવાડામાં વસતા માત્ર હમો નવ કુટુંબી સંજાણા ધર્મગુરુઓનો જ છે. આટલો ખુલાસો જરૂરી છે. કવિશ્રીએ નિજ હૃદયમાં શ્રીજી ઇરાનશાહને સ્થાન આપ્યું હતું. એમના હૃદયમાં ઇરાનશાહની યાદ અને સ્મરણ સતત રહેતું. ઇરાનશાહનો ગરબો રચવા માટેનો પોતાનો એક અદ્દભુત અનુભવ વર્ણવતાં એમણે કહ્યું હતું કે, શ્રીજી ઇરાનશાહે મને આજે સાક્ષાત દર્શન આપી ખૂબ પ્રભાવિત કર્યો છે. મારા હૃદયમાં કોઇ અજબ ખુશાલી છે. કોઇ અજબ પ્રકાશ ફેલાઇ રહ્યો છે. અને પછી તો એ જ પ્રકાશ અને પ્રેરણાથી થોડા કલાકમાં શ્રીજી ઇરાનશાહના ગરબાએ સાહિત્યમાં અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું. અનોખું સ્થાન એટલા માટે કે શ્રીજી ઇરાનશાહ માટેનો આવો ઐતિહાસિક ગરબો સર્વ પ્રથમ કવિશ્રીએ રચ્યો છે.

નેહાવંદ અને કાદેસિયાનાં ખુનખાર યુદ્ધ પછીથી ઇરાનમાં રહેવું જરથોસ્તીઓ માટે અશક્ય થઇ પડયું. એટલે કવિશ્રી કહે છે તેમ,

છોડયું વહાલામાં વહાલું વતન અમે,
છોડયું બહેસ્ત સમુ તે ઇરાન, તજ્યાં ખાન પાન;
ઇચ્છા હો, દાદારની!

ઇરાન છોડ્યા પછીથી કોહિસ્તાનમાં રહ્યાની, તેમ જ હોરમઝદ બંદરમાં વસ્યાના ઇતિહાસથી માંડીને ભારતભૂમિમાં આવવા દરિયા માર્ગે નીકળ્યા, ત્યાં તોફાનની

મુસિબત આવી, દાદાર અહુરમજદને અરજ કરી કે સલામત કાંઠે ઉતરશું તો આતશબહેરામ સ્થાપીશું, સંજાણ બંદરે ઉતરાણ, ત્યાંના રાજા જાદીરાણા સાથે દસ્તૂર નેરિયોસંગની વાતચીત, રાજાની રજા–મંજૂરી મળવી, સંજાણ પર મહમદ બાદશાહની ચઢાઇ, તેમાં અર્દેશીર સરદારની સફળ સરદારીથી થએલો વિજય, બીજી વેળાના ખુનખાર જંગમાં જરથોસ્તીઓનો પરાજય, તે પછીથી શ્રીજી ઇરાનશાહને બહારવટ પર્વત પર સલામતી ખાતર ખસેડ્યા, ત્યાંથી સંજોગવશાત્ વાંસદા, નવસારી, સૂરત, વલસાડની સફરો, પાર નદીમાં શ્રીજી ઇરાનશાહના તપોબળે દેખાડેલો પાણી હઠી જવાનો ચમત્કાર, તેમજ (ઇ.સ. ૧૭૪૨) ય. ઝ. ૧૧૧૨ માં શ્રીજી ઇરાનશાહને ઉદવાડામાં તખ્તનશીન કર્યા–એ સઘળા બનાવોનો ઇતિહાસ ગરબામાં વર્ણીને, સુંદર શબ્દોમાં અને સરળ શૈલીમાં કવિશ્રીએ આપ્યો છે. આવું બયાન ગરબામાં કે કાવ્યમાં સર્વ પ્રથમ જ છે. જરથોસ્તીઓ પર કવિશ્રીએ ખરેજ હેશાન કર્યું છે. કવિશ્રી ગરબો લખવાના કાર્યમાં ઘણા જ લીન હતા, અને એમના હૃદયમાં શ્રીજી ઇરાનશાહનો પ્રકાશ અને પ્રેરણા હતી, એટલે નીચલી યાદગાર પંક્તિ નીકળી પડી:

જ્યાં જ્યાં એક જરથોસ્તી ખરો વસે,
ત્યાં ત્યાં ઇરાનશાહ સદાય, ઝળે ઉરમાંય:
તપો રે ઇરાનશાહ!

સમસ્ત ગરબાની આ સર્વોત્તમ પંક્તિ છે! શ્રીજી ઇરાનશાહ પ્રત્યે એક સાચા જરથોસ્તીની કેવી ફિદાગીરી છે, તેનુ વાસ્તવિક પ્રતિબિંબ કવિશ્રીએ પાડ્યું છે અને હા–એની પ્રતીતિ પણ છે, પ્રાંતવર્ષ શ્રીજીના દર્શન માટે ઉભરાતી માનવમેદની. દૂર દૂરના પ્રદેશની મુસાફરીની હાડમારી કે બીજી યાતનાઓની દરકાર કર્યા વિના, ખરો જરથોસ્તી દર્શન કરી શ્રીજીની સદા ઝળતી જ્યોતથી, નિજ અંતરની જ્યોતને પણ ઝળતી રાખે છે. આ રીતે તે ભરપૂર પોષણ મેળવી લે છે. એટલું જ નહી, પણ અનાયાસે દર્શન માત્રથી વંચિત રહેતો, પૃથ્વીની કોઇ પણ દિશાએ વસતો જરથોસ્તી, નિજનો કોઇ પણ પ્રકારનો હદિયો એ સાહેબ માટે મોકલવાનું ચૂકતો નથી. ખરેજ કવિશ્રીના પાકટ અનુભવનુ સિદ્ધ કથન આ પંક્તિમાં છે. આ પંક્તિ સાચેજ અદ્ભુત પ્રભાવ પાડી જાય છે.

શ્રીજી ઇરાનશાહ જેવી ભારે તપોબળવાળી મહાશક્તિની સ્થાપના પણ કેવી વિધિની વિચિત્રતાએ થઇ એ પણ એટલું જ જાણવાલાયક છે. આ ઐતિહાસિક ગરબામાં કવિશ્રીએ જેને 'દીની શહેનશાહ'નું માનવંત બિરૂદ આપ્યુ, એના અનુયાયીઓ ધર્મને સાચવવા પોતાનુ વહાલુ વતન ઇરાન તજી, સર્વસ્વને તુચ્છ ગણી, સાગર સાથે દોસ્તી બાંધી નીકળી પડ્યા, અને હાડમારીઓ વેઠતા, પરેશાન થએલા, તે પૂજ્ય વડિલોની જાણે કુદરત કસોટીજ કરતી હતી! એકાએક ભર દરિયે કિશ્તીઓ તોફાનમાં

સપડાઇ. તોફાન પણ કાંઇ મામૂલી ન હતું. ભારતભૂમિ જેવા પરાયા પ્રદેશમાં જવાશે કે કેમ? એ પ્રશ્ન દર પળે વિકટ થતો ચાલ્યો. કવિશ્રી લખે છે કે:

ભર દરિયે તોફાન આવ્યું ચઢી,
રહી કિશ્તીઓ ત્યાં સૌ ઝિકાઇ, ગયા શઠ પીંખાઇ;
ઇચ્છા હો દાદારની!

કેમ જાય આ સંઘ સાગર તળે,
કેમ થાય આ ધર્મનો લોપ, અમર છે એ રોપ:
ઇચ્છા હો દાદારની!

ધન દોલત વતન વહાલાં તજ્યાં,
જેને માટે તજ્યાં ઘરબાર, ડૂબે શું આ વાર!
ઇચ્છા હો દાદારની!

ખજી તન મન પાક સૌએ કીધાં,
કીધી બંદગી કુરતીની સાથ: દયાળુ હો નાથ!
અહો બેલી દુઃખીના!

અમે તારું જ રક્ષણ માગિયે,
અમોને આ આફતથી ઉગાર, નોધારાં આધાર!
અહો બેલી દુઃખીના!

બંદગીના બળમાં અને તેના ફળમાં માનનારા તે શ્રદ્ધાવાન આત્માઓએ ઉચ્ચાર્યું કે:

ભરી દુનિયામાં કોણ અમારૂં છે!
એક પાક પેગંબર ને તું જ, અમારી છે કુંજ! (=છાયા)
અહો બેલી દુઃખીના!

અમે કદિ સલામત પહોંચિયે,
તો ત્યાં સ્થાપશું આતશબહેરામ, નૂરી તારું ધામ:
અહો બેલી દુઃખીના!

દાદારે સુણી અરજી સ્વીકારી એ,
એની મહેરે દીધું જીવતદાન, શમ્યું તે તોફાન:
એ મહેર દાદારની!

સર્વે સંજાણ બંદરે સલામત આવી પહોંચ્યા. ભારતભૂમિ જેવી ધર્મપરાયણ ભૂમિપર, પારસી રોજ બેહમન, માહ તીર, ય. ઝ. ૮૫ ના સાલે સર્વે ઉતર્યા. અને દાદાર અહુરમજદને આપેલા પવિત્ર કોલ મુજબ, ઇરાનશાહનું આતશબહેરામ સ્થાપવાના મહાકાર્ય માટે તૈયારી કરવા મંડ્યા. સંજાણના રાજા જદીરાણા જેવા ધાર્મિક

નિશાવાળા રાજા સમક્ષ પારસીઓના વડા દસ્તૂર અને રાહબર નેરિયોસંગ ધવળે પોતાના આગમન વિષે માહિતી આપતાં જણાવ્યું એ કવિશ્રીએ ગરબામાં કહ્યું છે:

ગયા દસ્તૂર નેરિયોસંગ ત્યાં,
પહોંચ્યા રાણાતણે દરબાર, મદદ માંગી સાર;
હો જયજય રાણાતણી!

અમે ધીરા વીરા સૌ ઇરાનના,
અમે ધર્મ થકી છોડયો દેશ, ખમ્યા બહુ કલેશ;
હો જયજય રાણાતણી!

અમે માનિયે એક દાદારને,
અમે આર્યોના વંશજ શુદ્ધ, છે જીવન વિશુદ્ધ;
હો જયજય રાણાતણી!

અમે સૂર્ય ને અગ્નિને પ્રાર્થિયે,
પરમાત્માતણું ગણી નૂર, ભજિયે એ હજૂર;
હો જયજય રાણાતણી!

અમને આપો જગ્યા અને આસરો,
અમે રહીશું સદા હિંદમિત્ર, છે કોલ પવિત્ર;
હો જયજય રાણાતણી!

અમે ભળશું સાકર જેવા દૂધમાં,
કરશું દેશની સેવા અખંડ, ભલે પડે પંડ;
હો જયજય રાણાતણી!

અમે આપ્યો જે કોલ દાદારને,
નૂરી કેબલો સ્થાપવા કાજ, ન ભૂલિયે તે આજ:
એ મહેર દાદારની!

કવિશ્રીએ અસરકારક રીતે દસ્તૂર નેરિયોસંગની માગણી ગરબામાં રજૂ કરી છે. જાદીરાણા નેરિયોસંગની વાણીથી પ્રભાવિત થઇ માગણીની રજા આપે છે.

આપી રાણાજીએ ભૂમિ ને રજા,
પછી સ્થાપવા આતશબહેરામ, દાદારનું ધામ:
એ મહેર દાદરની!

જાદીરાણાની આ ઐતિહાસિક રજા કવિશ્રીએ ગરબામાં ગૂંથી લીધી છે. જ્યાં સુધી જરથોસ્તીઓ પૃથ્વીની કોઇ પણ દિશાએ જીવતા હશે, ત્યાં સુધી–તે યુગ સુધી–શ્રીજી ઇરાનશાહ સાથે જાદીરાણાનું, ભારતભૂમિનું નામ સદા જરથોસ્તીઓ વચ્ચે અમર અને

માન પામેલું રહેશે જ. અને જાદીરાણાએ ઉદાર દિલે આપેલી રજા સૌને તાજી જ રહેશે. દસ્તૂર નેરિયોસંગ જેવા પવિત્ર આત્માની દુવાનું જ એ પરિણામ છે.

જાદીરાણાની રજા મળી ગઇ હોવાથી, દાદારને આપેલા પવિત્ર કોલને પરિપૂર્ણ કરવા દસ્તૂર નેરિયોસંગ તથા તેમના બીજા સાથી મોબેદોએ, આતશબહેરામ સ્થાપવા માટે જરૂરી ક્રિયાઓ આરંભી લીધી. આ શુભ મહાકાર્યના મંડાણ માટે કવિશ્રી લખે છે કે:

દસ્તૂર નેરિયોસંગ જ્ઞાની મહા,
જાણે આતસ અને માંથ્રના ભેદ, એ મોટા આબેદ:
એ મહેર દાદારની!

બીજા દસ્તૂરો મોબેદો સાથ ત્યાં,
કીધી પાક ક્રિયા કૈં અનેક, ધરી આત્મ ટેક:
એ મહેર દાદારની!

પાળ્યાં ધર્મનાં સર્વ ફરમાનને,
કીધા, આતસ એકઠા સર્વ, ઈજી રાખ્યું પર્વ:
એ મહેર દાદારની!

માહ આદર ને રોજ આદરે,
યઝદઝર્દી નેવું તણું સાલ, મુબારક ફાલ:
પરઠ્યા શ્રી ઇરાનશાહ!

શ્રીજી ઇરાનશાહની આ રીતે પરઠાવવાની સર્વે ક્રિયા થઇ. અને કવિશ્રીએ ઇરાનશાહને નિજના અને સમસ્ત જરથોસ્તીઓના દીની શહેનશાહ તરીકે વર્ણવતાં જણાવ્યું કે

દીની શહેનશાહ અમારા તમે થયા,
કીધા તમને ત્યાં તખ્તનશીન, થયા તમ આધીન:
તપો રે ઇરાનશાહ!

શ્રીજી ઇરાનશાહ થયા હિંદમાં,
અમે સ્મરિયે એ વહાલેરું નામ, જરથોસ્તી તમામ:
તપો રે ઇરાનશાહ!

શ્રીજી ઇરાનશાહનું સ્થાન આગળ પણ ગુજરાતમાં હતું. અને હાલે પણ ગુજરાતમાં જ છે. એ સદ્‌ભાગ્ય ભૂમિને પણ કવિશ્રી ભૂલતા નથી. એની યાદ ગરબામાં મૂકતાં કહે છે કે:

કીધું બીજું ઇરાન ગુજરાતને,
ગુજરાત બની અમ માત, થયા રળિયાત:
તપો રે ઇરાનશાહ!

ખરેજ ગુજરાતની ભૂમિએ સહારો આપ્યો. માતા નિજ સંતાનને પોતાની ગોદમાં સાચવી લે, એ રીતે ગુજરાતની ભૂમિએ જરથોસ્તીઓને સાચવી લીધા. અને સર્વે વાતે આબાદ કીધા.

ત્યાં તો વળી ભયંકર આફતનાં વાદળાં ચઢી આવ્યાં. પણ તેને પહોંચી વળવા, જાદીરાણાને આપેલા કોલ પ્રમાણે સર્વે તૈયાર થયા. એ માટે કવિશ્રી લખે છે કે:

પાછાં આફતનાં ચઢ્યાં વાદળાં,
તેમાં ગયું સપડાઇ સંજાણ, નગર અમ પુરાણ:
ઇચ્છા એ દાદારની!

આવ્યું કટક મહમદ બાદશાહનું,
તેણે કીધી સંજાણ પર ચઢાઇ, ગયા સૌ મુંઝાઇ:
ઇચ્છા એ દાદારની!

માગી રાજાએ મદદ હમારી ત્યાં,
થયા ચૌદસેં જરથોસ્તી તૈયાર, અર્દેશર સરદાર:
જયજય હો ઇરાનશાહ!

લડયા ખૂબ શૂરાતનથી બધા,
અંતે દુશ્મનનો કાઢયો ઘાણ, પડયું ત્યાં ભંગાણ:
જયજય હો ઇરાનશાહ!

અર્દેશર સરદારની સરદારી હેઠળ લડેલા જરથોસ્તીઓએ સંજાણ નગરીને ઉગારી લીધી. પણ બીજી વેળાએ

આવ્યા તે ફરી સૈન્ય મોટું લઇ,
થઇ અમ નાની ફોજની હાર, બન્યા સૌ લાચાર!
ઇચ્છા હો દાદારની!

એટલે ન છૂટકે ઇરાનશાહને સલામત જગ્યાએ ખસેડવાની જરૂર દેખાઇ અને–

અમને પ્રાણથી પ્યારા ઇરાનશાહ,
તમને જાળવવા નિરધાર, લઇ ગયા બહાર:
તપો રે ઇરાનશાહ!

તમને લાવ્યા બહારવટ પહાડ પે,
રાખ્યા ગુફામાં ત્યાં વર્ષ બાર, સહ્યાં દુઃખ અપાર:
તપો રે ઇરાનશાહ!

બાર વર્ષ પછીથી ચાંગા આશા શેઠની સહાયથી નવસારી નગરીમાં શ્રીજી -ઇરાનશાહને પધરાવ્યા. ત્યાંથી પીંઢારાની ધાડને લઇને ત્રણ વર્ષ સુરત શહેરમાં ઇરાનશાહને રાખ્યા. તે પછીથી સઘળું સલામત દેખાતાં વળી,

પાછા લાવ્યા તમને નવસારીમાં
ચાર વર્ષ ગયા પછી ત્યાંય, થયો કલેશ માંહ્ય:
તપો રે ઇરાનશાહ!

સવા ત્રણસેં વર્ષ નવસારીમાં,
રહ્યા સંજાણા અથોરનાન, કરી તમ સ્થાન:
તપો રે ઇરાનશાહ!

ત્યાંથી વલસાડ મુકામે રહ્યા. પણ ત્યાં પણ રહી શકાય એવી સ્થિતિ રહેવા પામી નહીં એટલે,

એક અંધારી રાતે વરસાદમાં,
તજ્યું તમને લઇ વલસાડ ગામ, જવા બીજે ઠામ:
તપો રે ઇરાનશાહ!

ત્યાંથી પાર નદી આગળ આવતાં ઇતિહાસપ્રસિદ્ધ અજબ બનાવ બન્યો. ઇરાનશાહ સાહેબનું કેટલું તપોબળ છે તેની ખાતરી થઇ. એક ચમત્કાર જ બની ગયો. -જે વિષે કવિશ્રીની કલમ ચાલે છે કે:

ત્યાંથી પાર નદી પાસે આવતાં,
દીઠું પાણીમાં પૂર તે ઠાર, છતાં કીધી પાર:
તપો રે ઇરાનશાહ!

આવ્યા દુશ્મન પૂઠે રંજાડવા,
તે સૌ પાછા ગયા પૂર જોઇ, હિંમત સહુ ખોઇ:
તપો રે ઇરાનશાહ!

જેને રાખે દાદાર આ જગતમાં,
જેની ઉપર છે તમ છાંય, તેને તે શું થાય?
તપો રે ઇરાનશાહ!

છેવટે પાર નદી પાસે જ આવેલાં ઐતિહાસિક ઉદવાડા ગામમાં શ્રીજી ઇરાનશાહની -રાજધાની હવે થઇ છે.

આવ્યા એમ ઉદવાડામાં આખરે,
તમને લાવી પરઠાવ્યા આ સ્થાન, અહો જીવન નાન!
તપો રે ઇરાનશાહ!

યઝદઝર્દી ૧૧૧૨ના ફરવરદીન માસના ખોરદાદ રોજે, ઉદવાડામાં આવેલા ઇરાનશાહ આજે (૧૩૩૦. ય. ઝ. માં) ૨૧૮ વર્ષ થયાં અહીં જ ઠરીઠામ થએલા છે. ભવિષ્યની શ્રીજી ઇરાનશાહની કયી સરજત છે તે તો દાદારની ઇચ્છાની વાત છે. છતાં કવિશ્રી દુવા કરતાં કહે છે કે:

રહેજો ધગતા ને તપતા આ સ્થાનમાં,
રસ્તા ખેજ સુધી તમ એજ, ઝળો સદા એજા
તપો રે ઇરાનશાહ!

સર્વે એ દુવા સાથે સંમત જ થશે. અને કવિશ્રીની એ દુવા ફળે અને શ્રીજી ઇરાનશાહ મુસાફરીની હલાકીમાંથી હંમેશ બચી રહે અને એના પૂજારીઓને બચાવી લે!

કવિશ્રી ખબરદારના બધા જ પંથોમાં 'શ્રીજી ઇરાનશાહનો ગરબો' એ સર્વેથી નાનકડી પુસ્તિકાના આકારમાં છે. પરંતુ એની મહત્તા અનેકગણી છે. ખુદ કવિશ્રીને પણ એની મહત્તા વિશેષ હતી. ઇરાનશાહ પ્રત્યે એઓનું અજબ આકર્ષણ હતું. જે ખુદ ગરબાનું લખાણ જ કહે છે.

અમો લાખ જરથોસ્તીઓનાં અંતરે,
છે તમારો જ ધગતો હુતાશ, એ દિવ્ય પ્રકાશઃ
તપો રે ઇરાનશાહ!

કવિશ્રી હલ્લે પોતાના ધગતા હૃદય સાથે ઇરાનશાહને નમન કરે છે તે કડી લખી આ લેખ ખતમ કરીશ.

તમ તણુખા સદા ઊડો વિશ્વમાં,
આજે ધગતું અદલ ઉર ગાય, પડી તમ પાય!
તપો રે ઇરાનશાહ!

જય જય હો ઇરાનશાહ

# કવિશ્રી અરદેશર ખબરદારની મહત્તા

શ્રી દસ્તુર ખુરશેદ શા. દાબુ, M.A; F.T.S.

ખબરદાર સ્મારક ગ્રંથમાં બે બોલ લખવા મને કદાચ એવા હેતુથી આગ્રહ કરાયો હોય, કે મરહૂમની કોમના એક વડા ધર્મગુરૂ તરફની અંજલિ શોભારૂપ ગણાય! પરંતુ જરથોસ્તી દીનના એક ફરમાન મુજબ એક લાયક આત્માની કદર ન કરાય, તો "ફરજનો ચોર" ગણાય. તેથી નૈતિક ફરજદારી અદા કરી એક મહાન આત્મા તરફ પ્રેમભરી દુવા મોકલવા પ્રેરાયો છું.

દમણના પ્રખ્યાત ખબરદાર કુટુંબના અનેક સભ્યોએ ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં નામ કાઢ્યું છે, તેમાં શ્રી અરદેશરે મોખરે રહી નામના મેળવી હતી. એક સાહિત્યકાર જ્યારે આખા જગતને પોતાની કૃતિ અર્પણ કરેછે ત્યારે તેની ન્યાત-જાત અલગ રહેતી નથી. તે વિશ્વ-કે અંતરરાષ્ટ્રીય- વ્યક્તિ બની રહેછે. એવા નરો પોતાના ગ્રંથમાંજ અમર રહેછે, તેથી તેમને માટે કૃત્રિમ સ્મારકો (છબી કે પુતળાં)ની જરૂર રહેતી નથી. એમની ખ્યાતિ હિંદુ પારસી કે બીજી કોમમાં ("જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં) એક સરખી ફેલાઇ હતી. છતાં એમ કહેવું ખોટું નથી, કે કાવ્યરસિયા કે ધર્માભ્યાસીઓ હંમેશ જગતમાં લઘુમતિમાં જ હોય એટલે એમની લોકપ્રિયતા તો સંકુચિત હદમાં જ હોઈ શકે.

અરદેશર એક અદ્‌ભુત પ્રભાવશાળી નર હતા જેમની કામેલિયત અનેક ક્ષેત્રોમાં એક સરખી ઝમકતી હતી-એમને કવિ તરીકે ઓળખનાર અનેક હશે. પણ કાવ્ય મારફતે (ટેનીસનના In memoriam ના ધોરણે) જીવનના કોયડાઓ ઉકેલવા એમનું મનોમંથન તે એક ફિલસુફને છાજે તેવું હતું. દુઃખનો ફટકો પડતાં જે જુદાઇનો ગમ જીગરમાં જસે તેને માર્ગ આપવા કવિશ્રીએ દર્શનિકા જેવો મહામૂલો ગ્રંથ રચ્યો છે. એ તત્ત્વજ્ઞાન એવા આસામીમાંથી ઉભરાયું છે કે જેણે કોઇ યુનિવર્સીટીની ઉપાધિ (બારબોજ ભરી "ડીગ્રી") મેળવી ન હતી, છતાં તેમનાં પુસ્તકોનો અભ્યાસ વિશ્વવિદ્યાલયના ઉચ્ચ અભ્યાસક્રમમાં ફરમાવવામાં આવતો હતો! કદાચ કવિ અને ફિલસુફ વચ્ચે કાંઇક સામ્ય હોઇ શકે. બન્નેનાં જગત ઉચ્ચ આદર્શમય માનસિક ભુવન ઉપર રાચે છે. પરંતુ શ્રી અરદેશર તો સાથે સાથે એક ભાષાશાસ્ત્રી પણ હતા; અને જ્યોતિષવિદ્યાનો એમનો પરિચય ખુબ પુખ્ત હદે પુગ્યો હતો! વર્ડ્‌સવર્થ કહી ગયો છે તેમ:

Type of the wise who soar but never roam
True to the kindred points of Heaven and Home

એવા ડાહ્યા પુરૂષો જ્યારે સ્વર્ગના ભેદો ઉકેલે, અને પગ પૃથ્વી ઉપરજ ઠરેલા રાખે તો જ તેમની ખરી કસોટી થાય છે શ્રી ખબરદાર એ રીતે બે દુનિયામાં દૃષ્ટિ રાખી શકના એક પ્રેમાળ પતિ કે પિતા તરીકે એમની કૌટુમ્બિક જવાબદારીઓ હતી અને ગૃહસ્થાશ્રમ કોઈવાર તપશ્ચર્યાશ્રમ પણ બની જાય તેનો એમને બહોળો અનુભવ હતો વિશાલ મિત્રમંડળ વચ્ચે તેમની પ્રેરણા આકર્ષક બનતી, તો પણ હંમેશ તેઓ સાદા ઇન્સાન તરીકે જ ખીલી નીકળતા સરસ્વતી સાથ "શ્રી"ની સેવા કરતા ઠોકર ખાધી, ત્યારથી એમણે આર્થિક સંકટ અને શારીરિક વેદના વચ્ચે ધીરજ જાળવવા ખુબ મહેનત ભરી જીંદગી ગુજારી હતી

એમની વિચારશ્રેણીમાં અસંનીયાતની નવીનતા હતી તેથી તેમના સ્વભાવમા કેટલોક વધુ પડતો આગ્રહ પણ જોવાતો કેટલંક મિત્રો સાથેનો મતભેદ જાણીતો હતો પણ કવિ ટાગોર કહી ગયા છે તેમ, જ્યારે સર્વસાથ તુને લેહણુ ન હોય ત્યારે "એકનો જાને રે!" એવી હિંમત ઘણા થોડા નરો બતાવી શકે છે, કારણ તેની મોંઘી કિંમત આપવી પડેછે ગુજરાતી સાહિત્યની દુનિયામા એકલા અટુલા અડગ રહી મુગે મોઢે સેવા કરનાર આ ભાઇને ઘણુ સહન કરવુ પડયુ હશે, પણ 'ઝંડા ઉંચા રહે હમારા' જેવી ભક્તિ વડે પોતાની મૌલિક વલણ એક સરખી જાળવવામાં એમને અંતરનો આનંદ મળ્યો હતો

જીવનના છેવટના તબક્કામાં એમના જીગરમા પોતાના મહાન પયગમ્બર અશો જરથુસ્ત્રના ભજનો સમજવા તેમ જ સમજાવવાની ઉત્કંઠા જાગી! એ દિશામાં પણ એ ભાઇ પોતાનું વ્યક્તિત્વ અલગ જાળવી રહ્યા ગાથામા એમને જ્યોતિષ વિદ્યાની ઝાંખી થઇ! સપ્તઋષી સમાન ઈશ્વરના સાત અમેશાસ્પંદોને અમુક ગ્રહો સાથ જોડવાની અગાઉ કોઇએ હિંમત ઝીલેલી નહી! મારે એ ગ્રંથનુ અવલોકન જામે જમશેદ માટે કરવુ પડેલું, એટલે આ નવીનતા ઝાઝી કિંમતી ન બની, કારણ એમનો પૂર્વગ્રહ એમને ઉતાવળાં અનુમાન તરફ ધસડી ગયો હતો છતા વ્યાકરણ કે શબ્દકોષની નજરે તેમ ટીકારહસ્યમાં એમના અનુવાદમા ખુબ મહેનત લેવાયલી જણાશે ફક્ત થોડીજ નકલો (તે પણ પાંચ પૈકી એક જ ગાથાની) મોંઘી કિંમતે છપાઇ, એટલે પારસી કોમના મોટા ભાગને તેનો લાભ મળ્યો નથી સાચુ કહીએ તો એમની સ્થિતિ 'સૂડી વચ્ચે સોપારી" જેવી હતી એમણે "પારસી ગુજરાતી' ને તો નકારી હતી તેમ વળી સાક્ષરોને હરખાવે તેવી અઘરી ભાષા પણ એમને પસંદ પડી નહી તેથી પારસી કોમે મોટે ભાગે એમના કાવ્ય-ગ્રંથોનો લાભ ઉઠાવ્યો નથી એમ કહી શકાય

પણ ભાષા એ તો માત્ર બાહ્ય શણગાર ગણાય. વાંચક વર્ગની સાચી પ્રેરણા તો તેની પાછળ રહેલા ઉમદા જ્વાહીર સમાન ખ્યાલોમાંથી જ પોષાય તે દૃષ્ટિએ કવિશ્રીએ

જે આદર્શો રજૂ કીધા છે તેની કદર કરેલ અભ્યાસીઓ જ કરી શકે આજનો વિદ્યાર્થી કલ્પનાશીલ નથી જણાતો. તેના દીમાગમાં રોકેટ કે સ્પેસશીપની પ્રશંસા ભરેલી છે. "જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ" એ સૂત્રની આજે ઝાઝી કિંમત નથી. પણ સાચો સાહિત્યકાર ખરે જ અનંતકાળમાં ઘૂમે છે ત્યારે તેને ભૌતિક કે આર્થિક વમળો નડતા નથી. અને તેના મનથી તેની કૃતિ તો "પ્રસૂતિની વેદના" સમાન દરદોમાંથી જ ઉદ્ભવે છે. હિંદના તારણહાર આત્માઓ તો એવા જ તત્ત્વવેત્તા હોઈ શકે. એટમ બોમ્બ કરતાં વધુ તાકાત મનુષ્યની પ્રીતમાં રહેલી છે, અને મનુષ્ય જ્યારે રચનાત્મક કાર્ય સનાતન કાળ માટે કર્યો જાય ત્યારે તેની ભૂમિકા બહુ ઉંચી હોય છે. તેમાં ભલે અપજશ હોય પણ અંતરનો સંતોષ એ જ એવા તત્ત્વ-ચિંતકોનો બદલો હોય છે. જ્યારે હથિયારોના ડુંગરો ભુલાઈ જશે, ત્યારે સાચાં ધર્મશાસ્ત્રો તથા કાવ્યનો પ્રકાશ તો રહેશે જ. શેક્સપીયરે કવિને આશક તેમ જ પાગલ મનુષ્ય સાથે સરખાવ્યો છે. કલ્પનાની સૃષ્ટિ અનેરી હોય છે. એમાં જે મ્હાલે તે કદાચ ભિખારીજ રહે છે! પણ આદર્શમય ખ્યાલો દેશની દોલત હોઈ શકે. Wealth એટલે જ સુખની ભાવના!

તેમની યાદમાં પ્રગટ થનો આ ગ્રંથ જુવાન ભાઈ બહેનો વાંચી એવો ગર્વ વાજબી રીતે લઈ શકે કે હિન્દની ગુર્જર ભૂમી વાંઝણી નથી. તેમાં ભક્તો પાક્યા છે-ત્યાં દેશની સ્વતંત્રતાનો સરદાર જન્મેલો-તેમાં નરસિંહ જેવા સાચા સન્તો જન્મ્યા, તેમ ગરવી ગુજરાતની કીર્તિ ગાનાર સાહિત્યકારોએ રંગ રાખ્યો છે. આપણે એવી દુવા ગુજારીએ કે મરહૂમનો સ્વર્ગવાસી આત્મા હાલની ઉછરતી ઓલાદને સદ્માર્ગે જવા પ્રેરણા આપે અને ગુજરાતની વિદ્યાર્થી આલમ પોતાના દેશના ધાર્મિક અને ભક્તિમય ખજાનાની કિંમત સમજી પોતાનું જીવન સાર્થક કરે! આમીન!!

# સ્વ. કવિશ્રી ખબરદાર : સંસ્મરણો

શ્રી ફરામરોજ ધનભુરા

"મરે જગતમાં માનવી, મરે ન તેનું કામ;
વિશ્વ વિષે વિખ્યાત છે, ગાંધીજીનું નામ."

તા. ૨૮–૭–૧૯૫૩ ના દિને મંગળવારે કવિશ્રી ખબરદારે મારા પર પોસ્ટ કાર્ડ લખ્યો હતો તે કાર્ડ તા. ૨૯–૭–૫૩ બુધવારે મને મળ્યો હતો. બીજે જ દિવસે તા. ૩૦–૭–૧૯૫૩ ગુરુવારે રાતે સાડા આઠ વાગે કવિશ્રી ("હાર્ટ એટેકથી") મદ્રાસ મધ્યે ગુજર પામ્યા. જીંદગીનો છેલ્લો પોસ્ટ કાર્ડ, જીવનની છેલ્લી ટપાલ સ્વ. કવિશ્રીએ મારા પર પોતાના શુભ, મુબારક હસ્તાક્ષરે લખી હતી. 'મારું જીવનકાર્ય મેં પૂરું કીધું છે. સાહેબે ઘણી મહેર કીધી છે.' કવિ શ્રી ઈશ્વરને, ખુદા પાકને 'સાહેબ,' મહાનામી સાહેબ તરીકે જ સંબોધતા હતા. કવિશ્રીના શબ્દો "કોઈને મળ્યું હોય તો દેજો મારા સાહેબનું સરનામું" હું આજે પણ યાદ કરું છું.

* * * *

કવિ શ્રી ખબરદારે "દર્શનિકા" કાવ્ય મને એમના દાદરના મકાનમાં વાંચી સંભળાવ્યું હતું. "દર્શનિકા"માં (પાનું ૨, ૧૪મી લીટી) "દર્શનિકા હતી તું જ મારી:" લીટી સમજાવતાં કવિશ્રીએ મને એક નહિ પણ અનેક વખત કહ્યું હતું કે "દર્શનિકા એટલે દર્શનશાસ્ત્ર નહિ પણ હિન્દુ દંતકથા પ્રમાણે 'દર્શનિકા' એક સફેદ ગાય હતી એ ઘણા જ થોડા જન જાણે છે. મારી વહાલી, ગરીબ 'ગાય' દીકરી તેમીનાની યાદ મારાથી ભૂલી ભૂલાતી નથી અને એ મારી 'દર્શનિકા' જ હતી, મારી ગાય દીકરી જ હતી અને મરતાંને મર પણ ન કહે એવી હતી." સ્મારકસમિતિના સભ્યો પૈકી કોઈ જાણકાર સભ્ય "દર્શનિકા" શબ્દનું સંશોધન કરે એ વિનતિ.

* * * *

"જરથોસ્તી જિંદગી" નામક મારા પુસ્તકની પ્રસ્તાવના રૂપે બે બોલ લખી આપવા કવિશ્રીને વિનંતિ કરી હતી. મારું પુસ્તક કવિશ્રીને ન રૂચ્યું, પસંદ ન પડ્યું

અને "કાચું પોચું" લાગ્યું. અને જણાવ્યું "તમો પ્રત્યે મને ખૂબ જ પ્રેમ છે, ખૂબ જ સ્નેહ છે છતાં મારું સ્વમાન મને વધારે વહાલું છે. હું જો પ્રસ્તાવના લખું તો 'મોરનાં પિંછાં' દૂંપાઇ જાય. સ્વમાનના ભોગે સ્નેહ દાખવે એ જુદા. તમો નારાજ થશો નહિ, તમારા પુસ્તકમાં પ્રસ્તાવના લખી આપનાર તમોને મળી રહેશે."

* * * *

શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીજીના મહેમાન તરીકે શ્રી ખબરદાર રહ્યા હતા ત્યારે શ્રી મુનશીજીનાં પ્યારાં પુત્રીએ (મારી હાજરીમાં) કવિશ્રીને હસતાં હસતાં કહ્યું કે "કવિશ્રી, મારે 'કેરિયર' (લાઇન) લેવી છે, મારે કંઇ નવું જ કરી બતાવવું છે, મારે કઇ 'કેરિયર' લેવી?" તુરત જ એક મીનીટના ય વિલંબ વિના કવિશ્રી એટલું જ બોલ્યા કે "કીચન-કેરિયર." મને બરાબર યાદ નથી પણ આ સવાલ પૂછનાર સરયૂબાલા બહેન હશે.

* * * *

કવિશ્રી ખબરદારે મને એક અતિ અગત્યની (કાગળની) કાપલી વાંચવા આપી હતી. પૂજ્ય ગાંધીજીએ પોતાના હસ્તાક્ષરે સર પ્રભાશંકર પટ્ટણીને સંબોધી માત્ર એટલું જ લખ્યું હતું કે "ખબરદાર મારા સ્નેહી છે. બાપુના આશીર્વાદ." આ કાપલી – ચીઠ્ઠીના ચમત્કારિક અસરથી પટ્ટણી સાહેબે કવિશ્રી ખબરદારને માસિક મદદ આપવાની ગોઠવણ કરી હતી. મને યાદ છે ત્યાં સુધી રૂા. ૫૦ની માસિક મદદ મળતી રહી હતી.

* * * *

સ્વ કવિશ્રી જ્યારે પણ તક મળતી અને વેપાર-ધંધાની વાત નીકળતી ત્યારે મને કહેતા કે ભાઇ ફ્રરામરોજ, એક વખત એવો હતો કે દર અઠવાડિયે પાંચ, સાત હજારનો ડ્રાફ્ટ હું (મુમબઇની) સેન્ટ્રલ બૅન્કમાંથી ઉપાડતો હતો. સર સોરાબજી પોચખાનાવાલાને મારા પર સંપૂર્ણ ભરોસો હતો અને મારી ચીઠ્ઠી માત્રથી સેન્ટ્રલ બૅન્કમાંથી દસ હજાર રૂપિયા "લોન" તરીકે મળતા હતા. પ્યારા લાખો ગયાનો મને મુન્ઝો નથી, કારણ કેઃ—

"દુનિયામેં લાખો પાયા, ઔર કરોડો કમાયા,
મગર ખુશ મિજાજ ન પયા, તો કુચ્છ ન કમાયા."

* * * *

શ્રીમાન કનૈયાલાલ માણેકલાલ મુનશીજીને ત્યાં કવિશ્રી મહેમાન તરીકે રહ્યા હતા ત્યારે લેખકો, કવિઓ, મિત્રો વગેરેનો મેળો મુનશીજીને ત્યાં ભરાતો હતો અને આખો દિવસ આવન જાવન ચાલુ રહેતી. એ પ્રસંગે ચંદ્રશંકર પંડ્યા દરેકે દરેક બાબતમાં દોડધામ કરી મૂકતા અને આ એમની (ચંદ્રશંકરભાઈની) દોડધામ, ભાઇ ચન્દ્રવદન મહેતાની આંખમાં આવી ગઈ. ભાઈ ચન્દ્રવદન મહેતાએ નિર્દોષ, નિખાલસ, મીઠીમધ રમુજ કરી કે "શ્રી ચંદ્રશંકર પંડ્યાના સન્માનસમારંભમાં (ખાસ આમંત્રણથી) પધારેલા કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર, ભાઇઓ, આ સન્માનસમારંભ કોના માનાર્થે છે તેની જ મને તો સુઝ સમજ નથી પડતી." આ નિખાલસ, નિર્દોષ રમુજથી ખુદ કવિશ્રી અને ભાઇ ચંદ્રશંકર બન્ને ખડખડાટ હસવા લાગ્યા.

* * * *

કવિશ્રીમાં નવ્વાણું ગુણ હતા પણ એકજ અવગુણ મારી નજરે તરી આવતો અને મને ભારે ખેદ થતો. કવિશ્રી શારીરિક દુઃખથી પીડાતા તો હતા જ પણ એમને પૂર્વગ્રહથી પીડાતા જોઈ મને ખૂબ જ ઉદ્વેગ થતો અને કવિશ્રી માટે મને ભયગ્રસ્ત ચિંતા રહેતી હતી. એક પ્રસંગે કવિશ્રી ખબરદારે મને કવિશ્રી નાનાલાલ માટે ન બોલવાનું બોલી દીધુ અને ન કહેવાનું કહી દીધુ. મારે મન કવિશ્રી નાનાલાલ (Gentleman first, poet then) મૃદુતાથી ભરપૂર સૌમ્યમૂર્તિ હતા. કવિશ્રીને મેં કહ્યુ કે "તમો મુરબ્બીનો અભિપ્રાય તમોને મુબારક; મારા અધૂરા, અલ્પ જ્ઞાનને લઇ કવિશ્રી નાનાલાલનાં કાવ્યો હું સમજી શકતો નથી પણ કવિશ્રી નાનાલાલની નમ્રતા માટે તો 'કહેવું પડે' અને એમની ભલાઇ, એમનો વિવેક અને એમનું સૌજન્ય અને મારા પ્રત્યેનો એમનો સ્નેહભાવ તો હુ સમજી શકું છું." આ મારો અભિપ્રાય કવિશ્રી ખબરદાર જીરવી ન શક્યા અને "રતન વહુનાં રીસામણાં" કર્યાં અને થોડા દિવસ તો મારી સાથે પણ અબોલા કર્યાં. કવિશ્રીના જીવનની સોનેરી સાંકળમાં આ એક માત્ર નબળી કડી હતી.

"દિવસ પછીના દિવસ જશે, ને રાત પછીની રાત;
કવિશ્રી જરા કહો તો ખરા, લાખ ગુમાવ્યાની વાત."

કવિશ્રીએ કહ્યું કે "કવિતાનું, જોડકણાં જોડવાનું આ ઘેલાપણું તને ક્યારથી લાગ્યું? "JOKES APART" ખરી વાત એ છે કે પૈસાનું પણિયારું છલકાઇ ને ઉભરાવા લાગ્યુ ત્યારે મેં એકદમ જ યા હોમ કરીને ઝૂકાવી દીધુ અને મોટી સંખ્યામાં મોટરગાડીઓ મંગાવી. મોટરો અત્રે આવી પહોચી અને મારા કબજામાં હતી. થોડા જ દિવસમાં "એક્ષચેન્જ રેઈટ" એકાએક, અનધારેલો ઓછો થઇ ગયો, હુંડિયામણ ગબડતું જ ગયું. હું ચાર પાંચ લાખના ખાડામાં ઉતરી ગયો, અને મોટરગાડીઓ ઓછી

કિંમતે કાઢી નાંખવી પડી. કવિશ્રીના શબ્દો "હુંડિયામણના હાઉએ જ મને ભરખી ખાધો છે" આજે પણ મને યાદ આવે છે.

"અમર શાંતિ : સ્વ કવિશ્રી ખબરદાર
સાહિત્યકૃતિ ને જીવનગાથા તમારી અમર—યાદગાર"

*    *    *    *

સ્વ. કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારને મારી અંતિમ અંજલિ એટલી જ કે:

"જબાન તમારી રાસ્ત હતી,
જિગર તમારૂં શાદ,
દુનિયામાં તમારૂં નામ રહો
ને દિલમાં તમારી યાદ"

# કવિવર ખબરદારની રાસચંદ્રિકા

## શ્રી મૂળજીભાઈ પી. શાહ

ગુજરાતણો અને રાસ – ગરબા, એ શબ્દો પરસ્પર ખૂબ ગાઢો સંબંધ ધરાવે છે. જગતના કવિતાસાહિત્યમાં ગુજરાત અને ગુજરાતણોના રાસ – ગરબાનું સ્થાન અનોખું છે એ વાત નિર્વિવાદ છે.

ગુજરાતનું રાસસાહિત્ય વિપુલ છે. નરસિંહ, મીરા, પ્રેમાનંદ ને દયારામ આદિ સર્જકોએ રાસની પરંપરાને પોતાની ભાવવાહી પ્રાસાદિક વાણીમાં ઘરઘરમાં ગુંજતી કરી મૂકી છે.

વર્તમાન યુગમાં એ પરંપરાને આગળ વધારનારાઓમા મહાકવિ ન્હાનાલાલનું સ્થાન મોખરે છે. એ દિશામાં કવિવર ખબરદારે આપેલો ફાળો પણ ઘણો સુંદર અને ન ભૂલાય એવો છે.

એમણે પોતાની સાદી, સરળ અને પ્રવાહી વાણીમાં પરિચિત ઢાળો લઈ ગુજરાતણોને અનેક રાસ – ગરબાની રમલ્હાણ આપી છે. એમનાં રાસનાં સૌંદર્યદર્શન કરીએ તો એમાંની કવિહૃદયની ઋજુતા આપણને સ્પર્શ્યા વિના રહેતી નથી. ગુજરાતણોએ એમના રાસને ભાવથી અપનાવ્યા છે.

રાસ – ગરબાના સર્જન વિષેના એમના અતિ મનનીય વિચારો જાણવા સરખા છે.

'તાંબાકુડીના ખખડાટ કે એલચીના મુખવાસથી જૂના જમાનાના ઘણા રાસોનું રાસત્વ કે કવિત્વ સમાપ્ત થઈ જતું. આપણે વીસમી સદીના આગળ વધેલા જમાનાના અને માનસના પ્રતિનિધિઓ છીએ. કલ્પના કે ભાવ ઉપરાંત પ્રત્યેક કાવ્યમાં – પછી તે છંદમાં હોય કે ગીતના રાહમાં કે રાસ ગરબાના ઢાળમાં – પેસી કવિના આત્માને ઝબકાવનો અકથ્ય, અણુતો પ્રકાશ જોઈએ. તે હોય તો જ અમુક કાવ્યનું વ્યક્તિત્વ સાફલ્ય પામે છે, નહિ તો તે બીજાં જોડકણાંની હારમાં જઈ પડે છે.

Ah! then if mine had been a painter's hand
To express what there I saw, and add the gleame,
The light then never was on sea or land,
The Consecration,—and the Poet's dream!

(wordsworth)

'પ્રભા તે જે હતી નાહિં,
ધરા કે સિંધુ પર ક્યાંહિ,
કરીને સ્થાપના તેની,
ભરત કવિસ્વપ્ન મહિં એની.'

કવિનું કામ તો પોતાનું સ્વપ્ન જે પેલા અણહૂતા પ્રકાશમાંથી જન્મે છે તેને શબ્દોમાં ગૂંથી લેવાનું છે.

રા. ન્હાનાલાલના 'હલકે હાથે તે નાથ! મહિડાં વલોવજો' વાળા રાસમાં કલ્પના, ભાવ અને શબ્દો તો જૂના જ છે, પણ બીજી કડીમાં 'નાની શી ગોરસીમાં જમુનાજી ઊછળે' આદિમાં તો પેલો અણહૂતો પ્રકાશ જ રેડાયેલો છે ને તેથી જ એ રાસ 'ખરું કાવ્ય' બન્યો છે ને સૌને આકર્ષે છે!"*

મુંબઈ યુનિવર્સિટી તરફથી એમણે ૧૯૪૧ માં ગુજરાતી કવિતાની રચનાકળા વિષે વ્યાખ્યાનો આપ્યાં હતાં, એમાંના એક વ્યાખ્યાનમાં એમણે રાસ વિષે કહ્યું હતું:

'કવિ ન્હાનાલાલના રાસ-ગરબાઓને જનસમાજમાં ઝીલાતા જોઈને એમની પછી ઘણા કવિઓએ એ ક્ષેત્રમાં ઝંપલાવ્યું છે. એમાંના મોટા ભાગના લેખકોથી રાસ-ગરબાનાં મુખ્ય તત્ત્વો પકડાયાં જ નથી, તેમ જ તેમના કાવ્યમાં કશી નવીનતા કે રસવૈવિધ્ય નથી, રાસની રચનાકલામાં તેમની હથોટી બેઠી નથી. રાસની રચનામાં પણ પંક્તિની સંધિ પાડીને પછી તેમાં શબ્દરચના લયાનુસાર અર્થ સાધતી રાખવી જોઈએ. વળી મોટે ભાગે રાસમાં સંસ્કૃત શબ્દોનું ભારણ ઘણું કર્યાથી બધું ઔચિત્ય મારું જાય છે. વ્યવહારમાં જેમ પ્રસંગ પ્રસંગના પોષાક જુદા હોય છે તેમ પ્રસંગ પ્રસંગનું યોજન પણ જુદું હોય છે. એ વધુ મથવાય ત્યારે જ ઔચિત્ય આવે છે.

કવિ ન્હાનાલાલ પછી કવિ બોટાદકરે રાસના ક્ષેત્રમાં ઘણી લોકપ્રિયતા મેળવી છે. આજે તેમની પછીના લેખકોમાં શ્રી કેશવ હ. શેઠ અને શ્રી મૂળજીભાઈ પિતાંબર શાહ એ બન્ને કવિઓએ કેટલાક સુંદર રાસ આપણને આપ્યા છે, અને એમના ઘણા રાસ

* કવિવર ખબરદારે મદ્રાસથી તા. ૨૧-૧૧-૩૪ ના રોજ લેખક ઉપર લખેલા એક વિસ્તૃત પત્રમાંથી.

લોકપ્રિય થયા છે. સમાજને કવિતા નથી જોઇતી એમ કોઇ કહી શકે નહિ. કવિતાની સિદ્ધ બનેલી રીતે કવિતા લખો તો જનસમાજ તે જરૂર વધાવી લેશે. માત્ર નવીનતા કે સિદ્ધાંતના દંભને માટે કવિતાને નામે લઘુગુરુનાં ખોખાં ઊભાં કરશો તો કોઇ તેને ઝાંખીને જોવા ઇચ્છશે નહિ."

કવિવરના રાસ–ગરબા સાહિત્યના સર્જન વિષેના આટલા મનનીય વિચારો જોયા પછી હવે આપણે એમના રાસ–ગરબાનું રસદર્શન કરીએ

૧૯૪૧ માં કવિવરે રાસચંદ્રિકા ભાગ ૧–૨ માં એમના ત્યાં સુધીમાં રચાયેલા ઘણાખરા રાસો સમાવી દીધા છે. એના ચોક–પ્રવેશમાં એમણે માંદગીને બિછાનેથી લખ્યું હતુ :

'મારી નવરાત્રિના છેલ્લા દિન ને આ લગભગ છેલ્લો ગરબો ગવાય છે ને ઝીલાય છે, તે ટાણે મારી ગુર્જર બ્હેનોના જીવનને તેમ જ તેમના સંસારવહનને તે એક અખંડ આનંદરૂપ 'ગરબા' જેવું જ બને ને રહે એવા, આશીર્વાદ આપું છુ.'

અલબત્ત, આમ લખ્યા પછી તો કવિવર છેક ૧૯૫૩ સુધી જીવ્યા હતા ને જીવ્યા ત્યાં સુધી એમની રચનાઓની રસલ્હાણ આપ્યે જ ગયા છે.

એમના ઘણા રાસો લોકઝીલાતા થયા છે. રાસલેખનની સરળ શૈલી, ભાષા પરનુ પ્રભુત્વ અને હૃદયંગમ ભાવો એ એમના રાસના આકર્ષક તત્ત્વો છે.

કવિવરે એમના 'રાસચંદ્રિકા'–રાસસંગ્રહને બાર વિભાગોમાં વહેંચી નાખ્યો છે એટલે એ પ્રમાણે આપણે પણ એમની કૃતિઓમાંથી વિભાગવાર શક્ય તેટલા રાસોનુ રસદર્શન કરીશુ.

દરેક કલાને સાધનાની જરૂર છે. સાધના વિના સિદ્ધિ નથી. એ સાધના તુલસીમાળા કે તિલકની નહિ પણ એકાગ્રતાની હોવી જોઇએ–સર્વસ્વના સમર્પણની હોવી જોઇએ.
કવિની રાસરચનાઓમાં પણ એ કલા પાંગરી છે

* * * *

પૂજન

અંતરના ઉમળકાથી, શુદ્ધ ભાવે જગદંબાનું પૂજન કરવાની વૃત્તિ કવિહૃદયમાં જન્મે છે.

'જય જય હો જગની માતા
પૂજિયે પ્રાણ ભરી.

કીધું સકળ જગત રળિયાત:
પૂજિયે પ્રાણ ભરી.
મા! તુજ ગરબો તરતો આભે, ચેતનના અંધાર રે;
અમ ગરબામાં પણ આજે, મા! પૂરજે તુજ ઝબકાર.
પૂજિયે પ્રાણ ભરી,'

'કામણ દીસે છે અલબેલા! તારી આંખમાં રે!' એ કવિવર દયારામના અલબેલા ઢાળમાં રચાયેલા 'દૂરના સૂર' નામે રાસમાં કવિના ગોપીહૃદયને દૂર દૂરથી નિજ શ્યામના સૂર સંભળાય છે.

સખિ! જો દૂર દૂરથી સંભળાય:
સ્વરો મુજ શ્યામના રે!
તે મુજ કામના રે!–

અને પછી દિલમાં અભિલાષા જાગે છે:

'સખિ! ઉરમાં એ સૂર ઊતારું:
હૈયું ધબધબ ધબકે મારું:
રાગ રચું નવલા વા'લમના નામના રે!–

કોઇ અદીઠ રસિયો દૂર દૂર રહ્યો રહ્યો સમસ્ત વિશ્વને-વિશ્વના અણુ અણુને નચાવી રહ્યો છે:

ઊડે આનંદ એક રાગે અલબેલડો,
રેલે અખંડ રસ હેલી રે!
ભરતી ભરાય આ અંગે ઉછળતી;
રંગે ભીંજાય ઘેલી ઘેલી.
હો થનગન નાચે રે!

જગતભરમાં રસપ્રભુતા ઊભરાય છે તે પીવા કવિનું સૌને આમંત્રણ છે:

ઘૂંટડા ભરી ભરી પીઓ હો!
રસનાં સરોવરો છલકાય;
રસનાં સરોવરો છલકાય,
રસિકનું મન દેખી મલકાય.
કણ કણમાં જે મણિ વિકસે છે,
બિંદુ બિંદુ અગાધ;

રસગ્રાહક રજ રજમાં નિરખે,
ભર્યો દિવ્ય રસકોડ.
આત્મા ભરી ભરી ઝીલો હો,
પ્રભુની રસપ્રભુતા પથરાય!

નવશક્તિમાં વધામણાં લેતાં કવિ કહે છે :

'આ આભ અટારીથી ઉતરી, ગુણકારી રે!
આવી ઉતરી ગુર્જર દેશ: ધન બલિહારી રે!'

અને એ રસશૂરી નવરાસેશ્વરીને પ્રેરણા સિંચવા કવિ વિનવે છે:

'રસશૂરી નવરાસેશ્વરી! ગુણકારી રે!
કરો અમ સદને ચિરવાસ: ધન બલિહારી રે!
પૂરો પ્રાણે પ્રાણે પ્રેરણા, ગુણકારી રે!
ફૂંકો ચેતન શ્વાસે શ્વાસ, ધન બલિહારી રે!

'સોના વાટકડી રે! કે કુંકુમ ઘોળ્યાં, વાલમિયા!' એ લોકજાણીતા ઢાળમાં કવિએ 'ગગનનો ગરબો' એ નામનો રાસ રચ્યો છે. કવિને મન પ્રશ્ન થાય છે:

'ગગનનો ગરબો રે! કે કોણે કોર્યો સાહેલડી?
જ્યોતિને ઝબકે રે! કે ફૂલડે ફોર્યો, સાહેલડી?'

અને કવિજ એનો પ્રત્યુત્તર આપે છે:

'ઊંચા આવાસમાં રે! કે માજી રહેતાં સાહેલડી!
રાસ કંઇ રમવા રે! કે મન ચર્યાં વહેતાં સાહેલડી!
ઊંચી અટારીથી રે! કે માજી ઉતર્યાં, સાહેલડી!
ગરબો ઘૂમાવતાં રે! કે અમીરસભર્યાં, સાહેલડી!

'ગુણવંતી ગુજરાત' એ કવિની અતિ પ્રચલિત લોકઝીલાતી રચના છે. ગુણવંતી ગુર્જર માતાને વંદના કરતા કવિ મુક્તકંઠે એના ગુણાનુવાદ ગાઇ અન્યને પણ ગાવા પ્રેરે છે:

'ગુણવંતી ગુજરાત! અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત!
મોંઘેરા તુજ મણિમંડપમાં, ઝૂકી રહ્યાં અમ શીશ;
માત મીઠી! તુજ ચરણ પડીને, માગીએ શુભ આશીષ,
અમારી૦

હિન્દુ, મુસલમીન, પારસી સર્વે, માત! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવ રંગે, કરીએ સેવા સહુ કાળ.
અમારી૦

'પૂનમચાંદની ખીલી પૂરી ખરી રે!' એ ઢાળમાં રચાયેલા 'રળિયામણી ગુજરાત' નામના રાસમાં ગુર્જરીના ગુણની સાથે એની સમૃદ્ધિનું—એની કલાનું પણ રસદર્શન છે.

સુરકન્યા જેવી મારી ગુજરાત સોહામણી રે!
ઝળકે અઢળક એની લક્ષ્મીના અંબાર:
આવો ઝીલવા સૌ એ ગુજરાતે રળિયામણી રે!
સ્નેહ, શૌર્ય ને ભક્તિના, યુગયુગ ઉચરે મંત્ર;
ધર્મધરા સંતો તણી, કર્મધરા ય સ્વતંત્ર.

ગુર્જરીનું ગુણગીત ગાતો એવો જ બીજો એમનો રાસ છે:

'ગુણિયલ હો ગુજરાત!'
'ગુણિયલ હો ગુજરાત! અમી તારી આંખડીએ રે!
અવરણમાં ભલી ભાત! પળીએ તુજ પાંખડીએ રે!'

'દેવીનાં નવચેતન'—એ કવિની રાષ્ટ્રજાગૃતિની નવચેતનાને પ્રસંગે ઉદ્ભવેલી એક ગણનાપાત્ર સુંદર કૃતિ છે:

'દેવી! દીસે શાં નવચેતન તારી આંખમાં રે!
પાછું ઝાંખમાં રે!
મોહનની નવ બંસી બોલે:
જુગજુગનાં કૈં પડળો ખોલે:
અંતર ઝોલે ચડતાં નવઅભિલાષમાં રે!
પાછું ઝાંખમાં રે!'

* * * *

આમંત્રણ

બૃહદ ગુજરાતની બહેનોને કવિ અંતરના ઉમળકાભર્યું નિમંત્રણ આપે છે:

'વહાલાં! આવોને આંગણ આજ: ઊનર્યાં અજવાળાં;
મોંઘી ગુર્જરી માતને કાજ: રદિયે રઢિયાળાં.
શાણી શીલવંતી, કરેલ ગૃહિણી ગુણકારી;
રૂપ રૂપ ને રંગ રમેલ, અલબેલી ન્યારી'—

એમ અનેક સ્થળની ગુજરાતણોને રમવાને માટે નિમંત્રણ દઇ કવિ ઐક્યસંદેશ આપે છે :

'ફૂલફૂલની પાંદડી ફેંક, થળથળ વેરાઇ;
લ્યો, ગૂંથી તે દઉં રસઐક્ય, રહો રસભર ગાઇ.'

ચાંદની રાતે સરખી સૌ સાહેલીઓને રાસે રમવાનું નિમંત્રણ દેતો રાસ કવિના હૃદયનો રસભાવ દર્શાવે છે :

'સારા સંસારના તાપથી તારવા,
સૂરના ફુવારા ઊડાવજો જી રે!
કંઠે કલ્લોલતાં, હૈયાં હિંચોળતાં,
રસની પરબ કંઇ માંડજો જી રે!'

તનમાં ને મનમાં ઉલ્લાસ ભરવા, સમીરની મીઠી લહેર લેવા તથા પ્રભુજીની મહેર પામવા માટે જ્યાં મ્હેક મ્હેક સુવાસ મ્હેકે છે ત્યાં આવવા કવિ આમંત્રણ આપે છે :

'દેવપંખી ત્યાં કરતા કલ્લોલ: સુમનવાડી આવો!
પાડે પડઘા તેમાં પ્રભુબોલ: સુમનવાડી આવો'

કવિના હૈયાના હોજ હેલે ચડે છે અને એમાં પ્રેમની, રસની, ભક્તિની ભરતી આવે છે :

'હૈયાના હોજ આ હેલે ચઢ્યા હો,
રેલે બ્રહ્માંડ રસધારા રે લોલ;
ઝીલો ઝીલાવો મનમ્હેલે રસિકડાં!
નીતરે સંદેશ કંઇ ન્યારા રે લોલ.'

ગુર્જરી જ્યારે રાસની રસમસ્તીએ ચડે છે ત્યારે વાતાવરણને પણ એવા જ અજબ રંગે રંગી દે છે. રાસે રમતી ગુર્જરીનું સુંદર ચિત્ર કવિએ આલેખ્યું છે :

'રાસે ઘૂમે જ્યારે ગુર્જરી,
ત્યારે દુનિયા બને બધી ફૂલ રે;
ગુર્જરી રાસે ઘૂમે રે!

અને સૌને એ રાસ જોવા માટે કહે છે :

'આવો જુઓ રસ જોગવો;
ક્યાંથી મળશે એ લાખેણા લ્હાવ રે! ગુર્જરી૦

* * * *

## વિશ્વલીલા

પોતાનો જોગી જોગગુફામાં છૂપાયો છે અને વિશ્વદેવી જુગજુગથી એની વાટ જુએ છે અને કરુણ રંગથી અંતર ને આંખોને ભરી દે છે:

'કોટિ કોટિ મારા જ્યોતિ ઝબકાર,
હો ભીંજે મારી આંખડલી!
તોય હૈયે મારે ઊંડેરા અંધાર;
હો ભીંજે મારી આંખડલી.'

અને તેથી એ જોગીને પોતે વિનવે છે:

'આવો આવો રે જોગી! હૈયાં ખોલાવો,
તપી તપીને નેણુ તૂટયાં રે!
સંધ્યાના જેવાં સૌમ્ય તેજે રેલાવો
રહીએ અખંડ અણછૂટ્યાં, હો ભીંજે૦

નંદનવનના મોરલાનું કવિ વર્ણન કરે છે:

'થનગન એના નાચનું, છે સૌંદર્ય અમાપ;
વિશ્વ અનંત સમાવતો, એનો ઊઘડે પિચ્છકલાપ.
મોરલો નંદનવનનો.'

'તલાવડી દૂધે ભરી રે!' એ રાસનો મર્મ સમજાવતાં સાક્ષરશ્રી જ્યોતીન્દ્ર દવેએ લખ્યું છે:

'વિશ્વ રૂપી આ તલાવડી શુદ્ધ ચેતનરૂપ દૂધથી ભરેલ છે ને પુણ્યકૃત્યરૂપી મોતી વડે એની પાળ બાંધી છે. ત્યાં ઉચ્ચ પ્રદેશનો હંસ-ઈશ્વરનો અંશ-ચ્યુત જીવાત્મા—આવીને દૂધ ને મોતી છોડીને શેવાળ ચરે છે અર્થાત્ આધ્યાત્મિક તત્ત્વથી વિમુખ થઇ સંસારના બાહ્ય પદાર્થોમાં રચ્યો પચ્યો રહે છે. કવિ એને સદ્બોધ કરે છે:

ઊંચેરા દેશના હંસલા!
તારે શી ચરવી શેવાળ રે!
તલાવડી દૂધે ભરી રે!
દેશી આ દૂધ ને મોતીડાં,
તારાં સાચાં છે ભક્ષ્ય રસાળ રે!
તલાવડી દૂધે ભરી રે!'

-તત્વજ્ઞાન અને કાવ્યતત્વનો અહીં વિરલ સંયોગ લોકવાળમાં થયો છે.

અલબેલી સંધ્યાનું સોહામણું નયનમનોહર દૃશ્ય જોઇ કવિના હૈયાંથી સ્ફુરેલી પંક્તિઓ કેવું સુંદર શબ્દચિત્ર ખડું કરે છે:

'આશમર્યાં ઉર સોણલાં, આંખોમાં આરામ;
પળભરનું છે પલકવું, પછી ઊડવું કો ધામ.
રંગોની રાણી વીંધી સૌને સમરાંગણે રે!
મલકી સરકી જાય ચઢી મદભર માતંગ!
આવો સૌ રમવા ઘડીભર ધરણીને આંગણે રે!
સુંદર શોભા શી સજી સંધ્યા સોહાગણે રે!'

માનવમાત્રને વિસામો આપતી અને દિવસભરના પરિશ્રમ પછી શાંતિના પરમ સાધનરૂપ રજની વિષે કવિ કહે છે:

'ભરે ભરે ને રજ હાલવે
ને એનાં ઘેને સુવાડે સહુ લોક રે!
રજની રજે ભરી રે!'

'નભગંગાનું ઓશીકું' ને 'ચંદાનું ગાલમસુરિયું' એ કલ્પનાઓ આપણા સાહિત્યમાં નવીન છે:

'મૂક્યું ઓશીકું નભગંગાનું,
મારા પોઢણહારને કાજ રે! રજની૦
ચાંદાનું ગાલમસુરિયું
ગાલે દાબી પોઢો મારા રાજ રે! રજની૦'

ઝીણી ઝીણી ઝમૂકતી, ઊંચે આભને કાંઠે લટકતી ઘરદીવડી જેવી, સારી રાત જાગતી તારકડીના અંતરમાં આગ સળગે છે. કવિ એનું કારણ એની પાસે કહેવડાવે છે:

'છૂટી ગંગામાતાથી રે! પડી હું તો એકલડી;
ધૂમી ધૂમીને ઊડું રે! ઠરું નહિ એક ઘડી.
જેવાં ભાગ્યે લખાયાં રે, ભવે તેવાં ભોગવવાં;
સારાં નરસાં સંતોષે રે, જગે જીવી જોગવવાં.
ઝીણી ઝીણી કંઇ ઝબકું રે! ઝીણી એવી તારકડી;
સ્વયંજ્યોતિ હું ધૂમું રે! વિરાટની બાળકડી.

અને તેથી વિશ્વનાં સૌ બાલુડાંને ઉપદેશ દે છે:

'કદી અનંતને આરે રે! ન શોધ્યાં કો સુખ જડશે;
સ્વયંજ્યોતિ ઊગાડો રે, અમલ પદ સાંપડશે.'

વિશ્વને અજવાળતી રૂપેરી ચાંદની ચમકી રહી છે ત્યારે કોના અંતરમાં અનંતનો -આનંદ વિલસી રહ્યો છે? કવિ એ પ્રશ્ન પૂછે છે:

'કોના આવાસમાં? કોના ઉરશ્વાસમાં?
મોહમની લહેર આ સળકી રહી!
આ રૂપેરી ચાંદની ચલકી રહી.
અજબ ઘ્રમ્રમોરલાનું કિરણનૃત્ય દેખી,
આત્માની ઢેલ કોની ઢળકી રહી! આ૦'

'વીજળી' નો રાસ પણ હૃદયંગમ છે:

આભની લાડલી કન્યકા રે!
'આવડા શા રૂપ ઝબકાર રે વીજલડી!
કોનાં તે કાળજાં કાપશે રે!'

કવિ ઉપલી પંક્તિઓ વર્તમાન યુગની સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતાને વિહારે વિહાર કરવા નીસરતી બાળા કે યુવતીને ઉદ્દેશીને કહેતા હોય એમ શું નથી લાગતું? ખરેખર, આવા રૂપક દ્વારા કવિ આજની નવયુવતીને નીતિ, ધર્મ અને કર્તવ્ય ઉદ્બોધે છે અને પ્રશ્ન પૂછે છે:

'દિલને દઝાડી હાસવું રે,
એવા શા આગના ઉઠાળ રે? વીજલડી૦
કેવડિયા જેવી ધારિલી રે!
ઝાલશે કોણ તારી પાંખ રે? વીજલડી૦
તેજલો કંથ કોણ આવશે રે?
લાજે લપાશે કેવી આંખ રે? વીજલડી૦'

'ચંદાનું ગાન'માંની પંક્તિઓ પણ જોઇ લઇએ:

'સોને મઢયો કૂવો સાસરિયાનો,
અમૃત ઊભરાવતો રે લોલ;
તેમાં માતદીધો કુંભ મારો નાનો,
ભરી હું લઉં ભાવતો રે લોલ.'

ઉપલી પંક્તિઓમાં માતાપિતા અને સાસરિયાં – ઉભય કુળને અજવાળતી કોઇ ખરેખર ગૃહિણીને જાણે કવિએ ચીતરી ન હોય!

* * * *

## પૃથ્વીકુંજ

નવલાં હાસ્ય હસતી ને પૃથ્વીને અવનવા આનંદથી ભરી દેતી વસંતનાં પગલાં વિશ્વસદનમાં પડે છે:

આવી આવી આ અમરવસંત: વિશ્વસદનમાં રે!
એનાં ઊતરે છે હાસ્ય અનંત: વનમાં જનમાં રે!
સ્વર્ગફુવારા ફૂટતા, સિંચે જગના બાગ;
પળપળ અમીકણ છૂટતા, પૂરે ફૂલફૂલમાં નવફાગ.

આ રાસ વિષે સ્વ. સાક્ષરશ્રી આનંદશંકરભાઈએ એક સ્થળે લખ્યું છે કે 'ભાષાની સાદાઈ અને પ્રસાદ નવલરામનાં છે, અર્થની ઉચ્ચતા નવા યુગની છે. એ નવયુગના ભાવ આગળ જતાં વધારે ખીલે છે:

આજે મૂર્ત બન્યાં છે સર્વ સ્વર્ગનાં સ્વપ્નાં રે!
પૃથ્વી પલકે છે પાંદડે ખર્વ તેજે તપનાં રે!
આજે વિશ્વવીણાના તાર વિભુ ફરી તાણે રે!
એના તારે તારે રણકાર અજબ કો આણે રે!
સુંદરતાનાં, સ્નેહનાં, અંજન જગ અંજાય;
કિરણે કિરણે દેહના, ઝબકે ચિરયૌવનની ઝાંય.'

અને કવિ પોતાની અંતર અભિલાષા વ્યક્ત કરે છે:

'ક્યાં નંદનવન નાથનાં? ક્યાં જનજીવન શૂન્ય?
નિત્યવસંતના સાથમાં, ખીલજો પુષ્પસમાં તમ પુણ્ય.'

આર્ય સંસ્કારવાળી બાળા સંસારના પુરુષોને ઉદ્દેશીને જાણે કહેતી હોય એમ લજામણીની વેલી કહે છે:

'હું તો નમણી લજામણીની વેલી રે હાથ કોઇ અડશો મા!
મારું હૈડું આ પળમાં બીડાય! હાથ કોઇ અડશો મા!
હું તો સારા સંસારની લક્ષ્મી રે! હાથ કોઇ અડશો મા!
મારે હૈયે તો સ્વર્ગો લહેરાય: હાથ કોઇ અડશો મા!

કમળતલાવડીના હંસલાને ઉદ્દેશીને કવિ કહે છે કે આ તલાવડીની શોભા તો ક્ષણિક છે. પાર્થિવ વિષયોમા ગુલતાન બનેલા માનવીના આત્મહંસને કવિ જણાવે છે કે 'આંખો ખોલ તો તને સત્ય સમજાશે.'

'સુંદરની સુંદરતા એવી વસુંધરામાં,
આવે ને જાય ઘડી ગોઠી રે લોલ;

બીડી આંખે ન એક જાણે એ હંસલો,
　　ક્યાં લગ રહે સુંદરતા સોહી રે લોલ;
કમળ તલાવડીએ ઊભો છે હંસલો,
　　હંસલા! ઊઘાડ તારી આંખો રે લોલ.'

આ વિભાગને અંતે મૂકાયલો કિરણનો રાસ આપણા અંતરમાં પણ જ્ઞાનતેજનાં કિરણ ઊતારે છે:

'એક કિરણ છે ઊતર્યું આકાશથી રે લોલ,
એનાં દેવદીધાં વિશ્વમોંઘાં તેજ જો:
વહાલાં! આવો એ આત્મમાં સમાવીએ રે લોલ.'

*　*　*　*

## પર્વોત્સવ

કોઇ હસતું રમતું આનંદની લ્હાણી કરવા આવે છે:

'કોઇ કુમકુમ પગલે આવે રે!
કોઇ રસરસ ઢગલે લાવે રે!
　　સખિ! ચાલો રે!—

અને કવિ અભિલાષા રાખે છે કે એને પગલે જગત ધન્ય બની જશે:

'સુખિયાંનાં સુખ વાધજો, દુઃખિયાંનાં દુઃખ દૂર;
પુણ્ય છલકજો પૃથ્વીમાં, ધરો પાપનું પૂર.'

દિવાળીના મંગળ દિવસે ઘેર ઘેર દીવડાનું રાજ વ્યાપે છે અને આનંદ છલકાય એનું સુંદર ભાવવર્ણન એમના દિવાળીના રાસમાં જોઇ શકાય છે:

'પ્રગટે ઘર ઘર આજ પ્રકાશ, દિવાળીનાં મેરિયાં રે લોલ;
ઝળકો આર્યભૂમિના વાસ, હો રંગભર દેલિયાં રે લોલ;
દીવે દીવે દેવની, સ્નેહભરી છે આંખ;
ઝગમગ જ્યોતિ ઝીલતાં, ફૂટે પ્રાણની પાંખ.'

નવલ વર્ષની મુબારકબાદી આપતી કવિની બે ગરબીઓ છે:

'વહાલાં! નીતરે હરિના નેહ, આનંદભર આજે.'
'આજ ઊગ્યો નવલો રે દહાડો, નવલાં વહાલાં વાર્યાં રે.'

ગુજરાતને ગામેગામ નવરાત્રિનાં પર્વ ચાલી રહ્યાં હોય, આસોનાં અજવાળિયાં ઊતરી રહ્યાં હોય, ગુણગરવી ગુજરાતણો વચમાં દીપિકા મૂકીને ગોળ કુંડાળે ઘૂમતી લલિત ગરબો ગાતી હોય ત્યારે જોનારાં ને સાંભળનારાં મુગ્ધ થાય એમાં કાંઇ નવાઇ છે? કવિ ગુજરાતની એ ગરબાલીલા વર્ણવે છે:

'એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રૂડું!
જ્યારે નવરાત્રિના ગરબા રોજ ગવાય;
જ્યારે ગુર્જર સુંદરીનાં પરીઅંગો ડોલતાં;
સ્વર્ગ ઉતારી દે ઠમકે તાળીમાં ત્યાંય!
માણેકઠારી પૂનમે દૂધપૌંઆ ને ચાંદની;
દશરાને કુંકુમ દેવીના આશીર્વાદ;
મંગલ પર્વે પર્વે ઉતરે શા રસપૂજને,
મોંઘા ગુર્જરસુંદરીના સૌંદર્યપ્રસાદ!'

* * * *

## હાલરડાં

કવિએ બાળકોનાં હાલરડાં પણ ગાયાં છે:

'બાળકડાં પોઢો રે મારા બાળકડાં પોઢો'

પોતાના લાડકવાયા લાલને-કાળજાની કોરને જોઇ માતા ઓછી ઓછી થઇ જાય છે. એનું આખું વિશ્વ એના બાળકમાં સમાયું છે:

મારા લાડકવાયા લાલ જીવો જગમાં ઘણું!
તું તો છે માતાના કાળજડાની કોર;
મારી દુનિયા તો લાડકડા! છે તુજમાં વસી,
જ્યાં જાઉં ત્યાં તુજને જોઉં ઠોરેઠોર!

બાળક ગોરું હોય કે કાળું, દેખાવડું હોય કે કદરૂપું પણ માને મન તો એનાં અંગે અંગ સર્વાંગસુંદર દેખાય છે. કારણ કે કુદરતે માની આંખમાં સ્નેહનું અંજન તેજ આંજ્યું છે:

મારા લાડકડાને ગાલ ગુલાબો ઝૂલતા,
મારા મોંઘાનું મુખ જેમ પ્રભાત હસંત;
તારાં નયનનયનમાં ચમકે નિર્મળ તારલા,
તુજમાં વસતી હું તો જોઉં સદાય વસંત.

* * * *

## ગૃહમંડપ

'બ્હેન' જેવો પવિત્ર શબ્દ બીજે ક્યાં જડશે! એ બ્હેન જાણે માડીની નાની આવૃત્તિ જ છે–એના ગુણની, સ્નેહની, સમર્પણની :

માતડલીનાં હેત અનેરાં ઉર સંઘરતી બ્હેન રે!
જગ અંધારે વીરા પર તુજ છે ચંદાશું નેન;
મોંઘી બ્હેની તું.

અને એવી વ્હાલપની વાસળી સમી બ્હેન પોતાના વીરાને પોતાને આંગણે નોતરે છે:

'આવો વીરા! આવોની વારી જાઉં જો!
મણિમુખડું દેખી હું મલકાઉં જો!

ભાઈબીજને દિવસે બીજના ચાંદલિયા પેઠે ઝગમગતા ઝગમગતા પોતાને બારણે પધારવાનું બહેનીનું વીરને નિમંત્રણ છે:

'લાંબા પટ આકાશના, લાંબા મહિયર પંથ;
ધગધગતો દિન દોહ્યલો, નહિ રજનીનો અંત.
બાંકા ચાંદલિયા શો ધમધમતો જરી આવજે હો વીર,
ઉર ઉજાળજે હો વીર.'

અને પછી બ્હેની પોતાના સહોદરને બળેવની રક્ષા બાંધે છે એ પ્રસંગનો એનો આનંદ અવર્ણનીય હોય છે:

'મોંઘી બળેવની રાખડી રે!
મોંઘા બહેનીના ઉર ભાવ રે
વીરાજી મારા! બાંધો બળેવની રાખડી રે!'

અને રક્ષાબંધન કરી બ્હેન બાંધવનું સુમંગળ ઇચ્છે છે:

વહેજો અભય તારી વાટડી રે!
જળજો અખંડ તુજ જ્યોત રે!
વીરાજી મારા! બાંધી બળેવની રાખડી રે

આખા કુટુંબની જે છત્રછાયા છે એ 'બાપુજી'ના સાગર સમા હૈયાના ભાવ કવિએ પોતાના રાસમાં વર્ણવ્યા છે:

'એ છે સિંધુ કે વડલો કુળવાસનો રે લોલ;
એની છાંયે સમાય કુળસેન:
ગાજે મોંઘા બાપુજીના બોલડા રે!'

સ્વ. કવિ બોટાદકરની પેઠે કવિ ખબરદારે પણ કુટુંબભાવના સુંદર રાસ-ગીતો આપી આપણાં કૌટુમ્બિક ગીતસાહિત્યમાં નોંધવા જેવો ફાળો આપ્યો છે.

* * * *

ગોપકુંજ

કહાન અને બંસરી ન હોત તો હિંદના અનેક કવિઓને કવિતાનો બીજો એટલો રસવંતો, મધુર અને આહ્‌લાદક વિષય કયો મળત? કવિએ પણ કૃષ્ણ અને એની બંસીનાં ગીત ગાયાં છે.

'હું તો ગોવાલણ રે ગોકુળ ગામની' એ અલબેલા ઢાળમાં રચાયેલો 'ગોવાળિયા'નો રાસ પણ એટલો જ અલબેલો છે:

'આવો ગોવાળિયા રે! મારે આંગણિયે;
આંગણુ અજવાળતા આવો:
ગોવાળિયા રે! મારે આંગણિયે.'

અને આત્માના રખેવાળ એ ગોવાળિયાને કવિ વિનતિ કરે છે:

તમારી વેણુનાં રે! વીંધ વીંધ વેધતાં;
વીંધવા આતમ મારો આવો.'

ગોપિકા પોતાની મટુકીમાં મહીડાં ભરીને નીકળી છે, માર્ગમાં એને કહાન મળી જાય છે. એને સંબોધીને એ કહે છે:

'મારી મટુકીમાં હો મહારાજ! મહીડાં છલકે રે!
તારી વાંસલડી સુણી આજ! હૈડાં ઢળકે રે!

અને કૃષ્ણને વિનંતી કરે છે:

'હું ગુણહીણી ગોપિકા, તું ગુણસાગર શૂર;
મહીડાં મારાં ઝીલી લે, પછી આ ખીલે મારું ઉર.

એ ગોપીના હૈયામાં કૃષ્ણની વાંસળી થવાના કોડ જાગે છે. એથી એ કહાનને કહે છે:

તારી થાઉં રે! વાંસળિયાં ક્યારે વહાલમાં રે!
એ મુજ ખ્યાલમાં રે!
તુજ અમીગીતતણું વાહન આ:
ક્યારે બનું છતી તુજ મન આ:
અટલ શમ્યું જીવન આ એક સવાલમાં રે!
એ મુજ ખ્યાલમાં રે!–'

કૃષ્ણમુખની વાંસળીના રસામૃતનું પાન કરવું કોને ન ગમે? ગોપી ગોરસ વેચવા નીકળે છે:

'મારી ગોરસીનાં ગોરસ આ લેશો કે રંગભર રસિયાજી!
મારાં ગોરસનાં મૂલ નહિ થાય: રંગભર રસિયાજી!
પ્રાણે પીવા એ દૂલ્યા દેવ લાખો, રે રંગભર રસિયાજી!
એ તો અંતરથી જ આપ્યાં અપાય: રંગભર રસિયાજી!'

દૂધડાં દહોતી ગોવાલણીના ગોકુલનું મનોરમ શબ્દચિત્ર કવિએ દોર્યું છે:

ગોરા ઉજાસ, ગોરાં વહાણલાં, મનમોહનજી!
ગોરાં ગોરાં ગોકુળનાં ગામ:
દૂધડાં દોહું રે, મનમોહનજી!
ગોરી ચમેલી, ગોરી વાદળી, મનમોહનજી
ગોરી ગોરી હું ને તમે શ્યામ:
દૂધડાં દોહું રે, મનમોહનજી!
લાવો મટુકી તમ અરમની, મનમોહનજી!
આ દૂધડાંનો સ્વાદ છે અમોલ:
દૂધડાં દોહું રે, મનમોહનજી!

શ્રી ખબરદારની આવી આવી ગરબીઓ આપણને નરસિંહ, મીરાં ને દયારામની ગરબીઓનું સ્મરણ કરાવે છે. એ ભક્તત્રિપુટીનાં ભક્તિકાવ્યોનું રસપાન કરી કવિએ પોતાની હૃદયમાધુરી ગુજરાતને ચરણે ધરી છે.

* * * *

## પ્રણયરંગ

વસંતના વાયરા વાઇ રહ્યા છે. વનમાં વસંત થનગન નાચી રહી છે એ મનોરમ ચિત્રને કવિ રજૂ કરે છે:

થનગન વનમાં નાચે વસંત હો!
હૈયાંની કુંજ મારી હૂલે ઝૂલે:
ઊંડેરી એકડો બોલે કોયલડી,
ડોલે વસંત ત્યાં ફૂલે ફૂલે.'

કોઇ યૌવનાએ બાગમાંથી ફૂલ વીણીને ફૂલછાબ ભરી છે પણ એ ફૂલ કોને આપવાં એવો એના અંતરમાં પ્રશ્ન થાય છે:

'ભરી ભરી મારી ફૂલડાંની છાબ:
ફૂલડાં દઉં કોને સખિ!
ખોળી ખોળી વળું ધરતી ને આભ:
ફૂલડાં દઉં કોને સખિ?—

એનાં મઘમઘતાં ફૂલોમાં શું છે! વસંતની જ્યોતિ, ઉષાની લાલી, સંધ્યાની સૌમ્ય છાયા, ચંદનીની પાંખડીઓ—આવાં આવાં અલૌકિક પુષ્પો હોવા છતાં એને એ સર્વનો કોઇ લેનાર અધિકારી જડતો નથી.

ગોપી જળ ભરવા જાય છે ત્યાં કા'નો કોલનાં દાણ માગે છે:

સખિ! જન્મોના જોગ એણે જોયા, કે કોલનાં દાણ માગ્યાં;
અદલ પ્રાણમાં છે પ્રાણ એના પ્રોયા, કે બોલનાં બાણ વાગ્યાં.

અને પછી એ વણમૂલે વેચાય છે:

'જોયું જ્યાં મુખડું ત્યાં ખોયું મારું મનડું;
જાણ્યું એ જ સ્વર્ગ મારું ઝૂલે:
સખિરી! આજે તો હું વેચાઇ વણમૂલે.'

કવિના પ્રણયરંગમાં ઉર્ધ્વગામી અનંતપ્રેમની પરિસીમા છે—આત્મોન્નતિના ઉદ્દગાર છે.

* * * *

## દા મ્પ ત્ય

દામ્પત્યભાવના રાસ પણ કવિ ખબરદારે રચ્યા છે. કવિવર ન્હાનાલાલે 'દામ્પત્યસ્તોત્રો' નામે આપણને દામ્પત્યભાવનાનાં સુંદર કાવ્યોનો એક સારો સંગ્રહ આપ્યો છે તે ભૂલવા સરખો નથી. કવિ ખબરદારની દામ્પત્યભાવના પણ આર્ય સંસ્કારથી રંગાયલી છે:

'આજે પરણે છે વાડીનાં ફૂલ: ગુલાબ ને ચંબેલી.'
'વ્હાલા! પધારે મારે મંદિરે રે લોલ.'
'મારે માંડવડે પધારો મહારાજ! ફૂલડાં વીણીએ રે લોલ.'

એવા રાસોમાં દામ્પત્યભાવનાનાં પ્રતિબિંબ સારાં ઝીલાયાં છે.

એમનો 'દિવ્ય રથ' તો ઉલ્લેખનીય છે:

'વ્હાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!
ચમકે રવિનાં તેજ સમો અનુપમ ચમકાર!'

એ પ્રિયા પોતાના પ્રિયને કહે છે કે રથમાં આપણું પ્રયાણ સુખકર નથી કારણ કે માર્ગમાં જંગલ, ઝાડી, કોતર ઘણાં છે. છતાં આપણા ઐક્યથી આપણે સંસારરૂપી માર્ગને સ્નેહરૂપી રથથી ઓળંગીશું.

'આવો પ્રિયતમ! મંગલ ઘડી છે સુખસૌભાગ્યની,
આકારો છે શા નવરંગ સજ્યા શણગાર;
ધીરી ધીરી તમ વાંસલડી પ્રાણ! વગાડજો!
હું પણ પૂરીશ સાથે ગાન તણા લલકાર.'

'નથનું મોતી', 'ગૃહદ્વારનાં બેલડિયાં', 'રૂપ', 'ગરાસિયો ને ગરાસિયણ' આદિ રાસો સુંદર છે છતાં સ્થળસંકોચને લીધે એમાંની સુંદર પંક્તિઓ ઉતારી નથી.

ગુર્જરી વીરાંગનાનું સુરેખ ચિત્ર જોઈએ. કાયર પતિને સંબોધન કરતી વીર પત્નીના ઉદ્ગાર છે:

'વીરની ઘડી ખરી, ન કાયરાની જિંદગી;
વધો સ્વામી! જયગીતો હું ગાઉં:
ઊઠો સ્વામી મારા! કાયરાની નાર શું ગણાઉં.'

* * * *

## સાંસારવિષાદ

કોના હૈયામાં કરુણ ભાવનો અંશ નથી? કવિહૃદયને પણ એવો કરુણ રંગ લાગ્યો છે. ને તેથી કવિ સંસારવિષાદનાં કરુણ રસભર્યાં ગાન ગાય છે ને ગવડાવે છે. વિરહિણીનો વિરહભાવ વ્યક્ત કરતાં ગીતોની પંક્તિઓ જોઈએ:

'નમેરિયા! આવો રે! મોરે નયણાં પલક ના સૂકાય.'
'નાથ પધારો આજ! મોંઘા મારા નાથ!'
'લોક કહે કે જપતપ કીધે, વહાલો મળે સાક્ષાત;
હું દુઃખીએ વ્રત કોડ કીધાં પણ, વહાલાની ક્યાં વાત!'

પોતે માનેલા પ્રભુપ્રીતમને મળવાની ઉત્કટ તાલાવેલી શું આમાં નથી જણાતી?

'ધગધગતા જગસાગર તીરે, ઉભી આશાભર શ્યામ;
આવો ઉંડે ઉર અવિચળ, આપો વિરહિણીને વિશ્રામ.'

વિજોગણની દશા તો એવી જ હોય ને!

'નસીબ બે ડગલાં આગળ ને આગળ' એ ઉક્તિને અનુલક્ષતી ગરબી છે:

'મેં તો લીધો રે દીવડો હાથમાં રે'
હું તો ચાલી ત્યાં વનની માંય રે,
ભાગ્ય મારાં આગળ ચાલતાં રે!
× × × ×
કોણે દીઠાં છે કાળનાં કોતરો રે?
કોણે દીઠા છે ભાગ્યના પાર રે? ભાગ્ય૦'

'આંસુનાં પૂર' એ પણ એક કરુણભાવ નીતરતું ગીત છે. કવિહૃદય કહે છે:

'આનંદ કે શોકનાં કાંટે સરોવરો,
કહેશો કોઈ ત્યારે: 'સબુર!'
હૈયાને કાંઠે આંસુનાં પૂર,
આતમા ભીંજવજો એ પૂરમાં બહાદુર હો;
પુણ્યોનાં પૂર, એ તો જન્મોનાં નૂર: હૈયાને૦'

'વહાલીડાં! કેમ કરીએ!'ના કાવ્યમાં આંસુના અક્ષરોની ઊંડી ફિલસૂફી ભરી છે:

'આળો આળો ને આંસુડાં ઊભરે, વહાલીડાં કેમ કરીએ!
જગે ઉગે તે સૌ આથમે, વહાલીડાં કેમ કરીએ!
એ છે ઉદય ને અસ્તના ખેલ: વહાલીડાં કેમ કરીએ!

* * * *

## વિસર્જન

કવિના 'ઉષાવિલોપન' રાસની પંક્તિઓ છે :

'ક્યાં છે તે કંકણોની લાલી ગુમાની!
ક્યાં ગઈ તે જ્યોતિ ભરતી જાદુઈ જુવાની!
કોણે આ દેવઝાડીમાં ઝાલી ઉષા!

છેવટે કવિ સૌને 'આજની વાત' કહે છે :

'વહી ગઈ તે સહુ વાતડી, વિસારો આજ;
ઘેરી અંધારી ગઈ રાતડી, વિસારો આજ,
અધૂરાં હતાં તે પૂર્ણ પામશે, સંભારો આજ!
આનંદ ને સ્નેહ બધે જામશે, સંભારો આજ.

જીવનની સંધ્યાને કાંઠેથી કવિએ ભાખ્યું હતું :

છોભ્યાં શિખર આજે આયુષ્યગિરિનાં,
છોડી કિરણોની જ્વાળા રે!
શોધું સંધ્યાની શીળી શાંતિનાં સોણલાં,
રેલાયા ત્યાં શા રંગથાળા!'

ને કવિ દિલનાં ફૂલ વેરી સૌને નમન કરતાં કહે છે :

'એક મારા દિલનાં ફૂલડાં વેરું,
નમન કરું નેહનાં રે લોલ.'

કવિવર ખબરદારના રાસનું રસદર્શન કરાવતો આ લાંબો લેખ પૂરો કરતાં પહેલાં સૌને ભાવભીની સ્નેહવંદના કરનાર ઔદાર્યમૂર્તિ – સૌજન્યમૂર્તિ – કવિ અને એમની ભાવભરી રચનાઓને સંભારતાં હૈયામાંથી ઉદ્‌ગાર નીકળે છે :

પયગમ્બર એ પ્રભુ તણા, છેડી કાવ્યસિતાર;
સર્જન દ્વારા શીખવ્યાં, મંત્રો જીવનસાર;
ધન્ય કર્યો અવતાર.

* * * *

# એક બચાવ

## શ્રી સામ નરીમાન બજાં

શારદયજ્ઞના કુંડ આગળ ભેગા થએલા શારદભક્તોમાં, નામના કે કીર્તિની સ્પૃહા વગર અવનત મસ્તકે વંદન કરતો, કોઇની શેહમાં દબાયા વગર સિંહસમાન સ્વમાન જાળવી શાશ્વત કવિતાને ધર્મ માનતો, અસત્યે કે કુપંથે મળતી લક્ષ્મીને હવિ તરીકે નહિ લાવતાં, પોતાની જાનને પણ શારદાદેવીના શિયળને ખાતર હોમાવનારો યજમાન કે જેને મંડપે આ શારદયજ્ઞ સતત જળતો રહે છે એવો ગુર્જરમાતાનો ગતપ્રાણ કોડીલો પુત્ર તે અરદેશર ફરામજી ખબરદાર!

કવિ ખબરદારે ભિન્નભિન્ન વાચક વ્યક્તિઓની પિપાસાને સંતોષી છેઃ જીવનની ફિલસૂફીમાં રસ લેનારાં માટે દર્શનિકા, ભક્તિના રંગે રંગાયલાં હૈયાં માટે ભજનિકા, ઉલ્લાસ અને ઉમળકાથી ઊભરાતી બ્હેનો માટે સંદેશિકા તથા રાસચંદ્રિકા, દેશભક્તો માટે ભારતનો ટંકાર, ગાંધીપરસ્તો માટે ગાંધી બાપુ, કવિતાને નિમાજ માનારાઓ માટે કલિકા અને અંતે પ્રભુદ્વારે આવી ઊભેલા થાકેલા આત્માઓ માટે આશ્વાસનરૂપી કીર્તનિકા લખી છે! પરંતુ જે કમનસીબીએ જગતના અનેક દિવ્ય આત્માઓને આલિંગન દીધું હતું તે કમનસીબીની ઉપેક્ષા કવિ ખબરદાર ન કરી શક્યા! પાછળથી મહાન ગણાએલા અનેક આત્માઓનો ઇતિહાસ પોકારીને આપણને કહે છે કે જે આત્માઓ જગતની ભૂખ અને તૃષાને સંતોષવા આમરણ વિહર્યા, તે આત્માઓની પોતાની જ ભૂખ અને પિપાસા જગત સંતોષી શક્યું નહીં. તે માટે તે આત્માઓનો અંગત સંસાર કે તેઓની આજુબાજુનું વાતાવરણ કદાચ નિમિત્તરૂપ ગણાય. કવિ ખબરદારની જીંદગીના અંતિમ દશ વર્ષનો નિકટનો સંપર્ક જો અધિકાર આપી શકે તો મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે એ વિશાળ હૃદયમાં વિપ્લવ ઊઠાડવા માટે ઉપર જણાવ્યામાંનું એક વાતાવરણ કારણરૂપ માની શકાય.

ઊપલા વિધાનને અનુમોદન આપવા માટે પ્રથમ તો આપણે જાણવું જોઇએ કે કવિનું હૃદય વિશાળ શી રીતે કહી શકાય! કવિને ઘેર મળવા જનાર સૌએ એક વિશિષ્ટતા તો જોઇ હશે કે કવિને ઘેર જે જુદી જુદી વ્યક્તિઓની પધરામણી થતી હતી–કવિઓ ઊપરાંત પાદરીઓ, ધારાશાસ્ત્રીઓ, પંડિતો, સંગીતકાર અને વૈજ્ઞાનિકોને તો

આ લેખકે પણ આવતા નિહાળ્યા હતા—તે સર્વે માટે કવિએ એક જ સ્થળ ઉપર બેઠક રાખી હતી, અને તે સ્થળ તે કવિના ઘરનો ઝરૂખો. તે સર્વે આગળ કવિ સૂર્ય સમા બેસતા અને એની આજુબાજુવાળા એના ઉપગ્રહ સમાન લાગતા. સૂર્ય એટલા જ માટે કવિને ગણવા પડે છે કે કવિ જે કોઈ હાજર હોય એની ઊપર વાતચીતમાં સમાન ધ્યાન પહોંચાડતા હતા; મને એકે વખતની એવી સ્મૃતિ નથી કે કવિએ નીચલી બે વ્યક્તિઓ ઊપર સમાન પ્રેમ અને લક્ષ પોતાની વાતચીતમાં ન પહોંચાડયાં હોય—એક વ્યક્તિ તે સમાજમાં નામ પામેલી અને બીજી તે તદ્દન આર્થિક તથા સામાજિક દૃષ્ટિએ સામાન્ય! આ વિશેષતા જ ઊગતા કવિઓ તથા લેખકોને કવિ આગળ જવા સતત પ્રેરણા અને હિંમત દેતી હતી. એ સંબંધમાં "સમાલોચક" એપ્રીલ ૧૯૨૩ના અંકમાં શ્રી રણછોડભાઈ માટે જે શબ્દો ઉચ્ચાર્યા છે તે અત્રે રજુ કરું છું અને જરા પણ સંકોચ વગર કહું છું કે તે હકીકત કવિ ખબરદાર માટે પણ સમાન સાચી ગણી શકાય.

"રણછોડભાઈના અન્ય ગુણો પૈકીનો એક ગુણ એટલો જ મહત્વનો હતો એ ગુણ નવા યુગના નવા લેખકોની સાથે પરિચયમાં આવવાની એમની સબળ મનોવૃત્તિનો: ઘણા યુવાનોની સાથે પોતે નિકટ પરિચયમાં આવતા હતા, તેમના લેખો, નિબંધો અને વાર્તાઓ તથા કાવ્યો પોતે વાંચતા અને પ્રસંગ મળતાં પોતાનો સારો નરસો અભિપ્રાય પ્રેમ ભરી રીતે એ લેખકોને જણાવતા. આ પ્રકારનો ગુણ રા. કેશવલાલ ધ્રુવ સિવાય ગુજરાતના બીજા કોઈ જ સાક્ષરમાં અનુભવવામાં આવ્યો નથી; અને એ કરતાં ઉલટું એ જોવામાં આવ્યું છે કે નવા લેખકો એટલે અજ્ઞાનતાના કૂપો, આડમ્બરની મૂર્તિઓ, ધૃષ્ટતાની વ્યક્તિઓ અને ઉછાંછળા અને કમઅક્કલ એવી માન્યતા ધરાવતા કેટલાક સાક્ષરો છે. રણછોડભાઈ તો ઘણા યુવકોના વિશ્રામસ્થાન તરીકે હતા."

જ્યાં સાગરનાં વારિ શાંત અને છલોછલ ભરપૂર હોય, જ્યાં આજુબાજુનું વાતાવરણ દિવ્યતાનું સર્જક, રક્ષક અને પોષક હોય, જ્યાં કુદરત વ્યાકુળ આત્માઓને પોતાનામાં સ્નાન કરી મુક્તિ મેળવવા લલચાવતી હોય, ત્યાં જ અનેક વખતે 'સરી જતી રેતી' (Quick sand) મળી આવે છે! કવિ ખબરદારને ઘેર એમને મળનારાઓના મનમાં ઉપર દર્શાવેલા સુંદર વાતાવરણમાં કંઈક ક્ષતિ રહી જતી હતી! એઓને ત્યાં જેમ બે મિત્રો એકી વખતે હાજર થઈ જતા તેમ અનેક વખતે વિરોધી વિચારો ધરાવતી બે વ્યક્તિઓ પણ એકી વખતે હાજર થઈ જતી! કવિને ત્યાં જે કોઈ મળવા આવે તે પોતાના સમયની અનુકૂળતા મુજબ પાછું જતું હતું. હવે, બે વિરોધી વિચારો ધરાવતી વ્યક્તિઓમાંથી કોઈ પણ એક કવિનું ઘર પ્રથમ છોડી જતી. અવશેષમાં રહેલી વ્યક્તિ (કદાપિ એના સંસારી જીવનમાંની પણ એક હોય) જો ઇર્ષ્યાળુ હોય તો તે કવિના મનમાં વિદાય થયેલી વ્યક્તિ માટે અનેક પૂર્વગ્રહો રજુ કરતી; કવિનું વિશાળ અને સરળ હૃદય સંજોગોમાં સાથ રૂપ થઈ પડતું. કવિ પૂર્વગ્રહના ભોગ બનતા: સાધારણ રીતે તો આ એક સામાજિક દોષ ગણી શકાય, છતાં કવિના સંજોગો કંઈક બચાવ માગી લે છે.

જગમશહુર અંગ્રેજ કવિ જોન મિલ્ટન માટે કહેવાય છે કે એનાં કાવ્યો કલ્પનાશક્તિમાં અત્યંત ઊંચા પ્રકારના હોવા છતાં એમાં એક અગત્યનો દોષ રહી

જતો. તે દોષ એ હતો કે કવિની કલ્પનાશક્તિ ઉચ્ચ હોવા છતાં અનેક વખતે તે કુદરતની લીલાનાં સાચાં દૃશ્યો રજુ કરી શકતી નહીં. His poetic pictures were not true to Nature." આ દોષનું કારણ કવિનો કાતિલ અંધાપો હતો, અને તેને લીધે કવિ સ્વાનુભવ ઉપર આધાર ન રાખતા, પોતાની બેટી તથા નિકટના મિત્રોએ આપેલા ચોક્કસ કુદરતી ચિતારનો સચોટ પડછાયો રજુ કરતા. પરિણામમા આ અન્ય વ્યક્તિઓની માહિતીઓ Second-hand information ઊપર આધાર રાખવાને કારણે, કવિના કુદરતી કાવ્ય-ચિત્રોમા કચાશ રહી જતી. આ Second-hand information ની હકીકત કવિ ખબરદાર માટે પણ ઘણે અંશે સાચી કહી શકાય. કવિના પહાડી શરીર ઊપર લકવાના અનેક પ્રહારોએ કવિને ઘરની બહાર ફરવા હરવામા બેડી પહેરાવી હતી. છતાં કવિ બાહ્ય સૃષ્ટિ સાથેનો સંપર્ક ઘણું કરી એઓની બેટી તથા નિકટના મિત્રો જે હેવાલો રજુ કરતા તે ઊપરથી જાળવી શકતા હતા. પરિણામ એ આવતુ કે કવિને ખબર પહોચાડનાર મજકૂર વ્યક્તિઓ કવિને પૂર્વગ્રહો સાથેનાં વિધાનો અને અહેવાલો રજુ કરતી, અને કવિને પોતાના શારીરિક સંજોગોમાં તે મતવ્યો માન્ય રાખવા પડતાં! જો કે કવિ ખબરદાર અને કવિ મિલ્ટનમા આ બાબતમાં એક અસમાનતા એ હતી કે કવિ મિલ્ટન પરમોઢે રજુ થએલા અહેવાલો કાવ્યમા આમેજ કરતા, ત્યારે કવિ ખબરદાર ઘણું કરી પોતાના કાવ્યોને તે પૂર્વગ્રહોથી અભડાવા દેતા હતા નહિ-છતાં તે વિગતો પોતાના અન્ય મિત્રો આગળ વાતચીતમાં ભારી માનસિક ઘુમરડી (obsession) સાથે રજુ કરતા અને બદનામીના ભોગ બની જતા હતા.

આ Obsession કવિની પાછળની જીંદગીમાં દિવસે દિવસે ખૂબ વધત ગયુ અને એ સ્થિતિ જ કવિની જીંદગીનું મહદ્ દુર્ભાગ્ય લેખી શકાય! એઓના પત્રોમાથી જે ઉતારો નીચે આપુ છુ, તે ઊપરથી વાંચક તુરત જોઈ શકશે કે કવિના વિશાળ *જીવન-સાગરમા આ obsession, "ઑક્ટોપસ" Octopus માફક કવિને ધીરે* ધીરે પોતાની પકડમાં જકડી લઈ ગૂગળાવી રહ્યુ હતુ, તા. ૨૨-૨-૧૯૫૦ના દિને પોતાના એક મિત્ર ઊપર મુબઈથી લખેલો કાગળ.

"તમારી દુઆથી ને સાહેબની મહેરથી બધુ વખતસર થતુ આવે છે અવરતાને લગતો બીજો મોટો ગ્રંથ તૈયાર કરુ છુ... રોજ હાર્ટના પાંચ-છ હુમલા થાય છે, પણ સવારના ૭ થી રાતના બાર વાગ્યા સુધી કામ કરુ છુ. સાહેબની સેવામાં જે આનંદ છે તે બહારની દુનિયા સમજી શકતી નથી"

વાચક જોશે કે ૧૯૫૦ ની શરૂઆતમા તો હૈયામા પ્રેમ અને અભ્યાસ સિવાય બીજું દેખાતુ નથી હવે લખએ તા ૪-૩-૧૯૫૧ નો પત્ર જે શ્રી નરીમાન બરજોરજી બજાં ઊપર લખવામાં આવ્યો હતો.

"......તેમાં ગઈ તા. ૨૦મીએ ચિ. નરગીસ સવારે મારી દવા લઈને બસમાં ચેર આવતી હતી, ત્યાં સેંટ્રલ સ્ટેશન નજીક કોઈ બદમાસે બસમાંથી ઉતરતાં પાછળથી મુક્કી મારીને હડસેલી ને રસ્તા પર ફેંકી દીધી ને પાકીટ ને રૂપિયા લઈને નાસી ગયો અને ડાબી બાજુ માથામાં કાનમાં સખત વાગ્યું ને બેશુદ્ધ થઈ......બસ કંડકટર એને નાયર ઇસ્પીતાલમાં લઈ ગયો...પોલીસ કેસ પણ ઇસ્પીતાલમાં જ કીધો, પણ તેમાં કંઈ માલ નથી, એમ મને મળેલી ધમકી એક પછી એક કાર્યમાં ઊતરતી જાય છે, કોમની સેવાનું એ ફળ મળ્યું. હું ગરીબ ને માંદો ને અશક્ત માણસ એકલો શું કરું? કોઈ મિત્ર મદદ કરવા તૈયાર નથી. સૌ જીવતા રહે."

જીવનના મહાસાગરમાં ફરતું શંકા અને ધમકીનું પેલું જ Octopus એઓને પોતાના પંજાઓમાં tentaclesમાં લેવાની કોશિષ કરતું હોય એવું ઉપલા પત્ર ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે—છતાં એ વીરપુરૂષની તેની સામેની લડત પણ તેટલી જ સ્પષ્ટ છે: "સૌ જીવતા રહે!" અને હવે લઈએ ૨૩-૧૦-૧૯૫૨ નો મદ્રાસથી લખાએલો પત્ર:

"......મુંબઈમાં જ નહિ પણ અહીં પણ ચાલુ હેરાનગતી કર્યા કીધી છે. બદમાસીનો કોઈ પાર નથી. અમોને કંઈ કંઈ માણસો મારફતે ખવડાવ્યું છે. પણ ખુદા મહેરબાન છે, એટલે કંઈ ફાવતા નથી...દુનિયા એવી જ જૂઠાંની છે. તેને સત્યનું મૂલ્ય નથી. મેં તો સૌને સ્નેહથી ચાહ્યાં છે. બે દહાડાની જીંદગીમાં દ્વેષ કેવો હોય!"

ઉપલા પત્રમાં પેલા જ Octopusની પકડ વધુ મજબુત બની છે. છતાં સાગરની નીચે ખેલાતા અંધારા યુદ્ધમાં, આ વીર લડવૈયો "સ્નેહ અને અદ્વેષ" કેરાં શસ્ત્રો વડી તેનો મુકાબલો કરી રહ્યો હોય એમ લાગે છે અને અંતમાં તા. ૨૦-૭-૫૩ નો પત્ર:

"......પણ ઊલટી ગઈ છે ને મને હેરાન કરે છે. હવે અહીંથી નીકળીને પાછો મુંબઈ આવવા માગું છું...મારાથી હવે અહીં રહેવાય તેવું નથી......કારણે વધુ લખી શકતો નથી."

વીર લડવૈયો અંધારા સાગરમાં અકળાઈ ગયો છે; લોહી લુહાણ બની જતાં એ ઉપર આવવાની કોશિષ કરતો હોય એમ લાગે છે. આ વિકરાળ પ્રાણી સાથની લડતમાં જેમ ધણું કરી બનવા પામે છે તેમ આ વીરપુરૂષ તેની ઉપર અંતિમ જીત મેળવે છે: ઉપલા જ પત્રમાં પાછળથી લખે છે:

"ખુદાએ જે ચાહ્યું તે થયું, બાકી મને કશું તમારા પર કે કોઈ પર ખફા થવા જેવું નથી. હું તો સાહેબનો માણસ છું. કોઈ પર પણ દ્વેષ રાખું તો પાપી થાઉં..."

કિંતુ જીવનની કિંમત શી? પોતાનો જ પ્રાણ! કવિનો દેહ આ પત્ર લખ્યા પછી થોડા જ દિવસો માટે પૃથ્વી ઉપરનો મહેમાન રહી શક્યો.

આ લેખ લખવામાં મારી નેમ એક જ છે કે કવિને આજની તથા ભવિષ્યની જનતા સમક્ષ એના અસલ સ્વરૂપમાં રજુ કરું. કવિ, જેટલી વ્યક્તિઓ સાથે પોતાની જીંદગી દરમિયાન સંપર્કમાં આવ્યા હતા તે સર્વે ઉપર આ લેખમાં જણાવેલા સંજોગો હેઠળ તેઓ એક યા બીજા કારણે અસંતોષ પામ્યા હતા. કવિનું સ્વચ્છ હૃદય એ અસંતોષ ખરો યા ખોટો હોય છતાં તે તે વ્યક્તિઓથી છૂપાવી શકતું ન હતું અને કુદરતી રીતે જ તે તે વ્યક્તિઓ આ કવિ પ્રત્યે પ્રેમ હોવા છતાં અંતમાં નફરત દાખવતી બની ગઇ હતી. એ સર્વે વ્યક્તિઓને એક સાચા સલાહકાર તરીકે–ભલે પછી નાના ભાઇના અધિકાર તરીકે કાં નહિ હોય–મારી ખરા અંતઃકરણની, તટસ્થ નિરીક્ષક તરીકેની વિનંતિ છે કે તેઓ સર્વે, સૌજન્ય દાખવી, એ સરસ્વતીના બેટાનો કૃતજ્ઞભાવ ધ્યાનમાં રાખી જરૂર એને ક્ષમા આપે. કવિતા તથા ધર્મ ઉપરના પ્રેમ અને અભ્યાસની વ્યવસાયી જીંદગી તથા યમદેવના બીનભરોસેદાર છૂટનારાં શર માટેની સતત તૈયારી, ઉંમર છતાં કરચલી વગરની સારા શરીરની ત્વચા, તથા એઓના મુખારવિન્દ પરનું દિવ્ય તેજ એ સર્વે ધ્યાનમાં લઇ વાંચક મારી ઉપલી વિનંતિનો સ્વીકાર કરશે એવી આશા રાખું છું અને એમ થશે તો આ લેખનો શ્રમ સફળ થએલો સમજીશ. અસ્તુ!

# કવિની સુવાસ

સૌ. માલતીબ્હેન દવે

ગુણવંતી ગુજરાત!
અમારી ગુણવંતી ગુજરાત
નમિયે નમિયે માત!
અમારી ગુણવંતી ગુજરાત.

ગુજરાત પ્રત્યે પ્રેમ ને ભક્તિ ધરાવનાર કવિ અરદેશર ફરામજી ખબરદારે એ સુંદર કાવ્યદ્વારા મોંઘી ગુજરાતનાં કેવાં સરસ યશોગાન ગાયાં છે! એના પ્રત્યેક શબ્દે ગુજરાત પ્રત્યેની મમતા ને ઉંડી પ્રેમભાવના દષ્ટિગોચર થાય છે.

એવી જ રીતે હલદીઘાટનું યુદ્ધ. એ કાવ્યમાં વીરરસની પૂરેપૂરી જમાવટ હોવા છતાં રજપૂતોના કરુણ મૃત્યુની ઘટના પાછળની વેદના ને અંતે રાણા પ્રતાપની ને એના લશ્કરની યશગાથા કવિ કેવી શૌર્યભરી ને સુંદર રીતે વર્ણવે છે! એમના કેટલાંય કાવ્યોમાં મધુર, લાલિત્યભરી કલ્પનાઓ ને ભવ્ય ભાવનાઓના દર્શન થાય છે.

કવિ ખબરદાર ૯-૧૦ કાવ્યસંગ્રહો ગુજરાતને આપી ગયા છે. એમની કવિતાઓમાં પ્રેમ, શૌર્ય, શૃંગાર, સૌંદર્ય, વિનાસ ને કુદરત પ્રત્યેનો અખૂટ પ્રેમ ભર્યો છે. એમા મીઠી કલ્પનાઓ, માધુર્ય, ભાવના ને ભક્તિના વહેતા સાગરો છે. અને એ મધુર કાવ્યો વાચકના દિલને રસમય-તન્મય કરી, કવિ-આત્માના વિવિધ પ્રકારના ભાવોનું દર્શન કરાવી દે છે. સાથે કળા ને સૌંદર્યની રમતવડાણું લુંટતા વાચકો ભાગીદર બને છે ને ત્યાં જ કવિ ને કવિતા સફળ બને છે.

"કલિકા" એ એમનું એકજ પ્રવાસબંધ છંદમાં સંપૂર્ણ લયમાધુર્ય સાધતું નવ હજાર લીટીનું ખંડકાવ્ય છે. એમાં વિચારો ને કલ્પનાના ધસતા પ્રવાહને સંપૂર્ણ રીતે સમાવ્યા છે. એમાંજ એ છંદની રચના, સરળતા, ને

વ્યાપકતાની કસોટી તેમ જ સફળતા છે. "કલિકા"નો વિષય પ્રણય છે. એની રચનાની વિશિષ્ટતા એ છે કે એ આખું સળંગ કાવ્ય હોવા છતાં સ્વતંત્ર રીતે પ્રત્યેક મુક્તક વાંચી સમજી શકાય તેવું છે. એમની પ્રત્યેક કડી રસમાધુર્યભરી એક જ છંદમાં–મુક્ત ધારામાં–લખાયલી છે.

સાત ખંડમાં રચાયલી "કલિકા" માં સુંદર રીતે ઉચ્ચ કોટિએ પહોંચે એવા અસ્ખલિત રીતે રચાયલા ખંડો 'વિલાસ,' 'અર્પણ,' ને 'બંધન' વિશેષ સુંદર છે. જ્યારે 'વિજય'માં કેટલીક મદ ને મસ્તીભરી પંક્તિઓ છે. કવિ ખૂબ ઉંચે ઉડવાની અભિલાષા સેવી રહ્યા છે. છતાં એમના મુક્તકોમાં ક્યાંક આછી નિર્બળતા પણ દર્શન દે છે. સળંગ કાવ્યની ભાષા શુદ્ધ ગુજરાતી હોવા છતાં ક્યાંક પારસી ભાષાની પણ છાંટ દેખાઈ આવે છે.

"કલિકા" સાત પાંદડીઓમાં વહેંચાયલી છે. દર્શન, સૌંદર્ય, વિલાસ, અર્પણ, બંધન, પ્રબોધ અને વિજય. છેવટે કવિ વિદાયગીત આપે છે.

૩૭૫ મુક્તકોમાં રચાયલું આ પુસ્તક ફરી ફરી વાંચવાનું મન થાય એવું રસલાલિત્યપૂર્ણ ને ઉઘડતી કળીની સુવાસની માફક વાચકના હૃદયમાં માદકતા ભરી દે છે.

આ પ્રણયી કવિ–આત્મા પ્રેમ ને પ્રિયાનાં યશોગાન ને એનાં વર્ણન ને, લાલિત્યને ગાતાં ધરાતો જ નથી. આ લાંબા ખંડકાવ્યમાં એને પ્રેમમાં પ્રભુનાં દર્શન થાય છે. પ્રિયાદર્શનથી થતા જીવનપલટામાં કવિ કંઇ ભવ્યતા ને ચમત્કારની કલ્પનાઓ કરે છે. પ્રિયાનાં સૌંદર્ય અને વિલાસનાં અનેક અદ્ભુત ચિત્રો ચિતરતો કવિ પોતાનું સમસ્ત જીવન પ્રિયાહૃદયના બંધનમાં પડીને અર્પણ કરી દે છે, એને પોતાનો આત્મા, જીવન ને સમસ્ત વિશ્વ પ્રિયામય જ દેખાય છે. પ્રિયાનું હૃદય જીતવા કવિ પ્રિયતમાને કેવાં સુંદર અલંકારભર્યાં સંબોધનો, ને મધુરાં સ્વપ્નો, કલ્પનાઓ કવિતામાં વહેતાં મૂકી દે છે! કવિ કહે છે, "સ્વર્ગના સુખ કરતાં સૌંદર્ય ને કવિતાનાં દુઃખ વધારે મધુરાં લાગે છે." જો પોતાનું જીવન અનંત કાળ સુધી લાંબુ હોત તો, પ્રિયાનાં ગાન ગાયા કરત ને એ પ્રિયાપ્રેમના ગાનમાં પ્રભુના દર્શન પામી શકત. પ્રેમમાં સમાય તે જ પ્રભુમાં સમાય. પ્રભુના જેટલો જ પ્રેમ પણ અનંત છે કારણ કે પ્રભુ પોતે જ પ્રેમ છે.

અને એ દિવ્ય, ભવ્ય પ્રિયાપ્રેમમાં વિહરતા કવિ માંદગીને બિછાને પડ્યા ત્યારે પણ એ કાવ્યપ્રેરણા વરસવતા રહ્યા. પોતાની ઉંડી વેદના ભૂલવા માટે પણ એ આનંદઘોધની મુક્તધારા વહેતી રહી. કાવ્યની રચનાની સતત ધારા વહેતી ને તેમાં જ પ્રભુના અસીમ પ્રેમનાં પુણ્યદર્શન કવિને થતાં રહ્યાં.

કવિનું હૃદય છલોછલ પ્રેમરંગે રંગાઇ જતાં બોલી ઉઠે છે.

પ્રેમ છે ત્યાં આશ વસે, પ્રેમ ત્યાં પ્રકાશ લસે,
પ્રેમ છે ત્યાં જીવનના જાગે ધબકાર;
પ્રેમ જો ન રહ્યો કે ન રહી તેની છાંય, તો ત્યાં
દૃષ્ટિએ ભીડાશે બધી દુનિયાનાં દ્વાર;

પ્રેમરંગેજ રંગાયલું કવિહૃદય સમસ્ત વિશ્વ પ્રત્યે પ્રેમ ઢોળવા મથે છે. આ કેટલી ભાવભરી સુંદર કલ્પના છે! જીવનના અનેક રંગોનાં પાસાં કલ્પતો ને દોરતો કવિ કેવી અદ્ભુત ને વિશાળ સૃષ્ટિ સર્જે છે! પ્રેમ નથી તે હૃદયમાં દુનિયામાં શૂન્યતા, નિરસતા, શુષ્કતાનાં દર્શન માત્ર રહે છે અને પ્રેમ છે ત્યાં વિશ્વના અવર્ણનીય આનંદનો ઉલ્લાસ ભર્યો છે. એવાં તો એમનાં કેટલાંય કાવ્યો છે જે વાચંતાં મનુષ્યનું દિલ ધરાય નહિ અને અદ્ભુત લાગણીઓનો ઉદ્રેક જન્માવે. એમની ગુજરાતી ભાષાનો કાબુ સરસ છે. સાથે કલ્પનાઓ ને તરંગેનું વૈવિધ્ય પણ દેખાય છે. કેટલીય પંક્તિઓ અનુકરણીય છે. એમાં દોરેલાં ચિત્રો ને કલ્પનાઓના ભાવ ખૂબજ સુંદર છે. કવિના આ અનિવાર્ય ગુણુની પાર એની પ્રતિભા અને સર્જકતા ઝળહળી ઉઠે છે. વિચારો નવા નથી પરંતુ સર્જવામાં જે નવીનતા ને મૌલિકતા છે તેજ કવિની "કલિકા" ને કવિતાની સુવાસ ને અમર અખંડ જ્યોતિ છે. કવિ કહે છે કે "પ્રભુની પ્રેરણા જે મળી છે તે કવિતાના વારસાનો ભોગવટો હું માત્ર મારાજ આનંદને માટે એકલો કરતો નથી પણ તે મારી પ્રિય ગુર્જર કાવ્યદેવીને ચરણે ધરીને તેને અનેકવિધ શણગારવાની હું ઉંડી અભિલાષા રાખું છું."

આ ઉદાર ભાવના કવિના દિલમાં સમાયલી છે. કવિ ખબરદારની કૃતિઓમાં પ્રેમ, શૌર્ય, કુદરત ને ઔદાર્યની ભાવનાઓ કેટલીયે પંક્તિમાં નજરે પડે છે. ક્યાંક કવિતામાં પુષ્પપાંખડી સમ કોમળ હૈયાનાં દર્શન થાય છે ને ખીલતા પુષ્પની માફક સુવાસ આપે છે ત્યારે એ કવિને અને એની કવિતાને મસ્તક ઝૂકી રહે છે.






# કવિશ્રી ખબરદાર સાથેના બે પ્રસંગો

શ્રી મૂળશંકર ન. દ્વિવેદી

કવિશ્રી ખબરદારનું નામ યાદ કરતાં એક પડછંદ, પ્રતાપી, અને સદા હસતા એવા પ્રભુમાં અપાર શ્રદ્ધા ધરાવતા ભક્ત-કવિનું સ્મરણ થાય છે.

કવિશ્રીના સંપર્કમાં આવનાર સૌ કોઈ જાણે છે કે તે કેવળ કવિ ન હતા પરંતુ બહુશ્રુત વિદ્વાન અને વ્યવહારદક્ષ પુરૂષ હતા. સંગીત, જ્યોતિષ, ખગોળશાસ્ત્ર, યોગવિદ્યા દર્શનશાસ્ત્ર અને બીજા અનેક વિષયોનું તલસ્પર્શી જ્ઞાન તે ધરાવતા હતા. તેમના આ બહોળા અને અગાધ જ્ઞાનનાં દર્શન તેમની કવિતામાં ઠેર ઠેર જોવા મળે છે. વિચારદર્શન વધુ સ્ફુટ કરવા માટે વિજ્ઞાનની અદ્યતન શોધોનાં દૃષ્ટાંત તેમણે એક કુશળ કારીગરની ખૂબીથી કવિતામાં વણી લીધાં છે. તેમની આ અપૂર્વ સિદ્ધિ સાંપ્રત કાળનો કોઈ પણ કવિ વ્યક્ત કરી શક્યો નથી. કવિશ્રી સાથેના વાર્તાલાપમાં કોઈને પણ તેમના પ્રિય વિષયો પરના પ્રભુત્વની ઝાંખી થયા વગર રહેતી નહીં. પરંતુ તે સૌથી વિશેષ પ્રભુદર્શનની ઝાંખી કરી ચૂકેલા અને પળેપળે પ્રભુના સાન્નિધ્યમાં રહેતા સાચા પ્રભુ-ભક્ત હતા એ તો અનુભવે જ સમજાતું.

એમની સ્નેહઝરતી નિર્મળ વાણી એમના હૃદયના પ્રતિબિંબ સમી હતી. ઐહિક સુખોની તેમને ઇચ્છા ન હતી. તે રોગગ્રસ્ત હોય સદા બિછાનાવશ રહેતા. શારીરિક દુઃખ તેમને ડગાવી શકતું નહીં. એ તો સત્કર્મને વરેલા હતા. પ્રભુ પ્રત્યે એમને અપાર શ્રદ્ધા હતી. આ શ્રદ્ધા એક વીરની શ્રદ્ધા હતી અને તેનાં દર્શન ભજનિકા, કલ્યાણિકા, દર્શનિકા, નંદનિકા, કીર્તનિકા વગેરે કાવ્યસંગ્રહોમાં જોવા મળે છે. જીંદગીની આખર અવસ્થામાં એમણે ગાથા વિશે કરેલું અપૂર્વ સંશોધન પણ એમના ભક્તિભાવની અને વિદ્વત્તાની પ્રતીતિ કરાવે છે.

કવિશ્રી ખબરદાર ૧૯૩૮-૩૯ ના અરસામાં મદ્રાસ છોડી મુંબઈ આવી વસેલા. એમના મુંબઈના વસવાટને લીધે નાના મોટા અનેક સાહિત્યકારો એમના પરિચયમાં આવી શક્યા. મને પણ એમનો પરિચય આ અરસામાં થયેલો. કવિશ્રીને મન આ વસુધા એક કુટુંબ જેવી હતી. અને તેથી મારા જેવો અદનો માણસ પણ

તેમના આદરને પાત્ર બની શક્યો. તેમનાં બારણાં નાનાં મોટાં સૌ કોઈને માટે હંમેશાં ખુલ્લાં હતાં. આ રીતે તેમનું નિવાસસ્થાન સાહિત્યરસિકો માટે સરસ્વતીસદન સમું હતું. આપણા કવિતાસાહિત્યમાં જે કેટલાક ગલત વિચારો પ્રવર્તે છે તે દૂર કરવા તે પ્રયાસ કરતા. આથી સાહિત્યરસિક વિદ્યાર્થીઓ અને યુવાનોને તે અંગેની સાચી સમજ આપવા તેઓ સદા તત્પર રહેતા. સાથો સાથ તેઓ સાહિત્યરસિકોને અભ્યાસ કરવાની અને સાચી વાત સમજવાની શિખ આપતા.

૧૯૪૦–૪૨ના અરસામાં હું "ગુજરાતી" પત્રમાં "કૌટ" ને ઉપનામે "વાતોનાં વડાં" ની કટારો લખતો હતો. આ કટારોમાં સાહિત્યજગતના સમાચારો અથવા તે વિશેની ટીકા જેવી નોંધ આવતી. મને ખબર છે ત્યાં સુધી આ કટારોએ સાહિત્યરસિકોનું પૂરતા પ્રમાણમાં ધ્યાન દોર્યું હતું. ઘણાને આ કટારોની મર્માળી ટીકા ગમતી હતી જ્યારે કેટલાકને કટારોમાંનું લખાણ પસંદ ન હતું. આ કટારો લખતાં મારે કેટલાક લેખકો સાથે ચર્ચામાં પણ ઉતરવું પડેલું.

આ કટારો કવિશ્રી ખબરદાર લખતા હતા એવી એક વર્ગની માન્યતા હતી. આ માન્યતા કેવી રીતે બંધાવા પામી તે ઈશ્વર જાણે પરંતુ એક વાત ખરી છે કે હું જાણી જોઈને આ કટારોમાં એક બે એવા શબ્દ ઉપયોગમાં લેતો કે જે શબ્દ સાધારણ રીતે પારસીભાઈઓના ઉપયોગમાં હોય. આ કટારોના લખનાર કવિશ્રી ખબરદાર છે એવી માન્યતા છેક સુધી રહેવા પામેલી. એક સાપ્તાહિકના લેખકે આ પરિસ્થિતિ ધ્યાનમાં લઈ-એટલે કે કટારો કવિશ્રી લખે છે એમ માનીને કટાર લેખકને ઉદ્દેશીને ન લખવા જેવું ઘણું લખેલું. આ પ્રસંગ એવો હતો કે માણસ લાગણીવશ બની ઉશ્કેરાયા વગર ન રહે. મેં આ વેળાએ મુદ્દા પૂરતી ચર્ચા કરી બીજી વાતો જતી કરી હતી. આ અરસામાં કવિશ્રી ખબરદારને મળવાનું થતાં તે મારી સામે જોઈ ખૂબ ખૂબ હસ્યા. તે જાણે એમ કહેવા માગતા હતા કે કટારલેખકે કરેલી વક્રોક્તિઓ, વ્યંગોક્તિઓ અને ગાલિપ્રદાન મને (કવિશ્રીને) ઉદ્દેશીને કરેલાં છે. વચ્ચે તું નાહક સપડાઈ ગયો છે. આ વિચિત્ર પરિસ્થિતિથી કવિશ્રીને મારા માટે ખૂબ લાગી આવ્યું. તે દિવસે તેમણે ઘણી વાતો કરી. મને લાગે છે કે આ પ્રસંગ પછી કવિશ્રીએ મને આપ્તજન તરીકે સ્વીકારી લીધો હતો. આ પ્રસંગ પછી જો હું બાર–પંદર દિવસ સુધી કવિશ્રીને મળવા જઈ શકતો નહીં તો કોઈ ઓળખીતા જોડે તેમનો- સંદેશો અવશ્ય મળતો.

કવિશ્રીએ ૧૯૪૯માં મુંબઈ યુનિવર્સિટીના ઉપક્રમે શ્રી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં "ગુજરાતી કવિતાની રચનાકળા" એ વિશે પાંચ વ્યાખ્યાનો આપેલાં. આ પાંચે વ્યાખ્યાનો કવિતા અને તેની રચનાકળા વિશેના તેમના ઊંડા અભ્યાસની પ્રતીતિ કરાવે છે. કવિતાનું અને કવિતારચનાનું મૂળ, અવધારણ, કવિતાની રચનાવિધિ અને ભાષાસરણી જેવી બાબતો આ વ્યાખ્યાનોમાં પ્રથમવાર ચર્ચાયેલી જોવા મળે છે. કવિતારચનાને સ્પર્શતા કેટલાક મૂળભૂત પ્રશ્નો આ પાંચે વ્યાખ્યાનોમાં છણેલા છે પરંતુ

આપણી કમનસીબી છે કે આ વ્યાખ્યાનો પુસ્તકરૂપે બહાર પડયાને ૨૦-૨૦ વરસ થવા છતાં કવિતા રચનારાઓએ એ પ્રત્યે ધ્યાન આપ્યું નથી. સત્યનો પ્રકાશ ઝીલવા સાહિત્યકાર સદા તત્પર હોવો જોઇએ. સત્યની જ્યોતિ ઝીલ્યા સિવાય પ્રગતિ થવી અશક્ય છે.

આ વ્યાખ્યાનો પુસ્તકરૂપે છપાતાં હતાં ત્યારે તેનાં આખરી પેજ પ્રુફો તપાસી જવાની જવાબદારી કવિશ્રીએ મારા ઉપર નાંખી હતી. આ વેળાએ જ કવિશ્રીએ વ્યાખ્યાનોના છેવટના ભાગમાં આવેલી શબ્દસૂચિ તૈયાર કરવાનું મને કહેલું આ કામ મુશ્કેલ હતું. વિષયની સમજદારી વગર આ કામ બરાબર થઇ શકે નહીં. આ વ્યાખ્યાનો સાંભળવાનો તેમજ તેનાં પ્રુફો તપાસવાનો લ્હાવ મને મળેલો હતો એટલું જ નહી, પરંતુ વ્યાખ્યાનો લખાતાં હતાં તે વેળાએ તેમાંની મુખ્ય બાબતો વિશે વાત નીકળતાં કવિશ્રીએ તે વિશે દાખલા આપી વિસ્તૃત ખ્યાલ આપ્યો હતો. આ કારણે હું વ્યાખ્યાનોનો વિષય ચોક્કસ પ્રમાણમાં સમજી શકયો હતો અને તેથી શબ્દસૂચિ તૈયાર કરવાનું મેં સ્વીકારી લીધુ. આ કામ કેટલુ અટપટું હતુ તેનો પૂરો ખ્યાલ તો શબ્દસૂચિ બનાવતી વખતે જ આવ્યો. કવિશ્રી કામકાજમાં ખૂબ જ ચોક્કસ અને નિયમિત હતા. કામકાજમાં કશી ભૂલચૂક નિભાવી લેવાની વાત તેમની આગળ ચાલતી નહિ. આ સમગ્ર વાત ખ્યાલમાં રાખી મેં ખૂબ કાળજી રાખી શબ્દસૂચિ તૈયાર કરી એક બે વાર તે વાંચી ગયો અને કવિશ્રીને હવાલે કરી. આ વેળાએ મારા મનમાં થોડો થડકાર હતો. આ પ્રસંગે કવિશ્રી એ વિશે કશુ બોલ્યા નહિ. તે પછી આઠ દસ દિવસે તેમને મળવા ગયો ત્યારે કવિશ્રીએ જ શબ્દસૂચિની વાત કાઢી મને કહ્યું કે: હું જે રીતે ઇચ્છતો હતો તે રીતે જ તમે સૂચિ બનાવી છે. મારે તેમાં જરા જેટલોય સુધારો કરવો પડયો નથી. શબ્દસૂચિ માટે ગણતરીના પાનાં હોવાથી મેં સૂચિ સ્હેજ ટૂંકાવી છે. તમે વિષય બરાબર સમજી શક્યા છો.

કવિશ્રીના આ શબ્દોથી મને સંતોષ અને આનંદ થયો. કવિશ્રીનાં આ વચનો આજે પણ પ્રેરણાત્મક લાગે છે.

# Mr. Khabardar's valuable contribution to Gathic Researches

SHRI P. P. BALSARA

The late Mr. Ardeshir Framji Khabardar dominated the realm of Gujarati literature for nearly half a century and those interested in it will speak about his poetry in this Memorial Volume, but I would like to pay my tribute to his intellectual greatness by referring to his work about the Ahunavaiti Gatha of Prophet Zoaoaster which I translated under his direct guidance from Gujarati into English.

Mr. Khabardar wrote poems from his boyhood, and, as a poet, his works in Gujarati as well as English are appreciated by all who have read them. He was well-versed in Gujarati and Sanskrit languages, and although he studied not even upto the Matriculation standard, he was well-read in English literature also. He was, besides, a profound scholar of comparative religion, astronomy, astrology and philosophy, and was a thinker of a high order. At the age of 62 he recived inspiration to explain to the world the message of Prophet Zoroaster, and he started learning the Avesta language too at that advanced age towards that end. In a short time thereafter he brought out his monumental work "New Light on the Gathas of Holy Zarathushtra" in Gujarati. He threw so much new light on the subject that immediately a demand arose for an edition of that book in an international language so that scholars throughout the world can take advantage of it for further

study in the subject, and an English translation of the book also appeared thereafter

Throughout his life Mr. Khabardar never gave any hint of his being a linguist or an Iranian scholar, and, therefore, when he put before the public this great work on the Gathas, critics acclaimed his deep study and research of the subject The work is monumental as well as revolutionary. It is monumental as it shows the author's deep study of Avesta and Vedic languages, his perfect mastery over prosody and his encyclopaedic knowledge one finds page after page It is revolutionary inasmuch as it has shown new lines of approach to the study of the Gathas, the most ancient and outstanding among the sacred scriptures of the Parsis

The *book in question sheds new and revealing light on* many aspects of Zoroaster's teachings, and the following are some of his chief contributions to Gathic researches

Zoroaster's approach to the Supreme Power is through Righteousness (Good Thoughts, Good words and Good Deeds) and never through ritual and sacrifice, penance and self-mortification He told humanity, as the first prophet of God in history, that there is a design of the Creator in creating the eternal struggle between good and evil in this world, and to come out victorious in this struggle and to attain salvation, the only thing required is Righteousness Those interested in advocating prayers and ceremonies, and not Righteousness, for attaining salvation, kept the Gathas in the back-ground. It is an irony of fate that the other works of the period of Zoroaster perished during the long history and only his Gathas have survived The message contained in them is as fresh today as it was when they were composed It has stood the test of time and has not been improved upon ever since Mr Khabardar has done signal service to the Gathas by restoring them to their original high position and by *explaining the teachings of Zoroaster* so lucidly and impressively. Some 30 to 35 translations of the Ahunavaiti

Gatha exist today, but obscurity and lack of uniformity mark them all. This is due to the fact that certain words are not *correctly understood by the translators through a lack of* phonetic sense (that comes only from a study of the Vedic language, in this case) and through little or no astronomical and astrological knowledge. Mr. Khabardar, who had made intensive study of these subjects, however, makes it easy for the uninitiated layman to grasp its spirit and significance in the original form. In addition to this he has shown that the Gathic language is the old Aryan pre-Vedic language, a language of speech only, and he has relied on the Vedic language, rather than on the Pahalvi language, to decipher the meaning of words in the Gathas, and this line of approach seems to be gaining support. Incidentally it my be mentioned here that according to the author, the language of the Gathas is the *mother, and not the sister, of the Vedic language,* but as he comes to this conclusion on the strength of philology alone it is bound to meet with opposition, both the languages having undergone a lot of changes during the ages.

The other notable feature of his research is about the accents. After an intensive study of the Vedas and the Gathas he has sought to prove that the Gathas do contain accents, and when once the proper accents are known, the words can be pronounced *correctly.* In the Vedic language symbols of accents are added to the words, whereas in the Gathas accents are skilfully embodied in the words themselves.

The age of the Gathas as well as of Prophet Zoroaster is a matter of controversy, some putting the date as *600 B.C.*, others at 6,000 B C. Mr. Khabardar gives the date as 8,500 years ago, and his authorities for that date are the Vedas, the Avesta, history, astrology, astronomy and the antiquity of the Gatha language.

As a versatile poet, he has detected no less than 201 mistakes in the current text of the Ahunavaiti Gatha, mainly

by the tests of metre and philology, and he has mad
own corrections.

That astrology, astronomy and the solar system are the foundations of the Gathas is another research of Mr. Khabardar. According to him, Ahura Mazda and the six Amesha Spentas are the Sun and the six planets of the solar system and not the seven Adityas as copied from later Hinduism.

And lastly, another significant piece of research is that Ahuramazda is not the name of one individual; Ahura and Mazda are two separate entities, Ahura being Spirit and Mazda being Matter. Ahura Mazda is an eternal pair, together constituting "Brahma," through whose union all Universe is created.

Mr. Khabardar's work on the Gathas was the result of deep learning and inspiration, and quite a good amount of new light has been thrown by it on the subject. Not everything he has said may be correct, but there is no doubt that he has shown a new approach to the study of the Gathas and those interested in the subject will profit by that work.

